# :: નવયુગ ::

એટલે

## ગુજરાતીઓનું નૂતન યુગનું

## માસિક.



એમાંથી તમને નવીન પ્રેરણાઓ અને નવુંજ દ્રષ્ટીબિંદુ મળશે. જુની વાતો ઉપર નવો પ્રકાશ પાડનારા લેખોજ તેમાં તમે જોશો. 'નવયુગ' એટલે ચોક્કસ સિધ્ધાંતને વરેલું, અને તેનેજ માટે ચાલતું માસિક છે. એક વખત વાંચો અને જરૂર તમે તેના હંમેશના ગ્રાહક બનશો.



પ્રત્યેક ગુજરાતી ગૃહમાં નવયુગની નકલ હોવીજ જોઇએ.

લખો: વ્યવસ્થાપક

## 'નવયુગ.'

૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ મુંબઇ—૧.

# ખાદીનું અર્થશાસ્ત્ર

## KHADDAR UNDER SERCH=LIGHT

:: લેખક: શ્રી અનિલ બરન રોય ::

એકલી ખાદી દેશની આર્થિક તેમજ રાજકીય ઉન્નતી માટે કેટલી નિરૂપયોગી છે; તે શ્રી અનીલ બરન રોય જેવા પ્રખર ખાદીભકતના શબ્દોમાં વાંચવા માટે આ નાનકડી પત્રિકા જરૂર વાંચો અને વિચારો.

મૂલ્ય :
માત્ર બે આના
ટપાલ ખર્ચ જુદું.

મળવાનું સ્થળ :
'હિંદુસ્તાન' ઓફીસ.
૨૧, દલાલ સ્ટ્રીટ
કોટ–મુંબાઇ.

## :: અમારી ચાલૂ વાર્તા ::

આવતા અંકથી શરૂ થશે.

# :નવયુગ:

## તંત્રી: સીતારામ જે. શર્મા.

પુસ્તક: ૧ ]　　　ચૈત્ર: ૧૯૮૫　　　[ અંક: ૧

## અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ૧ નવયુગ: તેના આદર્શ અને મનોભાવ | તંત્રી | ૧ |
| ૨ સંસ્કૃતિનું અંતિમ લક્ષ્ય | શ્રી. સીતારામ જે. શર્મા | ૩ |
| ૩ અમરવેલોનો ઇતિહાસ | સૌ. લીલા મુનશી | ૯ |
| ૪ એકસીકો | રશ્મિકાંત દેસાઇ | ૧૦ |
| ૫ મનુજને [ કાવ્ય ] | સુંદરજી ગો. બેટાઇ | ૧૬ |
| ૬ આપણી વિધવા બહેનો શું ગાય છે ? | સુયશ. | ૧૮ |
| ૭ નાદાર [ વાર્તા ] | શ્રી. ચીમનલાલ ગો. વખારીયા | ૨૫ |
| ૮ સહારે [ નાટક ] | શ્રી. કિશોર. | ૩૩ |
| ૯ જીવનપલટો | શ્રી. સુધાકાન્ત ભટ | ૩૯ |
| ૧૦ ગુજરાતણ | શ્રી. ચતુર્ભુજ આણંદજી | ૪૨ |
| ૧૧ મોતનો વેપાર [ વાર્તા ] | શ્રી. મકરકેતુ | ૪૫ |
| ૧૨ ખૈબરદાસ | શ્રી. જાનકીનાથ | ૬૩ |
| ૧૩ પોથીમાંનાં રીંગણાં ! | શ્રી. ઢબ્બુશાસ્ત્રી | ૭૦ |
| ૧૪ નવયુગની નોબત | શ્રી. કનૈયાલાલ કોઠારી | ૭૪ |
| ૧૫ રેંટીયાનું રામાયણ | શ્રી. અર્થશાસ્ત્રી | ૮૧ |


લવાજમ: હિંદમાં રૂ. ૫-૦-૦　　પરદેશમાં રૂ. ૭-૦-૦

છૂટક નકલ આઠ આના

'હિંદુસ્તાન' અને 'પ્રજામિત્ર-કેસરી' ના ગ્રાહકોને માટે

હિંદમાં રૂ. ૪-૦-૦　　પરદેશમાં રૂ. ૬-૦-૦.

નવયુગ કાર્યાલય, ૨૧ એડવોકેટ બીલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ ૧.

# આવતી સદીની ગુજરાતણ.



સૌન્દર્યનાં દર્શન

[પૃષ્ઠ: ૪૨]




વર્ષ: ૧ ] ચૈત્ર ૧૯૮૫ [ અંકઃ ૧

# નવયુગ: તેના આદર્શ અને મનોભાવ.

વર્તમાન યુગ સર્વાંશે નવયુગ છે. આ યુગ એટલે ક્રાંતિનો યુગ. નવીન વિચારો અને જીર્ણ રૂઢીઓની સામે આ નવયુગમાં સંગ્રામ મંડાયો છે, અને તે સંગ્રામ નવીન વિચારોના સંપૂર્ણ વિજય પછીજ પુરો થવાનો છે.

નવયુગના સંક્રાન્તિકાળથી સકલ વિશ્વના ખંડખંડની પ્રજાઓ સફાળી જાગૃત થઇ ગઇ છે. ઠામ ઠામનાં જીર્ણ રૂઢી-બંધનો અને સડેલી પ્રણાલિકાઓ તૂટતી જાય છે. વોલ્ટેર, થોમસ પેઇન અને રૂસોએ યૂરોપમાં વેરેલા ક્રાન્તિનાં તણખા-ઓએ વ્યાપક સ્વરૂપ લીધું છે અને ખ્રિસ્તી સંપ્રદાયના અનુયાયીઓમાં નિરીશ્વર વાદની ભાવના પ્રચંડ સ્વરૂપ લેતી જાય છે.

હિંદુસ્થાનમાં પણ ચાર્વાક સળગા-વેલા નિરીશ્વરવાદના અગ્નિની મંદ પડી ગયેલી જ્યોતિની રહી સહી ચીનગારીઓ સાથે. સિદ્ધાર્થ કુમારે બ્રાહ્મણવાદ અને પ્રભુવાદની સામે પ્રકટાવેલી વિપ્લવની જ્વાલાઓના ભારી રાખેલા અગ્નિને પશ્ચિમના વિજ્ઞાનવાદની ફુંક લાગતાં. તેમાંથી જન્મેલા વિચારવિપ્લવે ધાર્મિક શ્રદ્ધા અને રૂઢીવાદનાં જૂના જાળાંને તોડવાનું પ્રબળ જન્માવ્યું છે. તેમાં પુરાણકાળના મૃતવિચારોનો વેળાસર વિનાશ થઇ જવાની સંપૂર્ણ તૈયારીઓ થઇ રહેલી છે.

તુર્કસ્થાને અત્યાર સુધી પવિત્ર મનાતી એવી અનેક પરંપરાઓને છિન્ન-વિચ્છિન્ન બનાવી દીધી છે; ચીનની પ્રજાએ

લાંબી ચોટલી કપાવીનેજ પુરાણી મનોદશાની ગુલામીને ફગાવી નાખી છે; ઉગતા સૂર્યની ભૂમિના બટુકડા જણાતા જાપાનીઓએ, પોતાની ભૂમિમાં નવયુગને વીસમી સદીના આરંભકાળેજ નોતરી દીધો છે; વહેમ અને અંધશ્રદ્ધામાં ડૂબેલા પહાડી કદવાળા રશિયનોએ તો નવીન યુગની મહેચ્છાઓની જીવંત પ્રતિમાજ પોતાનાં કાંધોથી ખડી કરી જગત સમક્ષ ધરી છે; આફ્રિકાના સીધીઓ પોતાનું પ્રજાતંત્ર સ્થાપવાની મહેચ્છાઓ સેવી રહ્યા છે; મેક્ષીકનો જે મંદિરોની આજ્ઞા આગળ પીગળી જતા, તે હવે મંદિરના આચાર્યની આજ્ઞાની સામે આંખો ઘુરકાવે છે; સર્વસત્તાધિશ પોપને, ઇટાલીયનોના સામાન્ય થરમાંથી ઉપર તરી આવેલા સીનોર બેનીટો મ્યુસોલિની આગળ નરમ બનવું પડે છે.

આપણે નવયુગમાંજ નહિં–નવી દુનિયામાં જીવીએ છીએ. વિજ્ઞાને મનુષ્યની શક્તિમાં અમર્યાદ વૃદ્ધિ કરી છે, કાલ અને સીમાની સંકુચિત મર્યાદાઓની સરહદો તૂટતી જાય છે; સ્વતંત્રતા એ વર્તમાનયુગનું પરમસત્ર છે; વિપ્લવ તે નવયુગના માનવીનો પવિત્ર હક્ક મનાય છે, નબળા, દલિત, કચડાતાઓને બેઠા કરી માનવી બનાવવાની મહેચ્છા નવયુગના અનેક માનવહૃદયમાં જન્મતી અને વ્યાપક રૂપ લેતી જાય છે આજના વિચારશીલ માનવીનું ગૌરવ તેને પ્રભુની પણ ખુશામદ–ભક્તિ–કરવાની ના પાડે છે, સાથે સાથે તે કોઇને ઉતરતા માનવાને પણ તૈયાર નથી. નવયુગના મનુષ્યનું હૃદય અને મગજ બન્ને પ્રાચીનતાની સામે બંડ જગાડવા સંવાદી સૂર કાઢી રહ્યા છે. પ્રાથમિક યુગમાં જન્મેલા વિચારો પણ તેટલાજ પ્રાથમિક છે, નવયુગના બુધ્ધિમાન મનુષ્યો તેથીજ વર્તમાન જ્ઞાન સૂર્યના પ્રકાશથી તે વિચારોની પરીક્ષા કરવા માગે છે. સારૂં હોય તેનો સ્વીકાર, કચરાનો તિરસ્કાર એ તેની માન્યતા અને માગણી છે. પોતાને માટે તે જાતેજ વિચાર કરવા માગે છે, એકપક્ષી–બીજાઓએ તૈયાર કરેલા વિચારો તેને ગ્રાહ્ય નથી, બન્ને પક્ષને સાંભળી-સમજીને છેવટનો નિર્ણય આપવાનો અધિકાર તે પોતાની પાસે રાખવાનો આગ્રહી છે. તે સંસ્કૃતિનો વિકાસ વાંચ્છે છે, એની સંસ્કૃતિ માનવતાની પ્રાણવાન ભાવનાઓથી ભરપૂર છે. સાકાર કે નિરાકારવાદની મારામારીને એ સંસ્કૃતિમાં સ્થાન નથી, ઉંચા કે નીચાના એમાં ભેદ નથી, સમાનતા, સ્વતંત્રતા અને બંધુભાવના એ એનું લક્ષ્ય છે, અને તેની સિદ્ધિ એ તેનું જીવનવ્રત છે.

નવયુગના માનવીના જીવનવ્રતને પરિપૂર્ણ બનાવવામાં બની શકે તેટલી બધીજ રીતે યથાશકિત, યથામતિ કારણભૂત અને સહાયભૂત થવું, તે "નવયુગ"ના જન્મનો ઉદ્દેશ છે. તે ઉદ્દેશને ફળિભૂત કરવો એ જગતમાં નવયુગને ઉતરેલો જોવા ઇચ્છતા ગુજરાતીઓનું કર્તવ્યકર્મ છે.

સીતારામ જે. શર્મા.

---

# સંસ્કૃતિનું અંતિમ લક્ષ્ય.

લેખકઃ શ્રી. સીતારામ જે. શર્મા.

સંસ્કૃતિના નામે આજકાલ ઠામ ઠામ અથડામણો થાય છે. રાજકારણને લીધે ગોરી પ્રજાના હાથમાં સત્તાનાં સૂત્રો હોવાથી, તેઓ પોતાની સંસ્કૃતિનેજ સર્વોપરિ માની, જગતની પ્રાચીનમાં પ્રાચીન સભ્ય જાતિઓની સંસ્કૃતિને પણ ઉતરતી માને છે. એટલુંજ નહિ પણ પોતાની સંસ્કૃતિના અભિમાનમાં બીજી આર્ય જાતિઓ સાથેના સામાજિક વ્યવહારમાં પણ, પ્રાચીન હિંદના બ્રાહ્મણવાદની માફક એક પ્રકારનો ગૌરવર્ણીવાદ ઉભો કરવામાં મહત્તા માને છે.

પરંતુ પશ્ચિમની ગોરી પ્રજાનો, સર્વ શ્રેષ્ઠ સંસ્કૃતિના તેઓ એકલાજ વારસ છે એ દાવો એકલો પોલોજ નથી, પરંતુ ખોટો પણ છે. અને તે ઠરાવવા માટે વધારે માથાકુટ કરવાની કશીયે જરૂર નથી. શ્રેષ્ઠ સંસ્કૃતિ તે જે કહેવાય છે જે મનુષ્ય માત્રને સુખી, સંતોષી અને સ્વતંત્ર બનાવી શકે; અને એ કસોટી ઉપર ગોરી સંસ્કૃતિને ચડાવી જોતાં કોણ એમ કહી શકશે કે, ગોરી સંસ્કૃતિથી માનવ જાતિ સુખી, સંતોષી તેમજ સ્વતંત્ર થઇ છે?

આખી માનવજાતિની વાત જવા દઇને ગૌરવર્ણી પ્રજાની જ વાત લઇએ તો પણ, એ સંસ્કૃતિથી તમામ ગોરી પ્રજાને પણ કશો જ લાભ થયો હોય તેવું જણાતું નથી.

એચ. એન. સીનીઅર નામનો એક અંગ્રેજ લેખક, "સોશ્યલીસ્ટ રિવ્યૂ" નામના માસિકના ગયા માર્ચ મહિનાના અંકમાંજ, ભૂખમરાને લીધે ગ્રેટબ્રિટનનો કિનારો છોડી, કેનેડાનાં ખેતરોમાં દિવસના સોળ સોળ કલાકની મજુરી કરીને પેટનો ખાડો પુરવા ગયેલા દક્ષિણ વેલ્સની ખાણોના દશ હજાર કામદારોના સંબંધમાં લખતાં કહે છે કેઃ "The rich and prosperous England is now the safest and surest place in which heroes can quietly starve [શ્રીમંત તેમજ વૈભવશાળી ઇંગ્લંડ આજકાલ તો બહાદૂર પુરૂષોને શાંતિથી ભૂખે મરવાનું ખાત્રીદાયક સ્થાન થઇ પડયું છે.]" બ્રિટીશ પ્રજાના સંબંધમાં તે લેખક કહે છે: "We are a kindly people but where trade is concerned we are a cruel people. We are cruel because we pay servile homage to finance and so strangle vision at its birth: [આપણે દયાળુ પ્રજા છીએ, પરંતુ જ્યાં વ્યાપારની વાત આવે ત્યાં

આપણે ઘાતકી બની જઇએ છીએ, આપણે ઘાતકી છીએ કેમકે આપણે દમડાના ગુલામ બની જઇએ છીએ. અને સહેજ પણ કુંળી લાગણી જન્મે તે પહેલાંજ પૈસાને માટે આપણે તેને ગુંગળાવીને મારી નાખીએ છીએ.]"

મિ૦ સીનીઅર એટલુંજ કહીને અટકતા નથી, પરંતુ પશ્ચિમની સંસ્કૃતિથી રંગાયલી સરકારોને નમાલી (impotent) કહે છે, અને સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, તેમ થવાનું કારણ બધી સરકારો મોટા વ્યાપારનીજ દાસીઓ જેવી બની ગયેલી હોય છે. અને એ મોટા વ્યાપાર ખેડનારાઓને તે કહે છે: "they are generally considered to be the most stupid and ignorant body of men ever born of women [માતાઓને પેટ પાકેલા ભાઇમાં ભારે મૂર્ખા અને અજ્ઞાન એવાજ સામાન્ય રીતે તેઓ હોય છે.]" એવા માણસોની મૂર્ખતાને સરકાર તેમજ પાર્લામેન્ટ અનુમોદન આપે છે, તેથી મિ૦ સીનીઅરના મતે "સમસ્ત બ્રિટિશ રાષ્ટ્ર અપરાધી ગણાય તેટલી હદે મૂર્ખતા કરી રહેલ છે." આથી "બ્રિટિશ પ્રજા દયાળુ હોવા છતાં પણ તે ભયંકર સ્વાર્થી પ્રજા છે. કેમકે તે પ્રણાલિકાઓની ગુલામ છે; અને તે પ્રણાલિકા (system) જેટલી સ્વાર્થભરી છે તેટલીજ કૃત્રિમ અને ઢંગધડા વિનાની છે." આમ કહીને તે બ્રિટિશ પ્રજાને "selfish and callous and incompetent [સ્વાર્થી, ઘાતકી અને અકુશળ"] કહે છે. અને જે વ્યાખ્યા બ્રિટિશ પ્રજાને લાગુ પડે છે, તેજ વ્યાખ્યામાં લગભગ તમામ ગોરી પ્રજાઓનો સમાવેશ થઇ શકે છે.

ગોરી સંસ્કૃતિએજ આ પરિણામ ગોરી પ્રજાના ઘણાજ મોટા ગરીબ વર્ગ ઉપર નિપજાવ્યું છે. એ સંસ્કૃતિને લીધે મુઠીભર , અક્કલ વિનાના એદી અને અકુશળ માણસોના ભોગ વિલાસને નિભાવવા માટે હજારો માણસોને નિર્ધનતા અને કંગાલિયતમાં સડવું પડે છે. શું આનું નામ સંસ્કૃતિ?

અને તે પણ એમ કહ્યા વિના નહિંજ ચાલે કે, હા,-અત્યારે જેને ગોરી સંસ્કૃતિ માનવામાં આવે છે તે માત્ર આજ છે.

એક ગૌરકાયી યાત્રાળુ હિંદ તેમજ ઇજીપ્તની વળી વળીને મુસાફરી કર્યા પછી લખે છે. "હુંજ એકલો ખરો અને આખી દુનિયા ખોટી એવું કેમ કહી શકાય?" છતાં ગોરી પ્રજા અત્યારે રાજકીય સત્તાને બળે સંસ્કૃતિ જેવી બાબતમાં ભારે ઘમંડ રાખી રહેલી છે. પેલા યાત્રાળુ એની મીમાંસા કરતાં કહે છે: "Who now can see in white superiority anything same a greater knowledge of science and commerce? (ગોરાઓમાં વિજ્ઞાનના જ્ઞાન અને વ્યાપાર શિવાય બીજું વધારે શું જોઇ શકાય તેમ છે)"

અલબત્ત એ બેને લીધે ગોરી પ્રજાએ દુનિયાની બીજી પ્રજા ઉપર અધિકાર મેળવ્યો છે, પરંતુ સત્તા કે બળ એ કંઇ એકલી સંસ્કૃતિ મનાતી નથી.

ગોરાઓની મહત્તા તેમના વિજ્ઞાનના જ્ઞાન અને વ્યાપાર કરવાની કલામાં છે. પણ વ્યાપારી નીતિએ તેમને કેવા બનાવી દીધા છે તે તો આપણે મિ૦ એચ. એલ. સીનીઅરના શબ્દોમાં જોઇ ગયા. હવે વિજ્ઞાન વિષે વિવેચન કરીએ.

"શું સંસ્કૃતિની પ્રગતિ થઇ રહી છે ખરી?" એ પ્રશ્નની ચર્ચા કરતાં મિ૦ રામ્સે મેકડોનલ્ડ કહે છે. "મનુષ્યે કેટલી સત્તા પ્રાપ્ત કરી છે તે ઉપરથી સંસ્કૃતિનું માપ કાઢી શકાય નહિં, તેણે કેટલી માનવતા મેળવી છે તે ઉપરથી જ સંસ્કૃતિનું માપ નીકળી શકે; માણસ જાતિ માટે કેટલી તકો ઉભી કરવામાં આવી છે તે ઉપરથી નહિં, પણ માનવ જાતિ તે તકોનો કેટલો લાભ લઇ શકે છે તેની કસોટી ઉપરથી સંસ્કૃતિની કસોટી થઇ શકે છે."

અને એ ધોરણે તપાસીએ તો શું જણાય છે? પશ્ચિમના લોકોએ વિજ્ઞાનની મદદથી કુદરતનાં તત્ત્વોનું પૃથક્કરણ કરીને તેની ઉપર કાબુ મેળવ્યો; પરંતુ હજુ તેના મોટામાં મોટા ભાગનો ઉપયોગ માનવ જાતિના ઘણા મોટા સમુહને પોતાના હિત માટે લૂંટવા અને દબાયલા રાખવા માટેજ કરવામાં આવે છે. અલબત્ત વિજ્ઞાનની શોધખોળોથી માનવ જાતિને થોડે ઘણે અંશે લાભ થાય છે જ; પરંતુ તે ગૌણ બાબત છે; તેનો પ્રધાન ઉપયોગ અત્યારે તો એક પ્રજા બીજી પ્રજા ઉપર સર્વોપરિતા કેમ મેળવે અને ટકાવી શકે તે માટેજ થઇ રહેલ છે. હવાઇ વિમાન, ઝેરી ગેસ, મૃત્યુનાં કારમાં કિરણો, દોરડા વિનાના તાર, નૌકા, જલાંતસંચારિણી નૌકાઓ, તોપો, બંદુકો, રેલ્વે, મોટરો એ બધાનો ઉપયોગ, અત્યારે ખાસ કરીને એક પ્રજાનું બલ બીજી પ્રજા ઉપર દબાવી રાખવા માટે જ થઇ રહયો છે.

ત્યારે શું બલપ્રાપ્તિ એ જ સંસ્કૃતિ અંતિમ લક્ષ્ય છે? જો એમ હોય તો મહાયુધ્ધ પહેલાં જર્મન પ્રજા જ સંસ્કૃતિની પરાકાષ્ઠાએ પહોંચી હતી એમ જ માનવું પડશે. પરંતુ તેમ માનવા અત્યારે કેટલા તૈયાર થશે?

ટેલીફોન, તાર, કેમેરા, ટાઇપરાઇટર, મોટરો, વિમાનો એ બધાથી માનવજાતિને થોડી કે ઘણી સગવડ મળી રહેલી છે જ. શું ત્યારે એનું જ નામ સંસ્કૃતિ છે એમ કહી શકશે? ના. જો સંસ્કૃતિનો અર્થ એટલોજ થતો હોય તો તે ઘણો અધૂરો અને સંકુચિત છે. મિ૦ રામ્સે મેકડોનલ્ડ તો કહે છે કે: "અત્યારે સંસ્કૃતિ એ શબ્દનો ઉપયોગ સામાન્ય સગવડીયા શબ્દની માફક થઇ રહ્યો છે, અને મોટે ભાગે તો તે જે અર્થમાં ખરેખર વપરાવો જોઇએ, તેમ વપરાવાને બદલે કેવળ આત્મપ્રશંસા માટે જ વપરાય છે."

સંસ્કૃતિનો સાચો અર્થ માનવતા એજ હોઇ શકે. તે રીતે સંસ્કૃતિનું પરમ ધ્યેય, તેમજ અંતિમ લક્ષ્ય પણ માનવતા અને માનવતાજ હોઇ શકે.

જે સમયે મનુષ્યે મેળવેલી તમામ બુધ્ધિ અને શક્તિનો ઉપયોગ પ્રાણીમાત્રના હિતનેજ અર્થે થઇ રહયો હશે, જે સમયે એક બીજા ઉપર સત્તા મેળવવાની મનુષ્યની રાક્ષસી મહત્વાકાંક્ષાની તમામ ભુખ સમી ગઇ હશે, જે સમયે વ્યાપાર અને ઉદ્યોગની બધીયે હરિફાઇઓ બંધ પડી હશે, અને ખૂનખાર જંગોનાં નામ નિશાન ભતકાળની કથાઓ જેવાં થઇ ગયાં હશે, ત્યારે અને ત્યારેજ સંસ્કૃતિ તેની છેલ્લી કક્ષાએ પહોંચી હશે; ત્યારે ખંડ ખંડની વિધવિધ પ્રજાઓ સંતોષ સુખ અને સ્વતંત્રતાથી ભાઇ ભાઇની માફક મળી, વિકાસની ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચી શકશે. અને ત્યારે

સંસ્કૃતિની વ્યાખ્યા રંગભેદ ઉપર, જાતિભેદ ઉપર, ધર્મભેદ ઉપર કે દેશભેદ ઉપર રચાતી નહિં હોય; તે સમયની સંસ્કૃતિ માનવ સમાજની મતા મનાશે, અને તેને સ્વાર્થ, લાલચ, આપખુદી, લુંટ દગાબાજી કે જાહ્રાણુંથી લાંચ્છન લગાડતાં માનવી માત્ર પાછો પડશે. ત્યારે સંસ્કૃતિ એ સંયુક્ત માનવ સમાજના હૃદયના આવિર્ભાવની મૂર્ત્તિમંત પ્રતિકૃતિ મનાશે.

અત્યારે મનુષ્ય હજુ તો સંસ્કૃતિના અંતિમ લક્ષ્યના માર્ગે પણ મુકાયો નથી. વિજ્ઞાને કુદરતી તત્ત્વો ઉપર વધુ કાબુ મેળવ્યો છે. પરંતુ શું તેથી માનવહૃદયને શાંતિ કે સંતોષ મળી શક્યાં છે? જેમને ત્યાં મોટરો અને ટેલીફોન છે, તે ઓછા સમયમાં દૂર સુધી જઈ શકે છે કે દૂરના સ્થાન સાથે વાર્તાલાપ કરી શકે છે; પરંતુ તેથી શું? એની પાસે એ રીતે જે સમય બચે છે તેનો તે કેવો ઉપયોગ કરે છે?—કોણ કહેશે કે તેની જંજાળો ઘટવાને બદલે વધી નથી?

અને વળી આ સાધનોનો લાભ પણ સમાજના અમુક જ અતિ ઘણા થોડાક જ મનુષ્યો મેળવી રહ્યા છે; જ્યારે ઘણો મોટો ભાગ તેને જાણતોયે નથી. હજીતો જેને સંસ્કૃતિનું નામ આપવામાં આવે છે, તેની પરીક્ષા થવી બાકી છે. સંસ્કૃતિને નામે થતા પ્રયોગ પણ હજુ તો જગતની પ્રયોગશાળામાં પરખાવા બાકી છે; અને કુદરત ઉપર મનુષ્યે મેળવેલી તેમજ હજી મેળવાતી જતી અદ્ભુત શક્તિઓનો સમાન અને વિશાળ દૃષ્ટિએ, માનવતાને ધોરણે ઉપયોગ થવાની વચ્ચે તો, જગતના ઇતિહાસને અનેક પલટા લેવાના છે.

આજની ગોરી સંસ્કૃતિ હજી તો માત્ર સંકુચિત ક્ષેત્રમાંજ ભરાઇ રહેલી છે; એટલુંજ નહિં પણ ધર્મ, સ્વદેશભક્તિ અને ખુદ સંસ્કૃતિને જ નામે તેનો દુરૂપયોગ થઇ રહેલો છે.

ખુદ બુદ્ધિમાન ખ્રિસ્તીઓજ કહી રહેલા છે કેઃ "ખ્રિસ્તી દેવળો નીતિ કે માનવ સ્વભાવને કદી પણ સમજી શક્યાં નથી."

રોબર્ટ બ્લેચફોર્ડ કહે છેઃ

"ઇંગ્લંડના આદર્શ ભલા નથી. વિજય મેળવવો, દોલત મેળવવી, પ્રશંસાના હર્ષનાદ ઝીલવા એ કંઇ ઉચ્ચ આદર્શો નથી. સોંઘામાં સોંઘાં બજારોમાંથી માલ ખરીદી, મોંઘામાં મોંઘાં બજારોમાં તે માલ વેચવો, ઇંગ્લંડને દુનિયાનું કારખાનું બનાવવું, તમામ રસકસવાળી અને અરક્ષિત જમીન ઝૂંટવી લેવી અને ત્યાંની વસતિને બ્રિટિશ મહારાજ્યમાં બળાત્કારે ઘસડી જવી એ કંઇ ઉચ્ચ આદર્શ નથી."

આમ છતાં રાજ્યસત્તાને કારણે બ્રિટિશ પ્રજા હિંદી સંસ્કૃતિને [ હિંદી એટલે કોની ? હિંદુની—મુસલમાનની—પારસીની—શીખની—જૈનની કોની ? ] જગતની નજરે હલકી મનાવવા, પોતાની દૃષ્ટિએ પ્રયાસ કરી રહેલ છે. પરંતુ મિ૦ બ્લેચફોર્ડ કહે છેઃ

"બ્રિટિશોના રમતગમતના કાનુનો, જમીનને લગતા કાનુનો, ગરીબોને મારના કાનુનો, અને ઘણા ખરા ફોજદારી કાનુનો તેમજ મિલકતોને લગતા કાનુનો તે અનીતિથી ભરેલા કાનુનો છે."

પશ્ચિમના લોકો સંકુચિત ધર્માભિમાનને લીધે, છતાં રાજસત્તાને કારણે જગતના ખંડખંડમાં ખ્રિસ્તી પાદરીઓ મોકલે છે, અને ખ્રિસ્તી ધર્મનેજ સહુથી સારો અને શ્રેષ્ટ ધર્મ મનાવી, જે માણસ જીસસ ખ્રિસ્તને શરણે નહિં જાય, તેનાં પાપ પ્રભુ માફ નહિં કરે, એવી એવી કંઇ કંઇ કલ્પનાઓ ફેલાવવામાં કારણભૂત બને છે. પરંતુ એક બ્રિટિશ લેખકનાજ શબ્દોમાં લઇએ તો "The fact is the British people after more than a thousand years of Christian teaching, do not know what true morality is. And how should they know, when their teachers in the Church do not know. (હકિકત એ છે કે બ્રિટિશ પ્રજા ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ એક હજારથી પણ વધુ વર્ષોથી લે છે તેમ છતાં એ સાચી નીતિ કોને કહેવી તે જાણતી નથી. અને જ્યાં દેવળમાં બેસતા તેમના ગુરૂઓજ તે ન જાણતા હોય તો પછી તેઓ તો જાણેજ શી રીતે ?)"

ગોરી સંસ્કૃતિના અભિમાનમાં તણાઇને આજની ગોરી પ્રજા પ્રાચીન આર્યોની માફક આફ્રિકામાં વસતા હિંદીઓને ધૂતકારી રહેલી છે, પ્રાચીન દેશોની મૂળ પ્રજાનો નાશ કરવામાં પણ તેજ સંસ્કૃતિ કારણભૂત બનેલી છે, એ સંસ્કૃતિના ખોટા ફાંકાને લીધે પોતાની આંખમાં પડેલા મુસળને રહેવા દઇને, બીજાની આંખમાંના તણખલાને કાઢવા માટે 'મધર ઇંડિયા' જેવા પ્રયાસો કરવામાં આવે છે. પરંતુ એજ ગોરી સંસ્કૃતિને લીધે આવેલાં પરિણામ તપાસીએ ત્યારે ખબર પડે છે કે, માત્ર દોલત અને કીર્તિએ સંસ્કૃતિનું પરમ ધ્યેય નથી,. એ તો સામાન્ય જીવાત્માઓને મલકાવવાનાં સાધનો છે. માનવતાનો સાચો વિજય આપણે અમુક મેળવ્યું એથી સંતોષ માનવામાં નથી, પરંતુ આપણે કંઇક કર્યું એમાં છે; કોઇ પણ વસ્તુ મેળવ્યામાં માનવતાની જ્વલંત જ્યોતિ ઝગમગતી નથી, પણ આપણે કંઇક આપ્યું એમાંજ ઝલકદાર જીવનનું ઓજસ ચમકી ઉઠે છે. તેજ રીતે કોઇ પણ દેશની પ્રભુતા તેની શ્રીમંતાઇ કે શક્તિથી અંકાતી નથી, તેતો એ દેશનાં માનવીઓનાં ચારિત્ર્ય ઉપરથી માપી શકાય છે. ગમે તેટલું ધન હોય અને અમર્યાદ શક્તિ હોય, પરંતુ જે દેશનાં નરનારીઓ ચારિત્ર્યની મહત્તા ગુમાવી બેઠાં, તે દેશની પડતી બહુજ જલદી થાય છે; એજ કારણે ભલભલાં સામ્રાજ્યો નષ્ટ ભ્રષ્ટ થયાના પુરાવા ઇતિહાસ આપે છે.

એકલી બળપ્રાપ્તિમાં સંસ્કૃતિ રહેલી હોય તો યુદ્ધ પહેલાંની જર્મન પ્રજાને સુસંસ્કૃતજ માનવી પડે, એકલી સંપત્તિથી સંસ્કૃતિની કીંમત અંકાતી હોય તો, અત્યારના અમેરિકાને સંસ્કૃતિના અંતિમ લક્ષ્યે પહોંચી ગયેલું માનવું પડે; પરંતુ જર્મન પ્રજાના બળનો નાશ થયો અને અમેરિકનો આજે ય શાંતિ તેમજ સુખ શોધવા ઠામ ઠામ રખડે છે, તેમ થયું ન હોત.

આમ હાલની ગોરી સંસ્કૃતિથી આવેલાં પરિણામથી અસંતોષ પામીને એક અંગ્રેજ લેખક કહે છે:

"અમે ઇશ્વરને નહિ પણ શયતાનને પૂજી રહયા છીએ, અમે જીવનના નહિ

પણ વિલાસ વૈભવનાં મત્સ્ય આંકીએ છીએ; અમે અજ્ઞાન તેમજ ઝનુંતાના રોગથી પીડાઇએ છીએ અને અમારા ધર્મોપદેશકો પણ વિચિત્ર વૃત્તિના માણસો છે."

ત્યારે કયી સંસ્કૃતિને વધારે ઉંચી કહી શકાય? અને કયી સંસ્કૃતિ નવયુગની પ્રજા સંગ્રહશે? એ જોવાનું રહ્યું.

અત્યારે તો જગતની મહાપ્રજાઓનો આંતરરાષ્ટ્રીય સંબંધ નવીજ રીતે સંકળાતો જાય છે; એટલે નવીન યુગની સંસ્કૃતિનું લક્ષ્ય ખંડ ખંડની પ્રજાની સંસ્કૃતિના સુંદર તત્ત્વોનું એકીકરણ કરીને તેમાંથી એક નવીનજ સંસ્કૃતિ રચવાનું રહેશે. એ સંસ્કૃતિનું ધ્યેય કુદરત તેમજ માનવ શક્તિનો ઉપયોગ કેવળ માનવસમાજનાજ સુખ અને સગવડ માટે કરવો એ હશે. તે વખતે ઝેરી ગેસ કે પ્રાણહારક કિરણો મનુષ્યોના સંહાર માટે શોધાશે નહિં; ત્યારે કોઇ પણ જાતિ કે પ્રજાનો માનવી બીજી કોઇ પણ જાતિ કે પ્રજાની ઉપર પોતાની મહત્તા સ્થાપવા મથતો નહિં હોય. જગતની પ્રજા પોતાને યોગ્ય લાગે તેવી સમાજ તેમજ રાજ્યવ્યવસ્થા રચી હશે. વ્યક્તિગત સ્વતંત્રતાની સાથે સાથે સામુદાયિક સગવડ ઉપર ત્યારે પુરતું ધ્યાન અપાતું હશે. મડીવાદીઓ તે વખતે નિર્ધનોને ચુંસતા નહિં હોય, કે રાજા નામની વ્યક્તિ પ્રજા નામના માનવ સમુદાય ઉપર સત્તા ગજાવતી નહિં હોય. ખડી અને તૈયાર સેનાઓ ત્યારે માનવીઓનાં ગળાં કાપવા કે બીજા દેશોને વશમાં રાખવા માટે રાખવામાં આવશે નહિ. તે વખતે મનુષ્યને આટલા બધા કલાક સુધી મજુરી કરવી નહિ પડે. પ્રત્યેક વસ્તુ પરિપૂર્ણ અને કલામય બનાવવામાં આવશે: તે વખતે માણસો નાગા-ભૂખ્યા નહિં દેખાય; અને હાલના કરતાં કુદરત ઉપર કાળા માથાના માનવીએ ભારે કાબુ મેળવ્યો હશે. જન્મ, જરા કે મરણ પાછળ પ્રભુ અને ધર્મનાં અગમ્ય આવરણો ત્યારે ઓઢાડવામાં નહિ આવે; કુદરતનાં પ્રત્યેક અણુ પરમાણું સાથે મનુષ્ય દોસ્તના જેટલો પરિચય કેળવ્યો હશે. તે વખતે સ્વર્ગ એ આકાશમાંની કોઇક કલ્પનાની વસ્તુ મનાતી નહિ હોય; પણ પૃથ્વી ઉપરજ નવીન સંસ્કૃતિએ સ્વર્ગ સર્જ્યું હશે.

---

આ લેખ લખવામાં નીચેનાં સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો છે:

[૧] ધી રાઇટ ઓનરેબલ જે. રામ્સે મેકડોનલ્ડ એમ. પી. નો "સંસ્કૃતિની પ્રગતિ થઇ રહી છે?" નામનો લેખ.

[૨] "ઓસ્પાઇીસ્ટ રિવ્યુ" ના માર્ચ ૧૯૨૯ ના અંકમાંના મિ૦ એચ. એલ. સીનીઅરના "દશ હજાર માણસોની પાછળ એક" નામનો લેખ; અને

[૩] મિ૦ રોબર્ટ બ્લેચફોર્ડનું 'મૅારી ગીરી' નામનું પુસ્તક.

સી. જે. શર્મા.

# અમરવેલોનો ઇતિહાસ

[ લેખિકાઃ સૌ. લીલા મુનશી ]



સૌ. લીલા મુનશી.

વ્યક્તિત્વનો છોડ એ એક અમરવેલ છે. સદીઓ સુધી એ કરમાતી નથી. એનાં પુષ્પોની સુગંધ કરમાયા પછીએ પરિતૃપ્ત કરે છે.

દરેક દેશ કે જાતિનો ઇતિહાસ એ આ અમરવેલોનો ઇતિહાસ છે. પ્રજા એનાથી જીવે છે અને પોષાય છે જ્યાં એવાં સ્મરણોનો અનાદર થતો હોય ત્યાં પ્રજાની જીવનવેલ પણ ફાલતી નથી.

ભૂતકાલની સામગ્રી વિના ભાવિનું કલેવર રચાતું નથી. ભૂતકાલના પડદા પર દેખાતી વિભૂતિઓ ભાવિ પ્રજાની પ્રેરણાનો આધાર બને છે. જે દેશનો ઇતિહાસ ભૂતકાળના જુના રંગો નિત્ય નવા રાખવાની કાળજી રાખે છે અથવા પ્રસંગાનુસાર નવા રંગ પુરવાનું યે ભૂલતો નથી, તે દેશના માનવીઓજ જીવી શકે છે. જગતની પ્રજાઓ આની સાક્ષી પુરે છે.

આર્યાવર્તની પ્રજા આજે નિર્બળ બની છે. કારણ કે એમનો ઇતિહાસ નથી, હોય તો એમની રીતે અને એમને માટે લખાયો નથી. ભૂતકાળની વ્યક્તિત્વની અમરવેલમાં એમણે જલસિંચન નથી કર્યું. એમની મહત્તાને નીરખવા એમણે દૂરંદેશ કલ્પનાને નિમંત્રી નથી.

આપણો ઇતિહાસ પરદેશીઓએ લખ્યો, પણ તે આપણી આંખે જોઇને નહિં. આપણી મહાન અમરવેલોને એમણે પ્રશંસી હોય તો તે આપણે માટે નહિં પણ એમની શોધકવૃત્તિના સંતોષ અર્થે. આપણી સાથે એમના હૈયાં ધબક્યાં નથી. ધબકી શકે પણ નહિં. આપણી મહેનત બચી એમ માની આપણે શમ્યા. અત્યારે આપણે એ પૂર્વજોની કથા તો શું પણ નામ પણ ભૂલવા માંડ્યા છીએ; અને એને સંભારવા પરદેશી દૃષ્ટિએ જોવાયલાં અને પરદેશી રીતે લખાયલાં પાનાંઓ ઉપરજ આપણો આધાર રહ્યો છે.

# મેક્ષીકો

## સાચી સ્વતંત્રતા માટે તલસતી પ્રજાનો રોમાંચક ઇતિહાસ.

[લેખકઃ—રશ્મિકાંત દેસાઈ.]

**આં**તરવિગ્રહની આગ એ પ્રજાસ્વાતંત્ર્યનો યમઘંટ છે. વિચ્છિન્ન પ્રજા પરાધીન બને છે, અનેક જુલ્મો સહન કરે છે, પરદેશીઓને પગપેસારો કરવાની તેથી તક મળે છે અને પરિણામે પ્રજા પાયમાલ બને છે, તેમજ નિરંકુશ સત્તાનો અમલ પ્રવર્તે છે. મેક્ષીકોનો ઇતિહાસ આવી જાતની ઘટનાઓની પરંપરાનો ઇતિહાસ છે.

### રંગબેરંગી પ્રજા.

**દો**ઢ કરોડની વસતિનો રસાળ પ્રદેશ મેક્ષિકો દક્ષિણ અમેરિકાનું એક સ્વતંત્ર રાજ્ય છે. ત્યાંની રંગબેરંગી પ્રજામાં પરસ્પર વિશ્વાસનો અભાવ છે. એક કરોડ જેટલા ત્યાંના મૂળ વતનીઓ હજી પ્રાચીન દશામાંજ પશુવત્ જીવન ગાળે છે, અને ગોરાઓ તેમના ઉપર પારાવાર સીતમ ગુજારે છે. અત્યારે મેક્ષીકોમાં દશલાખ જેટલા ગોરાઓ વસે છે. તેઓ પણ ભયભીત દશામાં જીવન ગાળે છે. કારણકે તેમની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે, અને મિશ્રિતવર્ણની નવી પ્રજા વધતી જાય છે. પરિણામે મેક્ષીકોમાં પરસ્પરવિરોધની હોળી નિરંતર સળગ્યાંજ કરે છે.

### મેક્ષીકોની સ્વતંત્રતા.

**અ**ઢારમી સદીના અંત ભાગ સુધી મેક્ષીકો સ્પેનનો મુલક હતો. યૂરોપમાં સ્પેનની સત્તા ખખડવા લાગી, યૂરોપના અન્ય રાજ્યોની હરિફાઇ સ્પેનને સાલવા લાગી; આને પરિણામે સ્પેનનું સામ્રાજ્ય તૂટ્યું, અને ઓગણિસમી સદીની શરૂઆતના મેક્ષીકો જેવા સ્પેનના પરાધીન રાષ્ટ્રોએ સ્વાધીનતાનો શંખ ફૂંક્યો, અને પ્રજાકિય તંત્રનાં મંડાણ કર્યાં. મેક્ષીકોની અખૂટ ધનદોલત અને કુદ-



ડોન પર્ફિરીયો ડાયઝ.

રતી ખજાનાને પ્રતાપે શરૂઆતનાં વર્ષોમાં પ્રજાતંત્રનું કામકાજ પણ સમધાર ચાલ્યું. પ્રજા સંતુષ્ટ અને શાંત બની. મેક્ષીકોના મુખ્ય પ્રમુખ ડોન

પર્ફિરીઓની લાખંડી સત્તા આગળ પર-દેશી રાજ્યો પણ ધ્રૂજતાં. તેમનામાં કાર્યકુશળતા અને વ્યવસ્થાશક્તિ ઓછાં ન હતાં, પરંતુ ચતુર રાજપુરૂષોને સુલભ એવી દીર્ઘદ્રષ્ટિનો તેમનામાં અભાવ હતો. આથી પ્રજાની ક્ષણિક આબાદીથી તેઓ અંજાયા અને આમ-વર્ગની અદ્ભુત શક્તિ પીછાનવા છતાં તે વર્ગની તેમણે છેકજ અવગણના કરી. દેશની બધી જમીન તેમણે થોડા જમીન-દારો અને પાદરીઓ વચ્ચે વહેંચી આપી; અને દેશના સમગ્ર પ્રજાસમુદાયને ઉત્પાદનના સાધન વગરનો નિરાધાર



વિકટોરીઆનો હવેર્ટા.

બનાવી મૂક્યો. દેશ સ્વતંત્ર થવા છતાં પ્રજાવર્ગને કોઇ પણ જાતના રાજકિય હક્કો મળ્યા નહોતા અને તે આપવાની દરકાર પણ તેમણે કરી નહિ. પરિણામે ઈ૦ સ૦ ૧૯૧૦ ની સાલ પહેલાં દેશનો ૯૦ ટકા જેટલો વર્ગ પરાધીન બની બેઠો, અને જમીનદારવર્ગની આર્થિક ગુલામીમાં સબડવા લાગ્યો.

## વિપ્લવનો અગ્નિ.

આમ મેક્ષીકોમાં વિપ્લવનો અગ્નિ ધૂંધવાઇ રહ્યો હતો. પ્રજા અધીરી બનતી જતી હતી, પણ યોગ્ય આગે-વાનીને અભાવે સહનશીલતાનો પાઠ તેને શિખવો પડયો હતો. તેમને થયેલો ગંભીર અન્યાય ખૂબ સાલતો હતો; તેમના ઉપર ગુજરતો સીતમ તેમના કાળજાં કોરતો હતો; ડાન પર્ફિરીઓના તંત્ર સામે બંડ કરવાનું તેમને મન થઇ જતું હતું. છતાં વતનીઓની પ્રાચીન મનોદશા વિપ્લવના માર્ગમાં અંતરાય રૂપ ઉભી હતી.

પણ આ દુઃખદ સ્થિતિનો યે અંત તો નિર્માયેલોજ હતો. ડાયઝના ત્રીશ ત્રીશ વર્ષના આપખુદ અમલને અંતે રાજ-તંત્રની લગામ મૃત્યુ સમીપ ઉભેલા વૃધ્ધ રાજપુરૂષોના હાથમાં જઇ પડી. આનું પરિણામ એ આવ્યું કે કેટલાક સુશિ-ક્ષીત અને મહત્વાકાંક્ષી જવાંમર્દો વૃધ્ધો સામે ઉશ્કેરાયા, અને આખરે તેમણે સમગ્ર તંત્રની સામે બંડ પોકાર્યું.

## પહેલું બંડ.

ઈ. સ. ૧૯૧૦ ની સાલમાં મેક્ષીકોના પ્રજાતંત્રના ઉપ-પ્રમુખની ચૂંટણી થઇ. ડાયઝે પોતાનાજ પક્ષના એક સભ્યને તે પદને માટે ચૂંટી કાઢયો. નવજુવાન પક્ષને આ પધ્ધતિ જરા પણ ન રૂચી. તેમના અગ્ર-ણી ફ્રાન્સીસ માડેરોએ તરતજ એક પુસ્તક પ્રગટ કર્યું. તેમાં ડાયાઝની સમગ્ર રાજ-નીતિની સમાલોચના કરી અને નિર્દય રીતે વૃધ્ધોની બધી પોલ પ્રજા સમક્ષ ઉઘાડી પાડી. આથી જોકે માડેરો કારા-વાસમાં પુરાયો, પરંતુ ટૂંક સમયમાં

તેને જમીનપર ઊઠવામાં આવ્યો. તરતજ આખા દેશમાં સ્થાપિત સત્તાની સામે બળવો ફાટી નીકળ્યો. મોડેરોએ ચતુર રાજપુરૂષને શોભે તેવી રીતે પ્રજાને તેની જપ્ત થયલી જમીન પાછી સ્વાધીન કરવ ની અને સર્વે રાજકિય હક્કો બક્ષવાની જાહેર કબુલાત આપી બળવાની આગ ગામ ગામડે ફેલાઇ. પાટનગર–મેક્ષીકો શહેર પણ તેમાં સપડાયું. ડાયઝનો સિતારો અસ્ત થયો. પ્રમુખપદનું રાજીનામું લખી આપીને તે ફ્રાન્સ તરફ હંકારી ગયો.

મેક્ષીકોમાં પ્રજાતંત્રની સ્થાપન પછીનું આ પ્રથમ રાજ્યપરિવર્તન. પછી પરિવર્તનની પરંપરા શરૂ થઇ. તેનો હજી અંત આવ્યો નથી.

## માડેરો પ્રમુખસ્થાને.

ઈ. સ. ૧૯૧૧ ની સાલમાં પ્રમુખની ચૂંટણી થઇ. પ્રજાએ માડેરોને સર્વાનુમતે પ્રજાતંત્રના સરમુખત્યાર તરીકે પસંદ કર્યો. નવેંબરની તા૦ ૬ ઠ્ઠીએ રાજ્યધુરા તેણે હાથમાં લીધી. પરંતુ આ શૂરા સૈનિકમાં રાજપુરૂષની વિરલ બુધ્ધિનો અભાવ હતો. ડાયઝના તંત્રની સામે જે પ્રશ્નો ઉભા હતા તેનો ઉકેલ તે પણ ન કરી શકયો. એટલે તેની સામે પણ બંડ જાગ્યું. પ્રથમ દક્ષિણમાં વિપ્લવનો અગ્નિ ભભૂકયો. ઉત્તરમાં બીજા એક બંડખોરે વિપ્લવનો વાવટો ફરકાવ્યો. અને પછી તો ચોતરફ નાના મોટાં રમખાણો થયાં. વાસ્કવેઝ નામના બંડખોરે જુવારેઝ કબજે કર્યું. બીજા એકે ચીવાહો સર કર્યું. મહા–પ્રમુખ ડોન પર્ફિરીઓના ભત્રિજા ફેલીક્ષ ડાયઝે બંડખોરોનો સાથ કર્યો, અને વેરાક્રુઝ સર કર્યું. યુનાઇટેડસ્ટેટસે લડાઇના સરંજામની નિકાશ સામે પ્રતિબંધ મૂકયો.

માડેરો ખૂબ મુંઝાયો. હાથમાંથી સરી જતી સત્તા સાચવી રાખવાને માટે તેણે ભગીરથ પ્રયત્નો આદર્યા. ડાયઝના લશ્કરના એક કર્નલ વીક્ટોરીઓનો હવેર્ટાને સેનાધિપતિ નીમ્યો, અને બંડખોરોની



પ્રેસિડન્ટ કેરાન્ઝા.

સામે તેની સરદારી હેઠળ સેના મોકલી. બંડખોરો વેરાયા–ફેલીક્ષ ડાયઝ શત્રુના હાથમાં સપડાયે; બંદિવાન બનાવીને તેને પાટનગરમાં લાવવામાં આવ્યો. પરંતુ શત્રુના કિલ્લામાંથી તે નાશી છૂટયો, બંડખોરોની આગેવાની લઇને તેણે શત્રુનો દારૂગોળો સર કર્યો. પછી તો દશ દિવસ સુધી કાળો કહેર વર્ત્યો. લાખો માણસોની કત્લેઆમ ચાલી. પાટનગરને મહોલ્લે મહોલ્લે લોહીની નદીઓ વહેવા માંડી. હવેર્ટાએ માડેરોને કેદ કર્યો, તેના ભાઇને ઠાર કર્યો, અને નવા તંત્રની સ્થાપના માટે પ્રજાકિય મહાસભાની નોબત વગાડી.

## ૨૬ મીનિટનો અમલ.

આ મહાસભાએ પ્રેરો લાસ્કુરીનની પ્રમુખ તરીકે ચૂંટણી કરી ગૃહમંત્રી તરીકે હવેર્ટાનિ નીમણુંક થઇ, પણ તેની સાથેજ લાસ્કુરીને માત્ર ૨૬ મીનિટ સત્તા ભોગવીને પ્રમુખપદનું રાજીનામું આપ્યું. એટલે હવેર્ટા કામચલાઉ પ્રમુખ નીમાયો. ચાર દિવસ પછી માડેરો પકડાયો અને ગોળીબારથી વીંધાયો. આ બનાવ ૧૯૧૩ ના ફેબ્રુઆરીની તા૦ ૨૩ મીએ બન્યો.

## બંધારણની હાકલ.

આ નિર્દય સેનાપતિ સૌને અળખામણો તો થઇજ પડયો હતો, માત્ર એક જ માસમાં વેનુસ્ટીઆનો કેરાન્ઝા નામના એક બળવાન બંડખોરે હવેર્ટાની



એડોલ્ફો ડી લા હુવુર્ટા.

સત્તાની સામે બંડ જાહેર કર્યું. તેણે "બંધારણ"ની હાકલ કરી, અને કેટલાક અગ્રેસરોને એકઠા કરીને પ્રચંડ ચળવળ ઉપાડી. આસ્વરો ઓબ્રેગોન અને ફ્રાન્સીસ્કો 'વીલાએ' સરકારને જેર કરવાને માટે હુમલા હામું છાપા મારવા શરૂ કર્યા.

આવા ભીષણ સંજોગોમાં વોશિંગ્ટનની સરકારે યુધ્ધના સરંજામની નિકાસ સામે મૂકેલો પ્રતિબંધ દૂર કર્યો. યુનાઇટેડ સ્ટેટસની આ પ્રકારની દરમિયાનગિરીની સામે હવેર્ટાએ ટેમ્પીકો બંદરે કેટલાક અમેરિકન ખલાસીઓને પરહેજ કર્યા. અને જ્યારે અમેરિકાની સરકારે આ ગેરવર્તનનો દંડ માગ્યો, ત્યારે તે આપવાની ચોખ્ખી ના પાડી. પરિણામે બન્ને દેશો વચ્ચે ચકમક ઝરી, અને મેક્ષીકોએ વેરાક્રુઝ ગુમાવ્યું. તે પછી બન્ને દેશો વચ્ચે સંધી થઇ. છતાં હવેર્ટાની સામે પ્રજાનો અણગમો તો વધતોજ રહ્યો અને જુલાઇ માસની અધવચમાં હવેર્ટા યૂરોપ જવા ઉપડી ગયો; તેની સાથે જમીનદારવર્ગની આશા ઉમેદોના ડુંગર પણ ઢુલી ગયા.

## કેરન્ઝાનો ઉદય.

આ સ્થિતિમાં જનરલ ઓબ્રેગોન મેક્ષીકોના પાટનગરમાં દાખલ થયો તેની પાછળ તેમના સરદાર કેરાન્ઝા પધાર્યા, અને આખું તંત્ર સમાલી લીધું ફ્રાંસીસ્કોવીલાને કંઇજ ન મળ્યું, એટલે તેણે વતનીઓના આગેવાન ઝપટા સાથે સંધી સાધી અને પાયતખ્ત તરફ કૂચ કરી. કેરાન્ઝા પાછળ હઠયો, અને પુએબ્લામાં આશ્રય લીધો. ૧૯૧૫ ના જાનેવારી માસમાં જનરલ ઓબ્રેગોનના પાણીના પુરની માફક ધસી આવતાં સૈન્ય સામે વીલાનું લશ્કર ટકી ન શક્યું. જનરલ ઓબ્રેગોનના લશ્કરે પાછો પાટનગરનો કબ્જો મેળવ્યો. પરંતુ દોઢ માસમાં બાજી પાછી પલટાઇ. વતનીઓના સરદારે ઓબ્રેગોનને પાટનગરમાંથી હાંકી કાઢયો; અને છતાં વીલાના સૈન્યને

તેણે જરા પણ મદદ ન કરી. પરિણામ એ આવ્યું કે ઓબ્રેગોનના લશ્કરે વીલાને એક એપ્રિલમાં અને બીજી જુન માસમાં એમ બે સખ્ત હાર આપી.

## સમરભૂમિ.

આમ મેક્ષીકોની ભૂમિ એક બીપણ સમરાંગણ બની રહી. પાડોશના પ્રબળ સામ્રાજ્યના પ્રમુખ મિ૦ વિલ્સને છેવટે કંટાળી જઇને શાંતિની સાધના કરવાની મેક્ષીકોને ચેતવણી આપી. તે પછી જુલાઇ માસમાં એક પરિષદ મળી તેમાં મેક્ષીકો, યુનાઇટેડ સ્ટેટસ, આર્જેન્ટીના, બ્રાઝિલ વગેરે રાજ્યોના પ્રતિનિધિઓ



આલ્વેરો ઓબ્રેગોન.

હાજર રહ્યા હતા. મેક્ષીકોની અશાંત પરિસ્થિતિનો અંત લાવવા માટે આ સંમેલનમાં ખુબ ચર્ચા થઇ હતી, પરંતુ કેરાન્ઝાએ મોટાં રાજ્યોની દમદાટી આગળ જરાપણ મચક આપી નહિં, અને પરિષદ કોઇ પણ જાતનો નિશ્ચય કર્યા વગર વિખેરાઇ ગઇ. છેવટે ઓક્ટોબર માસમાં તેનીજ સર્વોપરી સત્તાનો યુનાઇટેડ-સ્ટેટસને સ્વીકાર કરવો પડયો. આની સાથે તેના હરિફોના હાથ હેઠા પડયા. તેઓ ગામડાઓમાં ભરાઇ બેઠા, અને બહારવટું ખેડવા લાગ્યા. તેમની ખબર લેવાને માટે ઇ. સ. ૧૯૧૭ ની સાલમાં જનરલ પર્શીંગ પોતાની ફોજ સાથે ધસી આવ્યો, અને અમેરિકનોના જાનમાલની સલામતિના બ્હાના હેઠળ કેટલાંય અનિચ્છવા જોગ કર્મો કર્યાં. તેજ સાલમાં મેક્ષીકોના પ્રમુખ તરીકે કેરાન્ઝાની ચુંટણી થઇ. તેણે તરતજ પ્રજાહિતની યોજનાઓ હાથ ધરી; અને જમીન જપ્ત કરીને નાના ખેડુતોને વહેંચી આપવાનો આરંભ થયો. ટેમ્પીકોના તેલના કુવા અમેરિકનો પચાવી બેઠા હતા તે પણ પાછા સ્વાધીન કરવાનું ફરમાન તેમણે કાઢયું. પરંતુ ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસના ભેગા વિરોધ સામે થવાની હિંમત તેનામાં ન હતી, એટલે આપેલો હુકમ તેને રદ કરવો પડયો.

## પાછું બંડ.

અને પછી તો કેરાન્ઝાનું સિંહાસન પણ ડોલવા લાગ્યું. વરસેકની શાંતિ પછી દેશમાં વળી પાછો બીપણ સંગ્રામ મંડાયો. બળવાખોર ઝપટા છેવટે મોરેલોસ રાજ્યમાં જનરલ પેબ્લો ગોનસાલીસને હાથે મરાયો. વીલા પણ પાછો મેદાનમાં ઉતર્યો. જનરલ એંજેલીસને તેણે પ્રમુખપદે સ્થાપ્યો, અને પોતે તેનો વિગ્રહમંત્રી બન્યો.

## રાજધાની બદલાઇ.

મેક્ષીકો શહેરમાં પણ બળવો ફાટી નીકળ્યો. કેરાન્ઝાને આથી રાજધાની ફેરવીને રાજગાદી વેરાક્રુઝ લઇ જવી

ફ્ડી. તે ગયા કે તરતજ જનરલ ઓબ્રિગોને મેક્ષીકો શહેર સર કર્યું, અને કામ ચલાઉ પ્રમુખ તરીકે એડોલ્ફો ડી. લા હવેર્ટાની ચૂંટણી કરી. ઇ. સ. ૧૯૨૦ના સપ્ટેંબરમાં સામાન્ય ચૂંટણી થઇ અને જનરલ ઓબ્રિગોન સહેલાઇથી પ્રમુખ ચૂંટાયો.

## શાંતિનો યુગ.

જનરલ ઓબ્રિગોને કુનેહથી કામ લેવા માંડયું. તેના વિરોધીઓને જાગીરો આપીને તેણે શાંત પાડયા. લશ્કરને સંતુષ્ટ રાખીને તેના ઉપર અજબ્ય કાબુ જમાવ્યો, અને પ્રજાહિતના કાર્યો ઉપાડીને પ્રજાનો પ્રેમ પણ સંપાદન કર્યો. દેશમાં આથી શાંતિ છવાઇ. તે પછી તેના અનુગામી પ્રેસિડન્ટ કેલીસનો અમલ પણ એમજ પસાર થયો, અને પ્રજાની સ્થિતિ પણ સુધરી; જો કે કોઇક કોઇકવાર દેશમાં છૂટાં છવાયાં બંડ તો હજીયે ફાટી નીકળતાં, પરંતુ પ્રબળ પ્રજાતંત્રના તાપ આગળ બધું સત્વર દબાઇ જતું. પાડોશી રાજ્યોને આ સ્થિતિ અસહ્ય લાગી. પાદરીઓને રાજતંત્રની સામે ઉશ્કેર્યા. પરિણામે રાજ્યસત્તા અને ધર્મસત્તા વચ્ચે અથડામણ શરૂ થઇ.

આઠ વર્ષ સુધી આમ ચાલ્યું. ફરીવાર મેક્ષીકોના પ્રમુખ તરીકે જનરલ ઓબ્રેગોનની ચૂંટણી થઇ અને પ્રજાએ વિજયોત્સવ માંડયો. પરંતુ એ ઉત્સવ પણ દેશના ઇતિહાસમાં જુદી રીતે અમર થવા માગતો હોય તેમ, ઉત્સવ દરમિયાન દેશના વરાયલા પ્રમુખનું ખૂન થયું. ખૂની પકડાયો અને ફાંસીને માચડે ચડયો. પરંતુ મેક્ષીકોમાં વળી પાછી આંતરવિગ્રહની આગ તે સળગાવી ગયો. અને લગભગ એકાદ વરસની શાંતિ પછી વળી પાછો મેક્ષીકોમાં દાવાનળ ફાટી નીકળ્યો. વેરાક્રુઝમાં બંડ થયું, તેમાં બંડખોરોનો વિજય થયો, અને મેક્ષીકોના પ્રમુખ પોર્ટીસ જીલ બળવાખોરોના બંદિવાન બન્યા. પરંતુ હમણાં હમણાં કેલીસની સરદારી હેઠળના સૈન્યે બધી બાજી ફેરવી નાંખી છે, બળવાખોરોનું જોર નરમ પડયું છે, અને સરકારનો ઠેરઠેર વિજય થયો છે.

## આજની સ્થિતિ

આજે સાચી સ્વતંત્રતાને માટે તરવરતી પ્રજાની આ સ્થિતિ છે. હરહંમેશ અર્થની શોધમાં ફરતાં મૂડીવાદી સામ્રાજ્યો પરરાજ્યોની આ દશા થાય એમ દિલથી ઇચ્છે છે, અને તેથીજ તેઓ એક યા બીજા પક્ષને છૂપી કે સીધી રીતે નાણાંની અને દારૂગોળાની મદદ કરે છે. મેક્ષીકો ફળદ્રુપ પ્રદેશ છે, તેનો કુદરતી ખજાનો પણ અખૂટ છે તેથીજ યુનાઇટેડ સ્ટેટસની સરકાર આ પ્રદેશના આંતરવિગ્રહને માટે વખતો વખત સંતાપ જાહેર કરે છે. અને સાંપડેલી તકનો ભારોભાર લાભ લે છે, છતાં જગતની પરાધીન પ્રજા આ રાજરમત તરફ ઉદાસીન રહે છે. તેથીજ જગતમાં શાંતિની આટલી આટલી આરાધના છતાં સર્વનાશનો ભયંકર દાવાનળ હજી પણ સળગ્યાં કરે છે!

# મનુજને

(૧)

(ઇન્દ્રવજ્રા)
દુર્ભાવિ ચિન્તાતણી રેખ આસ્યે-
અંકાઇ કે સંસ્કૃતિ માત કેરે;
સન્તાન ઉન્મત્ત થયાં નિહાળી,
ડૂબી રહી શોકજલે ઊંડે એ.
ધાવ્યાં સહુ એકજ ધાત્રીયુગ્મે-
મીઠાં અમી માનવતાતણાં, એ
ભસીઁ જઇ સુન્દર બાલ્યકાળ,
ડૂબ્યાં શું એ વૈરવિષે કરાળ?

(૨)

(અનુષ્ટુપ્) માનવી બુદ્ધિના ગોળા, આજ કાં આમ આથડે?
અંગારા ખરતા આજે આમ કાં નાશ આચરે?
સીંચાયું સત્યને વારિ, પોષાયું પ્રેમવાયુએ,
માનવી સિદ્ધિનું વૃક્ષ, જીવતું આત્મજ્યોતિએ,
કૈંક કાલ થયા ઊભું અગણ્યા તાપ છાંયડે,
હિંસના ચંડ અગ્નિમાં શું પ્રભો! સળગી જશે?

(૩)

(દ્રુતવિલંબિત)
દ્યુતિજપારથી ગઢ ધ્વનિ ઊંડે,
ઉર વિશે ભ્રમણા વસી ભરે;
અનલના ભડકા અહિં યોગમે-
સળગતા, નહિં એ શું કદી શમે?

(૪)

(અનુષ્ટુપ્) અજ્ઞની બાળબુદ્ધિએ ભેદસાંકળ સાંકળી,
પ્રતના પ્રેમસ્પર્શે શું એ જશે નવ ઓગળી?

(દ્રુત૦)
તપ તપી કર શાન્તિની સાધના,
જગતપ્રેમબળે સહ યાતના;
વિફળ કિમ કર્યાં તવ ના જશે.
મનુજ! તું સળગી અધિકા બળે

(અનુષ્ટુપ્) એકાત્મભાવને સાધી વસુધા નિજની ગણી,
માનવી એ મહાસિદ્ધિ થશે શું બન્ધકારણી?

— — ગુંદરજી ગો. બેચાર.

# આપણી વિધવા બહેનો શું ગાય છે?

[ લેખક: સુયશ ]

ધર્મને નામે જગતના તમામ દેશોમાં ભયંકર ઘમસાણ જામ્યાં છે, અનેક નિર્દોષ મનુષ્યોનાં રક્ત વહાવવામાં આવ્યાં છે, સેંકડો મનુષ્યોને જીવતાં બાળી મુકવામાં આવ્યાં છે, સંખ્યાબંધ મનુષ્યોને એવી ક્રૂર રીતે રિબાવી રિબાવીને મારી નાખવામાં આવ્યાં છે, કે જેનો ઇતિહાસ વાંચતાં ગમે તેવા સખ્ત હૃદયના મનુષ્યની આંખ પણ ભીની થઇ જાય. પરંતુ અનેક વર્ષોથી ચાલી આવતી પરંપરાને લીધે મનુષ્યો એના બંધનમાંથી છૂટી શકતાં નથી. કેમકે તે એક પ્રકારનો નશો ચડાવનાર ઝેર છે, અને તેનો નશો રગે રગમાં એટલો વ્યાપી ગયો છે કે તેને છોડી દેવા મનુષ્ય સહજે તૈયાર થઇ શકતો નથી.

આમ છતાં પૃથ્વી ઉપરની બીજી બધી પ્રજાઓ અનેક રીતે આ ઝેરી નશામાંથી ઘણે અંશે છૂટી ગઇ છે અને હજી છૂટતી જાય છે. માત્ર હિંદુ જાતિ જ એક એવી રહી છે કે, જે હજી એ નશો છોડી દેવાનો વિચાર પણ કરી શકતી નથી. ધર્મના નામથી તેથી તે ઠગાય છે અને ધર્મના આચ્છાદન નીચે તે ગમે તેવાં કામ કરવાને તૈયાર થાય છે.

બાળ વિધવાની ઇચ્છા હોય તેમ છતાં હિંદુઓનો મોટો ભાગ એને પુનર્લગ્ન કરવા દેવાની ના પાડે છે. કેમકે પુનર્લગ્ન કરવું એ નીતિની નજરે અયોગ્ય છે એમ તે માને છે; અને એ નીતિની વ્યાખ્યા ધાર્મિક દૃષ્ટિબિંદુથી તે ઘડે છે અને નિભાવે છે.

આવી બાળ વિધવાઓને માટે ધર્મમંદિરો, ધર્મ કથાઓ અને કથાકારો તેમજ આચાર્યો ને હિંદુઓ તેમની આપત્તિમાં આશ્વાસન સમાં માને છે. બાળ વિધવાને પરપુરૂષ સાથે તો શું પણ જુવાન ભાઇ કે પિતાની સાથે યે એકાંતમાં વાત કરવામાં તેઓ પાપ માને છે, પરંતુ મંદિરોની એકાંતમાં તે જ બાળ વિધવાઓ જુવાન આચાર્યની સેવા કરે, નવજુવાન કથાકાર પાસે બેસીને કથાનું શ્રવણ કરે, કે ભજન સાંભળે અને ગાય તેમાં તેમને કશો જ વાંધો જણાતો નથી; એટલુંજ નહિં પણ હિંદુઓ પોતાની બાળ વિધવા પુત્રીઓને, બહેનોને અને પુત્રવધૂઓને તે માટે ઉત્તેજન પણ આપે છે.

એવાં સ્થાનોમાં આપણી એ બહેને કેવી કથાઓ, કેવા કથાકારો પાસે સાંભળે છે તે વિષે અત્યારે, આ લેખમાં કંઇ કહેવાનો ઇરાદો નથી. કેમકે એ વિષય એક જુદોજ લેખ માગી લે છે. આજે તો ધર્મને નામે આપણી બહેનોને કેવાં ભજનો ગાવાની હિંદુઓ છૂટ આપે છે, તેજ બતાવવાનો મારો વિચાર છે.

હિંદુ સમાજમાં મીરાંબાઇની ધાર્મિક દૃષ્ટીએ મોટી મહત્તા મનાય છે, અને તેથી તેમનાં ભજનોને સમાજ સારી રીતે સત્કારે છે, તેમજ હોંશે હોંશે ગાય છે.

એજ બાઇનાં ભજનો તેથી પહેલાં લઇએ:

પ્રભુને નામે અનેક જાતની શૃંગારીક લીલાઓની કથાઓથી હિંદુઓનું

કથાનું સાહિત્વ ઉભરાઇ જાય છે. એ કથાઓ સાંભળવી કે વાંચવી એમાં પુણ્ય મનાય છે. એટલુંજ નહિ પણ શૃંગારની કથાઓમાં પ્રભુએ શૃંગારભાવથી જેમની સાથે લીલા કરેલી, તે સ્થાને પોતાને માનવાની ટેવ પાડવાથી આત્માનું કલ્યાણ થાય છે, એમ પણ મનાવવામાં આવે છે.

ભજનોનું પણ તેવુંજ છે. શ્રીકૃષ્ણ ભગવાનને શૃંગારભાવના મુખ્ય નાયક કલ્પીને ગાનારાં, પોતાને ગોપીઓ તરીકે માને છે. અને પછી એ ભાવનાથી આવાં ભજનો ગવાય છે:

ક્યાં ગયારે પેલો વાંસળીવાળો,
અમારા ઘુંઘટ ખોલીરે;
ક્યાં ગયારે પેલો વાંસળીવાળો,
અમને રંગમાં રોળીરે;

અને પછી વૃદ્ધ તેમજ યુવાન, સધવા તેમજ વિધવાઓ (પરંતુ મોટે ભાગે વિધવાઓ; કેમકે તેમને સધવા કરતાં આ માટે વધુ વખત તેમજ સગવડ આપવામાં આવે છે) પુરૂષ તેમજ સ્ત્રીઓ સાથે મળીને ગાય છે:

પ્રેમની, પ્રેમની, પ્રેમનીરે,
મને લાગી કટારી પ્રેમની

મીરાંબાઇની માફક નરસિંહ મહેતાનાં ભજનો પણ ગુજરાતી હિંદુઓમાં ઘણાં પ્રખ્યાત છે. એટલે એમનાં ભજન ગાવાથી પણ ઘણુંજ પુણ્ય મળે અને વિધવાઓનાં જીવન પવિત્ર રીતે ગળાય તેમ માનવામાં આવે છે. નરસિંહ મહેતો ગવડાવે છે:

શામળીઆને સંગે રમતાં,
માન તજીને મળીએરે,
હળવે શું આલીંગન આપી,
જેમ શીરે તેમબળીએરે
અંગો અંગે અનંગ વાધે
ભાવ ધરી ઉર ધરીએરે;

અને એ ભક્ત કવિ એ રીતે પરસ્પર મળવા તૈયાર થનારને સમજાવે છે કે:

જોબન હોય સફળ તે તારણી
જો વહાલો વ્હાલ જણાવેરે.

પરંતુ એ ભજનના ભાવ એટલેથીજ અટકતા નથી. શૃંગારની વિધવિધ ચેષ્ટાઓનું પણ તેમાં હોંશે હોંશે વર્ણન કરવામાં આવે છે. તેની સાથે સાથે પ્રભુની પ્રતિકૃતિઓ સ્વરૂપે અમુક જીવતા મનુષ્યોને માનવાનું ધાર્મિક નઝરે ભક્ત મંડળીને શીખવવામાં આવે છે. કેમકે તેમ કરવાથીજ મોક્ષ મળે છે.

મોક્ષનાં ભૂખ્યાં નરનારીઓની વચ્ચે તેથી ગવાય છે:

પ્રાતઃ થયો મારો પાલવ મેલો,
વેરણ નણદી જાગેરે,
દીનકર ઉગ્યો, થયું અજવાળું,
ઝીણાં વજાણાં વાગેરે.
સમીરે સાંઝની સન્ધ્યા એ આવી,
પેરપેર મળી સંગ લીધોરે;
હાવભાવ લીધો મન ગમતો,
અમૃતની પેરે પાધોરે;
અતિ કામ કામ તો રડાંક[1] દિસે,
અધર થયા રંગ રાતારે;

અને પછી તો ભજનની ઝડીઓ જામે છે, ગોપીભાવમાં ભજન ગાનારી વિધવાઓ પણ તલ્લીન બને છે. અને મહાન વૈષ્ણવ નરસિંહ મહેતાજીનું નવું ભજન શરૂ થાય છે.

નહિં દઉં સાંઇ રસ લેવા,
અધર અમૃત રસ પીવા;
કુચફલ મદના આવ્યા સુંદરવર,
નંદના લાડકવાયા એવા.

ગોપીભાવની તન્મયતા વાધતીજ જાય છે

૧. ચુંબન કરતાં પડેલી દંત પંક્તિની નિશાનીઓ.

તેમ તેમ ભજન ગાનારીઓ શૃંગાર લીલાની તાદ્રસ્યતામાં એકેક ડગલું આગળ વધતી જાય છે.

કુચ ગ્રહી મુખ અધર ડસીને,
એણી પેરે સાંઇડાં દીજે;
મા મા મંત્ર જપું જેણે વેળા,
મારૂં મન પતી જે;
સાંઇડાં કાં ન લેત.

પછીતો ભગવાનની કલ્પેલી એ શૃંગાર મૂર્તિની સાથે તદાકાર બનતાં જતાં, ભજન ગાનારીઓ માનસિક અટકચાળાં કરતાં, રિસામણાં મનામણાંની રમતો શરૂ કરે છેઃ

લટકો તારો સવાલાખનો,
મરકલડાનું મૂલ નહિ.
* * *
કહાનજી કહે આલિંગન નહિં દઉં,
કઠણ પયોધર ખુંચે તન;
* * *
નવજોબન નવરંગી બાળા,
જમણે ઉભા વનમાળી;
કાંચલડી કસકસતી પહેરી,
સાત સાટકે કસવાળી.
* * *
કહાનજીએ કામિની કર ઝાલી,
માખણથી અતિ કોમળ અંગ;
નરસૈયાનો સ્વામી ભલે મળીયો,
દીધું આલિંગન રાખી રંગ.

અને એ વિધવા બહેનો, જેમને ભકતાણીઓ બનાવવામાં સમાજના રૂઢીરક્ષકો તેમના જીવનની સફળતા માને છે; તેઓ રસમાળાની સાથે વસંતરૂતુની ચેષ્ટાઓ પણ આદરે છે.

કૃષ્ણ કલેવર કુચની સાથે,
કંઠે બાંવલડી ઘાલી;
ઉન્માદ અનંગ પ્રગટયો ઉરમાં,
રમત રમે રસરંગી;
આવ્યો વસંત રમવાને જઇએ,
વનડામાં વનમાળી.

મારે કહેવું જોઇએ કે આ ભકત કવિઓનાં ભજનો જે ભકત ભકતાણી મંડળ ગાય છે, તેનાં કેટલાંક અવતરણો એટલાં ગંદાં છે કે તે ઉતારતાં પણ શરમ આવે. આપેલાં અવતરણોમાં પણ કેટલાંક અનિચ્છાએજ આપવાં પડયાં છે; પરંતુ તેમ કર્યા વિના રૂઢીની ગુલામીમાં અંધશ્રદ્ધાની સાંકળોથી જકડાઇને સમાજના આગેવાનો, પોતાની જે બહેનો, દીકરીઓ અને પુત્ર વધૂઓને પુનર્લગ્ન કરાવવામાં પાપ માને છે. તેમનેજ કેવાં ભજનો ગવરાવવાને ગાવા મોકલે છે તે પુરી રીતે બતાવી શકાય તેમ ન લાગવાથી જ, આ અવતરણો રજુ કરવાની ન છુટકે ફરજ પડી છે.

વસંતને રમણે ચડેલી આર્ય રમણીઓ ગાય છેઃ

આવી રત ફૂલી વૃંદાવન,
પ્રફુલ્લિત ફુલી ગોપી;
અનંગ વ્યાપ્યો અંગો અંગે,
નારાયણ રહ્યો ઓપી;
દેહ દશા ભૂલી સૌ સજની,
રહી ચરણે ચિત્ત ચાંપી;
ક્રીડા વન કીધું કામિનીયે,
કુટુંબની લજ્જા લોપી.

ભકત સમાજમાં મીરાં અને નરસિંહની માફક દયારામનાં ગીતો તેમજ ગરબીઓ પણ ઘણીજ લોકપ્રિય છે. ભજનિકો ગોપા ભાવે પ્રભુને સંદેશ મોકલાવે છેઃ

આવોની મારે ઘેર માણવા;
હોજી રાજ!
આવોની મારે ઘેર માણવા,
પ્રેમ રસ પ્યાલા તે પીવા ને પાવા;

જોબન વુદીને પલાણવા,
હોજી રાજ!
આવોની મારે ઘેર માણવા.
પડતી તે રાતે પધારજો પ્રીતમ;
કોઇ નથી બેહું જાણવા,
હોજી રાજ!
આવોની મારે ઘેર માણવા.
મારી શેરીના છે સંત સાધુ,
પરની ન વાત બેસે છાણવા;
હોજી રાજ!
આવોની મારે ઘેર માણવા.
પ્રભાતે જાતાં કોઇ પૂછશે તો, કહીશું.
તેડયાતા વલોણું તણવા;
હોજી રાજ:
આવોની મારે ઘેર માણવા.

દયારામ જાતેજ ઘણા રસિક હતા. તે પોતાના ભજનદ્વારા જગતનાં લોકોને કહી દેછે કે:

"જેનું મન માનેરે,
ભોગ તે સુખેથી ગ્રહો;
અમે તો એહ માગુંરે,
પ્રીતમજી શું પ્રીત રહો.

અને ગોપી ભાવમાં તન્મય બની ગયલી સ્ત્રીઓને સુખે બોલાવરાવે છે:

પ્રેમની પીડા તે કોને કહીયરે,
હો મધુકર! પ્રેમની પીડા તે
કોને કહીએ?

ભગવાન એક વખતે રિસાયા, એમને અમુક જ લાડીલી ગમી ગયેલી, તેમને ગોપીભાવ ધારી સ્ત્રીઓ આશ્વાસન આપતાં ગાય છે:

એક વાતડીમાં વિહ્વલ કરીને
લાડલી લાવું;
સોંપું હાથ તમારો એને હાથ,
શીદ સંતાપ કરો હો
લાડલી લાવું.

અને એ લાડીલી લાવ્યા પછીનું વર્ણન ભકત કવિ દયારામનાં ભજનોદ્વારા વર્ણવાય છે.

પ્રિયા બેસાડયાં પ્રિતમજી પાસ,
વિનય વિવેક શું રે,
માનુની મનવ્યાં.

• • •

આનંદ સાગર ઉછળ્યો રે,×××
વાધ્યું સુખ, થયું છે દુઃખ નાશ.
પછી રતિરસ પોઢયાં પરિયંક ×××
માનુની મનવ્યાં.

ભક્તાણીઓને પણ પછી તો જુદોજ અનુભવ થાય છે. અને કોઇપણ જાતના ડર વિના તેઓ કહે છે:

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું?
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું.

• • •

કાળજ કોયું તે કોને કહિયેરે,
ઓધવ છેલ છબીલડે;
ચિતડું ચોયું તે કોને કહિયેરે,
ઓધવ છેલ છબીલડે.

અને છેવટે વિહ્વલ ચિત્ત બનેલી ભક્તમંડળી ગાઇ સંભળાવે છે:

કોઇ વસ્તુમાં હાણુ ચિત્ત નવ ચોંટે,
અલબેલો આવી બેઠો હઇયેરે.

માનસિક પ્રિતમ પૂજામાં મસ્ત બનેલ ભક્તાણીઓને 'વ્હાલો' મળવા આવે છે; તેને મળવા અધિરી બનેલી ગોપીભાવ ધારિણી વિધવાઓ પોતાની સખિઓને ઉતાવળે ઉતાવળે 'પ્રીતમ' ને મળવા જવાનું આમંત્રણ આપે છે:

પ્રીતમ કહાન, દે રસદાન, અધરપાન,
ભાગ્યવાન, ન કો આન;
તું સમાન, સુજાણ ભાન,
તજી ઉપાધિ ઉપાયે ચાલ વહેલી-

અને આમ રસમસ્ત બનેલ ભકતાણીઓ પ્રભુની સાથે તેની વાંસલડી

પાછળ પણ પછીતો ઘેલી બને છે. તે વખતે તેને પતિવ્રતનું એ ભાન રહેતું નથી.

પતિવ્રતાનાં પણ મૂકાવ્યાં
હો વાંસલડી!
તેં તો છોડાવીયાં સતીઓનાં સત્યરે
હો વાંસલડી!

આ ભકત કવિ ભકત સ્ત્રીઓને 'અલખે લડા'ની ખાતર બંડ કરવાનું પણ શિક્ષણ આપવું ભૂલતા નથી. એક બિચારાં ઘરડાં સાસુજી વહુજીને શિખામણ આપે છેઃ

શિખ સાસુજી દેછેરે
વહુજી રહો ઢંગે

અને પછી વહુના અવગુણ ગણાવે છેઃ

અલખેલો આ શેરીએરે,
આવે વહુ! તમ માટે,
તમો તેને કાજેરે,
જાઓ, જમુના ઘાટે.

અને છેવટે હૃદયની બળતરા કાઢે છેઃ

તમો થયાં નિર્લજરે,
હમો લાજી મરીયે.

પરંતુ વહુજી તો સાસુજીની એવી શિખામણ માનવાને બદલે તેની સામે બંડ પુકારે છે. અને પોતાનાં પગલાં શોધનાર સાસુની સામે ગુસ્સે થઇને કહે છેઃ

તહોયે પૂઠના મૂકીરે,
ત્યારે જાઓ છે સાચું

અને સાસુને ઝડેચોક સંભળાવી દે છેઃ

લાવાં તો નિત્ય જઇશું રે,
શામળીયાની સંગે;
વૃંદાવન વાટેરે,
સદા રમીશું રંગે.
તમે મનમાં તો બળજો રે,
સ્હેવાયતો સહી રહેજો;
ચાહે તે કરજો રે,
ગમે તેવું કહેજો.

અને આ રીતે ધર્મના બહાના નીચે, શૃંગારરસનો વામમાર્ગી પ્રચાર કંઇ એકાદ બે કવિઓએ જ કર્યો છે એમ પણ નથી. હિંદી અને વ્રજભાષામાંથી પણ આવાં અનેક ગીતો મળે છે, પરંતુ એકલી ગુજરાતી ભાષાના કાવ્ય સંગ્રહો ઉથલાવી જોઇએ તોયે તેમાંથી આ જાતનાં પુષ્કળ કાવ્યો અને ભજનો મળે છે.

પ્રભુના નામે ચાલતી શૃંગાર લીલા વર્ણવતાં કવિ ભાલણ લખે છેઃ

આલિંગન દે છે શ્યામજીરે,
ચુંબી કરી કરી રંગ;
કંઠે વળગે છે ગોવાલણીરે,
વાધ્યો અંગ અનંગ.
શરદની રાત સોહામણિરે.

આતુર હૃદયની ભકતાણીઓના મુખે રાજે કવિ વગડાવે છેઃ

મારા મનગમતા મહારાજ!
મારે ઘેર આવોને;
હું તો તલસું તમારે કાજ
હસીને બોલાવોને.

• • •

મનમાં હતું તે માવજીરે,
મુખડે કેમ કહેવાય?
આવી શકો તો આવજો,
મારૂં જોતાં જોબન જાય
હસીને બોલાવોને.

ગિરિધર કવિ ભક્ત કવિ તરીકે પંકાઇ ગયા છે; તેમનાં ભજનો ગાઇને મોક્ષ મેળવવાનાં રસીયાં ભક્ત નરનારીઓ ગાય છેઃ

તનડું તપે છે રે તાપે,
કેમ રહેવાશે એ સંતાપે?

•

આલીંગન દીધું'રે તનમાં,
માનુની લજ્જા પામ્યાં મનમાં;

અખળાને ઉર પરેરે લીધી,
તાપ શમાવીને શીતળ કીધી.

મોહનને મળી આવેલી ભક્તાણી પાસે પોતાની સખી સમક્ષ ગિરિધર ભક્ત આવાં વેણ ઉચ્ચારાવે છે:

બીડી ભુજ ભરી બાથ,
મોહન મુજને મળ્યા સાહેલી રે,
મહી મટુકી મૂકી પડી સાહેલડી!
મોહન મુજને મળ્યા.

બ્રહ્માનંદ કવિ સ્વામિનારાયણ સંપ્રદાયના હોવા છતાં ભક્ત હૃદયનાં ગુર્જર નરનારીઓમાં એમનાં ભજનો મશહુર છે. તે કવિનાં શૃંગારસથી ભરપુર ભજનો પણ લેવા જેવાં છે. એ કવિ ખાસ કરીને સ્વામિનારાયણ અને સામાન્ય રીતે વૈષ્ણવ સંપ્રદાયમાં નરસિંહ મહેતા અને દયારામની માફક જ લોકપ્રિય છે. બે સખિઓ વચ્ચેની વાતચિત તે બ્રહ્માનંદ ભક્તાણીઓને મુખે આમ ગવરાવે છે:

સખિ! કેસર ભીનો કાન,
દીઠે જોઇ છાતડી;
કરી આંખલડી મેં દેખ,
મનોહર રાતડી;
બેની! સાંભળતાં ગુલતાન,
થઇ એના ગીતમાં;
રસિયાવર કેરો રંગ,
ચડયો મારા ચિત્તમાં;
સમજાવી મુજને શ્યામ,
નેણું કરી સાનમાં;
મુને મગન કરી મસ્તાન,
અમૃતરસ પાનમાં:

પછી તો ભક્તાણી મંડળ શ્યામને મળવા તલપાપડ બનીને આર્તનાદે પોકારે છે:

મોરા આવોને સુંદર શ્યામ!
એકાંતે મળીયેરે.
વ્હાલા! તમને મળ્યાના છે કોડ,
કરિયે વાતું રે;.
વ્હાલા! તમ વિના પળ એક,
નથી રહેવાતું રે.

પ્રેમાનંદ નામનો બીજો ભક્ત કવિ પણ એજ લાગણીનો પ્રધાન સુર લલકારતાં ગોપીભાવમાં તન્મય બનેલી ભક્તાણીઓને મુખે ગવરાવે છે:

મારૂં મંદિરીયું મહારાજ!
પાવન કરવા રે;
આવો અલબેલા આધાર!
ચિત્ત મારૂં હરવા રે.
તમે આવંતાં અલબેલ!
બીક માં આણો રે;
મારે મંદિરિયે મહારાજ!
ગમતું માણો રે.

મુક્તાનંદ પણ સહજાનંદ સ્વામીના પ્રખર ભક્ત કવિ ગણાય છે. તેમનાં ભજનો પણ ભક્તાણીઓની મંડળીઓમાં ભારે લોકપ્રિય છે. તે કવિ નૌતમ જોબન ભાવધારી ભક્તાણીઓ પાસે આતુર ભાવે કહેવડાવે છે:

તમે જગજીવન! રસ રીતમાં,
ઘણું જાણોરે.
મારી સેજલડીપર શ્યામ!
મોજડી માણોરે;
તમે રસમાં છોગ્યાં નાથ!
શું કહી દાખું રે;
હું તો અંતર તમશું નાથ!
રચના રાખું રે.
મારૂં નૌતમ જોબન નાથ!
તમને દેખાડું રે;
મારા ઉરપર ઓ અલબેલ!
રંગ રમાડું રે.
મારા મનમાં પ્રેમની ઝાળ,
શ્યામ! સમાવોરે;

મુકતાનંદ કહે, મહારાજ!
મંદિર આવોરે.

એ ભકતાણી મંડળ વળીવળીને પ્રાણાધારને વિનવે છે:

મેં તો પલંગ બિછાવ્યા પ્રિતશું,
વેગે સજીયારે સોળે શણગાર;
હું તો ચાતક સરખી થઇ રહી,
તમ કારણરે પ્યારા પ્રાણ આધાર.
ગોપી નાથ! આવો મારે ઓરડે;

અલબેલો નાથ એ માગણી મંજુર રાખે છે. ભકતાણીને તમનો ભેટો થાય છે. તે પ્રસંગ સંતૃપ્ત સખિ, પોતાની બ્હેનપણીને વર્ણવી સંભળાવે છે.

મેં વ્હાલો વશ કીધા,
મુજને વ્હાલે વશ કીધી;
સામાં સામી પાનબીડી,
દીધી ને લીધી.

રામકૃષ્ણ ભકત રસિક વૃત્તિથી લદબદ થયેલા 'લાલ'ને માટે ભકતાણીઓને મુખે આવાં ઉપાલંભ વચનો કહેવડાવે છે.

ટેવ પડી છે તમનેરે લાલ!
ભામનીઓ બહુ ભાવે છે.

અને પછી પોતાને ત્યાં આવવા વિનવતાં કહે છે:

મુજને તુજવીણ ના ગમે હો,
વેરી વિરહ દમે છે હો!

તેમ કરતાં 'માવજી'ને કેટલાક રસિક પ્રસંગોનું સ્મરણ કરાવે છે;

મહિ વેચતાં માવજી તમે
પકડી પાડી હો!
બાથ લઇ ખેંચી મુજને
ઢોળી પાડી હો!

અને છેવટે લળી લળી પાયે લાગીને એ નંદના લક્ષણવંતા તરીકે પંકાયલા છૈયાને લલચાવે છે:

રંગભર રમશું તમશુંરે લાલ!
નેહ ધરીને નમશુંજી.

ભક્ત રઘુનાથદાસ ગોવાળા કહાનને હોળીના ખેલ ખેલવા નોતરતી ભક્તાણીઓ પાસે આમંત્રણ અપાવે છે:

આવને અલ્યા કહાન ગોવાળા!
આપણે રમીએ હોળીરે;
હુંરે ગોરી ને તુંરે શામળીઓ,
સરખાસરખી જોડીરે.

કહાન આવે છે, હોળીની રંગભર પીચકારીઓ છૂટે છે. તે પ્રસંગનું રસિક વર્ણન કરતાં ભક્ત ગણાતો રસિક કવિ ગવડાવે છે:

તમારૂં પીતાંબર પલાળ્યું,
મારી નવરંગ ચોળીરે:
રઘુનાથ હો સખીઓ જોતાં,
રાધે રંગમાં રોળીરે.

શૃંગારભાવથી રમાતી હોળીની પછી તો રમઝટ જામે છે.

અની હા રે હો,
પાર નહિ પીચકારનકો.
મોહન પકડી મુખ રોળીરે,
ફાગ રમે રાધારાણી.
અની હા રે હો,
પકડે મોહન કુ લાડણી,
લલિતા સંગ લપટાણી હો,
ફાગ રમે રાધારાણી.

હોળી રમવાની રમત એકલાં રાધા સાથેજ ચાલતી નથી. પણ—

એક એકની વહુવારને,
બોલાવે છે ઘેર લલના.

અને રમતમાં એકલા રંગની પિચકારીઓજ નહીં, પણ રસિકવૃત્તિઓને ઉત્તેજવા માટે વાદ્યો પણ તૈયાર રાખવામાં આવે છે.

ભેર વાજેને બહુવારે નાચે,
નયણાં મચમચાવે ગોપ લલના,

ડેડ હલાવે ને બગલ બજાવે,
અ.મ કરી થાય અલોપ—
રમે છે હોળી રંગમાં હો!

ભકતાણી મંડળ એકલી હોળી ખેલી-નેજ સંતોષ માનતું નથી, પરંતુ હસમુખા હરિવરને પછી તો છડેચોક પોતાને ઘેર નિમંત્રે છે, અને તે વખતે બિલકુલ બંડખોર બની જગતની કશી જ પરવા રાખતી નથી. તે તો એકજ વાત કહી રહી હોય છે:

મારે મંદિર પધારો હરિ સુખ હસતા,
હિંમતથી તે કહે છે:
ધોખો કોઇનો ધરશો નહિં,

• • •

આવો મોહન એમ હસતા.
બોલ્યું કોઇનું કાને ના ધરશો,
લાડુવા આપું લસલસતા.

દુનિયાના લોકોનો કશો જ ડર નહિં રાખવા તે કહાનજીને વારંવાર આગ્રહ કરે છે.

પ્રેમી જનની પ્રેમક લાગણી,
તેમાં શું જાણે સંસારી;
દુઃખના ભોગી તે સુખને શું કરે,
જેને વહાલી નીશદિન નારી.

અને પોતાને તો પ્રણાલિકાવાદની પરંપરા પ્રમાણે માનવામાં આવતી મર્યાદા સાથે કશી જ લેવા દેવા છેજ નહિં, તે સ્પષ્ટ કહી બતાવે છે:

કહાન! તમારે કારણે રે સાહેલડી,
અમે મેલી કુળ મરજાદ
મોહન સંગ ખેલડીરે!

હોળી ખેલણની શૃંગારિક રમતને ધર્મને નામે અતિઘણું ઉત્તેજન આપવામાં આવે છે તેનાં માઠાં પરિણામથી ઘણા હિંદુઓ ડરતા નથી; એટલું જ નહિ પણ પ્રાચીન યુગના કૃષ્ણનો સ્વાંગ આચાર્યો અને તેમના જુવાન કુમારો ધારણ કરી, ભકતાણીઓને ગોપીઓ બનાવી, દ્વારકા કહે છે તેમઃ—

છાંટે છે પિચકારીરે,
રંગ ભીનો રંગીલો છાંટે છે.

• • •

બાની શી ચોળી ને હરિ રમે હોળી,
કેસર ગાગર શીર ઢોળીરે.

એવી રમતો તો ભકતાણી મંડળ સાથે ઠામ ઠામ શરૂ થાય છે.

પ્રીતમ કહે છે તેમ, આવા ગોપી ભાવ ધારી ભકતાણીઓનું મંડળ, પોતાનાં સુભાગ્ય મોહનને મળવામાંજ માને છે કે:

આજ અમારૂં ભાગ્ય સુ સજની!
મોહન મહેલે પધાર્યા;
અંગો અંગ સંગ સુખ પામી,
રસીએ રંગ વધાર્યા.

રામકૃષ્ણ પણ ભકતાણીઓના હૃદયની વાસના પ્રકટ કરતાં ગવરાવે છે:

આજ હું તો હરખીરે સજની!
કહાનશું રંગે રમીઆં રજની.

• • •

એક સેજે સહુ મળી સુતા;
કાંઇ સુણતાં ને કાંઇ કહેતાં.

આવાં મિલન જ્યાં પ્રકટ પણે થઇ ન શકે, ત્યાં ગુપ્ત મિલનનાં શિક્ષણ પણ ધર્મનેજ નામે અપાય છે.

ભકત કવિ રામકૃષ્ણનીજ વાણીમાં જોઇએ:

નત્ય રમીએ નંદલાલ સંધાથે,
કુંજ સંકેત છે સારો રે;
વળી વળી એ વૃંદાવન,
એ જમુનાનો આરો રે!

ધર્મના સુંદર નામ નીચે હિંદુ સમાજ પોતાના કુટુંબની બાલ વિધવાઓને યુવાન વયે, પરપુરૂષોની સાથે આવી જાતનાં ભજનો ગાવા મોકલે છે,

[ અનુસંધાન પૃષ્ટ ૨૫ ]

# નાદાર.

(લેખકઃ–શ્રી ચીમનલાલ ગોપાલદાસ વખારીઆ. બી. એ., એલ. એલ. બી.)

મોહમયી મુંબાઇના રમ્ય આસાદોમાં કેટલાં ખોખરાં થઇ ગયેલાં હૈયાં સડતાં હશે તે તો પ્રભુ જાણે! બાહ્ય શિષ્ટાચારથી ગૃહસ્થાઇ ટકાવી રાખવા કેટલા ઘસાઇ ગયેલા શ્રીમંતો મુડી દાણે જીવતા હશે, તેનો હિસાબ તો મૃત્યુ પહેલાં શી રીતે સમજી શકાય! બાપ દાદાની આબરૂ સાચવવા કેટલા ધનીક પુત્રોએ મરણ શય્યા પસંદ કરી છે તેનો સરવાળો તો કોઇ તવારીખ લખનાર ઇતિહાસકાર જાણી શકે! જગતની આંખો મનુષ્યની જીવનલીલાની પેલ પાર શી રીતે જઇ શકે!

રામભટનો ચોરો એટલે દેવતાનો સ્વર્ગ મંડપ ને નરકાલયનો હોમ કુંડ, ત્યાં રામસીતાના વનવાસની કથા માંડી, માણભટ દાણાના કોથળા બાંધી જાય, ત્યાં નવરાત્રિના ગરબા ગાવા કયાંક કયાંક કિન્નરીઓ જેવી પોચી સુરતણો, સુરતની લુવાનીને ચકડોળે ચઢાવે, ત્યાં ભગવાન કૌટિલ્ય જેવા ન્યાતના કરવૈયાઓ પગ બાંધીને ઘણીવાર ન્યાત નહિ જમાડનારના ભુક્કા ઉડાડી દે, ત્યાં નિશાળમાંથી નાશી છુટેલો રખડુ વિદ્યાર્થી માસ્તરની સી. આઇ. ડી. ને હંફાવે. ત્યાં થાકેલા ટેલીઓ પોતાનું ભાતુ ખાઇ નિંદ્રા દેવી જોડે મશ્કરી કરી શકે.

આજે રામભટના ચોરે સંગ્રામ હતો. જુદા જુદા બળ વાળા આજે શત્રુને મ્હાત કરવા જુદાં જુદાં આયુધ સજીને આવ્યા હતા.

"નરખત પંડ્યા! તમારે કેટલું લેણું પડે છે?"

"ભાઇસાબ આખી જીંદગી બ્રાહ્મણપણું કરી એકઠી કરેલી મિલ્કત સંઘરી સુખી થવા મનોરથ રાખેલા. શેઠ! મ્હારે તો જીંદગીનું વઇતર માથું જાય છે"

'કેટલા છે?'

'સાડી સાતસો.'

'ઓહો' બધા હસ્યા.

'પંડ્યા એમાં કાંઇ માલ નહિ.' ફેર ટીપણું ઉકેલજો. મંડળનો એક સભ્ય બોલ્યો.

'રાજારામ ત્હારા કેટલા?'

"માબાપ–ઘાણી પલી પીલીને બાપ દાદાનું તેલ નીકળી ગયું છે. રોકડા હજાર મારા બાપ મેલી આવ્યા છે.

---

[૨૪ મા પાનાનું ચાલુ].

તેમાં તેમના શ્રધ્ધાળુ હૃદયને કશુંજ ખોટું દેખાતું નથી; પરંતુ શંગારના આવા ભાવવાળાં ભજનો, સંસાર સુખના લહાવા માટે મનમાં સદૈવ બળી જળી રહેતી વિધવાઓના હૃદયમાં કેવા ભાવ ઉત્પન્ન કરે; અને એ ભાવથી છેવટનું પરિણામ શું આવે તેનો રૂઢી રક્ષકો ભલે વિચાર કરતા ન હોય, પણ પ્રત્યેક વિચારશીલ મનુષ્યને તેમાં દંભની પરાકાષ્ઠા દેખાય છે, અને તેથી એ દંભ દુર કરવા માટે નવા યુગનાં સ્ત્રી પુરૂષો તૈયાર થયા છે તેને કોણ વધાવી નહિં લે?

એ તે આપે! રામરામ કરો." સુરતનો ધાંચી નિરાશા જાહેર કરતો હતો.

"એ તો તેલ જુવે નહીં તેલની ધાર જુવે નહીં તે બધાનું એમજ થાય."

ફીકા શેઠ પોતાનો રોષ જાહેર કરતા હતા.

'ભુખણશેઠ તમે કેમ મોળા?'

'એ તો કોઇએ જાણ્યું'તું કે એના જે વો શેઠીઓ જાગશે નહીં'તર ક્યાં શરાફ ના તોટા હતા કે સુરતનું ધન મુંબઇ પહોંચાડીએ? કરમ કોઇનું મિથ્યા થાય છે?" ભુખણશેઠ કપાળે હાથ ફેરવતા હતા.

"કાંઇ નહીં શિવાજીએ સુરતને બે વાર લુટ્યું ને માલ મહારાષ્ટ્રમાં લઇ ગયો. તોએ સુરત રાંક ન થયું તો સુરત સુરતને લુંટે ત્યાં શું નાશી જવાનું છે? એ તો ફેર રાગ આંટા ઉકેલ્યા."

"ભુખણશેઠ! કોઇનો હાથ ન પહોંચે એટલે પાઘડી ફેરવે." મંછુ સોનીએ નાશી ગયેલી સુરતની કીર્તિની રક્ષા કરી.

'મંછુ-તેં તો હજારો તોલાનું ઘર ઘડ્યું છે ત્હારા ઘરમાં તો શેઠનું ધન ગયું છે પણ અમારે શું?'

"શેઠ પારકે ભાણે લાડવો સૌને લાગે-અને વાણીઓ! રૂપીયા સાત હજારની કાણ મંડાણી છે. ઘડતરનું ઘડામણ થઇ ગયું છે!"

.."સાતહજાર-!"_ભુખણશેઠનું મ્હોં ફાટી ગયું.-"વાણીઓ લોકને લુંટે ને સોની વાણીઆને લુંટે-મંછુ. કંઠીના સોગન ખા."

"કંઠીના!-તમને તો મ્હારાજાઇ બધી મશ્કરીજ લાગે છે. વાણીઓ લોકને લુંટે એમાં સોની આવી જાય ખરો કે નહિ?"

"તમારૂં તો ઠીક પણ આ રાંડીરાંડનું શું થાય?-એક વિધવાના પ્રતિનિધિએ પોતાના કુળની નિરાધાર દશાપર ટોળાની સહાનુભૂતિ ખેંચી.

"એના કેટલા?" ફીકાશેઠે પ્રશ્ન કર્યો...

"કેટલા? આખુ પલ્લુ એને ઘેર છે. બ્યાજ પણ કોણે દેખ્યું છે?"

"નાહી નાંખો! વિધવા એટલે પતિએ વિધવા-નશીબે વિધવા-એકલી વિધવા સારી ન લાગે."

'એ તો ઠીક પેલી ધરમશાળાનું શું?. જીરણ થઇ ગઇ છે. પાયો ખવાઇ ગયો, હતું એટલું શેઠને ઘેર જમા. રક્ષા કરનાર નશીબે ક્યાં ઓછા અથડાય છે?"

"ધરમને વળી પાયાના ટોટા કેવા? એક વખત એક તુટે તો હજાર મંડાય. એને વળી ક્યાંઝીખનો ડાઘ લાગે છે?"

"ડાઘ લાગ્યા વગર? કોઇ નરધનનું ધન આવ્યું હશે, નહિતર આવું છેક પાણી થઇ જાય.' ભુખણશેઠે સાધારણ નીતિ ઉકેલી.

"ધરમ મરતાને ન ધારે તો કોને ધારે! ડૂબતાએ તો ધરમનો જેટલો ઉપયોગ લેવાય તેટલો લેવો. મરતાનો બેલી તો ધરમજ છે ને." મંછુ સોની હસતાં હસતાં બોલ્યો.

"તારા બાપનો માલ હશે? સાળા ખાઇ જાઓ-ખવડાવી દ્યો. નધણીઆતો માલ ખરો ને. એ તો સોંસરૂ નીકળશે-સાળા ઓને ફૂટી નીકળશે. ધરમ બોલે નહિ, એ તો બોળી કાઢે."

"પણ હવે નિશ્ચયપર શું આવો છો?" ફીકાશેઠ ટોળાંના મુકાની બન્યા હતા.

"શું આવવાનું રહ્યું છે? જવાનું હતું તે ગયું! હવે શું છે? તાપીપર સહેલ ગાહ કરો." મંછુ પાછો પુકાર્યો.

"હું તો એને જવા દેનાર નથી." ભુખણશેઠ બોલ્યા.

'એને હું કયાં છોડું' એવો છું ? છોકરાને રાતી પાઇ ના આપીએ ને દીકરો માલ હોઇઆં કરી જાય, એમ તે આંખમાં ધૂળ નાખે ચાલશે ?" ફીકાશેઠ પોતાની વ્યુહરચના ચીતરતા હતા.

'વસુલ કરો ગૃહસ્થાઇ બતાવે તો કયાં રસ્તા નથી?"

'વસુલ નહિ થાય તો—નાદાર થશે—નાદાર થશે તો બાપદાદાની આબરૂ જશે—એકની આબરૂ ને બીજાનો પૈસો." ભૂખણશેઠ વસુલ કરવાની નેમ પર આવ્યા હતા.

"નાદાર તો થાય? એ નહિ આપે તો એનાં છોકરાં પાસેથી વસુલ કરીશ. અવસર એકવાર આવે." ફીકાશેઠના વેરનો અગ્નિ ધુંધવાતો હતો.

રામચોરે દઝાએલા અનાથોની પહેલી સભા બરખાસ્ત થઇ.

• •

હર્ષદ કુંo નો માલિક મુંબાઇના બજારોમાં પોતાની વેપારી કુનેહ અને નાણાના વિપુલ સંચય માટે પ્રસિદ્ધ હતો. તેની જોડે સંબંધ બંધાતાં ડગી ગયેલા અડગ ગણાતા. ડાલી ગયેલાને નાણાં ધીરતાં વિચાર કરવાની બહુ જરૂરિયાત રહેતી નહિ. ઝવેરીલાલ શેઠ જેવા વેપારી આલમના સુકાનીને કુબેરની રિદ્ધિ જેવી યશકીર્તિ વરી રહે તે સ્વાભાવિક હતું. સત્ર્ કળાએ પ્રકાશતા સહસ્રરશ્મિના પ્રજારીઓમાં વેપારના લેવડદેવડના પ્રસંગોથી જીવતા ધંધાદારીઓ ઝવેરીલાલને ખુશ રાખવા બનતું ન કરે તે અસંભવિત હતું. સ્હવારમાં શેઠને ત્યાં આ આશ્રિતોનું મંડળ સુખાકારી પુછવાના નિમિત્તે સલામ ભરવાનું ચૂકતું નહિ. બપોરના દુકાનની ગાદીપર પાનબીડીથી ગલફોરાં ભરી, અક્કલ વગરનું અનુમોદન આપવા શેઠની પ્રસાદીના ટુકડા વીણી ખાવા ક્ષણે ક્ષણે સંકોચ વિસ્તાર પામતું ટોળું શેઠના દૈનિક વળગાટ જેવું થઇ ગયું હતું. સાંજના શેઠની ગાડીમાં ખુશામતીયા ચટેલા જ હોય. રાત્રે આરામના સમયપ આક્રમણ કરતા સ્વાર્થીઓ પો ાની સાધેના સુપકૃત્તિથી સાધવા મથી રહેલા જ જણાય. ઝવેરીલાલ આ સર્વ સ્વાર્થપટુતા ન સમજે એમ ન હતું. છતાં વેપાર 'દરિયાનું પાણી' એમ સમજી ક્ષુદ્રવૃત્તિની આલમને ઠોકર મારી સમજણ પાડવાની માણસાઇ વાપરતાં અચકાઇ જતા.

• •

બુધ્ધિને આંજી આંધળી બનાવે અર્થ. લક્ષ્મીની લાલા શ્રીમંત પિતાઓની બુધ્ધિને કઇ નવું જ્ઞાન આપી રહી હતી. ઝવેરીલાલ શેઠ, ધીકતી કમાણી, કુળવાન કુટુંબ, સંપત્તિની ઉછળતી છોળ, અને હર્ષદ જેવો પુત્ર, એટલે, ઝવેરીલાલના કુટુંબના ઇતિહાસમાં ગર્વે તેવા રંગ પુરાયા હોય, છતાં તેમને સોનેરી રંગના તેવા આખ ચીંથી મ્હોં મલકાવ્યા શિવાય ગૃહસ્થાઇ અપનાવાય તેમ ન હતું. કુત્તરાની ખુશામત જેવી કે રાજકર્તાના શામ દામ જેવી વૃત્તિ બતાવી પુષ્કરરાયના સુખવૈભવની કાન્તિ જેવી કમલિનીનો હર્ષદ જોડે લગ્નપ્રસંગ જોડાયો. પુત્રીનો પિતા છોકરીના સૌભાગ્ય માટે અંતરથી અભીમાની હતો.

પુત્રી પિતાના વાત્સલ્યભાવ માટે ઓશિંગણ હતી.

સમ સ્વભાવી, સમાન બળવાળાં બે લક્ષ્મીસ્થાનની વચ્ચે પુત્રીની યુવાની શાંતિ અને વાત્સલ્યમાં સમાધિસ્થ બની.

કુળદેવતા સ્વપ્નું આપે તેમ, સુખ સમુદ્રના ગંભીર ડોલનમાં, હર્ષદરાયને અશાંત આગાહિનાં ચિહ્ન પ્રગટયાં. સ્વશકિત અને પ્રતિભાના પરિણામરૂપ, પોતાનો વેપારી વ્યવસાય, અકસ્માત થયે હર્ષદ સાચવી ન શકે, અને બીન અનુભવી બાલક મોટાઇના બોજા નીચે કચરાઇ ન જાય, તેવા ડહાપણથી ઝવેરીલાલે વેપાર સંકેલવા માંડયો. બજારમાં ઇશારો ન થાય, ને લોકો જૂના ક્રમમાં વ્યસ્ત રહે તેવા વ્યુહમાં દ્રષ્ટી રાખી, ઝવેરીલાલ ચંચળ બન્યા. પણ વધારે પ્રયાણ થઇ શકે તેના પહેલાં ઝવેરીલાલની મુસાફરી સમાપ્ત થઇ.

અચાનક પરિવર્તન પામેલો ઝવેરી એંડ કંપનીનો વહિવટ માલિકની કુનેહના અભાવે ખરાબે ચઢી ગયો. ક્ષણે ક્ષણે મધુ ચસવા ભમતું સ્નેહી મંડળ રેતીના કણ જેમ વેરાઇ ગયું. શુભ મારતાં બાવીસજણા એકઠા થઇ, કુનિંદ બજાવે તેવા ઝવેરીલાલના વહીવટને બદલે, હર્ષદનો એકલવાયો વ્યવહાર અરણ્યના એકાકી ઝાડ જેવો સાંત્વન શિવાયનો થયો. જ્યાંસુધી સ્વાર્થ પોષવાના હોય ત્યાંસુધી ખેતરી ખાવાની તક મેળવવા કેટલાક નજર ફેરવી ગયા. પણ છેવટે કસ સમાપ્ત થયો છે એવી છળની ખાત્રી થવાથી હર્ષદને પોતાની લાલ્ગીરીથી વધારે હેરાન કરવાની તસ્દી લેવાનું ઉચીત ધાર્યું નહિ. ઉંચા નીચા ભાવોના સપાટામાં હર્ષદ કુંડનીનો નફો ડૂબી ગયો. ખાડો પુરવા એકઠી કરેલી સંપત્તિ ક્ષુદ્ર જેવી હતી. આબરૂના હવાઇ જોરથી ખાલી પડેલી જગ્યા પુરાય તેવી જનતાની માન્યતા ન હોવાથી હર્ષદ કુંડનીએ નાસૂને. વ્યવહાર બંધ કરવાનું જાહેર કર્યું.

નાણાના નાશના ભયનો કોલાહલ દૂર દૂર પહોંચી ગયો. લોભી લેણદાર પછાડી પડયા, સમજુ અને શક્તિમાન પોતાનાં નાણાં કેમ જાય છે, તે જોવા એક વધુ તક શોધતા રહ્યા. હર્ષદના શ્વસુર પુષ્કરરાય જમાઇની હાલત જોઇ દિલગીર થતા હિંચકે બેસી ઝોલા ખાવા લાગ્યા.

કમનસીબનું જેમ નસીબ જોર કરે છે તેમ નસીબદારનું નસીબ જોર કરે છે. એક ઢોળાવ તરફ બીજું ચઢાણ તરફ. બન્નેને ગતિ એક સરખી લાગે છે.

હર્ષદના પિતાનું અચાનક મૃત્યુ. હર્ષદની નાદાન ઉમ્મર, ઝવેરીલાલનું વેપારી કૌશલ્ય, સુખ દુ:ખના જુના અનુભવવાળુ જગતનું જ્ઞાન અને સહુની નીચે નસીબદારના નસીબનું ઓજસ, એ સર્વેએ એકત્રિત થઇ બળ કરવા આંચકો માર્યો. પુષ્કરરાયનો નિકટનો સંબંધ પવનની દિશા તરફ આંખ ફાડી આઘા પાછા થઇ જવાની તક મેળવી બેસી રહયો.

ધનની ટુંકી ચાદર સર્વેને ઢાંકી શકે, તેમ નહિ હોવાથી જગતની આબરૂને નિભાવવા વેનરણુ કરવાનો નિર્ણય થયો. પતાવટનો સુભગ શબ્દ, દયાના રસથી બન્ને બાજુ ઝરતો, કલહના દુર્ગંધ દેહને રંગતો, નિશ્વાસભર્યા લોભીઓને કંઇક શાંતિ આપતો, અમલમાં મકવામાં આવ્યો. નિયતાથી પોષાયેલા કેટલાક ક્ષુદ્ર જીવો, પ્રતિકૂળ પવનથી મુંઝાઇ ઉઠયા.

રામચોરાને ઓટલે પહેલી સભા બરખાસ્ત થઇ. બીજી સભાનાં નોતરાં દેવાયાં, ફોકારોહના નામનાં નોતરાં ફર્યાં. પતાવટ—આપે તો બધું આપે નહિનર નામ ઓળે.

એના બાપનો આંકડો કયાં નરમ હતો, શ્રીમંત તો એકલા એ ન મુવા

હોય ? આપી દેને હવે મોટા લખેસરીનો દીકરો હોય તો." ફીકા શેઠનો સ્વભાવ રંગપર આવ્યો હતો.

"અને એ આપણને નીચા કુળનો જાણી હલકા ગણતો હતો તે યાદ છે કે નહિ?" ભૂખણ શેઠનો ન્યાતમાં નીચો દરજ્જો તેમને સાલતો હોય તેમ તેઓ બોલતા હતા.

"નીચાને તે વળી કોણ ઉંચા કરી શકે એમ છે? એ તો ખારા જળનાં માછલાં; મીઠાં જળમાં મુકાય તો મરી જાય." મંછુ સોની શ્રીમંતાઇનો વકીલ બન્યો હતો.

"સાળાએ એક વખત મારી ગુમાનનો સાકરનો પડો પાછો મોકલાવ્યો હતો. અને મ્હારો દંડ કરવા બધાને શણગાર્યા હતા તે ભૂલી ગયા કે શું?"

સો દહાડા ઘંટીના પણ એક દિવસ ઘંટાને એ આવે તો ખરોને?" ફીકા શેઠ ન્યાયની સુંદર દિશા ભૂલી ગયા હતા.

"પતાવટ થાય તો આબરૂ તો આખી રહે ને? સાહુકાર ભીખારી બધા સરખા."

"એનું ચોખ્ખુ ધન ચોરી જવા દેઇએ ત્યારે ને?"

"દેવાળાનો ચાંલ્લો તો ચોકચેજ છૂટકો. એતો મુઓ પણ એનાં છોકરાં વારસોને કામ તો દેવાય!"

"ખાનું નહિ પણ ઢોળી તો જરૂરથી નાંખવું." ફીકા શેઠ અધમતામાં પુરો બન્યો હતો.

મંછુ સોનીની આંખમાં કરકર ખૂંચવા લાગી, એકજ જાતિના, એકજ શહેરના, એક વખતના આશ્રિત બનેલા, હજુરીયા વાણીઆ, અત્યારે બતાવળ જગાડી, કોઇની પુત્રીએ એકઠી કરેલી યશકીર્તિને મેંશની કાળીમા ચોઢી, સદાને માટે પોતાના જેવા નરાધમોની મશ્કરીનો વિષય બનાવવા જીવ પર આવેલા જોઇ, તેને અંધારાં આવે તેમ હતું. સ્વભાવથી ટીંખળી પણ સીધો સોની પોતાના શેઠ જેવા શ્રીમંતોને સમજાવી ન શકે, પણ ટકોર કરવાની તેનામાં હિમ્મત હતી.

તેની આંખમાં આવેશ સ્પષ્ટ થતો હતો, ટૂંકું પણ સ્વતંત્ર કારીગરનું જીવન તેને બિન પરવાહીના અખતરા શિખવી શક્યું હતું. તેનામાં શ્રમજીવીની સહિષ્ણુતા હતી. ગૃહસ્થની સહાનુભૂતી હતી. સ્વાશ્રયીની કદર હતી. તેણે અવાજ કર્યો સઘળા સભ્યોની દ્રષ્ટિ તેના તરફ વળી.

"શેઠ! તાપીના તીરે એક વખત ચોર્યાશી બંદરોના વાવટા ઉડતા. સુરતની નાણાવટમાં અનેક પ્રકારના રંગ આંખે ચઢતા, ત્યાં આજે અથાણાનાં ગુદાં ને પાપડીના અવાજ અથડાય છે. તરકી છાંયડી દુનિયાંના નસીબે છે. એમાં તરાપ મારવાની તક મેળવવી પડતી નથી, એ તો મળ્યેજ જાય છે. ફેર એટલો કે તમારા જેવા નસીબદારને શોધવી ન પડે. કમનસીબને શોધવી પડે એ જ."

"સોનકા!" ફીકા શેઠે આંખ ફેરવી.

રામચોકની બીજી સભાનો કુલિનજન મર્દન નામક અંક સમાપ્ત થયો.

• • •

હર્ષદ કુાંનીને સંકડામણમાંથી છૂટવાનો માર્ગ નહોતો. તેવી સંકડામણ ઉત્પન્ન કરવાનું માન સુરતના ઝવેરીલાલના સગાઓને આભારી હતું. બીજા લેણદારો રૂપિયે ત્રણ આની લેવા ખુશી હતા. ફીકા શેઠને પતાવટ કરતાં ગરિબાઇ આવી જતી હતી. તેના કરતાં તેમને જૂનાં વેર વાળવાં હતાં. વેરની સાથે હર્ષદનો કુળનો મેળ સદાને માટે

આંખોનાં ગંભીર તેજ જમાડનારની ગૃહસ્થાઇને પ્રકાશતાં હતાં.

'બાવાજી, શું લેશો?'

'કાંઇ નહિં.'

જમવાના વખતે આવનાર જમવા શિવાય શી વૃત્તિ ધરાવી શકે તે કલ્પી શકાય નહિ. પૂછનાર વિચારમાં પડયો.

'ત્યારે કેમ પધાર્યા છો?'

'પુષ્કરરાય શેઠની સમૃધ્ધિ નિહાળવા.'

'કેમ વૈકુંઠમાં સંદેશો લઇ જવાના છો?' પૂછનાર મજાક કરતો હતો.

'જરૂર.'

'શો સંદેશો?' પૂછનારનું મ્હોં હસતું હતું.

'સમૃધ્ધિ જડે એટલે ઉત્તર મળે.'

'કેમ ઉપવાસ ઘણા કીધા હોય તેમ લાગે છે?'

'ઘણા ઉપવાસ-સમૃધ્ધિ શોધવા ઉપવાસ તો કરવા જોઇએને?'

'મહારાજ, માર્યા જશો.' પૂછનારે દયા બતાવી.

'માર્યા જવાય તો જ સ્વર્ગ મળે. દુનિયામાં ઓછું સ્વર્ગ ભર્યું છે.

'ભિખારીને સ્વર્ગ ન જડે.'

'પારકી સમૃધ્ધિ તો અવશ્ય જડે. જોઇને રાચવાનું ઓછું છે?'

'મહારાજ, એ તો અજાગળનું દૂધ.'

'અહિં બધાને અજાગળનું દૂધ મળે છે. કોઇને દૂધ મળે તો પણ અજાગળનું દૂધ થઇ જાય છે.'

'મહારાજ, બહુ યાત્રા કરી દીસે છે.'

'યાત્રા ઘણા પ્રકારની થઇ છે. પણ સમૃધ્ધિ ન જડી તે શોધવા આવ્યો છું.'

તેવામાં પુષ્કરરાય ફરતા દેખાયા. કમલિની સાથે હતી. એકના હાથમાં અતિથિઓને રંગવાનાં પાન હતાં. બીજાના મ્હોંમાં વેરાઇ જતું હાસ્ય હતું.

'સમૃધ્ધિ જડી-સમૃધ્ધિ જડી.'

પૂછનાર બેબાકળો જોઇ રહયો. ભિક્ષુકના ભાવ જોઇ તે ભ્રમિત લાગ્યો.

'કલ્યાણ, એટલું બોલી ભિક્ષુક પાછો ચાલ્યો.

'મહારાજ જમવાનું કેમ ?'

'સમૃધ્ધિ મળી-પરમ તૃપ્તિ થઇ.'

એક વખતનો નાદર હર્ષદ જમ્યા વગર ભિખારીઓના ટોળામાં અદૃશ થઇ ગયો.

---




[વિશ્વની વસંતનગરીએ ભગવાન વિરાજ્યા છે. તેમનું મસ્તક લગભગ છાતી ઉપર ઢળેલું છે; છાતી અને દાઢીની વચ્ચે દબાતી તેમની દુધ જેવી ઉજળી લાંબી દાઢી પવનથી ફરફરી રહી છે. નયનની કીકીઓ ઉપર મોટાં પોપચાં ઢંકાયલાં છે. એમના સુંદર નમણા નાક આગળ એક માખી વારંવાર ઉડતી ઉડતી આવે છે અને ગણગણાટ કરે છે. આંખ પણ ઉઘાડયા વિના ભગવાન માખને ઉડાડવા વારંવાર હાથ હલાવે છે.]

[નારદ પ્રવેશે છે.]

નારદ: પ્રભો! ત્રિકાલદર્શી, સર્વવ્યાપક પ્રભો!

ભગવાન: શું?

નારદ: ભગવાન, આપ નિદ્રાધીન હતા?

ભગવાન: નારદ, તમે એમ કેમ કહી શકો?

નારદ: કેમકે આપનાં નેત્ર મિંચાયલાં હતાં.

ભગવાન: હું વિચાર મગ્ન હતો. બોલો શું છે?

નારદ: તપોવનના ઋષિઓ પ્રત્યેક આશ્રમમાંથી આપની ઉપર પ્રાર્થનાઓ પાઠવે છે.

ભગવાન: કયાંથી?

નારદ: તપોવનમાંથી.

ભગવાન: એ કયાં આવ્યું?

નારદ: પૃથ્વી ઉપર આર્યાવર્ત નામનો પૃથ્વીનો એક ટુકડો છે, તેમાં ગોદાવરી નામની નદી વહે છે, તેની આસપાસ એ વન છે.

ભગવાન: હં હં, પૃથ્વી? ત્યારે તે હમણાં મારા નાક આગળ એનોજ ગણગણાટ થઇ રહયો હતો?

નારદ: મને તેની ખબર નથી, પ્રભો!

ભગવાન: કશોક ગણગણાટ તો થતો હતો. હશે, વારૂ પણ એ લોકો પ્રાર્થના શા માટે મોકલે છે?

નારદ: કેમકે પૃથ્વી ઉપર તે બધા તમારી ખાતર, તેમજ ધર્મની ખાતર શાસ્ત્રની ખાતર, માનવતાની ખાતર અને રૂઢીની ખાતર, તેમજ માનવજાતિની મધ્યેથી યુધ્ધનાં કારણ હમેશને સારૂ નાબુદ થાય તે માટે લઢી રહ્યા છે.

ભગવાન: એમ કે? મારે ખાતર. લઢવા માટે એ એક સુંદર બહાનું છે. અને શાસ્ત્ર! મુર્ખાઓને શૂર ચઢાવવા માટે એ એક ઠીક લાલચ છે.

[વળી પેલી માખી ગણગણતી ભગવાનના નાક ઉપર બેસે છે-ભગવાન તેને ઉડાડવા હાથ હલાવે છે.]

નારદ: ધારૂં છું આ માખી જ આપને પજવી રહી હતી. શા માટે ત્યારે આપ તેનો નાશ નથી કરતાં?

ભગવાન: શાનો, પૃથ્વીનો?

નારદ: જી ના. માખીનો!

ભગવાન: જે જીવન મેં ઉત્પન્ન કર્યું છે તેનો હું જાતે થઇને કદી પણ નાશ કરતોજ નથી.

નારદ: એમ કેમ કહેવાય, જીવન આખુંજ વિનાશ છે.

ભગવાનઃ હા, પણ એ તો જીવનનો કાનુન છે. જો હું મારી અંગત સગવડ માટે આ માખને હણી નાખું, તો હું ખુની ગણાઉં.

(માખ ઉડાડવા હાથ હલાવે છે)

નારદઃ અને તેમ છતાં એજ માખીનો આહાર કોઇ પક્ષી કરી જાય ત્યારે આપ તેને તેમ કરવા દો છો.

ભગવાન; બરાબર છે. અને તેજ મારા જગતનો કાયદો છે.

(વળી માખ ઉડાડે છે)

નારદઃ પણ પ્રભો! પૃથ્વી તરફ તો જુઓ. એ લોકો અંદર અંદર લાખ્ખો માનવોનો સંહાર કરી રહ્યા છે.

ભગવાનઃ એ પણ કુદરતનો જ ક્રમ છે. મૂર્ખાઓ પોતાની ભૂલને લીધે બીજા પ્રકારના મૂર્ખાઓને હાથે હણાઇ જાય છે; અને વળી તે હણનારાઓનો પોતાની ભૂલને લીધે બીજાઓને હાથે વિનાશ થાય છે. બીજાઓનો સંહાર કરવામાં મળતો વિજય, એજ તેમના પોતાના મૃત્યુનું કારણ બને છે.

નારદઃ ત્યારે પૃથ્વી ઉપર માત્ર સ્ત્રીઓ, બાળકો, ખંડિત અવયવોવાળા અને મૂર્ખાઓજ બાકી રહેશે.

ભગવાનઃ તેથી મૂર્ખાઓને સ્ત્રીઓ મેળવવાની તક મળશે. તેમાંથી બીજા વધુ મૂર્ખાઓની ઉત્પત્તિ થશે. કુદરતના નિયમ પ્રમાણે વિનાશનો એજ ક્રમ છે.

(યાદ લાવીને)

પણ એ લોકો શું કામ લડે છે?

નારદઃ મને એની ખબર નથી.

ભગવાનઃ પૃથ્વી ઉપર કોઇક કાસદને મોકલીને તપાસ કરાવો.

(વળી નાક આગળ આવેલી માખીને ઉડાડે છે.)

નારદઃ મેં બધી તપાસ કરાવી છે, કાંઇ પરંતુ તે વિષે જાણવું નથી.

ભગવાનઃ ખરેખાત—?

નારદઃ ખરેખાત. ઋષિઓ અને રાક્ષસો એમજ કહે છે કે, અમે અમારાં જીવનના સંરક્ષણ માટે, અમારી સંસ્કૃતિના તેમજ સ્વતંત્રતાના રક્ષણ માટે લડી રહ્યા છીએ.

ભગવાનઃ સ્વતંત્રતા? જો બન્ને પક્ષ એમ કહેતા હોય, તો ખાત્રીથી માનજો કે બન્ને પક્ષ જૂઠું બોલે છે. અને સંસ્કૃતિ તે શું ચીજ છે?

નારદઃ મને તેની ખબર નથી. પૃથ્વીના લોકોની એ કોઇક માનીતી વસ્તુ હોવી જોઇએ. હું ધારૂં છું કદાચ પૈસાને તે નામે ઓળખતા હોય.

ભગવાનઃ બીજા શાને માટે તેઓ લડે છે, એમ તમે મને કહ્યું?

નારદઃ સ્વધર્મને માટે.

ભગવાનઃ તે વળી શું છે?

(માખીને વળી ઉડાડે છે).

નારદઃ મને લાગે છે તે એક જાતનો માદક રસ હોવો જોઇએ. લોકો રણક્ષેત્રમાં જતા પહેલાં તે શરીરે ચોપડે છે, તેથી તેઓ ઉન્માદી બની જાય છે અને મરવાં તૈયાર થાય છે.

ભગવાનઃ એ કોણ બનાવે છે?

(વળી માખી આવે છે અને ભગવાન ઉડાડે છે).

નારદઃ મને લાગે છે બ્રાહ્મણો જ તે બનાવે છે.

ભગવાનઃ જેઓ બીજાઓનો સંહાર કરાવવા તૈયાર થતા જેટલા દિવાના હોય, તેમનોજ સંહાર થવો ઘટે છે.

નારદઃ પ્રભો! જીવનનો એજ કાયદો છે?

ભગવાન—એમાં કશીજ શંકા નથી.

( માખીને ઉડાડવા હાથ હલાવે છે )

નારદઃ એ માટે શંકા ઉઠાવવા માટે મને ક્ષમા કરો. પણ તપોવનના ઋષિઓની પ્રાર્થના માટે શું કરવું?

ભગવાનઃ તમે આ માખીના ગણુગણાટની વાત તો કરતા નથી ને ?

નારદઃ ના પ્રભો, ઋષિઓ આપની પ્રશંસાનાં જે ગીત ગાઇ રહ્યા છે તેમની હું વાત કરૂં છું. તેઓ ઋષિજનવર્ચસ્વસંહારકને પકડવા માટે આપની પ્રશંસા કરે છે,

ભગવાનઃ કોને ?

નારદઃ ઋષિજનવર્ચસ્વસંહારક.

ભગવાનઃ ફરીથી કહો, ફરીથી.

નારદઃ ઋષિજનવર્ચસ્વસંહારક.

ભગવાનઃ શું આ નામ બ્રહ્માએ પાડેલું ?

નારદઃ પ્રભો! મને તેની ખબર નથી.

ભગવાનઃ નારદજી, ફરીથી કહો, એક વખત એ નામ ફરીથી કહો.

(માંખીને ઉડાડે છે).

નારદઃ ઋષિજનવર્ચસ્વસંહારક.

ભગવાનઃ એમ? પરંતુ એ લોકો મારા નામને–તેના–તમે હમણાં બોલી ગયા તે નામની સાથે શા માટે એમ સેળભેળ કરી મૂકે છે?

નારદઃ એને પકડવા માટે એ લોકો આપનાં ગુણગાન કરે છે, આપની પ્રાર્થના કરે છે.

[ભગવાન પોતાની બંને હથેલીઓ વડે પોતાનું મુખ ઢાંકી દે છે. તેમના બંને ખભા ધ્રુજી ઉઠે છે.]

નારદઃ આટલું હાસ્ય આપને ભગવાન ?

ભગવાનઃ અરે નારદ, આવું નામ પ્રશંસા ? એ તો સૂર્ય પાસેથી એનું તેજ લઇ લેવા જેવું છે.

(માખી વળી ઉડી ઉડીને નાક ઉપર બેસે છે, તેને ભગવાન ઉડાડે છે.)

નારદઃ પ્રભો! ક્ષમા કરજો. તમે શું ખરેખર બ્રાહ્મણ છો ?

ભગવાન, નારદજી. તમે શું ધારો છો ? તમે તો મને કેટલાક વખતથી પિછાનો છો.

નારદઃ શું ધારવું તેજ સમજી શકતો નથી, પ્રભો! પણ ક્ષત્રિયો કહે છે તમે ક્ષત્રિય છો, રાક્ષસો કહે છે, તમે રાક્ષસ છો. અને અનાર્યો કહે છે તમે અનાર્ય છો.

ભગવાનઃ નારદજી, મને એમ લાગે છે કે, આટલામાં ક્યાંક માખીઓને પકડનાર વાઘ હોય તો સારૂં.

નારદઃ પ્રભો, આપ આ માખીનો વિનાશ જાતે શું કામ કરતા નથી? આપ તો સચરાચર છો ને? બન્નેમાં પરિણામ તો એક જ છે. અને વળી આપે તો માત્ર થોડાંક સ્ત્રીપુરૂષો તરફ આપને અણગમો થવાને લીધે ભૂકંપથી, જળપ્રલયથી તેમજ ભયંકર રોગચાળાથી મહાન નગરોનોયે વિનાશ કર્યાં નથી કર્યો ?

ભગવાનઃ જાઓ જાઓ નારદજી, મારી ઉપર આવા બુદ્ધિ વિનાનાં આળ ચડાવો છો. જાઓ અને જેને જીવન માટે માંખીના ભક્ષની જરૂર છે, એવા એકાદ માખીભક્ષક વાઘને આટલામાંથી લઇ આવો. સત્વરે જાઓ !

[વધુ ગણગણાટ કરતી માખીને ઉડાડે છે]

[નારદ જાય છે. વૃત્રાસુર પ્રવેશે છે]

વૃત્રાસુરઃ પ્રભો! દાનવનગરીના રાક્ષસો આપને પ્રાર્થના કરે છે, અને તેમને હાથે દેવોનો પરાજય થઇને દેવપુરિનું સિંહાસન તેમને મળે તેની માગણી કરે છે.

ભગવાનઃ આ માખી તો બહુજ હેરાન કરે છે. નારદજી ક્યાં ગયા ?

(માખીને ઉડાડે છે)

(અગ્નિ પ્રવેશે છે)

ચંડિકાઃ ગિરીમાલાની દેવીઓ આપને પ્રાર્થના પાઠવીને અસુરોનો વિનાશ વાંચ્છે છે. તેમજ ઇંદ્રાસન ઉપર પોતાની જાતિનું આધિપત્ય કાયમ રહે તેવી માગણી કરે છે.

ભગવાનઃ ઓહો ! એક નાનકડા પ્રાણીને લાવતાં નારદને આટલો બધો વિલંબ કેમ થયો ? એક નાનકડું જંતુ લાવતાં આટલી વાર ?

ચંડિકાઃ આપની જાતે જ તેનો સંહાર કેમ કરતા નથી, પ્રભો ? અથવા તો એવો રોગ કેમ શરૂ કરતા નથી કે જેથી તમામ માખીઓનો વિનાશ થઇ જાય ?

ભગવાનઃ ચંડિકા, મેં હમણાંજ નારદની આગળ તેમની એવીજ શંકાનું સમાધાન કરતાં કહ્યું હતું, કે મારા ઘડેલા કાયદાઓનું પાલન મારે પણ કરવું જ જોઇએ. મારી પોતાની આજ્ઞાઓનું ઉલ્લંઘન હું જાતે પણ કરી શકું તેમ નથી.

(સામે જોઇ)

હંયો, નારદજી જ આવ્યા.

[નારદજી માખીઓને પકડનાર વાઘ સાથે પ્રવેશ કરે છે. એ વાઘ માખીને જોતાંજ તેની ઉપર તૂટી પડે છે, અને તેનો ભક્ષ કરી જાય છે.]

આ માટે મારે મારો જ આભાર માનવો રહ્યો. વારુ, નારદજી, તમે માખીના વિનાશ વિષે કંઇ કહેવા માગો છો ?

નારદઃ ના પ્રભુ, કેમકે એ તો નજીવું જંતુ જ હતું, તેનામાં જીવન હતું પણ પ્રાણ નહોતા.

ભગવાનઃ એમ કે ? નારદજી તમને એની ખાત્રી છે, મનુષ્યો પણ એવીજ ખાત્રી રાખીને કામ કરી રહેલા છે. અરે, વારુ નારદજી !

[વૃત્રાસુર તરફ ફરીને]

તમે શું કહેતા હતા ?

વૃત્રાસુરઃ આપને અસુરસમાજ એટલા માટે પ્રાર્થી રહ્યો છે કે, આપ જ તેમના એકલા અને સાચા સહાયક છો; અને તેથી જ તેમણે દેવો ઉપર સ્વારી કરી છે, અને ઋષિઓના ધુમાડાવાળા યજ્ઞકુંડોનો નાશ કર્યો છે.

ભગવાનઃ નારદજી, મેં તમને નહોતું કહ્યું કે આ પ્રાર્થના અને પ્રશંસા, લાલચ બતાવીને સૂરજ પાસેથી તેનો પ્રકાશ છીનવી લેવા જેવીજ છે ?

નારદઃ [હાથ જોડીને] પ્રભો! આપની અગમ્ય લીલા મારાથી કળી શકાતી નથી. કૃપા કરી આપ કહેશો કે આપ દેવ છો, દાનવ છો, સ્ત્રી છો, પુરૂષ છો કે પંખી છો ?

ભગવાનઃ નારદજી, એ તો પૃથ્વીના લોકોને જ પૂછો; એ લોકો તમને સમજાવી શકશે; કેમકે હું તો માત્ર તેમના હાથનું રમકડું જ છું.

(શંકર પ્રવેશે છે)

શંકરઃ પ્રભો ! પૃથ્વી ઉપર ચાલી રહેલા આ ભયંકર સંહારને આપ અટકાવવાનાજ હો, તો શા માટે અત્યારે ને અત્યારેજ તે અટકાવતા નથી ? આપ તેને એક વિપલ પણ શા માટે વધુ ચાલવા દો છો ? શું આપ હાલ ને હાલ તે અટકાવી નહિં શકો ?

ભગવાનઃ ધીરજ ધરો શંકર, ધીરજ ધરો, એ બધું આપોઆપ અટકી જશે. તેઓ બધા એકબીજાનો વિનાશ કરશે. પણ હું અનાર્ય અને અસુરોની સાથે જાઉં છું, તમે અનંત દયા, પ્રેમ અને માનવતાના ઉપાસક એવા દેવોને, ઋષિવરોને અને ભૂદેવોને જઇને મળો, કેમકે એ બધા તમારૂં યજનયાજન કરે છે.

શંકરઃ પ્રભો, તમે જાણોજ છો કે તે બધા મારા અનુયાયીઓ નથી જ. તેઓ માત્ર વિના કારણે મારું નામ વારંવાર લીધાં કરે છે એટલુંજ.

નારદઃ પ્રભો, પૃથ્વીના મનુષ્યોના ધર્માચાર્ય, પૃથ્વી ઉપર શાંતિ સ્થાપવા માટે આપને પ્રાર્થના પાઠવે છે.

ભગવાનઃ એમ કે? ત્યારે તે જાતે જ શાંતિ ફેલાવવાની આજ્ઞા કાઢતા શું કામ નથી? તમે ધર્માચાર્યનાં દલાલ હોં અને મારી સાથેના સંબંધને લઇને, તેમના કહેવા પ્રમાણે કરાવી શકતા હો, એમ તો તેઓ તમને માનતા નથી? મને ભય રહે છે કે, આથી તો કદાચ, ઠામ ઠામ એવીજ માન્યતા ફેલાશે કે હું બહેરો છું. જો ધર્માચાર્ય જાતેજ પોતાના પૃથ્વી ઉપરના અનુયાયીઓને એવી આજ્ઞા આપે કે, તમે લઢવાની ના પાડો અને લઢાઇના કોઇ પણ કામમાં મદદ કરવાનો ઇનકાર કરો, તો—અને જો તેમના અનુયાયી સાચ્ચા ધાર્મિક હોય તો, તે જાતે જ આ સંહારને અટકાવી શકશે.

શંકરઃ પણ ભગવાન, આ બધું ક્યાં સુધી ચાલવા દેવું છે?

ભગવાનઃ યુધ્ધો અટકાવવાનું કામ મેં કદી પણ કર્યું હોય એવું તમે જાણો છો? ઝડપ મારતા બાજના પંજામાંથી મેં કબુતરને બચાવ્યું હોય તેવું તમે કદી જાણ્યું છે ખરૂં? હું એ ક્રિયાઓને અટકાવવા કદી માગતો જ નથી. પૃથ્વીના માણસોનો સંહાર જો તેઓ માણસોજ હોય તો તેમની જાતેજ અટકાવવા દયો. મને માત્ર એકલો રહેવા દયો. મારે નેત્રો મીંચીને પેલી નાનકડી માખીની મૂર્ખતા સંબંધમાં ચિંતન કરવું છે.

નારદ અને શંકરઃ અફસોસ! અફસોસ! પૃથ્વી પરના લોકોનો પોતાનીજ ભુલને લીધે નાશ થઇ રહયો છે.

(ભગવાને આંખો મીંચી દીધી છે એ જોઇને બધા ચાલ્યા જાય છે).




[ લેખકઃ—સુધાકાન્ત ભટ્ટ. ]

મનુષ્ય તેની રહેણીકરણી, ટેવો અને વિચારોની પ્રતિકૃતિ છે. જે જાતના વિચારોએ કરે તેવો જ તે બનવાનો. આપણે બીજું કંઇજ નહિં પણ આપણા વિચારો અને લાગણીઓ નીજ દેહધારી પ્રતિમા છીએ.

કોઇપણ ડાહ્યો ખેડુત બાજરી વાવીને બટાટાના પાકની આશા રાખતો નથી: ભલેને તે અભણ હોય, તેણે વિજ્ઞાનનું નામ પણ સાંભળ્યું ન હોય; છતાં તે એ વાત તો બરાબર જાણે છે જ કે, જેવું તે વાવશે તેવું જ લણશે. જાર વાવીને જાર જ મેળવી શકાશે, બાજરી વાવીને બાજરી ઉત્પન્ન કરી શકાશે. અને બટાટા વાવ્યા હશે તો જ બટાટાનો પાક ઉતરશે. કુદરતનો એ તો અટલ અને કઠોર કાયદો છે.

અને એજ કાયદો માનસિક જીવનના ક્ષેત્રને પણ લાગુ પડે છે. ઇર્ષ્યાં, અદેખાઇ, ઝેર અને તિરસ્કારના વિચારોનું વાવેતર કરો અને ખાત્રી રાખજો કે, તમારૂં સારૂંયે જીવન એવાજ પાકની લણણીમાં પસાર થશે. ધિક્કારનાં બીજ રોપીને તેમાંથી તમે પ્રેમનાં ફળ પ્રાપ્ત કરી શકવાના નથી જ. તેજ રીતે ભય, ચિંતા, શંકાઓ અને નિરાશાનાજ વિચારો કર્યાં કરશો તો તેથી જુદાં ફળ મેળવી નહિં જ શકાય. માંદગીનાજ સતત વિચાર કર્યાં કરો અને નક્કી માનજો કે તેનું ફળ રોગમાંજ આવવાનું; ત્યારે સદાય તંદુરસ્તીના અને તાજગીનાજ વિચારો કરો તો તેનું ફળ સુંદર, તંદુરસ્ત અને મજબૂત શરીર રૂપે મળશે. આજ રીતે જેઓ ગુલામીના જ સદાય વિચારો કર્યાં કરે છે, તેઓ ગુલામ જ રહે છે, પરંતુ જેઓ સ્વતંત્રતા મેળવવા મક્કમ બન્યા હોય છે, તેમને પૃથ્વીભરની તમામ સત્તાઓ સામટી મળીને પણ ગુલામ રાખી શકે તેમ નથી.

માનસિક યંત્રમાં થતા સારામાઠાં પરિવર્તનને સીનેમાની ફીલ્મની સાથે આબાદ સરખાવી શકાય તેમ છે. તમે સહુએ સીનેમા તો જોયા જ હશે. તો આપણે સીનેમાના થીયેટરની કલ્પના કરીએ. આપણી સામે જેની ઉપર ચિત્રો પડે છે તે પડદો છે; આપણી પાછળ એક નાનકડી કોટડી છે, તેમાં ચિત્રપટ બતાવનારૂં યંત્ર છે, વિજળીનાં જોડાણો છે, જુદી જુદી ફીલ્મો છે અને તે બતાવનાર માણસ છે.

થીયેટરના દીવા એકાએક બંધ થાય છે; પણ પડદા ઉપર કશું જ જણાતું નથી. કેમ ? કારણ કે આપણી પાછળની પેલી કોટડીમાંનાં માણસે વિજળીની ચાવી ઉઘાડી નથી.

હવે પડદા ઉપર પુષ્કળ અજવાળું

દેખાય છે, તેમ છતાં તેમાં કશી જ છબિ દેખાતી નથી. કેમ ?-વિજળીની ચાવી તો ફેરવી છે; પરંતુ પેલા યંત્રમાં હજી ચિત્રપટ મૂકવામાં આવ્યું નથી.

પરંતુ તે પછી તુરતજ આપણે પડદા ઉપર ચિત્રો જોવા લાગીએ છીએ, તેમાંના કોઇમાં પ્રેમકથા તો કોઇમાં ધિક્કાર, કોઇમાં ખૂન તો કોઇમાં લુંટફાટ થતી દેખાય છે, પણ આપણને તે ગમતું નથી. આપણે હાસ્યરસના દેખાવો જોવા છે, કરૂણાન્ત નાટક જોવું નથી.

આપણી પાછળની કોટડીમાં બેઠેલા માણસ તે વાત જાણી જાય છે. તુરતજ તે ફીલ્મ બદલી નાખે છે; અને આપણી દ્રષ્ટિ સમક્ષ હાસ્યરસના પ્રસંગો દેખાવા શરૂ થાય છે.

એ ચિત્રમાં પરિવર્તન કેમ થયું ? શું વિજળીના ભેદથી ? ના--એ તો હમેશાં એકજ પ્રકારની હોય છે. ત્યારે શું પડદો બદલાયો ? ના--પડદો તો હમેશાં એનો એ જ રહે છે, અને તેની ઉપર હાસ્ય કે કરૂણ પ્રસંગ દેખાય છે. શું ત્યારે યંત્રમાં કોઇ જાતનો ફેરફાર થયો ? ના; યંત્ર પણ તેનું તે જ છે, અને એની અંદર જે જાતનું ચિત્ર મૂકવામાં આવે તે આબાદ પડદા ઉપર પાડી બતાવે છે.

ફેરફાર થવાનું કારણ ચિત્રપટ ઉપર પાડવામાં આવેલાં ચિત્રો જ છે. એ ચિત્રપટમાં જે ચિત્ર ઉતારવામાં આવે તેજ ચિત્ર પડદા ઉપર પડે છે. પછી ગમે તો તે ચિત્રને કોઇ સભ્ય ગણાતા દેશમાં બતાવો કે જંગલી મનાવવામાં આવતા સ્થાનમાં જઇને બતાવો.

આને જીવનની સાથે સરખાવીએ. ચિત્રપટો બતાવનારો પડદો તે જીવન માટેનું કાર્યક્ષેત્ર છે. જેની ઉપર આપણે જીવનરૂપી નાટક ભજવી બતાવીએ છીએ. વિજળી તે જીવનમાં રહેલી ચેતનશકિત છે. યંત્ર તે માનવશરીર છે; અને કોટડીમાં બેઠેલા માણસ તે માનસિક જાગૃતિ છે. ચિત્રપટ એ મનની સુષુપ્તિ અવસ્થા સુચવે છે, અને ચિત્રપટમાં પડેલી છબિ તે સુષુપ્તિ અવસ્થામાં વિચારતું પડેલ પ્રતિબિંબ છે.

એટલે મનુષ્ય જીવનનો આધાર બોગીઆ ઉપર અવલંબેલો નથી. અનેક માણસોને આપણે જોઇએ છીએ, તેમાં કોઇ વિજયની ઉચ્ચ ભુમિકાએ ચડેલો દેખાય છે, તો કોઇ નિષ્ફળતાની ખીણમાં ગબડી પડેલો દેખાય છે. કોઇ પ્રેમાળ, દયાળુ, આનંદી અને અનેક સન્મિત્રોનો સથી હોય છે, ત્યારે કોઇ કઠોર, નિર્દય, નિરુત્સાહી તેમજ દુશ્મનોથી ઘેરાયલો જણાય છે. ચિત્રો બતાવનાર પડદો અથવા તો માનવશરીર તો તદન જ તટસ્થ હોય છે. તેને કશીજ દરકાર નથી. ચિત્રપટ કેવું બતાવવું તે તમારૂં કામ છે. તે ચિત્ર સારૂં બનાવવું કે ખોટું તે તમારા પોતાના ઉપર અવલંબેલું છે.

તેજ રીતે વીજળી અથવા તો ચેતન શકિતને પણ તમે કશોએ દોષ દઇ શકો તેમ નથી. તે પણ તેની અંદર કેવું ચિત્રપટ પસાર થાય છે તેને માટે તટસ્થ છે. એટલે એ શકિતદ્વારા તમે કઇ જાતનું ચિત્રપટ પસાર કરવા માગો છો તે જ મુખ્ય વસ્તુ છે. એ ચિત્રની પસંદગીનું કામ તમારૂં છે. તમારામાં જે ચેતનશકિત છે, તેનો જો કુદરતની સાથે

સંવાદી મેળ લઈને તમે ઉપયોગ કરશો તો તે ભવ્ય કાર્ય કરી શકશે. તેનો વ્યવહાર કુદરતી તત્ત્વોની વિરૂધ્ધ કરશો તો નાશકારક કાર્યો કરવામાં તેનો ઉપયોગ થશે.

આમ હોવાથી જો તમને તમારૂં પોતાનું ચિત્ર ન ગમે તો તેને માટે કુદરતને, સમાજને, જીવનને કે વાતાવરણને દોષ ન દેતા. તમારી અંદર જ તપાસ કરો અને એ ચિત્રપટ બદલી જાગૃત માનસિકપટ ઉપર સુંદર લાગે તેવું ચિત્ર પાડવાનો પ્રયાસ કરો, જેમ સીનેમાનાં ચિત્રપટ બતાવવા બેઠેલો પેલો માણસ પ્રેક્ષકોને ગમે નહિ તેવું ચિત્ર બદલીને બીજું ફેરી શકે છે, તેમ તમે પણ તમારા જીવનના ચિત્રપટને બદલી શકશો.

આ માટે બે વસ્તુઓની જરૂર છે: જેમ ચિત્રપટ બતાવવા માટે સહુથી પહેલાં યંત્રમાં કોઇ પણ જાતનો બગાડો હોવો ન જોઇએ, તેજ રીતે તમારા જીવનનું ચિત્ર સુંદર રીતે રજુ કરી શકાય તે માટે શરીર રૂપી યંત્ર કોઇપણ જાતના બગાડા વિનાનું હોય તે પહેલાં જોવું પડશે. ચિત્રપટનું યંત્ર બગડે તો તેને સુધારવા માટે યંત્રકામના જાણકાર પાસે જવું પડે છે, પરંતુ શરીરરૂપી યંત્રને માટે તો કુદરતનીજ પાસે જવાથી આપોઆપ સુધારા થઇ શકે છે. એટલે તંદુરસ્તી માટેના સહુથી સરળ અને સામાન્ય નિયમોનું પાલન કરવાથીજ શરીરરૂપી યંત્ર સુવ્યવસ્થિત રહે છે.

આ માટે તાજી હવા સહુથી જરૂરની છે. પરંતુ આપણામાંના ઘણુંએ પ્રાણદાયક હવાને માટે ભૂખ્યા જ રહીએ છીએ. કેમકે આપણે એટલા બધા આળસુ છીએ કે ઉંડા શ્વાસ લઇને ફેફસાંને સ્વચ્છ હવાથી પુરેપુરાં ભરતા જ નથી. એને માટે સારામાં સારી અને સાદી રીત, સાઇકલની ટ્યુબ ાં ધીમે ધીમે પંપ મારીને પવન ભરીએ છે એ તેજ પ્રમાણે ધીરે ધીરે ઉપરાઉપરી શ્વાસ લઇને ફેફસાંને પવનથી પુરેપુરાં ભરવાં જોઇએ. આ રીતે ફેફસામાં લેવાયલો પ્રાણવાયુ રકતાભિસરણની ક્રિયાને મદદ કરે છે, એટલુંજ નહિં પણ નવીન ચેતનની સાથે સાથે શરીરના પ્રત્યેક ભાગને તંદુરસ્તી બક્ષે છે.

યંત્રની માફક શરીરને સ્વચ્છ રાખવાની પણ ઘણીજ જરૂર છે. શરીરનાં જેટલાં મલીન તત્ત્વો હોય તેટલાં સંપૂર્ણ રીતે નિયમિતપણે કાઢી નાખવાં જ જોઇએ. રેચક ઔષધો બીનજરૂરી છે, એટલુંજ નહિં પણ શરીરને નુકશાનકારક છે. સાદો ખોરાક, પુષ્કળ ફળ ફળાદિ અને જોઇએ તેટલું પાણી, એટલાં વાનાં શરીરની સુખાકારીનાં સહુથી મોટામાં મોટાં મદદગાર છે.

અપચો ન થાય તે રીતે લેવાતો નિયમિત ખોરાક, કસરત અને પુરતી વિશ્રાંતિ, એટલી ચીજો તંદુરસ્તી માટે પુરતીજ છે.

યાંત્રિક દ્રષ્ટિએ શરીરને લગતા અગત્યના પ્રશ્નનો આમ વિચાર કર્યા પછી બીજી અગત્યની જે ચીજ બાકી રહે છે તે મન છે. તેની ઉપર કેવા ચિત્રની છાપ છાપવી તે પણ એટલુંજ જરૂરનું છે. વિચાર એ આ જાતના ચિત્રમાં સહુથી મોટી અને અગત્યની વસ્તુ છે. નિરંતર માંદગીના વિચાર કર્યા કરવાથી માણસ નબળા અને માંદલા શરીરવાળાં

બની જાય છે; જ્યારે તંદુરસ્તીના વિચાર કરનારના બાંધા ઘણાજ પ્રચંડ અને મજબૂત થાય છે. ભય, ચિંતા, ઇર્ષ્યા અને ધિક્કારની લાગણીઓ રક્તને ઝેરમય બનાવી દે છે. તેની અસર રક્તાભિસરણ ઉપર થાય છે, તેથી શરીરનાં મુખ્ય કાર્યો મંદ પડે છે અને તેથી જેનાથી જીવન ટકે છે તે પ્રાણ-અણુનો અકાળે ક્ષય થવા લાગે છે. ત્યારે પ્રેમ, શૈર્ય, આનંદ અને આશાવાદથી તેથી ઉલટીજ અસર થાય છે.

આનંદી સ્વભાવ એ તંદુરસ્તીનો પ્રાણદાતા છે; આત્મ વિશ્વાસ એ મોટામાં મોટા વૈદ છે; પ્રેમ વ્યાધિનિવારક ઔષધ છે. સંપૂર્ણ દ્રઢતાથી કરવામાં આવતી સ્વયંપ્રેરણાઓથી પણ તંદુરસ્તી સચવાઇ રહે છે, એટલુંજ નહીં પણ કેટલાક ચાલૂ અને અસાધ્ય રોગો પણ તેથી દૂર થઇ શકે છે. એટલે તંદુરસ્તીમાં માતબર રહેવાના સતત વિચારો કરો તો જરૂરજ શારીરિક તંદુરસ્તી કાયમ સાચવી શકાશે.

આત્મશ્રધ્ધા એ તો વિજયનો ખરેખરો મંગલ આરંભ છે. તેથી ફત્તેહની સોએ સો ટકા ખાત્રી રાખી શકાય છે. મહેચ્છાઓ તમારા પ્રયાસોમાં હમેશાં નવીનજ જુસ્સો પુરે છે; તમારા વિચારોને નિર્મળ બનાવે છે, અને સમાજ ઉપર તમે જે જે છાપ પાડી શકો છો તેને તમારી આત્મશ્રધ્ધા જ વિજયપ્રાપ્તિનાં તમામ બળ અર્પે છે. અલબત્ત, એકલા વિચારજ કર્યા કરવાથી અને મહેચ્છાઓને મૂર્તિમંત સ્વરૂપ આપવા માટે કોઇપણ જાતનો પુરૂષાર્થ નહિં કરવાથી ફત્તેહ મળી જાય છે, એમ માનવું તે નિરૂપયોગી છે. તમે આળસુ બેસી રહો અને લક્ષાધિપતિ થવાની કલ્પનાજ માત્ર કર્યાં કરો, તેથી કંઇ આકાશમાંથી તમારી ઉપર પૈસાનો વર્ષાદ વર્ષવાનો નથી. કલ્પનાઓને મૂર્તિમંત કરવા માટે સતત શ્રમ કરવાની જરૂર છે. તેની સાથે સાથે સંગીન નિરીક્ષણશકિત ખીલવવાની, સ્મરણશકિતને સુધારવાની, કલ્પના શકિતનો સતત ઉપયોગ કરવાની તેમજ, કાર્ય કારણની મીમાંસા અને તુલના કરવાની શકિતનો વિકાસ કરી, તેને પ્રત્યેક ગુંચવણભર્યા સવાલોનો તોડ ઉતારવા માટે કામે લગાડવાની જરૂર છે.

ટૂંકામાં: જે માણસ ફત્તેહ મેળવવાના વિચાર કરવાની સાથે સાથે તેની પ્રાપ્તિ માટેનાં, તમામ સાધનોની તૈયારી સાથે, જીવનસંગ્રામમાં વિજય મેળવવા માટે નિરંતર પ્રયાસ કર્યાંજ કરે છે તેજ વિજયને વરી શકે છે.. વિજય મેળવવા પહેલાં તમારે તેનોજ વિચાર કરવો જોઇએ; તમારા મનમાં કોઇક ભવ્ય કલ્પનાઓ ખડી કરવી જોઇએ; એ કલ્પનાઓ જીવનની સાથે એટલી ઓતપ્રોત થઇ જવી જોઇએ કે, જીવનની તમામ ચળવળોમાંથી તેનોજ પ્રતિઘોષ પડે. વિજયનાં આપણાં સ્વપ્નાં જીવનનું એકજ મુખ્ય લક્ષ્ય અને ધ્યેય થઇ પડે. તમારા વિચારોને અનુકુળ થાય તેવીજ તમારી રહેણીકરણી હોવી જોઇએ; તોજ ઝલકદાર જીવનવાળી નવીન દુનિયા તમારે માટે ખડી થઇ શકશે.

---

# ગુજરાતણ:

[લિખકઃ—શ્રી ચતુર્ભુજ આણંદજી.]

## ઈ. સ. ૨૦૨૯

કાળના કલેવર પર અનેક સંસ્કૃતિના શણગાર ચડ્યા અને ઉતર્યાં આદર્શોની અધઃપતનમાંથી માનવજાતે મુક્ત થવા માટે અનેક યત્નો આદર્યાં અને અધૂરા મૂક્યા. ગઈ કાલની પ્રણાલિકા પર જીવન ધ્યેય નિર્ણય કરવાની મનોદશા હવે ઓસરતી જાય છે ખરી પણ એનો પ્રસાર હજુ જોઈએ એટલો સર્વવ્યાપી નથી. છતાં આજના વિજ્ઞાનયુગને આંગણે ઉભેલું જગત જુનાં આદર્શોને છોડી—વર્ષોથી વપરાઈને જુદ્દી થઈ ગયેલી સંસ્કૃતિને છિન્નભિન્ન કરી આવતી કાલના સ્વપ્નાં સેવે છે. ભારતવર્ષમાં પણ એ નવયુગની ભાવના પોતાનાં મંગલ પગલાં પાડી રહી છે. અને ગુજરાત પ્રાંતના સીમાડાને વળોટી યુગપરિવર્તનનાં એ અદ્દિલનો વ્યાપારથી બધિર બનેલા કાન પર અથડાય છે. આંખને આંજી નાખે એવાં ઝલકદાર જીવન હિમાલય અને હિંદુકુશની સરહદ ઓળંગી અનેક યુવાનોના અંતરમાં આજ મન્થન મચાવી રહ્યાં છે. આમ જ્યારે ગુજરાતનો ભાવિપુરૂષ સુવર્ણયુગના આવતાં પૂરને ઝીલી લેવા તત્પર થતો જાય છે ત્યારે ગુજરાતણનું સ્થાન ક્યાં હશે ?

સંત મહંતોને એમ લાગતું હશે કે આમને આમ એ ગુજરાતનો સ્ત્રી વર્ગ વિફરતો જશે તો કલંકી અવતાર એના નિર્ણિત કરેલા કાળ પહેલાં આવી પહોંચશે પણ નીતિનાં મિમાંસકો અને સંસ્કૃતિના સંરક્ષકો એમના ઉંચા ચશ્માથી ભલે તેટલું વિપરીત અવલોકન કરે છતાં એટલું તો જરૂર સ્વીકારી શકાય કે ગુજરાતણના આદર્શોની દુનીઆ રસોડાની દિવાલોમાંજ ગોંધી રાખવાના દિવસો તો ગયાજ. સાત ભવ સુધી એકના એક પતિદેવ તરફ પૂર્ણ વફાદાર રહેવાની વિવિધતા વિહોણી મનોદશા આજની યુવતી નહીંજ સેવે. ગરવી ગુજરાતણની સૌમ્ય રેખાઓમાં હવે જરા પુણ્ય પ્રકોપની કઠોર કરચલીઓ પડવા લાગી છે. અનેક સૈકાઓ થયા માત્ર શબ્દમાંજ અર્ધાંગનાનું પદ પામેલી ગુજરાતની ગૃહલક્ષ્મી હવે પોતે પુરૂષનું પા અંગપણ થવાનું પસંદ નહી કરે. એ પોતાના આખા અંગને અખંડ રાખશે અને એનાં મીલકતની પેઠે મૂલ્ય મુલવનારા નરરાક્ષસોની સામે એ સ્પષ્ટ અવાજ ઉઠાવશે.

સૌંદર્યનાં દર્શન કે પ્રદર્શનમાં એને નીતિભંગનો ભય નહીં લાગે. વૈદર્ભીની પેઠે વનમાં તો શું પણ ઘરના આંગણામાંય અનાથ બની આકાશ સામે એ જોઈ રહેશે નહીં. પોતાનાં ગુજરાન માટે અકિંચન અડચણો ઉકેલતી ભાવિ નવ યુગની ગર્વિષ્ઠ ગુજરાતણ જીવન કલહને પુરૂષ વર્ગની સાથે સ્પર્ધામાં રહી નિભાવી લેશે. શરમાળ સુજનતા, અને સર્જન જુનાં શીલનો અત્યાર સુધી રાખેલા ઇજારો એ પુરૂષ જાતિ વચ્ચે સમાન ભાગે વહેંચી લેશે. ગૃહ એટલે ગૃહિણી એ વ્યાખ્યા એ બદલી નાખશે. પુરૂષજાતિ સાથે સંપૂર્ણ રીતે સહકાર એ ભલે સાધે, ગૃહજીવનની શીતળ છાંયામાં એ ભલે એનું ગરવી

ગુજરાતણનું પદ સાચવી રાખે પણ એટલા ખાતર પ્રાણીની પેઠે માત્ર પૈસાથી ખરીદાયલી એ "ઘરવાળી" તો નહીંજ રહે. જીવનની આંટીઘુંટીઓમાં એની શક્તિઓને કસોટીએ ચડાવતાં ભાવિ ગુજરાતણની ભવ્ય બુધ્ધિમત્તા પરાજયની ભીતિથી થડકશે નહીં. એકેએક ક્ષેત્રમાં વિરાટ પગલાં માંડતી–ગુજરાત અને હિંદના પેલીપાર દ્રષ્ટિ નાખતી જગતના જીવનધર્મોને પોતાના પ્રાણમાં પરોવતી આવતા યુગની ગુણસુંદરી કદી અધિકાર કે આત્મ રક્ષણમાં પ્રમત્ત નહી રહે. એ તો અત્યાર સુધી આજ્ઞા કરવાને ટેવાયલા પતિદેવને પણ પરખાવી દેશે કે તમારી તુમાખીનો એક પણ અક્ષર સાંખી શકાશે નહીં. સ્ત્રીઓ પુરૂષ જાતિની જાગીર નથી એમ સાત ભવના સ્વામીને પણ એ સંભળાવી દેશે.

પતિએ આણેલા સતીમંડળના સદ્‌ગ્રંથો માત્ર પ્રાચીન ચીજોનાં પ્રદર્શનમાં રહેશે અથવા પુરૂષોનાં સ્વાર્થનું સ્મરણ ચિન્હ માની એને કદાચ નવયુગની પ્રચંડ મહીલા અભિરાઇ પર મુકી રાખે તો એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. શીયળ વિશે માત્ર સ્ત્રીઓનેજ ઉપદેશ આપનાર કવીઓ સામે એ તિરસ્કારની નજરે જોશે. સ્વાર્થી આદર્શો અને સત્તાના આદેશોને ઠોકરે મારવામાં ગુજરાતણ ગર્વ લેશે. રાજકારણ, અર્થશાસ્ત્ર, વિજ્ઞાન કે વિદ્યાભ્યાસંગમાં ભાવિયુગની ભામિની પુરૂષ જાતિ ઉપર પ્રભાવ પાડશે એટલુંજ નહીં પણ પોતાના વ્યક્તિત્વવડે એ પોતાની જુદી દુનીઆ રચી શકે એવી તાકાત ધરાવશે. દયા કે દુવા માગવાનું એને નહી રહે, સભ્યતા ભરી વર્તણુક માટે એ પ્રેમ કે ટ્રેઇનમાં પુરૂષજાતિ સામે દયામણું મોં કરી જોઇ નહીં રહે; ચટ લઇને પોતાનો માર્ગ કરી લેતી આગામી યુગની વીરાંગનાને કોની મગદૂર છે કે છંછેડી શકે? મસ્ત થઇને જીવન મ્હાલતી, વેગવંત સિંધુ સરખી માર્ગમાં આવતાં વિઘ્નો સામે જબરો જંગ મચાવતી ગુજરાતણ જ્યારે પોતાના આદર્શોના વેગને વ્હેતો મુકશે ત્યારે પુરાણીનું મહાભારત કે મનુસ્મૃતિ એને મન નિર્જીવ લાગશે. એ કદાચ કાર્લ માર્કસ કે લેનીનની સૃષ્ટીમાં વિહરશે, બરટ્રાંડ રસેલ કે–બર્નાડ શૉ એના પ્રિય લેખકો બનશે. જાજરમાન વસ્ત્રો પહેરી આલેશાન મકાનમાં મળેલી સભામાં એ પુતળું બની કદાચ નહીં બેસે પણ ગૌરવ ભર્યા ગુજરાતના એ આવતી કાલની યૌવના શ્રમજીવીઓનાં આંગણાં સાફ કરતી હશે–ખેડુતોના અંગપર ઉડેલી ધૂળ ખંખેરતી હશે. અને હિંદની પાર્લામેંટમાં એ મજુરો અને કામદારોની વતી મક્કમ લડત માંડતી હશે.

સ્ત્રી એટલે માતૃત્વ એમ વ્યાપ્તિ બાંધનાર મહાજન જીવનભર કૌમારવ્રતના કોડ રાખતી ગુજરાતણોની સંખ્યામાં ઉમેરો થતો જોઇ આંખ ઉંચી ચડાવશે. પ્રસુતિના ડગલે ને પગલે આવતા પ્રસંગોને નિયમનમાં રાખતી ગૃહરાણીઓને જોઇ કદાચ આજના સંયમશીલ સંતોને પ્રલય કાળ પાસે આવતો લાગશે. આવતા યુગમાં એટલું તો જરૂર બનશે કે લગ્નોને નામે ચાલતો પુરૂષ જાતિનો વ્યભિચાર ગુજરાતની ભાવિપત્નીઓ ઘડીભર પણ બરદાસ્ત નહીં કરે. પુરૂષ વર્ગની પાશવ વૃત્તિને મર્યાદામાં મુકતી ગુજરાતની શોભા સમી સન્નારીઓ બાર વરસે બે

બાળકની માતા નહીંજ થાય. ખુલ્લાં મેદાનો ખુશનુમા હવા અને પ્રકાશના કિરણોમાં મસ્ત વિહાર કરતી મદભર માનુની ભ્રભંગ માત્રથી કુટિલજનોની લોલુપ આંખોને નીચી નમાવશે. બળવો એ એનું જીવન કાર્ય બનશે–સ્વાવલંબન એ એનો આદર્શ. બનશે–સમાનતા એ એનું દ્રષ્ટિબિંદુ રહેશે ભરણ પોષણ માટે ભીખના ટુકડા એ પુરૂષ પાસે નહીં માગે. આર્થિક અસહાયતાને બુધ્ધિ કે શરીરના શ્રમથી અશક્ય કરતી–અધીન મનોદશાને દેશવટો દેતી–દૂર દૂરના ભાવિને ઉકેલતી ગુજરાતણ ભલે આજ કલ્પનાનો વિષય ભાસે પણ એ કાળ હવે બહુ દૂર નથી કે જ્યારે જગતના સ્ત્રી સમાજની સર્વદેશી પ્રવૃત્તિઓને પચાવતી, પોતાનાં આદર્શોને આંતરરાષ્ટ્રીય રંગોથી રંગતી ગુજરાતણ હિંદના એક ખૂણાથી બીજા ખુણા સુધી હરેક ક્ષેત્રમાં ઘૂમતી ન હોય. અર્ધી સદી ઓસરી જશે એટલામાં તો દીપ્તિમાન જીવન વડે દિશાઓ અજવાળતી–ધરણીને ધ્રુજાવતી, સત્તાના સિંહાસનેથી પુરૂષ જાતિને હાથ પકડીને ઉઠાડતી–તેજના તણખા વેરતી આ આવે ગરવી ગુજરાતનું ભાવિ ભૂષણ–એના. મલપતા અંગ મરોડમાં સૌંદર્ય જરૂર ઝલકશે પણ એટલા ખાતર એને લીલામમાં મળીને ખરીદ કરનાર આજના વૃધ્ધ વરરાજાઓ એ વખતે એની સામે નહી હોય. સૈકા પછીની સુંદરીને અવસાન દિલનાં કે દેહનાં એમ પુછવાનું નહીંજ રહે. એ તો એનો પ્રાણ પણ પાથરશે કોઇ પ્રતિભાશાળી પુરૂષની સમોવડી થવા માટે. આકરાં દુઃખોને આમંત્રણ આપતાં એ અટકશે નહીં. બીજા શું કહેશે એનો વિચાર કરવા એ થોભશે નહીં. ગુલામીની વરસોથી સેવેલી શૃંખલાને તોડી વછોડી મોકળે મને મ્હાલતી યુગધર્મના અવતાર સમી એ ગુજરાતણ જગતના સ્ત્રી સમાજમાં પોતાનું માથું સગર્વ ઉંચું રાખશે. વસ્ત્રોના પહેરવેશ માટે એ પતિદેવની દૃષ્ટિથી નહીં જુએ. એની અનુકુળતા એજ એના વસ્ત્રપરિધાનનું પ્રધાન અંગ બનશે. વિજ્ઞાનમય કોશમાં વિહરતા કોઇ યોગી પુરૂષ આજ આંખ મીંચી જાય અને સૈકા પછી સમાધિ ત્યાગે તો એને આજ સાળુમાં સંકોડાઇ ગયેલું ગુજરાતણનું શીકકું સૌંદર્ય તાજા ગુલાબ જેવું સૌરભભર્યું લાગશે. ચારે બાજુથી સરી પડતી સાડીને બદલે કદાચ એને હલન ચલનમાં અંગ ચાપલ્યને બહલાવે એવો કસકસતો પોષાક નજરે જોવાનું પાપ વ્હોરવું પડશે. આજ જે ક્ષેત્રોમાં સ્ત્રી અનંત કાળ સુધી સડયા કરે એમ પુરૂષો માનતા હોય ત્યાં એનો ઓળો પણ એ યોગી પુરૂષ નહીં જુવે. કલ્પનામાં ન આવે તો હજુ થોડીવાર થોભો. જીવનમાં એવી સહચરી પ્રત્યે તમને સુગ આવતું હોય તો છો એવાને એવા તમે ખુશીથી રહો. પણ આ યુગ પછી એવાં જ્વલંત જીવન ગુજારતાં નરનારીઓ આ ગુજરાતમાં પાકશે કે જેને પ્રણાલિકાનું સીમા બંધન નહીં નડે–જેને નિર્ણયો બાંધવા માટે ભુતકાળમાં દ્રષ્ટિ નાખવી નહી પડે. વર્તમાનને વધારે ગૌરવ ભર્યો–જીવન જીવવા જેવો–બનાવવા માટે નુતન ગુજરાત કમર કસશે અને એ નવયુગનાં ભાવિનિર્માણમાં ગુજરાતણ એનો ગણના યોગ્ય હિસ્સો આપશે.

---

# મોતનો વેપાર.

:: લેખકઃ—શ્રી. મકરકેતુ. ::

[ મજુર જીવનની કરૂણકથા. ]

**આપન્ન** માનવનાં આંસુ જેવા વરસાદનાં છાંટા પડતા હતા, અને ઘાયલ મજુરોના માથાંમાંથી સમાજ વિપ્લવની જ્વાલાઓ જેવી શોણિત ધારાઓ ટપકતી હતી. પોલિસના દંડા નીચે ન્હાસતા શ્રમજીવીઓના હૃદયમાં, આકાશમાં આરૂઢ થએલાં વાદળાં જેવી ઘનઘોર ચિન્તાં ઘેરાઇ રહી હતી.

ચાર મહીનાની હડતાળ પછી મીલ મજુરો ભખમરાની ભીંસ હળવી કરવા ઉઘરાણા માટે નીકળયા હતા. પોઇબાવડી ઉપર એમને સન્તા અને શાન્તિના સંરક્ષકોનો મિલાપ થયો. શાન્ત સરઘસ ઉપર લાઠીઓનો ઝમઝૂટ માર પડવા લાગ્યો. કોઇનાં નાક ફુટયાં, કોઇનાં માથાં ખોખરાં થયાં, ઘણુ જમીનદોસ્ત થયા, બીજા જીવ લઇ નાઠા, અને લોહીથી છંટાએલી પોઇબાવડીની જમીન ઉપર જાણે કે જુલ્મગારોનાં કરતૂકો ધોવા વરસાદના છાંટા પડવા લાગ્યા.

જેટલી સીફતથી શ્રમજીવીઓને પોઇબાવડી અને પરેલના દુકાનદારો ચૂસતા, એટલીજ કાળજીથી એમણે ટપોટપ દુકાનો બંધ કરી દીધી. પોતે પદ્ધતિસર લૂંટેલી નિર્ધનતાના નાણાં નિર્ધનો વગર પધ્ધતિએ પાછાં પડાવી લે તો? સંચિત સંપત્તિ આ રીતે સત્વર સલામતી શોધી લે છે.

સન્તા અને શ્રમજીવનનું આ સંઘર્ષણ એના ઉગ્ર સ્વરૂપે ચાલી રહ્યું હતું ત્યારે ૭ નંબરની ટ્રામમાં હું પોઇબાવડી નજીક ઉતર્યો. માર ખમતા મજુરોની ચીસો ઉપર થઇને લાઠીના સૂસવતા સપાટા સંભળાતા હતા. સંગઠનના લાલ સૂત્રથી શોભતો શ્રમજીવનનો વાવટો ડામરની સડક ઉપર ભીની રજમાં રગદોળાતો હતો. અને નિઃસહાય નિઃશસ્ત્ર કામદારોનું ટોળું એક ગલ્લીમાં ગુમ થઇ રહ્યું હતું.

મુડીવાદની મહન્તા સ્થાપી તાલેવરોના શાગીર્દો જ્યારે એમના દંડા સમેત પાછા ફર્યા ત્યારે ટ્રામના સ્ટેશન આગળ દશબાર મજુરો જમીન ઉપર તરફડી રહ્યા હતા. ચાર પાંચ પોલિસોએ એમને સરસામાનના કોથળાની પેઠે ઉંચકી મોટરલોરીમાં નાખ્યા. કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલ તરફ એ લોરી રવાના થઇ ગઇ. ભીની સડક ઉપર શોણિત સાથે મળી જતાં ગેસનાં ધાબાં, સીતમની સ્મૃતિ જેવાં રહી ગયાં.

અને પોઇબાવડીના ઉજ્જડ જણાતા લત્તા ઉપર હું આગળ ધપ્યો.

લાખ જેટલા કામદારો મુડીવાદના જુલ્મોમાંથી મુક્તિ મેળવવા દેશમાં ચાલ્યા ગયા હતા. એટલે આ લત્તો સામાન્ય રીતે વ્યાપારવિહોણો બન્યો હતો. ગરીબોનાં ગળાં કાપતા વેપારીઓ થોડી થોડીવાર દુકાને આવતા. વર્ષો સુધી લૂંટેલા મજુરોની મુડી ઉપર આ ચાર માસ વગર વકરે તેઓ નભી રહ્યા હતા. ચાર માસથી નફો બંધ થયો હતો એટલે મજુરો ઉપર વેર વાળવા એમણે રાહત ફંડમાં એક પાઇ

પણ નહીં નોંધાવવાનો નિશ્ચય કર્યો હતો. હુલ્લડ થશે એમ ધારી ઘણા વેપારીઓ લાંબી મુદ્દતમાંથી આરામ લેવા વતન ગયા હતા. બાકીનાઓએ આજે પોલિસ સાથે સંપત્તિના સંરક્ષણની ગોઠવણ કરી હતી. એટલે 'હુલ્લડ' થતાંજ એમણે દુકાનો બંધ કરી, કામદારો ઉપર કારમા શ્રાપો વરસાવવા માંડ્યા.

અવકાશમાંથી નીતરતાં આછાં પારવાં નીર નીચે વ્યાપી રહેલી આ નિર્જનતા સત્તાવાનોએ અંદરેલા સ્વાધીન શ્રમજીવનના સંહારની સૂચક હતી.

મુંબઇની રક્તશોષક નોકરીમાંથી ઘર તરફ રોજ પાછા પગતા માણસોને બીજી બાબતો ઉપર વિચારવાની ઇચ્છા કે શક્તિ રહેતી નથી. પોઇબાવડી ઉપરથી એલફીન્સ્ટન બ્રીજ તરફ હું શ્રમિત ગૂગજ સાથે ચાલતો થયો. કપાળ અને માથા પર જામતા પ્રસ્વેદને વરસાદના શીતળ છાંટાથી સાફ થવા દેવા મેં ટોપી ઉંચકી લીધી. મોટરની લારી, મજુરોનાં શ્રમવત શરીરો, માથામાંથી વહેતી લોહીની ધારાઓ, એ બધું "આજે ઘરમાં શાક નથી? શું થશે?"ના વિચારમાં તુરતજ વિલીન થયું.

પણ દશબાર ડગલાં આગળ નહીં ચાલ્યો હોઉં એટલામાં મારા કાન ઉપર કોઇ કર્કશ અવાઝ આવ્યો.

"એ શેઠ દાદા! ગરીબને એક પૈસો આપતા જાવ."

નજર નાખવાની ફુરસદ વ્યવસાયી જનોને હોતી નથી.

ફરી વખત એજ અવાઝ વધારે તીવ્રતાથી સંભળાયો. આ વખતે તેની સાથે ડુસકાં અને રુદનનો ધ્વનિ હતો. ...મેં પાછું વાળી લેયું. દુકાનના ઓટલા ઉપર એક માણસ બેઠો હતો. એને લેઇ હું ચોંકી ઉઠ્યો. ભિક્ષા માટે લંબાવેલા તેના બન્ને હાથ કાંડાં વિનાના હતા. મ્હોં લોહીથી ખરડાયલું હતું અને એ લોહીને લૂંછતાં રંગાયલા ઠુંઠા હાથ કમ કમાં ઉપજાવે તેવા હતા.

મને પાછો વળેલો લેઇ તે ઉભો થયો,

"શેઠ બહુજ ભૂખ્યો છું. કંઇક તો આપતા જાવ."

મેં વધારે બારીકાયી તેની સામે લેયું. તેના માથામાં મોટો જખમ હતો તેમાંથી ટપકેલાં લોહીએ તેના ચહેરાને ભયંકર બનાવ્યો હતો. ખુલ્લા શરીર ઉપર એ લોહીના રેલા ચીતરી ચઢાવે એવા લાગતા. લાલ ઠુંઠા હાથ એને માનવ કરતાં માનવની કલ્પનામાંથી ઉઠતા ભૂત જેવો બનાવતા.

આ ભિખારી, એના ઠુંઠા હાથ, એના માથાનો જખ્મ, પોઇબાવડીના લતામાં એની હાજરી, એની ગુજરાતી ભાષા, એના યાચક સ્વરમાં કંપી રહેલી વેદના, અને વાદળઘેર્યું વેદનામય વાતાવરણ, એ સઘળા સંયોગો ગમગીન ઉર્મિઓ જાગ્રત કરે તેવા હતા. અચાનક ઉગતી સહાનુભૂતિમાં મેં પૂછ્યું,

"બીજું કોણ મારે શેઠ? અત્યારે તો પોલિસ દાદાનાંજ રાજ્ય છે ને?"

"પોલિસે માર્યો? તને શા માટે માર્યો?"

"હું મજુરોની ટોળી સાથે હતો. અમારે સૌને ઉઘરાણું કર્યા પછી દામોદર ઠાકરસી હૉલમાં જવું હતું. પણ વચ્ચે કાળમુખા પોલિસો પડયા અને મારૂં માથું ફુટયું. હું એક બાજુ ખસી આ તરફ ચાલ્યો આવ્યો."

મજુરોની ટોળી સાથે આ ભિખારીને શું લેવાદેવા હશે? દામોદર ઠાકરસી હૉલમાં એને શું જવાની જરૂરત? મને તેની વાત ઉપરથી કંઇક ઉત્સુકતા ઉપજી. એટલે મેં પુછ્યું.

"કામદારોની ટોળીમાં ભળવાની તારે શી અગત્ય હતી? તને ખબર નથી કે કામદારો ઉપર વારંવાર હલ્લા થાય છે?"

"ખબર હતી, સાહેબ! પણ મને કામદારો સાથે રહેવામાં, એમના ભાષણો સાંભળવામાં, એમની લડાઇમાં, એમની બધી હીલચાલમાં ખૂબ મજાહ પડે છે. મારી ભીખ પૂરી કરીને હું રોજ મજુરોની સભામાં જાઉં છું. ઘણીવાર ગરીબ મજુરો મને એમના અધૂરા ભાણામાંથી અન્ન આપે છે."

મને આ ભિક્ષુક કંઇક વિચક્ષણ લાગ્યો. તેની બોલવાની ઢબ, તેની ભિક્ષાવૃત્તિની વિડંબના કરતી હતી. મજુરોની 'લડાઇ' એ શબ્દ બોલતાં એના ઠુંસા હાથ હવામાં વીંઝાયા અને લોહીખરડયા ચહેરાની ફિક્કાશમાંથી તેની આંખોમાં ઝનૂન ચળકયું તેના વિષે વધારે જાણવાની મને જીજ્ઞાસા થઇ:—

"તું જાતે કેવો છે, ભાઇ!"

"પાટીદાર."

"પાટીદાર!" હું ચમક્યો.

"હા શેઠ પાટીદારની આ દશા. તમને નવાઇ ઉપજાવે છે, કેમ?"

"પાટીદારની આ સ્થિતિ કેમ થાય?" મેં સંદેહ દર્શાવ્યો, "તમારી જ્ઞાતિ સધ્ધર છે, તમારા લોકોને ગુજરાતમાં જમીન છે."

"બધું છે, બાપુ! પણ કારમી ગરીબાઇ જ આ દશા લાવે છે."

"તારા હાથ કેમ કપાયા?" મને નવોજ પ્રશ્ન સૂઝયો.

"શેઠ! એ બધી લાંબી વાત છે. અમારાં ગરીબોનાં કિસ્મતની કથા શું કહેવી? મને કંઇક આપીને પતાવો. નાહક તમારો વખત જાય છે."

"એમ નહિ, ભાઇ! મારે તારો ઇતિહાસ જાણવો છે. તું મારી સાથે ચાલીશ?"

તે જરા ખંચાયો. પોતાનાં ગંદાં ચીથરીઆં કપડાં પર નજર નાખી તેણે મારાં સફેત ઇસ્ત્રીબંધ કપડાં ઉપર ઘડીભર આંખ થંભાવી. શંકાશીલ અવાજે તેણે પુછ્યું.

"તમારી સાથે? કયાં?"

"એલફીન્સ્ટન બ્રીજની પેલી મેર મારૂં મકાન છે, ત્યાં ચાલ. તને જમવાનું આપીશ."

મારી વાતમાં કંઇક ભેદ હોય તેમ મારી સામે જોઇ રહ્યો. મેં તેનું ઠાંડું પકડયું અને કહ્યું,

"દોસ્ત! ચાલ મારી સાથે ચાલ. તને પારોપીંડી કરી આપીશ."

ઉપકાર ભીની નજરે તે મારી પાછળ પાછળ ચાલ્યો.

ધીમે પગલે અમે એલફીન્સ્ટન બ્રીજ ઉપર આવ્યા. ત્યાંથી બન્ને બાજુ

મીલોનાં ભંગળાંની પરંપરા દેખાવા લાગી. વરસાદના છાંટા તદન બંધ થયા અને આછાં વાદળાં સોંસરો ઝળહળતો સાંઝનો સૂર્ય આ મુડીવાદના વ્યોમવિહારી મિનારા પાછળ ઝલકદાર રંગો વેરી રહ્યો. મુડીવાદના મદ જેવો ઝેરી ધૂમાડો પ્રસારતાં ભંગળાં ચાર માસથી ખાલીખમ ઉભાં હતાં, પ્રાણવિહોણી કાયા જેવી કામદારો વિનાની મીલો સીતમગાર સમાજ રચનાનો ખ્યાલ આપતી. જે ચીમનીઓના ધૂમાડાથી ભડકી પંખીઓ દૂર રહેતાં ત્યાં હવે સમળાઓ આરામ લેવા બેસતી. મીલ વિસ્તારનું મલિન વાતાવરણ ધૂમાડાના અભાવે સ્વચ્છ બન્યું હતું પણ મુડીદારોનાં મન વધારે મલિન થયાં હતાં. બંધ થએલા ધૂમાડાનું સઘળું ઝેર એમના હૃદયમાં ખડકાયું હતું, અને તેની સીધી અસર પોલિસના દંડામાં ઉતરી હતી. મજુરોના પ્રાણ સાથે મીલ-ઉદયોગના પ્રાણ પણ પરવારી જતા હતા.

પૂલ વટાવી અમે નીચા ઉતર્યા. પલને બીજે છેડે એક માળામાં મારા ત્રણ ઓરડા હતા. અહીં હું ભિક્ષુકને લઇ આવ્યો.

મારી સ્ત્રી રાહ જોતી ઉભી હતી. તેણે મને ૨૮ ભાષામાં વધાવ્યો.

"અત્યાર સુધી કયાં રઝળ્યા કરો છો? ખબર નથી ઘરમાં શાક નથી?"

હિન્દુ સ્ત્રીઓનું જગત બહુ ભાગે શાક, અનાજ અને કપડાંમાંજ સમાઇ જાય છે. બહુ તો એમની દ્રષ્ટિ દેવમંદિર સુધી દોડે.

પિતાશ્રીએ જેને મુરજની સાખે મારી સંગાથે પરણાવી હતી, તે સાત સાત ભવની સહધર્મચારિણી, સમાન હક્કનું કંઇક વધારે પ્રદર્શન કરવા જતી હતી, પણ એટલામાં તેની નજર મારી પાછળ આવી પહોંચેલા ભિક્ષુક ઉપર પડી, અને તે ચીસ પાડી ઉઠી.

"ઓય મા! આ કોણ છે?"

"આજના મિજબાન" મેં કહ્યું.

"હાય હાય!" હોઠ ઉપર આંગળી મુકી તે બોલી, "તમે આવાને આવાજ રહ્યા. મશ્કરી શું કરો છો?"

"મશ્કરી નથી સાચી વાત છે. પાણી ઉનું મૂકી આપ. એનું લોહી સાફ કરી માથે પાટો બાંધવો છે."

"તે એને શું થયું છે? આ લોહી શાનું છે?"

"એ બધી સાંભળવા જેવી વાત છે. પાણી ગરમ કરી, ઝટ દાળ ભાત મુકી, અહીં આવ, એટલે આ ભાઇનો ઇતિહાસ સાંભળીએ."

વાતોમાં સ્ત્રીઓને હંમેશાં બહુ રસ પડે છે. અને મારી સ્ત્રી કંઇ અપવાદ નહોતી, એટલે તેણે એકદમ પાણી ગરમ કરી આપી, દાળભાત ચુલે ચડાવી મારી પાસે હાજરી નોંધાવી દીધી, દરમીઆન મેં એ ભિખારીનો જખ્મ ધોઇ, તેમાં બોરીક એસીડ નાખી સફાઇથી પાટો બાંધ્યો તેનાં તદન ફાટેલાં કપડાં ઉતરાવી મારૂં જતું પહેરણ અને ધોતીઉં પહેરાવ્યું.

એહસાનમંદ નજરે તેણે મારી સામે જોયું.

"સાહેબ! મારા જેવા અદના માણસ માટે તમે આટલું બધું કરો છો એ જોઇ હું હેરત થાઉં છું. દુનીઆમાં બધા નસેવરો આવા હોય તો મજુરોની ઘણી આપદા ટળી જાય."

મને એ સાંભળી હસવું આવ્યું. આ માણસનો તાલેવરીનો ખ્યાલ કેવો પ્રાથમિક છે!

"તારૂં નામ શું, ભાઇ?" મેં પુછ્યું.

"બેચર."

"જો બેચર! તાલેવરો તારા જેવાને કદિ પોતાને ઘેર લાવેજ નહીં. એમને ત્યાં તો માણસનાં હાથ પગ સેવા માટે હરદમ તૈયાર હોય તોજ માણસ પોસાય. અશકત નોકરોને તેઓ સડેલા ચીભડાંની પેઠે કાઢી નાખે છે."

"બરબર, બરાબર સાહેબ! તમે સાચું બોલ્યા. મને પણ એમજ ફેંકી દીધો હતો."

"કોણે?"

"આ મીલવાળાએ."

"તું મીલમાં હતો, એમ?"

"હાજ તો એની મ્હોકાણમાં તો આ હાથ ખોયા."

"હાયરે!" મારી સુકોમળ સહચરી ચમકી ઉઠી, "મીલમાં હાથ કાપી નાખ્યા?"

"બેન! મારી કથની બહુ લાંબી છે. તમને કંટાળો આવશે."

"નારે ભાઇ! બધું કહી નાખને. મને તો એવી વાતો ગમે છે."

બેચરે મારી સામે જોયું અને કહ્યું.

"ત્યારે ટુંકમાં કહી જાંઉ."

મેં માત્ર આંખથીજ અનુમતિ આપી, અને તેણે ચલાવ્યું:—

"બારડોલી પાસે બાજીપરાનો હું રહીશ છું. મારે થોડીઘણી ખેડ હતી. ઘણાંયે વર્ષો મેં મારા બાપની છાંયડી નીચે સુખમાં ગાળ્યાં હતાં. મને હજુયે યાદ છે કે અમારે આંગણે પચીસ ભેંસો દુઝતી. પણ કોણ જાણે કયે ચોઘડીએ અમારા ઉપર દેવું થયું. કદાચ મારા લગ્નનું જ એ દેવું હશે, એની સાથેજ અમારા સુખનો દીવો બુઝાઇ ગયો. મારો બાપ તુરતજ ગુજરી ગયો. માએ તો અમને કયારના છોડયા હતા. પિતાનાં મરણ પછી અમારી પનોતીના પાયા શરૂ થયા. લેણીઆત શાહુકારની ઉઘરાણી રોજ આંગણે આવવા લાગી. ઘણીવાર ગલીચ ગાળોના વરસાદ વરસતા. મારે એને ચોપડે સહી કરી આપવી પડી એ કહે તો કે બે હજારનું લેણું છે. મેં દર સાલ થોડું થોડું ભરવાનું માથે લીધું. પણ મને શી ખબર કે શાહુકારોનાં લેણાંનો છેડોજ નહિં આવતો હોય? ચાર સાલ સુધી મેં પૈસા ભર્યાં કીધા. હું ને મારી ઘરવાળી પેટપુરતું ખાતાં પણ નહીં. નાનો છોકરો દુધ વિના ટળવળતો, ભેંસો વેચાઇ ગઇ, પાંચમે વર્ષે શેઠીઆએ જમીન માંડી લીધી. છતાં બાપનું દેણું ચુકવવાની મારી આશા નજ છુટી. અમારા ખેતરની ચીજો ઉપર, પાક ઉપર, ઘરની વસ્તુઓ ઉપર શેઠજીનો લાગો કાયમ ઉભો જ હોય. પુરાં નવ વરસ મેં આ દશા વેઠી લીધી. એટલાં વર્ષોમાં હડમાનનાં પુછડાંની પેઠે દેણાંની રકમ લાંબી થતીજ ગઇ. શેઠ કહેતા કે વ્યાજ સાથે નવ હજાર લેણા નીકળે છે. નવ વરસ સુધી પૈસા ભર્યાં તેનો હિસાબ આકાશમાં ઉડી ગયો. શેઠની સામે મારૂં ગરીબનું શું ગજું? જપ્તીની તલવાર માથે રોજ લટકતી હોય, જમીન જાય તો ખાવાના સાંસા હોય, ત્યાં શો ઉપાય?"

અંહીં મારી સ્વતંત્ર સહધર્મચારિણી અચાનક બોલી;

"બેચરભાઇ! ઉભા રહેજો, હું દાળ ભાત લેઇ આવું."

મેં ચીહાઇને કહ્યું. "એમાં માપસર પાણી નાખી આવ પછી એની મેળે ચુલા પર પાકયા કરશે."

એચર થોડી વાર થોભ્યો અને એની 'બેન' આવતાં તેણે વાતનું સાંધણ કર્યું ;:-

"પછી તો પેલા શેઠ અમારે ઘેર રોજ આવવા લાગ્યા. મારાં કરતાં મારી સ્ત્રી સાથે તે વધારે વાતો કરતા. ઘણી વાર અમારે ઘેર ચા-પાણી તૈયાર કરાવતા. કોઇ વાર દાવડું મ્હોં રાખી મારી સ્ત્રીને કહેતા કે તારા એચરને હવે લેણા પેટે જેલમાં મોકલવો પડશે. મોતી-મારી સ્ત્રી બિચારી ગભરાઇને કહેતી 'શેઠ એવું ના કરશો. બીજું જે જોઇએ તે કરજો પણ એચરને કેદમાં ના નંખાવશો.' આથી શેઠ કોઇ વાર ખુશી થતા, કોઇ વાર ધમકી આપતા અને ઘણીવાર 'એ-એ-એ-મ' કહી લહેકેથી હસતા. એક દિવસ હું બહાર ગયો હતો પાછળથી શેઠ આવ્યા હશે, કંઇ અડપલું કર્યું હશે, ગમે તેમ હોય, પણ તેજ દિવસે મોતીએ મને કહ્યું કે આપણે હવે દેશમાં નથી રહેવું. મેં તેને બહુ સમજાવી, પણ એકની બે થઇજ નહીં. પછી અમે ધીમે ધીમે પાંચ પચીશના દાગીના વેચી એક દિવસ છાનામાના મુંબઇ ઉપડી જવાનો ઠરાવ કર્યો. એ જાણી મારો છોકરો-છોટીઓ-કુદવા લાગ્યો. એને છાનો મરવા કહી અમે સામાન બાંધ્યો. મુંબઇની અમે બહુ મોટી વાતો સાંભળી હતી. કંઇક માણસો કોરી લોટા લઇને મુંબઇ ગએલા અને લક્ષ્મીપતિ થઇ પડેલા. મેં મોતીને કહ્યું અહીં! હું પણ લક્ષ્મીપતિ થઇ જાઉં તો.' તેણે હસીને જવાબ આપ્યો, 'થવાનાજ તો.. મુંબઇમાં કોને ખોટ છે!'...એ રાતે અમે રાતો રાત નીકળી ગયાં. બારડોલીથી બીજે દિવસ મુંબઇની ટીકટ લીધી. એમાંજ અમારી અરધી મુડી ખલાસ થઇ ગઇ. બીજે દિવસ સવારે અમે મુંબઇ પહોંચ્યાં. કયાં ઉતરવું અને કોને ત્યાં જવું તેની ખબરજ ન મળે. ઘણા માંણસો ગ્રાન્ટરોડ, ઉતર્યાં; એટલે અમે પણ ઉતરી પડયાં પણ જવું કયાં? મોતીએ કહ્યું, 'કયાં કયાં શું કરો છો? પેલા પચીઓ મીલના કારખાનામાં કામ નથી કરતો ત્યાં. તમે કેતા તા કે તે પરેલ ઉપર છે? સામાન લઇ અમે સ્ટેશન બહાર નીકળ્યાં. મારો છોટીઓ આખે રસ્તે મસ્તી કરતો આવ્યો હતો. સ્ટેશન બહાર દુકાનો જોઇ તે નાચવાં માંડયો. નાચતાં નાચતાં તે એક પારસી સાથે ભટકાયો. પેલાએ તમાચો ચોડી કાઢયો, 'ઉલુકા પઠ્ઠા! સીધા કયું નઇ ચલતા હે?' છોકરો નીમાણો થઇ મારી પાસે ઉભો રહયો...ગાડીવાળાઓને મેં કહ્યું કે અમારે પરેલ જાવું છે. ત્રણ ત્રણને ચારચાર રૂપીઆ તે માંગવા લાગ્યા. 'ત્રણ રૂપીઆ! મોતી ચોંકી ઉઠી, નારે ભાઇ, અમે હાથે ઉપાડી જઇશું.' હું અને મોતી આગળ ચાલ્યાં પણ રસ્તો સુઝે નહીં કોઇને પુછીએ તો જવાબ આપે નહીં . વળી પાછાં અમે સ્ટેશને આવ્યાં. આખરે અઢી રૂપીઆ ઠરાવી પરેલની ગાડી કરી. બાકી અમારી પાસે દરાજ રૂપીઆ રહ્યા."

"તે ટ્રામમાં બેસી જાવું હતુંને," મારી પત્નીએ શિખામણ આપી.

"અજાણ્યાને બેન શી ખબર પડે?" એચરે કહ્યું.

આગળ ચાલતાં તેણે કહ્યું, "આ તો બધી નકામી પીંજણ થાય છે

ટુંકમાં પતાવી મૂળ વાત ઉપર આવું', પરેલ ઉપર અમને ગાડીવાને અઢી રૂપીઆ લઇ ઉતારી મુકયા. અમે તેને કહ્યું કે પશાભાઇને ઘેર લઇ જા. ગાડીવાળે લાલ આંખો કરી, 'ચલ ચલ ઉતરુ!' કહી ગાડી પાછી હાંકી મેલી. હવે અમારે કયાં જવું. પશાભાઇનું ઘર પૂછતાં અમે આગળ ચલ્યાં. માથે ગાંસડાંપોટલાં લઇ સાંઝ સુધી ભમ્યાં પણ કયાંય પત્તો લાગો નહીં. કઇ મીલમાં પશાભાઇ હતા તેની અમને જાણ નહોતી. ભમ્ય પેરે ખુબ રઝળ્યાં. દશ રૂપીઆની અનામત મુડી ભાંગવાની ઇચ્છા ન થઇ. આખરે થાકી પાકીને એક ઝાડ તળે અમે બેઠાં. દિવસ આથમી ગયો. છોડીઓ ખાવા માટે ચીસો નાખવા માંડયો. ભાતાના રોટલા કાઢી અમે થોડું ખાધું. રાતનાં અંધારાં પથરાવા લાગ્યાં. મોતી રડી ઉઠી, 'રાત કયાં કાઢશું? આમ કેટલા દિવસ જશે?' અમે ગમગીન બનીને બેઠાં હતાં. એટલામાં નજદીકની દુકાન ઉપર કોઇ માણસ માલ લેવા આવ્યો. તેને જોઇ મોતીએ એકદમ બૂમ મારી, 'એ પશાભાઇ, એ પશાભાઇ!' અને ખરેખર એ પશાભાઇ જ હતા. અવાજ સાંભળી તે અમારા તરફ આવ્યા. અમને દેખી આશ્ચર્યથી બોલી ઉઠયા, 'કોણ બેચર! મોતી?' મોતી ડુસકે ડુસકે રડવા માંડી પશાભાઇએ તેને દિલાસો દીધો અને અમને સૌને સાથે લઇ ઘર ભણી ચાલ્યા.

"અમે ધાર્યું હતું કે પશાભાઇ બંગલામાં રહેતા હશે અને માથે વીજળીના પંખા ફરતા હશે, પણ પશાભાઇનું ઘર જોઇ અમારાં ધારણ મળી ગયાં. સાંકડી ઓરડી, ઉપર પતરાનું છાપરું, મચ્છરનાં ટોળાં, લુગડાંનાં ગાભા, ચુલો, રાખ, પથારી, બધું એકજ મઢીમાં! પશાભાઇની ભલી ઘર વાળીએ અમને રાંધી આપ્યું. અમે જમ્યા પછી મોતીએ કહ્યું, ભાઇ માણસ અને બાઇ માણસની સુવાની જુદી જુદી સગવડ કરો. અમે બેય બેનો સાથે મળી વાતો કરશું? પણ પશાભાઇએ તેની આશાની ઇમારત તોડી નાખી, 'આપણે સૌને આ ઓરડીમાંજ સુવાનું છે' એ રાત તો અમે જેમ તેમ ગાળી બીજે દિવસે સવારે પશાભાઇ મીલમાં ગયા. અમે બપોર સુધી દેશની લાંબી લાંબી વાતો પશાભાઇની વહુ સાથે કરી, અમારી વીતક સાંભળી એ બ્હેનની આંખમાં આંસુ ઉભરાયાં. તેણે કહ્યું 'ભાઇ! મુંઝાશો નહીં'. તમારા ભાઇ તમને મીલમાં નોકરી શોધી આપશે.'

"અને બપોરે પશાભાઇએ આવી વધામણી આપી કે 'બેચર તારે મારી સાથે આવવાનું છે. મોતી પણ ભલે સાથે આવે બન્નેની ગોઠવણ બનતાં સુધી થઇ જશે' ખાઇપીને અમે સૌ મીલ ઉપર ગયાં. મીલના દરવાજામાં એક ઓરીસ હતી, ત્યાં અમને પશાભાઇ લઇ ગયા. પગથીઆ ઉપર સાહેબના પોશાકમાં એક માણસ ઉભો હતો. પાછળથી મને ખબર પડી કે તેને સૌ જોબર કહે છે, મીલના મજુરોનો તે દાદો કહેવાય છે, તેની મરજી ઉપરજ મજુરોની જીવનદોરી નભે છે. પશાભાઇએ તેને સલામ કરી અમારા તરફ આંગળી ચીંધી. તે મારી સામે જોઇ રહયો. આખા શરીરને જાણે કે નજરમાં માપી લીધું. પછી તેણે મોતી ઉપર

નજર નાખી અને કહ્યું, 'ઠીક છે ચાલશે. પરશોત્તમ! આમને તારા ખાતામાં લઇ જા...આ છોકરાની ઉમર કેટલી છે?'— 'દશ વરસની સાહેબ,' મેં કહ્યું. 'કોઇ પુછે તો તેર વરસ કહેવાં. જાવ, એને પણ લઇ જાવ. બીજા છોકરાઓની સાથે કામે લગાડી દેજો.' 'પણ પગાર કેટલો', સાહેબ?' મેં પુછ્યું, અને તેણે મારી અજાયબી વચ્ચે જવાબ આપ્યો, 'તારા વીશ, તારી બૈરીના પંદર, છોકરાના દશ.' પીસતાળીશ રૂપીઆ! મારૂં દિલ હરખમાં ઉછળવા માંડ્યું. જોબર સાહેબે ધીમેથી ઉમેર્યું', 'અને પહેલો પગાર સલામીમાં જશે.' 'એટલે શું?' મેં પુછ્યું. 'એટલે એમ કે તે અમારા જોબરો ખાતે રહેશે, તમને નોકરી આપવા બદલ.' આ સાંભળી મારૂં કાળજું લગભગ ધડકતું અટકી ગયું. પીસતાળીશ રૂપીઆ! અને તે આ જોબર લઇ જશે! પછી અમે ખર્ચ કેમ ચલાવીએ? પણ આ શરત કબુલ્યા શિવાય છુટકો નહોતો. પશાભાઇએ પણ હળવેકથી એજ સલાહ આપી. જોબરે અમારાં નામ નોંધી લીધાં. એક ચિઠ્ઠી પર સહી કરાવી લીધી અને પછી અમે કામ પર લાગી ગયા.

"આ રીતે અમારા લાખોપતિ બનવાનાં સ્વપ્નાંની શરૂઆત થઇ. કામ શીખવામાં અમને થોડા દિવસ મુશ્કેલી પડી. જોબર સાહેબ રોજ અમારૂં કામ તપાસવા આવતા. ઘણી ભુલોને તે ટાપલીઓ મારતા. એકવાર મારી સ્ત્રીની કંઇ ભુલ આવતાં તેણે એજ રીતે ટાપલી મારી. મારા પીત્તો ઉછળ્યો. તુરતજ મને બરતરફીનો હુકમ મળ્યો. મારી સ્ત્રીએ આજીજી કરી. મેં પણ માફી માંગી, અને ફરી જોબર સાહેબને નારાજ નહીં કરવાના સોગંદ લીધા.

"શરૂઆતમાં તો અમે પાંચ પંદર દિવસ પશાભાઇની સાથેજ રહ્યા. પણ પછી તો એની ઘરવાળીને ચીડ ચડવા લાગી. છોકરો કંઇ તોફાન કરે તો તેને તે ધમકાવવા માંડી. પશાભાઇએ ધીમે રહીને અમને ઓરડી માંડવાની સલાહ આપી એક વેપારીને ત્યાં ખાતું મંડાવી આપ્યું અને સાત રૂપીઆની કોટડીમાં અમે રહેવા લાગ્યાં એક મહીનો થયો. વેપારીએ માલનાં નાણાં માગ્યાં. અમારો પગાર તો હજુ બીજે મહીને આવવાનો હતો. વેપારીને અમે બહુ કાલાવાલા કર્યા વચ્ચે પશાભાઇને રાખ્યા અને એક માસની મુદત નંખાવી એટલામાં ચોમાસું આવ્યું. અમારી ઓરડીમાં પાણી ભરાવા લાગ્યાં સુવું, બેસવું અને રાંધવું કઇ રીતે? અમારો આશરો પશાભાઇ હતા. તેણે લાકડાના કુકડા જમીનમાં બેસાડી ઉપર વાંસ ગોઠવી તખત જેવું કરી આપ્યું અમારી પાસે ઓઢવાનાં પુરાં સાધનો નહોતા રાતે મોતી ટાઢમાં થરથરતી અને છોકરો ચીસો પાડતો. લાખ જેટલાં મચ્છરો આખી રાત લોહી ચુસે, ઉંઘ ન આવે, દિવસે સખત કામ કરવું પડે પગાર આવે તો કંઇ ચીજ વસ્તુઓ વસાવીએ દેશની મુડી તો ક્યારની ખતમ થઇ હતી આખરે પગાર આવ્યો. પીસતાળીશ રૂપીઆ! કેવડી મોટી રકમ! દેશમાં એનાથી ત્રણ મહીના નીકળી જાય. રૂપીઆ લઇ હું વેપારીની દુકાને ગયો નામું કાઢ્યું પચાસ રૂપીઆ લેણા! મારાં ગાત્ર ઢીલાં થઇ ગયાં. પચાસ રૂપીઆ કેમ થાય! મેં ત્રીશ રૂપીઆ લેવા વેપારીને કહ્યું બાકીના બીજે

મહીને ભરશું. પણ એ શાનો માને? પીસતાળીશેય રૂપીઆ તેણે પડાવી લીધા. હવે ઓરડીનું ભાડું શામાંથી આપવું? ભૈયો ઉઘરાણી કરવા આવ્યો. મારી સ્ત્રીની રૂપાની કડલી આપી તેને વળાવ્યો. મોતીએ છાતીફાટ રૂદન કર્યું. અમે હતા તેવાં ને તેવાં ગરીબ રહ્યાં. પીસતાળીશનો તો પ-તોજ લાગ્યો નહીં.

"શેઠ! આમ ને આમ અમારા દહાડા વીતવા માંડયા. ચોમાસું જામ્યું, છતાં અમે ઓઢવા પાથરવાનું કંઇજ લઇ ન શકયાં પગાર ઉપર પણ ધીમે ધીમે કાપ પડવા લાગ્યો. દર મહીને અમારા ત્રણેના પગારમાંથી સાત આઠ રૂપીઆ દંડમાં ચાલ્યા જતા. વેપારીના રકમ અને ઓરડીનું ભાડું તો ઉભાંજ હોય. આવી હાલતમાં મોતી બીમાર થવા લાગી મીલમાં મ્હોંએ મુકૂતી બાંધી તે કામ કરતી; છતાં કપાસની કિટટી અને રજ તેના શ્વાસમાં જતી. ઘણું કામ લટકામાં. ટાઢ અને મચ્છરનો સખત મારો, તેને ઉધરસ અને ઝીણો તાવ શરૂ થયાં. છતાં તે મીલમાં તો રોજ જતી. પહેલાં જેટલું કામ તેનાથી બનતું નહીં, એટલે જોબર એને રોજ પજવતો. હું પણ ખીજવાયા કરતો, અને અમારી દંડની રકમ વધ્યેજ જતી. થોડા રોજમાં મોતીને બીજા ખાતામાં મુકવામાં આવી. એ પછી તે હમેશાં વધારે ગમગીન રહેતી. તેના ચહેરાની લાલાશ ઉડી ગઇ હતી. રંગ પીળો પડતો જતો. મને તે રોજ કહેતી 'હવે હું જીવીશ નહીં.' છોકરો છોટીઓ પણ કામના બખાળા કરતો. કોઇવાર રમવા ન્હાસી જતો, એટલે મીલમાં ગેરહાજરી નોંધાતી. જોબર મને રોજ છોકરાની બરતરફીની ધમકી આપતો: હું બહુજ કાલાવાલા કરતો, પણ કોણ જાણે શા કારણે તે મારા ઉપર ખીજાયાજ કરતો.

"એક રાતે મોતીને જોરથી તાવ આવ્યો, તે રડવા લાગી. તેણે થરથરતે સ્વરે કહ્યું, 'તમે બીજે કયાંહક નોકરી શોધો તો સારૂં, આપણે આમાં કામ નથી કરવું. હું તો કાલથી કામે નહીંજ જાઉં, અને હું નહીં જાઉં તો તમને કાઢી મુકશે.' 'પણ એમ શા માટે બને?' મેં તેને સમજાવી, 'તું કામે ન જાય તો હરકત નથી. તારે આરામની જરૂર છે. પણ તેમાં મારે શીદ નોકરી છોડવી જોઇએ? હું બે ત્રણ કલાક વધારે નોકરી કરીશ, એટલે તારા જેટલા પૈસા મળી રહેશે.' પણ મોતીને ગળે એ વાત ઉતરી નહીં. એણે તો અહીંથી નોકરી છોડાવવાની હઠ પકડી અને હું જેમ જેમ વધારે જક્કી થતો ગયો તેમ તેમ તે વધારે ને વધારે રડતી ગઇ. 'પણ છે શું?' મેં ચીઢાઇને પુછ્યું, ત્યારે તેણે અટકતે, હુસકા ખાતે અવાજે કહ્યું, 'મને જોબર સતાવે છે. મીલમાં ત્રણ ચાર બુઢ્ઢી બૈરીઓ મને હમેશાં એ પાઘડીબળ્યાને ઘેર જવા સમજાવે છે, અને આવતી કાલે ન જાઉં તો તમને......' બસ એ વાકય પૂરૂં કરવાની જરૂર નહોતી. મારી રગેરગમાં ખૂન ઉકળી આવ્યું. મેં ગર્જના કરી, 'બસ, કાલેજ એનો બરડો ખોખરો કરૂં.' મોતીએ આજીજી કરી, 'એમ ના કરશો: તમને એ જેલમાં નંખાવશે.' 'ભલે નંખાવે,' મેં કહ્યું, 'પણ હું એ પિશાચ ઉપર વેરનો બરાબર બદલો

જુદી જુદી મીલોપર ભટકતો. કલાકો સુધી દરવાજે ઉભો રહેતો. છેવટે પઠાણ લાલ આંખો કરી મને ધક્કા મારતો ત્યારે હું ઘેર આવતો. મારા મનની વેદનાનો પાર નહોતો. છોકરો આખો દિવસ કામ વિના રઝળ્યા કરતો. કોઇ વાર તે રાતે ઘેર પણ આવતો નહીં. કયાં રહેતો હશે તેની મને કંઇ ખબરજ નહોતી. ઘરમાં અનાજ ખુટયું, એક આખા દિવસનો ઉપવાસ થયો બીજે સાંજે છોટીઓ કુદતો કુદતો આવ્યો. તેને કંઇ ચિન્તા નહોતી હવે તો તે ખાવાનું પણ માગતો નહીં, તે ગમે તે કરતો હોય, પણ અમારા ઉપરથી એટલો બોજો ઓછો થયો હતો. છોટુએ મોતીને પુછયું, 'મા તેં કંઇ ખાધું'?' જવાબમાં મોતીની આંખમાં પાણી આવ્યાં. તુરતજ છોકરાએ ચાર આના કાઢી આપ્યા. 'પૈસા કયાંથી લાવ્યો ?' મેં પુછયું 'ટ્રામના જંકશન ઉપરથી' તેણે કહ્યું 'કઇ



ટ્રામ આગળ ભીખ માગતો છોટીઓ.

રીતે ?' મેં અજાયબી બતાવી, અને તેણે સીધો જવાબ આપ્યો, 'ભીખ માગીને. બીજા માણસો પણ ત્યાં ઉભા રહે છે, અને ટ્રામમાંથી ગોરીઆ લોકો પૈસા નાખે તે લે છે.' આ સાંભળી મોતીએ તેને ધમકાવ્યો, 'હરામખોર! ભીખ માગે છે. ખબરદાર હવેથી

રોજ હું પઠાભાઇ પાસે ગયો. ઉછીના પૈસા માગ્યા, પણ જવાબમાં ડામીઉં સાંભળ્યું. એ બિચારાનો શો વાંક ? એપ મારા જેવો મજુર હતો. તેને પણ કુંટુંબ હતું. મુડીદારોની ચક્કીમાં એ પણ કચરાતો હતો. નિરાશામાં બળતો હું ઘેર આવ્યો. બીજે ઉપવાસ થયો.

જો એવું કર્યું તો.' મેં મોતીને વારી રાખી, 'શા માટે ખીજાય છે? ભલેને ગમે તે કરે. અત્યારે આપણને આ ચાર આના પણ કેટલા ખપમાં લાગશે?' મેં તુરતજ છોકરા પાસેથી પૈસા લઇ લીધા અને બજારમાં જઇ ચણા અને ચટણી ખરીદ્યાં, આ રીતે સાત આઠ દિવસ સુધી રોજ બે બે ચાર



ઉંચમા ફાંસી ઉભી થઇ હીરની દોરડીએ હું લટક્યો. પાનું ૫૪.

આનાથી અમારી ભૂખ ટળતી. નોકરી મેળવવા મારી મહેનત તો ચાલુજ હતી પણ જે મીલમાં હું જતો ત્યાં જોબર મારું નામ પુછીનેજ મને રવાના કરી દેતો. બધેજ મારી બદચાલ અને બરતરફીની કહાણી ફરી વળી હતી. આ જોબરો એક બીજા સાથે અમને મજુરોને ચુસવા માટે આવી કંઇક ગોઠવણ રાખતા હશે એમ લાગ્યું. એ પછી મારી નિરાશાનો પાર રહ્યો નહીં.

"પણ અમારી આપદાનાં વાદળાં તો હજુ ઘેરાવાનાં હતાં ચોમાસું ઉતરવા બેઠું હતું. મોતીની તબીઅત કંઇક ઠીક જણાતી હતી, પણ પહેલાં જેવી તાકાત તેનામાં રહી નહોતી. છતાં તે મારી સાથે કામે લાગવા તૈયાર થઇ

બેચર થોભ્યો, તેણે માથાના જખમ ઉપર હાથ મુકયો તેના મુખ ઉપર વેદનાની સ્પષ્ટ છાયા હતી. મારી સ્ત્રીએ ઉત્સુકતાથી પુછયું, "પછી શું થયું, પછી શું થયું ?"

અને હાશ પોકારી બેચર આગળ ચાલ્યો.

"પછી શું થયું તેની મને પણ ખબર નથી. માત્ર હું જ્યારે જાગ્યો અને આંખો ખોલી ત્યારે ઇસ્પિતાલના સફેત બીછાનામાં પડયો હતો. મારા બંને હાથમાં અસહ્ય વેદના થતી હતી. મેં હાથ ઉંચા કરવા પ્રયાસ કર્યો, પણ પાસે ઉભેલી નર્સે ના પાડી. છતાં સ્હેજ ઉંચા કરી મેં તે પર નજર નાખી જોઇ, અને ભારે અજાયબી વચ્ચે મેં મારાં કાંડાં અને પોંચા દીઠાજ નહીં. હું બોલી ઉઠયો, 'મારા હાથને શું થયું છે ?' નર્સે ચૂપ રહેવા ઇશારત કરી, મને કહ્યું કે 'એ તો ઓપરેશન કરવું પડયું છે.' જેમ જેમ મને વધારે શુદ્ધિ આવતી ગઇ તેમ તેમ હું મારી વેદના ભૂલી પાછલા બનાવો યાદ કરવા લાગ્યો. મોતીનું શું થયું હશે એ સવાલ પહેલોજ ઉભો થયો. બેહોશી પછી હું કેટલી વારે જાગ્યો. તેની મને ખબર નહોતી. મેં નર્સને પુછયું તો તેણે જવાબ આપ્યો કે ઓપરેશન થયાને ત્રીજો દિવસ ચાલે છે. ત્યારે મારી મોતીનું શું થયું હશે ! મેં ચિંતા અને અધીરાઈ બતાવવા માંડી. મારી કનેથી શીરનામું જાણી નર્સે તપાસ માટે માણસ મોકલ્યા. તે બહુજ ભલી બાઇ હતી. દર્દીઓની ઇચ્છા તરફ દિલસોજી બતાવતી. બે કલાક પછી માણસ પાછો આવ્યો અને નર્સને કંઈક કહી ગયો. નર્સ થોડી વાર મારી સામે તાકીને જોઇ રહી અને પછી બોલી: 'ભાઇ ! તારી સ્ત્રી થોડા દિવસમાં અહીં આવશે.' મેં તેને એકદમ તેડાવવા વિનંતિ કરી, પણ નર્સે તે પર કંઇજ ધ્યાન આપ્યું નહીં. આમ રોજ રોજ હું વિનંતિ કરતો અને રોજ નર્સ મને કહેતી કે થોડા દિવસમાં મોતી આવશે. પણ મોતી આવી નહીં ક્યાંથી આવે ? મને લાગ્યું કે તે વધારે માંદી હશે. તેને કોણ ખવાડતું હશે. ભૂખી તો નહીં મરી જાય ? મેં નર્સને મારી ગરીબીની અને મોતીની માંદગીની વાત કરી, તો નર્સે જણાવ્યું કે ચિન્તા કરવા જરૂર નથી, મોતીને અમે ખાવાનું મોકલીએ છીએ. આથી મારા દિલમાં કંઇક શાન્તિ થઇ, છતાં એકદમ ઘેર જવાની ઝંખના વધતીજ ગઇ. પૂરો એક મહીનો ઇસ્પીતાલમાં વીત્યો, પણ મને ડોકટરોએ છોડયો નહીં. હાથે હજુ પાટા બંધાતાં. તદ્દન રૂઝ આવી નહોતી. ઘણી વાર મને વિચાર થતો કે હાથ વિના હું શાથી કામ કરીશ, મને કોણ નોકર રાખશે. કોઇ વાર રડીને હું નર્સને પણ આ વાત કરતો તે દિલાસો આપી નોકરી અપાવવાની આશા દેતી. આખરે બે લાંબા મહીનાને અન્તે હું ઇસ્પીતાલમાંથી છુટયો. ડોકટરોએ મારા હાથને કંઇ પણ તકલીફ આપવાની મને ના સંભળાવી. હું હૃદયમાં બળતો, મોતીના વિચાર કરતો, છોકરીની યાદ લાવતો ઘર ભણી ચાલ્યો. મોતીને મળવાની આશાએ હું ઉતાવળે ઉતાવળે ઓરડીએ પહોંચ્યો. સવારના આઠ વાગ્યા હતા. બારણાં અંદરથી બંધ હતાં. મેં સાંકળ ખખડાવી, બીછેજ પળે બારણાં ખુલ્યાં અને મારી સામે આંખો ચોળતી, આળસ

ઉમ્મરની, એક કદાવર બાઇ ઉભી રહી. હું આભોજ થઇ ગયો. ખંચાતાં ખંચાતાં મેં પુછ્યું, 'મોતી ક્યાં છે?' અને આંખો ખેંચી પેલી બાઇએ જવાબ આપ્યો, 'મર મર પીટયા કુંદા, આંઇ મોતી કેવી?' હવે મારે શું કરવું? મેં બીજા સવાલ પુછવા હિમ્મત કરી, 'પણ હું અહીં રહેતો હતો અને મારી સ્ત્રી...' હું પુરૂં બોલી રહું તે પહેલાં તો પેલી હિડંબાએ સંભળાવ્યું, 'છેટે થા છ કે મુકું માથામાં પીટયા શર માનો નથી?' હું નીચું મ્હોં કરી ચાલી નીકળ્યો, મારી ઓરડીની સામે એક બુઢ્ઢો ભૈયો રહેતો હતો, તેની કને હું ગયો. તે ચુલો સળગાવી રહયો હતો. મેં જઇને સલામ કરી. મને જોઇ તે ચમકયો, 'કોન, બેચર! અરેરે! તેરેકુ યે કયા હુવા?' મેં કચવાતે દિલે જવાબ આપ્યો, 'દાદાજી એ તો અમારા ગરીબોનાં મુડીદારોએ ઘડેલાં કિસ્મત, પણ મારી મોતી ક્યાં છે?' બુઢ્ઢો શંકાશીલ નજરે મારી સામે જોવા માંડયો અને થોડી વારે બોલ્યો, 'સીયારામ, સીયારામ! વો તો મર ગઇ. દો મહીના હુવા.' મારા દિલમાં શેરડો પડયો. મેં ચીસ નાખી, ધ્રુશકે ધ્રુશકે હું રડયો. કેટલું રડયો? કલાકો સુધી આંસુ પાડયાં. બુઢ્ઢાને મેં અકસ્માતની વાત કરી. એ દયાવંત માણસે મને પંદર દિવસ તેની સાથે રાખ્યો, પણ મારા જેવો નકામો હાથ વિનાનો માણસ કેટલો વખત પોસાય?"

અને આંસુની ધારાને અટકાવતાં તેણે છેલ્લે ઉમેર્યું:

"શેઠજી! મારી મોતી ગયા પછી હું ભિખારી બન્યો છું. પાઇ પૈસો માગી, ભિક્ષાનું અન્ન ખાઇ જીંદગી ગુજારૂં છું. આખો દિવસ મ્હોંમાં પૈસા એકઠા કરી બપોરે કે સાંઝે કંઇ ખાવાનું લઉં છું, અને મીઠા મરણની રાહ રોજ રોજ જોઉં છું."

બેચરની વાત અટકી. તે માથા પર બન્ને હાથ મુકી ફરી વખત ડુસકે ડુસકે રડયો—મોતીના મરણ ઉપર રડયો હતો તેવુંજ રડયો. સાત સાત ભવની મારી સહચરી પણ આંસુ લૂછતી લૂછતી અંદરના ઓરડામાં જમવાનું તૈયાર કરવા ગઇ. એટલે બેચરને મેં પુછ્યું, "તને માથાના જખમની કેવી પીડા થાય છે, ભાઇ?"

"ગરીબોની પીડા તાલેવરો હરી જાય છે, એટલે અમે માણસ મટી પત્થર બનીએ છીએ." તેણે કહ્યું.

"તું યે કવિ લાગે છે!" મેં તેના કટાક્ષ પર અભિનંદન આપ્યાં.

એટલામાં અચાનક અમારા મકાન પાસેના રસ્તાના ચોકમાં જમ્બર કોલાહલ થયો. કારમી ચીસો સંભળાવા લાગી. ફટાકડા ફટતા હોય તેવા અવાજ ઉઠવા માંડયા અને એ અવાજોની વચ્ચે 'કામદારોની જે, કામદારોની જય' એવા નાદ આવવા લાગ્યા. હું એકદમ રવેશમાં ગયો, મારી સ્ત્રી દોડતી આવી. બેચર દાદર તરફ દોડયો. રવેશમાંથી અમે જોયું તો નીચે ચોકમાં કામદારોનાં ટોળાંને પોલિસ સાથે ઝપ્પાઝપ્પી થતી હતી. આગળના માર અને ભૂખમરાથી ઉશ્કેરાયલા મજુરો ચોકમાં ભેગા થયા હતા અને પોલિસનો હુમલો થતાં અત્યારે સામું વેર લેતા હતા. લાઠીઓની બઝાંઝટ

બોલતી હતી અને કામદારો તેમજ પોલિસોનાં માથાં ખોખરાં થતાં હતાં. બેચરને મેં ડેલી બહાર નીકળતો અને કામદારોનાં ટોળાંની પાછળ જતો જોયો. તેને અમે સાદ માર્યો, પણ 'હમણાં આવું છું" એમ કહી તે મજુરોની પાછળ મકાનના એક ખુણા પાસે આ મુડીમજુરીનો સંગ્રામ જોવા ઉભો રહ્યો. દશ મિનીટ યુદ્ધ ચાલ્યું હશે એટલામાં બાજુના રસ્તા પરથી હથીયારબંધ પોલિસની ટોળી મોટર લોરીમાં માર માર કરતી આવી. મજુરો છવ લંઇ નાઠા, પણ તેમની પાછળ બંદુકો ભડોભડ છુટવા લાગી. કેટલા પડયા, કોણ ઘવાયા, કોણ મરાયા, તેનો કંઇ હિસાબ ન રહ્યો. માત્ર ત્વરાથી નિયમિત રીતે ગોળીઓ છુટતી હતી અને મજુરો ટપોટપ ફસાઇ પડતા હતા.

મારી સ્ત્રી ચીસ નાખીને ઘરમાં દોડી ગઇ. સામી બાજુ મકાનના ખુણામાં લપાયલો બેચર છવ બચાવવા મજુરો સાથે દોડયો. અમારા ઘર તરફ આવવાની એને તક ન્હોતી. દશ ડગલાં, વીશ ડગલાં ત્રીશ ડગલાં તે દોડયો, મજુરોની પાછલી હારમાં ભળી ગયો. હું માત્ર તેનું માથું જોઇ રહ્યો. બીજીજ પળે તેના માથા પરના પટાને ઉડી જતો મેં દીઠો. તેની હારના મજુરો આગળ દોડી ગયા, બે ત્રણ પડયા, અને તેમની સાથે બેચર પણ ફરંગટી ખાઇ જમીનદોસ્ત થયો.

અને હું આંખ પર હાથ દાબી રવેશમાં બેસી ગયો.

# ખૈબર પાસ.

[લેખકઃ શ્રી. જાનકીનાથ.]

## :: હિંદુસ્થાનનું સિંહદ્વાર ::



અફઘાન ઉંટવાળા અને તેમનાં અરબ્બી ઉંટો.

પરદેશીઓએ હિંદમાં પ્રવેશ કરવા માટે વાયવ્ય સરહદનોજ ઉપયોગ કરેલો છે. તે શિવાય હિંદમાં પ્રવેશવાનો એકે સરળ અને સહેલો જમીન માર્ગ નથી. એટલે એશિયાના માર્ગે હિંદનું એકજ પ્રવેશદ્વાર ખૈબર પાસ છે.

ગ્રીકો એ માર્ગે હિંદુસ્થાનમાં આવ્યા, તે પહેલાં આર્યો અટકને માર્ગે આર્યાવર્તમાં એજ માર્ગે હિંદની ભૂમિમાં પ્રવેશેલા.

જમીન માર્ગે હિંદમાં મુસાફરીએ આવનારાઓના રાજમાર્ગનો આરંભ ખૈબર પાસ આગળથીજ થાય છે. હાલના વખતમાં શરૂ થયેલા વિમાની વ્યવહારમાં એજ જૂનો માર્ગ વધુ જાણીતો થયો છે. હિંદ અને અફઘાનિસ્થાનનો સંબંધ એજ રસ્તે જોડાય છે.

અફઘાન વ્યાપારીઓના ઉંટોના કાફલાઓ જ્યાંથી સરહદના પહાડી પ્રદેશોમાં પોતાના વ્યાપારની જાળી ગુંથે છે. એ ખૈબર પાસ હિંદની વાયવ્ય સરહદનું છેલ્લામાં છેલ્લું મથક છે.

સમસ્ત વિશ્વમાં ઉંચામાં ઉંચા ગણાતા હિમાલયનાં બરફાચ્છાદિત ગૌરીશંકરની શિખરમાલા આ પાસ આગળથી ડાબી તરફ જોતાં શરૂ થતી દેખાય છે, અને તેની જમણી દિશાએ ઉંચી નીચી ટેકરીઓની ગુંથણી શરૂ થાય છે. શિયાળામાં બરફમય બની જતા આ પર્વતમાળાના માર્ગો ઉનાળાના દિવસોમાં સૂર્યની સળગતી કિરણમાળાનો પૂરેપુરો પ્રતાપ બતાવે છે.



અદ્જિન ખેબર પાસ જ્યાં બ્રિટિશ અને અફઘાન સરહદનો ભેટો થાય છે.

અફઘાન યુદ્ધોમાં આ ભૂમિએ મહત્વનો ભાગ ભજવ્યો છે. હાલના અફઘાન જંગમાં પણ આજ ભૂમિ એટલો જ મહત્વનો ભાગ ભજવી રહેલ છે.

## અદ્‌ભૂત ખૈબર પાસ.

આ ખૈબર પાસનું નામજ અદ્‌ભૂત છે. અઠવાડીઆમાં બે વખત એ માર્ગેથી જતા વ્યાપારી કાફલામાં ઉંટોની જે હારની હાર જતી જણાય છે, તેની સાથેજ પ્રાચીન યુગનું સ્મરણ થઇ આવે છે. જે યુગમાં રેલ્વે કે મોટરો નહિં, પણ રથ અને ઘોડાઓની મુસાફરીઓ થતી હતી, તે યુગ સુધી પ્રેક્ષકની દ્રષ્ટિને ખૈબર પાસ ભૂતકાળમાં ખેંચી જાય છે. એ પાસના દક્ષિણ દિશાના મુખડા આગળ ખુલ્લાં મેદાનો શરૂ થાય છે, ત્યાં જામરૂદનો કાચ્ચડનો કિલ્લો છે, અને તેની આસપાસ માટીનાં ઝુંપડાં અને તંબુઓથી છાવણી જેવું જ વાતાવરણ સદાય લાગે છે; જ્યારે અફઘાન વિભાગ તરફના ઉંચાણવાળા ભાગમાં લોન્ડીકોટાલની એકાંત છાવણી છે. એજ હિંદુસ્થાનમાં આવવાનું સિંહદ્વાર. આ દ્વારની સતત ચોકી દરવાનો રાખે છે. અહિંથી એક તરફ ભયંકર લાગતી શિખરમાળાઓ આવે છે. જ્યાં હમેશાં કાયદાની સામેજ બળવો કરવાની વૃત્તિવાળા, પોતાની બંદુકનેજ જીવન અને સ્વતંત્રતાના રક્ષક તરીકે માનનાર જાતિ વસે છે, તેની સાથેના સંબંધનો ખ્યાલ આ સિંહદ્વાર આગળના તાર અને લશ્કરી ટેલીફોનના થાંભલાઓ ભોમીયાઓની માફક આપે છે. કેમકે વ્યાપારી કાફલાઓ જાય તે શિવાય મોટે ભાગે આ રસ્તો નિર્જનજ હોય છે.

## પૂર્વ-પશ્ચિમનો ભેટો.

આ પાસનો અડધો રસ્તો શિયાળાની અંદર થીજવી નાખે તેવી ઠંડીવાળો અને ઉનાળામાં લોહીનું પાણી કરી નાખે તેટલી ભયંકર ગરમીવાળો હોય છે. શિયાળામાં આ રસ્તે ગુચ્છાદાર વાળવાળાં બાક્ટ્રીઆનાં ઉંટો અને ચામડાંના પોશાકોવાળા મુસાફરો મળે છે; પરંતુ બળબળતા ઉનાળામાં જ્યારે આ રસ્તો સળગતી ભઠીસમો થઇ પડે છે, તે વખતે બાક્ટ્રીયન ઉંટો અદ્રશ્ય થઇ જાય છે, મુસાફરો પોતાના ઝભ્ભાઓ બાજુએ મૂકી દે છે, અને સૂર્યના પ્રખર તાપથી બળી રહેલી છાતીને શાંત કરવા પાતળા કપડાનાં બટન પણ મુસાફરો ખોલી નાખે છે. અલી મસજીદ આગળ તે વખતે પવનને કુદરતની મોટામાં મોટી ભેટ સમો માનવામાં આવે છે; કેમકે સૂર્યના તાપથી આખું વાતાવરણ જ્યારે સળગી રહે છે, ત્યારે જમીન તપાવેલા તાંબા જેવી થઇ જાય છે.

આજ સ્થાને બપોરે જતા અને આવતા કાફલાઓનો ભેટો થાય છે, એક કાફલો દક્ષિણ તરફ પેશાવરનાં કાબુલી બજાર માટે ત્યાંથી રવાના થાય છે, ત્યારે બીજા કાફલાને રાત્રિનો અંધાર પછેડો જગત ઉપર કુદરતના નાજુક હાથો વડે ઓઢાડવામાં આવે, તે પહેલાં હિંદુકુશની લાંબી ખીણો ઓળંગી નાખવાની હોય છે. આજ રસ્તે પૂર્વ અને પશ્ચિમનો જાણે ભેટો થતો હોય, જૂના અને નવા જમાનાનું મિલન થતું હોય તેમ ઇરાનથી ગોબીની વચ્ચેની ઉંચી ભૂમિમાં રહેતા ખડબચડા વાળવાળાં કપડાં પહેરતા બાક્ટ્રીઅનો, રણ તરફની નીચાણવાળી ભૂમિવાસીઓને મળે છે, તે

વખતે ખૈબરનો રસ્તો ભૂખરા રંગના વાળવાળા ઉંટોમય બની જાય છે. તે વખતે કાફલાઓ માટેના રસ્તાની બાજુમાંથી જતા રાજમાર્ગ ઉપર સડસડાટ દોડી જતી પોતે ઉડાડેલી ધૂળના ગોટાઓની અંદર ઢંકાતી મોટરો જાય છે, ત્યારે પેલા જાણીતા એંગ્લો-ઇન્ડીયનની કવિતા ખોટી ઠરે છે, અને પૂર્વ તેમજ પશ્ચિમ એકજ સ્થાને મળે છે એ સહુ જોઇ શકે છે.

## હિંદના રાજમાર્ગની ચાવી.

આ ખૈબરપાસ હિંદના રાજમાર્ગની ચાવી છે. લશ્કરી તેમજ રાજદ્વારી બન્ને રીતે અને તેથીજ અફઘાનીસ્થાનની ઘટનાઓ હિંદના રાજપદ્વારીઓની માફક જ બ્રિટન તેમજ રશિયન રાજપદ્વારીઓનું ભયંકર રીતે તિવ્ર ધ્યાન ખેંચી રહી છે.

## પેશાવરનાં આકર્ષણ.

જે દિવસે કાફલાઓ જવાના હોય છે તે દિવસે આ ખઇબર પાસનો દેખાવ, દૂરદૂરના ભૂતકાળની અનેક ઐતિહાસિક અને રોમાંચક સ્મૃતિઓ જગવે છે. અફઘાનિસ્થાનના અંદર અંદરના જંગમાં પેશાવરનું નામ અનેક વખત આપણા સાંભળવામાં આવ્યું છે. આ પેશાવર એટલે બ્રિટિશ હિંદનું ખૈબર પાસની પાસેનુંજ શહેર. અહિં બ્રિટિશ લશ્કરની મોટી છાવણી છે. સરહદના પ્રાંતો સાથે સાથે સંબંધના સૂત્રસંચારો અને રાજકીય ગોઠડીઓની અનેક યોજનાઓ અહિં ઘડાય છે ને ભાંગે છે. અહિં સામાન્ય નાગરિકો અને લશ્કરી માણસોનું મિશ્રણ ઠામ ઠામ જોવા મળે છે. પેશાવરના વતનીઓનાં મકાનો મોટે ભાગે ચીકણી માટીનાં ધાબાવાળાં હોય છે. જ્યારે ઉનાળાના પ્રખર તાપ પછી તારકોથી ઝળહળતી રાત્રિનું ઠંડુ વાતાવરણ જામે છે, ત્યારે પેશાવરી નરના-



પેશાવરમાંનો એક દરવાજો: હિંદની ઉત્તરીય સરહદનું આ સિંહદ્વાર છે.

રીઓ પોતપોતાની આ વિહાર ભૂમિમાં આવીને દિવસના તાપનું દુઃખ વીસરી જાય છે. પેશાવરનાં બજારોનું આકર્ષણ તો આના કરતાંય અતિ આકર્ષક છે. ત્યાં બોખારા અને મર્વ તેમજ અફઘાનિસ્થાનમાં બનેલા કીંમતી ગાલીચાઓ, ત્રાંબાપીતળનાં સુંદર વાસણો, ભાત ભાતનાં ફળો, રંગબેરંગી લુંગીઓ અને ઉજળા દૂધ જેવા બુરખા મળે છે. અહિં હિંદી અને પંજાબી પાઘડીઓવાળા માણસો દેખાય છે, તુર્કસ્થાનવાસીઓ ચેટાંના ચામડાંના અંગરખાં પહેરીને ફરતાં જોવાય છે. અને સરહદના મજબૂત બાંધાવાળાં માણસો પણ ઠામઠામ ઉભરાતાં હોય છે.

### શૌર્ય અને શરમનો માર્ગ.

પેશાવર અને રાવલપીંડીની વચ્ચે જ્યાં સિંધુનાં ખળખળતાં પાણી ત્વરિત ગતિએ વહી રહેલાં છે, ત્યાં આર્યોના આ દેશમાં પ્રથમ આગમનનું સ્થાન અટક છે. ત્યાં અકબરે કાબુલમાં રાજ કર્તા પોતાના ભાઇ હકીમ મીરજાંની આંચ હિંદનો ન નડે તે માટે મજબુત કિલ્લો બાંધ્યો હતો, તે ઐતિહાસિક પ્રકરણનું સ્મરણ થતાં ગ્રીસનો એલેકઝાન્ડર હોડીઓનો, પૂલ બનાવી ત્યાંથીજ સિંધુ નદી ઓળંગી હિંદમાં આવેલો એ કથાનું પણ સ્મરણ થયા વિના રહેતું નથી. હિંદુસ્થાનવાસીઓને માટે આ માર્ગ એ માર્ગ ખરેખર શૌર્ય અને સાહસનાં સ્મરણ સાથે શરમનો પણ માર્ગ થઇ પડયો છે. પરંતુ એજ અટકને ૧૮૧૨ માં કાબુલના વજીરની પાસેથી પંજાબના સિંહ રણજીતસીંઘે જીતી લીધો હતો. એ વાતનું પંજાબના શુરા શીખો આ જય ગૌરવ સાથે સ્મરણ કરે છે. એ કિલ્લો બીજા શિખ વિગ્રહ વખતે છેવટનો બ્રિટિશોના હાથમાં ગયો, તે પહેલ બ્રિટીશોએ શીખો પાસેથી જીત્યો, અને ગુમાવ્યો હતો. પરંતુ એ પ્રસંગને ખૈબરની સાથે ઝાઝો સંબંધ નહિં હોવાથી અત્યારે તેનો માત્ર ઉલ્લેખ કરવોજ જરૂરી માનવામાં આવ્યો છે.

---

# પોથીમાંનાં રીંગણાં!



એકઠાં કરનાર.
દમ્ભુ શાસ્ત્રી:

---

કેટલીક વાતો, ઉપદેશ અને સલાહ માત્ર બીજાને સારૂજ હોય; એ વાતો કરનારા ઉપદેશ આપનારા અને સલાહો દેનારા હમેશાં પોતાની આસપાસ એક અભેદ્ય કિલ્લો રચે છે, પોતાને દુનિયાંથી દૂર સમજે છે, અને પછી પેલા કિલ્લાના શિખરે ચડીને જગતને પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરાવે છે. એને સાદી ભાષામાં 'પોથીમાંનાં રીંગણાં!, તરીકે પિછાનવમાં આવે છે એવાં રીંગણાંનો એક જથ્થો નિયમિત 'નવયુગ' ના વાચકો સમક્ષ રજુ કરવાનો ઇજારો શ્રીયુત શ્રી ૧૦૮ શ્રો રા. રા. સકલ સદ્‌ગુણ સંપન્ન, કવિકુલ ભૂષણ, ભારત માર્તંડ, શિઘ્રવ્યાખ્યાન શિરોમણી મહાનુભાવ દમ્ભુ શાસ્ત્રીએ રાખ્યો છે. ને જણાવતાં અમને આનંદ થાય છે.—તંત્રી.

---

ગુજરાતને વિષે કેટલાય ધર્મના ઇજારદારો છે; તે રીતે કેટલાય વર્ણાશ્રમના ઇજારદારો છે. તેમાં શાંકર મતના રા. કેશવલાલ મગનલાલ ત્રિવેદી અને વાલ્લભ મતના શાસ્ત્રી વસંતરામ પણ એક છે. જ્યારે જ્યારે સુધારકોની સામે થવું હોય ત્યારે બન્ને જણા ભૂદેવોની પવિત્રતા અને શક્તિનાં પુષ્કળ પારાયણ ગાવામાં પાવરધા છે. પરંતુ એક દિવસના સમાજોગને વિષે કોઇક દુર્ભાગી પળે 'જનોઇબંધા બ્રાહ્મણ' અને "કંઠીબંધા વણિક' એ બેમાંથી સારાસાર શોધવા જતાં બન્ને વચ્ચે ચકમક ઝરી. અને પછી તો પોથીમાંનાં રીંગણાં ઉઘાડાં પડવા લાગ્યાં.

ત્રિવેદીએ કહ્યું:-"બ્રાહ્મણો શૂદ્ર થઇ ગયા છે અને વર્ણાશ્રમ વ્યવસ્થા રહી નથી!"

શાસ્ત્રીએ સામો પ્રશ્ન પૂછયો "બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ છે કયાં? મીલના સૂતરના ધાગાની બનેલી જનોઇ બજારમાંથી આણીને ચોકકસ નાટક ભજવી તેને ડોકમાં ઘાલી દેવાથી શું બ્રાહ્મણત્વ આવી જાય છે?"

અંત્યજોની સામે થવામાં કમર કસનારા શાસ્ત્રી વસંતરામ બ્રાહ્મણોને માટે કહે છે કે, તેઓ તો "મદ્યપાન કરનારા, કાલેજોમાં વિધર્મીઓ સાથે છડેચોક ખાણું ખાનારા, હોટેલો માંડનારા, હોટેલોમાં ખાનારા, કન્યાવિક્રય રૂપ માહાપાપ કરીને ચાંડાલ જેવાં કર્મો કરનારા" છે.

હર! હર!! હર!!!

"ગુજરાતી" સનાતનધર્મી અને વર્ણાશ્રમધર્મીઓનુંજ મુખપત્ર મનાય છે. તેણે અત્યારસુધી નવીનોની સામે થવામાં મહત્તા માની, બ્રહ્મદેવોના સંબં-

ધર્મમાં અનેક મોટાં મોટાં વિશેષણો વાપરી, તેમની મોટાઇ ગાઇ છે. છતાં આ ચર્ચામાં 'ગુજરાતી'એ . બ્રાહ્મણોને, ગુરૂદ્રોહી,' 'આગાખાન માટે વેદનું ભાષાંતર કરનાર' કહીને વગોવવા ઉપરાંત એવું પણ કહ્યું છે કે: "ઘણા બ્રાહ્મણોને સંસ્કૃતનો કક્કો ખબર નથી" તેઓ શાંકર મતના અનુયાયી કહેવડાવવા છતાં, પૈસાની ખાતર વૈષ્ણવોને ઘેર ભાગવતો વાંચવા જાય છે!

સુધારકો બ્રાહ્મણોની ઉપર આથી વિશેષ આક્ષેપ કરતા નથી. પરંતુ તેમની સામે નાક ફૂલાવતા પત્રકારો, શાસ્ત્રીઓ અને ત્રિવેદીઓ જાતે ઝઘડામાં ઉતરે છે, તે વખતે બ્રાહ્મણો વિષે એમના મનમાં કેવી કલ્પના છે તે આપોઆપ ખુલ્લી થઇ જાય છે.

અને તેથીજ ચાંડાળ જેવાં કાર્યો કરનારા બ્રાહ્મણોની મહત્તા ગાતાં હવે તેમણે માંડી વાળવાની જરૂર છે.

* * *

"આજના જમાનામાં સુધરેલી સ્ત્રીઓ કહે છે કે ધણીની પરવા કરો ના. ના ગમતો હોય તો નાતરીયા નાતવાળા કહે છે તેમ 'ઉભે ભાઇડે' ઝટ લેઇને તેને છેડો ફાડી આપો; કદાચ દૈવવશાત્ ધણીનો અભાવ થાય તો પછી ગરગરણું કરી જવાની કોઇથી ના ન જ પાડી શકાય. એ તો "કણબીનો કુબો, એક મુવોને બીજો ઉભો", જેમ સાપ કાંચળી બદલે તેમ ધણી પાલટ કર્યેજ છૂટનો, સ્વાતંત્ર્ય (?), સ્વાધિકારનો ઉપભોગ થાય! પ્રેમલગ્નો, સ્નેહલગ્નોનાં રહસ્ય ત્યારેજ વ્યાવહારમાં ઉતાર્યાં ગણાય." [તા૦ ૧૯:૮:૧૯૨૮]

"જે પ્રકારની સ્વતંત્રતા પુરૂષો ભોગવી રહ્યા છે તે પ્રકારની સ્વતંત્રતા સ્ત્રીઓને આપવાથી હાલ છે તેના કરતાં વધારે સારી સ્થિતિ ન આવે એમ ઘડી ભર માની લઇએ, તો પણ તેથી વધારે ખરાબ આવશે એમ માનવાનું કશું પણ કારણ નથી ××× જૂનાં હાનિકારક . ધનો અને વહેમો તૂટતા જાય છે અને સ્ત્રી જીવનમાં સ્વતંત્ર ભાવના પ્રકટવા સાથે સમાજ જીવન વધારે ઉત્સાહક, પ્રેરક અને ઉલ્લાસમય બનતું જાય છે.

× × × ગુજરાત-કાઠિઆવાડના સ્ત્રી વર્ગને મળેલી વિશેષ છૂટનો તેમણે દુરૂપયોગ કર્યો હોય એવું કોઇ કહી શકે તેમ નથી. ઉલટું કેળવણીથી અને આ પ્રકારના સ્વતંત્ર વાતાવરણથી ઘણાં ગુજરાતીઓનાં ગૃહજીવન સંસ્કારી અને સુંદર અને ઉપકારક બન્યાં છે. [તા૦ ૧૭:૩:૧૯૨૯]

બન્ને અવતરણો 'ગુજરાતી' નાં છે. સાત મહિના જેટલા સમયમાં, તેનું દ્રષ્ટિબિંદુ આમ એકાએક બદલાયું હોય તે વાત ખરી હશે કે પોથીમાંનાં રીંગણાં ?

* * *

સનાતનીઓના સ્થંભ સમું 'ગુજરાતી' કહે છે: "ભણેલીઓના કરતાં અજ્ઞાની અને શિયળવતીને સમાજે માન આપી દાખલો બેસાડવો જોઇએ"[તા૦ ૧૨:૮:૨૮] અને વળી એકજ મહિનો નથી થતો ત્યાં તો પોતાના વાચકોને સલાહ આપે છે:

"આપણા સ્ત્રી વર્ગની જાગૃતી વગર આપણે આપણી ઉન્નતિની આશા રાખવી વૃથા છે...હિંદુસ્તાનમાં જ્યાં સુધી આપણો સ્ત્રી વર્ગ જાગૃત નહિ થાય ત્યાં સુધી આપણા પ્રયત્નો અફળ જ રહેવાના...જે હાથ ઘોડીયું ઝુલાવે છે તે હાથ દુનીયાને દોરવે છે." [તા૦ ૯:૯:૨૮]

આ બન્ને ઉપદેશો એકજ પત્રના હોઇ શકે એમ કોણ માનશે? પણ ખરેખર તેમજ છે. માત્ર પહેલો અભિપ્રાય રૂઢી રક્ષકોને ખુશ રાખવા માટે અપાયો છે, ત્યારે પાછલો 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ' ને રાજી રાખવા લખાયો છે!

* * *

એક શાસ્ત્રીજી કાશીના કુપમંડુકોની સભામાં ભાગ લેવા ગયા હતા. ઘેર આવ્યા પછી તેમણે પોતાનાં પરાક્રમ એમની અખંડ સૌભાગ્યવતી 'અલિ' આગળ વર્ણવતાં કહ્યું, "ને આ ઠરાવ મેં રજુ કર્યો હતો, અને તે સકળ હિંદના વિદ્વાન ભદેવોએ તાળીઓના અવાજો વચ્ચે વધાવી લીધો હતો."

તે સાંભળીને શાસ્ત્રીજીની ઘરવાળીનું મ્હોંડુ ઉતરી ગયું.

એ જોઇને શાસ્ત્રીજીએ પૂછ્યું: "કેમ તને તારા પતિ દેવની આટલી બધી આબરૂ વધી તે નથી ગમતું?"

"ગમે છે અને તેથીજ હું ચિંતામાં ડુબી ગઇ છું."

"કેમ વારૂ?" શાસ્ત્રીજીએ ગૌરવથી પૂછ્યું.

"કેમકે, તમે ગર્ભથી ગણતાં આઠ વરસની બાળકીને પરણાવી દેવાની સલાહ આપનારો, અને રજસ્વલા થવા છતાં કુંવારી રહેલી પુત્રિઓનો ત્યાગ કરવાનો અત્યાગ્રહ કરનારો ઠરાવ કર્યો છે, ત્યારે આપણી શશિ ને નવમું વર્ષ બેઠું છતાં તેને પરણાવી નથી અને ચંદન સ્ત્રી ધર્મમાં આવી તોપણ હજી તેનું સગપણ સુધ્ધાં થયું નથી. એ જ્યારે લોકો જાણશે ત્યારે તમારી આબરૂના કાંકરા થઇ જશે."

"ગાંડીરે ગાંડી!" શાસ્ત્રી ખડખડ હસી પડયા. "એમાં ચિંતા શાની કરે છે? એ તો બીજાઓને માટે, આપણે પોતાને માટે તેનું પાલન કરવાની કંઇજ જરૂર નથી શું સમજી?"

શાસ્ત્રીનાં પત્નીએ પ્રત્યુત્તર આપ્યો નહિં, એટલે તેમણે પતિ માટે શું ધાર્યું તે સમજાયું નથી.

* * *

મ્યુનિસિપલ કારપોરેશનની ચૂંટણી નજીક આવી પહોંચી હતી. ફરીથી ચૂંટાવા પુરતા મત મેળવવા, મતદારોને ધર્મ ઝનૂનનો નશો ચડાવવાની જરૂર હતી. એમ માનીને એક સભાસદે એકજ લોટીએ મ્યુનિસિપલ શાળાના વિદ્યાર્થીઓને પાણી પાવાના કારપોરેશનના ઠરાવની સામે યુધ્ધ જાહેર કરી, તેથી ધર્મ મૂળમાંથી ઉખડી પડશે એવો પોકાર શરૂ કર્યો હતો. એવા સભાસદને કલબમાં એક મિત્ર મળવા ગયો.

"અરે એ, કેમ રે? તું વળી ક્યારનો ધર્મની પૂંછડી થઇ બેઠો?"

મળવા આવનારે કહ્યું.

"કેમ?"

લોટીના લડવૈયાએ પૂછ્યું.

"તું તો ઇરાનીની હોટેલમાં ચહા પીએ છે, એકજ પ્યાલે સોડા, લેમન ઢીંચે છે, કારપોરેશનમાં સેળભેળીઓ ચહા ગટગટાવે છે, અને કલબોમાં પણ ચહાપાણીનો અસહકાર કરતો નથી, તેમ છતા તને લોટીમાં પાપ ક્યાંથી જણાઇ આવ્યું?"

"એમ કર્યા વિના મૂર્ખા મતદારો ઓછાજ ચૂંટણીને દહાડે દોડતા દોડતા મત આપવા આવે તેમ હતા?"

"ત્યારે તો હવે તેં બ્રાહ્મણીઆ પાણીથી, બ્રાહ્મણીઆ ચૂલા ઉપર, બ્રાહ્મણીઆ તપેલી

માં, બ્રાહ્મણીઆ અગ્નિ ઉપર, બ્રાહ્મણીઆ હાથે, બ્રાહ્મણીઆ સાકરથીજ તૈયાર થયેલાં બ્રાહ્મણીઆ ચ્હા, શુદ્ધ સનાતન ધર્મી પ્રજાપતિના ઘરના સનાતની ચલાણાંમાંજ પીવાનો નિશ્ચય કર્યો છેને ?"

"અરે યાર ! જવાદેને, એતો બધું આપણને બાદ કરીને, બીજાઓનેજ માટે !"

અને મતદારોની મૂર્ખાઇ ઉપર બન્ને મિત્રો ખડખડાટ હસી પડયા.

* * *

"જે કહેવાય તે, આ દુનિયાને વિષે લોભ અને લાલચ જેવા માણસને કોઇ બીજા શત્રુ નથી. માટે તેનો સત્વર ત્યાગ કરવો."

પંડિતજી શ્રોતાઓને સંબોધીને વચનામૃત સંભળાવી રહ્યા હતા.

શ્રોતાઓમાંથી એક છોકરાએ ઉભા થઇને પૂછ્યું: "પણ તમે તો મારી દુકાને શાક લેવા આવો છો, ત્યારે છ પાઇનાં રીંગણાં લઇને પાંચ પઇ આપવા અડધો કલાક માથાકૂટ કરો છો મહારાજ!"

મહારાજે સાંભળ્યું ન હોય તેવો દેખાવ કર્યો.

"એ તો પોથીમાંનાં રીંગણાં હશે !" સભામાંથી કોઇનો અવાજ સાંભળાયો.

* * *

-હિંદી ધારાસભામાં ભાષણ કરતાં ગોરા ખજાનચીએ કહ્યું-હિંદના નાણાંની અત્યારે હિંદની ખીલવણી માટે ઘણીજ જરૂર છે, છતાં તે બહાર ખેંચાઇ જાય છે-તે ચિંતાજનક છે. બીજે દિવસે મુંબઇના 'ટાઇમ્સ'માં અગ્રલેખ પ્રકટ થયો. તેણે પણ ગોરા ખજાનચીના મતનો પડઘો પાડતાં લખ્યું

"હિંદની આર્થિક દશા સુધરે તે હિંદની અત્યારની ખાસ જરૂરિયાત છે. હિંદના નાણાંનો ઉપયોગ હિંદી ઉદ્યોગની ખીલવણી પાછળજ થવો જોઇએ. અમે વારંવાર કહ્યું છે અને ફરીથી એક વખત કહીએ છીએ કે હિંદની દોલત જે પરદેશમાં વહી જાય છે, તે આ દેશની આર્થિક ખીલવણી માટે અહિંજ રહેવાની જરૂર છે."

પણ ગોરા ખજાનચીનું ભાષણ કે 'ટાઇમ્સ'નો અગ્રલેખ બન્નેમાંથી કોઇ આ દેશમાંથી જે સતત દ્રવ્યશોષણ બ્રિટિશ સત્તાથી થઇ રહેલું છે તે માટેની ચિંતામાંથી જન્મ્યાં નથી, તેતો બ્રિટિશ સત્તા વધારે મજબૂત કેમ કરીને થઇ શકે એની ચિંતામાંથી જન્મ્યાં છે!

* * *

જીવદયાને લગતી કથા સાંભળીને સ્વરૂપચંદ નામનો ઉછરતો જૈન બાળક દાણાની દુકાને બેઠો હતો. એટલામાં બે ગાયો આવી અને કોથળામાંથી અનાજ ખાવા લાગી. પણ સ્વરૂપચંદ તે જોતો બેસી રહ્યો.

અંદરથી તેના પિતા કસ્તુરચંદ એ જોયું એટલે કોલાહલ કરતો દોડી આવ્યો. તેણે ગાયોને લાકડીએથી મારીને હાંકી કાઢી. અને અનાજ ખાઇ જવા દેવા માટે સ્વરૂપચંદને ઠપકો આપવા લાગ્યો:

"કેમ ગાયો હાંકી નહિ ?"

"કથામાં એવું કહેવામાં આવ્યું હતું."

"મૂર્ખા, કથામાં, આવે તે બધુંય ખરૂં માનવાનું હોય ?"

"તમેજ તેમ કહયું હતું ને ?"

"એ તો બીજાની દુકાનનું અનાજ ખાતી હોય તે માટે, આપણી દુકાન માટે નહિ."

સ્વરૂપચંદ ત્યારેજ સમજ્યો કે એનો ધર્મશ્રધ્ધાળુ જૈન પિતા જીવદયાની કેવી વ્યાખ્યા કરતો હતો.

* * *

આર્યસમાજનું વાર્ષિક અધિવેશન હતું. વ્યાસપીઠ ઉપર એક લક્ષાધિપતિ આર્ય જોર-શોરથી પ્રમુખ તરીકે વ્યાખ્યાન આપી રહ્યા હતા. તે મહાશય પોતાને પ્રખર આર્ય મનાવતા હતા. હાથ પગ ઠોકી ઠોકીને તે બોલતા હતાઃ

"રિષિ દયાનંદકે પ્રત્યેક અનુયાયીકા યહ ધર્મ હય કે વો, અપની આમદાનીકા કમમેં કમ એક સતાંશ ઇસ ધાર્મિક યજ્ઞમેં દે."

તે રાત્રે સભાપતી મહાશયના ઘેર આ પ્રમાણે વાતચીત થતી સંભળાઇઃ

"તો પછી આપને આ વર્ષે આર્ય સમાજના ફાળામાં ઓછામાં ઓછા દશ હજાર તો આપવા પડશે ને ?"

એ અવાજ સભાપતિનાં પત્નીનો હતો.

"એટલી મૂર્ખાઇ કરું તેટલો બુદ્ધિ વિનાનો હું નથી. એમ લાગણી ઉપર કામ કરીએ તો છોકરાંને સાધુ થવું પડે."

"તો પછી પારકાં છોકરાંનેજ સાધુ કરવા માગો છો ?"

"એ તો એમજ ચાલે; આપણે બીજાઓને ક્યાં કહીએ છીએ કે તેઓ મૂર્ખ બને ?"

# નવયુગની નોબત

[લેખક: શ્રી. કનૈયાલાલ ગી. કોઠારી બી. એ.]

## : : અંત્યજોનો બળવો : :

—:o:—

જમાનાઓ થયાં, હિંદુ ધર્મને માટે પ્રાણ પાથરવા છતાં, ખુદ હિંદુ કોમ જ અસ્પૃશ્ય મનાતા અંત્યજો પ્રત્યે જે અન્યાયી અને અમાનુષી વર્તન ચલાવી રહી છે, તેનો અંતકાળ હવે બહુજ નજીક આવી લાગ્યો હોય, એમ નગારાંની ચોટપર દાંડી પીટીને નવયુગની ગડગડતી નોબત આપણને કહી રહી છે. જીર્ણ વસ્ત્રોની માફક, જુના જમાનાના કુસંસ્કારો, કુરૂઢીઓ અને કુરિવાજોની સાથે, અંત્યજો પ્રત્યેની સુગ અને અસ્પૃશ્યતાનાં અઘોર પાપો પણ ધસડાઇ જવા લાગ્યાં છે; અને અત્યાર સુધી જે ક્રમ, વિકાસ (Evolution) નું સ્વરૂપ ધારણ કરી રહ્યો હતો, તે હવે તરતમાં ઉગ્ર ક્રાન્તિ (Revolution) નું સ્વરૂપ ધારણ કરશે, એવા વાગી રહેલા ભણકારા જેને કાન છે, તે અવશ્ય સાંભળી શકે છે.

મધ્ય પ્રાંતોનાં કેટલાંક ગામડાંઓના આશરે પાંચ હજાર મહારો અને અંત્યજ ગણાતા અન્ય વર્ગોનાં માણસોએ હવે હિંદુ કોમની સ્હામે બળવાનો ઝુંડો ફરકાવીને, ખુલ્લી જેહાદ જાહેર કરી છે. પોપડમના અંધ અનુયાયીઓને હાથે હીણાતા આ અંત્યજભાઇઓએ, મનસ્વીપણે પોતાને ઉચ્ચ માનનારા હિંદુભાઇઓને એવો આખરી પયગામ (Ultimatum) પાઠવ્યો છે કે, "જો **તેઓ તા૦ ૧ લી જુન ૧૯૨૯ સુધીમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો ભેદભાવ નાબુદ નહિ કરે, અને અંત્યજોને જાહેર કુવાઓમાંથી પાણી ભરવા દેવાની તેમજ સાર્વજનિક મંદિરોમાં પ્રવેશ કરવા દેવાની છૂટ નહિં મૂકે તો, તેઓ બધા ઇસ્લામનો અંગીકાર કરશે.**"

ઉપરના પયગામમાં અંત્યજ સમુહે 'સ્વમાન'ની અને 'ધમકી'ની એમ બે ભાવનાઓ રજુ કરી છે. રામાયણમાં એવી દંતકથા કલ્પવામાં આવી છે કે, જ્યારે રામચંદ્રજીના લશ્કરને જવા માટે ઘણી ઘણી વિનવણી કરવા છતાં, સમુદ્ર માર્ગ ન્હોતો આપતો, ત્યારે લાલ નેત્રવાળા લક્ષ્મણજીએ ધનુષ્યબાણ ચડાવીને, સમુદ્રને શોષી નાંખવાની ધમકી આપી હતી; અને તેની ધારી અસર થતાં, સમુદ્રે માર્ગ આપ્યો હતો. જેથી કવિ તુલસીદાસજીએ 'भय बिनु होत न प्रीति' વાળું સૂત્ર રચી કહાડયું છે. સમુદ્ર જેવી જડ વસ્તુના સંબંધમાં આ માત્ર અલંકારિક ભાષાનો પ્રયોગ કરવામાં આવ્યો છે, એ વાત સહેલાઇથી સમજી શકાય તેવી છે; પણ તેના ભાવમાં ઘણું તારતમ્ય રહેલું છે, એમ તો વગર શંકે કહી શકાશે. આજ રીતે અતિશય ત્રાસ વેઠયા

પછી, ધીરજ ગુમાવીને અંત્યજભાઈઓએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને જે ધમકી આપી છે, તે કોઇ રીતે ગેરવાજબી નથી; પણ જે જાતની ધમકી આપી છે, તે વાજબી છે કે કેમ, અગર તો 'સાપ મરે અને લાઠી ન ભાંગે' એ ન્યાયે હિંદુ ધર્મમાં રહેવાય, અને છતાં જે જુલ્મ છે, તે દૂર કરી શકાય, એવી જાતનો ભય બતાવ્યો હોત તો તે ઠીક ગણાત કે કેમ, એ ખાસ વિચારવા જેવી બાબત થઇ પડે છે.

મુસલમાન થવાથી પોતાના કુદરતી હકો મળશે, અને અપમાનિત દશાનો અંત આવી જશે, એમ માનીને અંત્યજો તરફથી હિંદુઓને ધમકી આપવામાં આવી છે; પણ જ્યાં સુધી અંતર ઇસ્લામના સિધ્ધાન્તોથી રંગાઇ ગયું ન હોય અને કુરાને પાક તથા ઇસ્લામના સર્વ મંતવ્યોમાં પુરેપુરૂં યકીન જામ્યું ન હોય, ત્યાંસુધી માત્ર "લા ઇલા ઇલલ્લાહ-મહમદદુર રસુલ અલ્લા" નો કલમો પઢીને મુસલમાન બનવાથી કાંઇ લાભ ખરો ? જો અંત્યજોનું બળવાખોર હૃદય ખરેખરૂં ઇસ્લામી મઝહબ ઉપર ફીદા થઇ ગયું હોય, તો પછી શરતી ધમકી આપીને તેનો જવાબ મેળવવાની રાહ નહિં જોતાં, પરબારૂં ઝીણાભાઇ મહમદ બની જાય અને ખોડાભાઇ અહમદઅલી બની જાય, એજ સૌથી વધારે સારૂં છે. ધર્મનો ખરો માર્ગ એજ છે. નહિંતર તો અંતરથી ઇસ્લામના સાચા પ્રેમી બન્યા વગર મુસલમાન બનવા છતાં પણ, ઇસ્લામી બિરાદરો તેમનેસચ્ચા દીનદાર મુસલમાન ગણવાને તૈયાર થાય નહિં, એ દેખીતું જ છે. પરાણે મુસલમાન બનેલાઓ સાથે સાચા મુસલમાનો સામાજિક વ્યવહાર રાખતા નથી, અને બેટાબેટી પરણાવવામાં તેમને જુદી જાતના ગણે છે, એવા દાખલાઓ પણ હિંદમાં કેટલેક સ્થળે મોજુદ હોવાનું ઇતિહાસકારો કહે છે. મને તો તેમજ લાગે છે કે, જો દિલ ઇસ્લામથી રંગાઇ ગયું હોય તો પછી આવી ધમકી માટે કોઇ અવકાશજ રહેતો નથી, અને જો તેવી પરિસ્થિતિ પ્રાપ્ત ન થઇ હોય તો પછી આવી ધમકી તદ્દન અર્થ વગરની--કહો કે એક પ્રકારના દંભ જેવી થઇ પડે છે.

પરંતુ અંત્યજ ભાઇઓને હિંદુધર્મને માન્ય રાખીને, પોતાને સ્વચ્છંદી રીતે ઉંચી માનતી હિંદુ ન્યાતો પાસેથી જો ન્યાય અને ગુમાવેલા હકો મેળવવા હોય તો, મારા ધારવા પ્રમાણે તેમણે જુદી રીતેજ કામ લેવાની જરૂર છે. તેઓનાં દિલમાં જે Consciousness--જાગૃતિ આવી છે, અને જુલ્મોની સ્હામે થવાની જે બળવાખોરવૃત્તિ પેદા થઇ છે, તે અવશ્ય આદરણીય છે, અને મુક્તિનાં સાધનત રીકે એ તત્વો હમેશાં પરમાવશ્યક ગણાય છે; પણ તાત્કાલિક અને જ્વલંત ફ-તેહનો સઘળો આધાર તો તેને સાચી તેમજ સવળી દિશામાં વાળવા ઉપરજ રહ્યો છે. પાંચ સાત કરોડ જેટલી સંખ્યા ગુમાવવા છતાં, અંધશ્રદ્ધામાં ડૂબેલી હિંદુજનતા બીજા પાંચ પચીસ હજાર અંત્યજો મુસલમાન થાય તો પણ જાગૃત થાય કે તેની આંખ ઉઘડે, એવો સંભવ ઘણો ઓછો હોવાથી, અંત્યજ વર્ગે તો પોતાનાં સંઘબળ વડે એ ધર્માન્ધોનું 'નાક દબાવીને મ્હોંડું ખોલવા' જેવા પ્રયત્નો કરવાની, અને તેની સાથે બીજાનાં ઘર ઉપર પથરા મારવા માટે તૈયાર થતા

પહેલાં, પોતાનું મકાન તો કાચવું નથી ને? તેની પૂરેપુરી કાળજી રાખવાની ખરેખરી જરૂર છે.

આ બાબતમાં અંત્યજ ભાઇઓ નીચે જણાવેલી આછી પાતળી રૂપરેખા મુજબ જો કામ લેશે તો હું ધારૂં છું કે દૂર દેખાતા દિલ્હી દરવાજે પણ તેઓ ઝડપથી પહોંચી ગયા વગર રહેશે નહિં.

(૧) સૌથી પહેલાં તો ઉંચી હિંદુ જ્ઞાતિઓને હાથે જે અંત્યજ સમુહો અસહ્ય અપમાન સહન કરી રહ્યા છે, તેઓએ પોતપોતાની વચ્ચેના સઘળા કૃત્રિમ ભેદભાવોને ભૂલી જઇને પોતાનાં સંઘબળને સંપૂર્ણ તથા એકત્ર કરી લેવું જોઇએ. જ્યાં ઢેડ ભંગીથી અભડાતો હોય અને મહાર ચમારથી દૂર ન્હાસતો હોય, ત્યાં ખરેખરો બળવો જગાડીને હિંદુઓને નમાવવાની ફળસિદ્ધિ પ્રાપ્ત થઇ શકે નહિં; મોક્ષના જીજ્ઞાસુએ સૌથી પહેલાં 'સ્વદોષદર્શન' કરીને 'આત્મશુદ્ધિ'દ્વારા ઉચ્ચ પદવીનો અધિકાર પ્રાપ્ત કરી લેવો જોઇએ.

(૨) બીજું જે લોકો શાસ્ત્રોને નામે ડીંગ મારીને અંત્યજોને હલકા ગણવાના પ્રયાસો કરે છે, તેઓને, શાસ્ત્રો, કેવળ જન્મના અકસ્માતને કાંઇ કોકું જ આપતાં નથી, તેમાં 'અંત્યજ' જેવા હલકા શબ્દ માટે સ્થાનજ નથી, દુષ્ટ કર્મો કરવાવાળાઓને "ચાંડાલ" આદિ શબ્દથી હલકા બતાવવામાં આવે છે, પણ વર્ણો તો ચાર જ છે, અને ઘણાંખરાં કપોળકલ્પિત પોથાંઓને શાસ્ત્રોને નામે ધકેલી દેવામાં આવે છે, એમ સાફ શબ્દોમાં જણાવી દેવું જોઇએ; અને તેજ વખતે 'મેયાવત રજપુત' જેવાં પુસ્તકોને આધારે, અંત્યજો અસલમાં ક્ષત્રિય હતા, એમ સચ્ચોટ રીતે પુરવાર કરી આપવું જોઇએ. ડાહ્યા, સમજુ અને કેળવાયેલા અંત્યજોએ આ બાબતમાં ચોટ્ટન્જો ઉપર ચોટ્ટન્જો આપીને, સ્વર્ગના ઇજારદાર અને ધર્મના ઠેકેદાર થઇને ફરનારા પોપજીઓને મહાત કરીને તેમનાં મ્હોં સદાને માટે બંધ થઇ જાય, એવાં કાર્યસાધક પગલાં ભરવાં જોઇએ. અંત્યજોના બળવામાં શાસ્ત્ર અને ઇતિહાસના આધારો પણ કાંઇ ઓછા ઉપયોગી થઇ પડશે નહિં.

(૩) સંઘબળને જમાવીને શાસ્ત્રાદિનાં કવચ ધારણ કર્યાં પછી, 'Attack is the best way of defence–સ્હામો હુમલો લઇ જવો, એ બચાવનો સૌથી સારામાં સારો માર્ગ છે' એ નિયમાનુસાર, હિંદુઓને પોતાની ભૂલ સુધારવા માટે અમુક મુદતનો અંતિમ પયગામ મોકલીને એ મુદત વિત્યે, સાચા સત્યાગ્રહી બનીને, સ્હામો હુમલો લઇ જવો, એજ અંત્યજોદ્ધારનો સૌથી સરસ ઉપાય છે. અલ્ટીમેટમ–અંતિમ પયગામનો સમય પુરો થતાંની સાથેજ જાહેર કુવાઓ ઉપર પાણી ભરવા અને મંદિરોમાં દર્શન કરવા અંત્યજોએ સારી સંખ્યામાં દોડી જવું જોઇએ; અને એ પ્રમાણે પોતાના નૈસર્ગિક હક્કોનું રક્ષણ કરતાં જે જે આપત્તિવિપત્તિ આવે, તે સઘળી સહન કરવાને તૈયાર રહેવું જોઇએ.

હું પોતે મૂર્તિપૂજક નથી, ધન તેમજ સત્ય ધર્મ, બન્નેને લુંટનારી એ દુકાનોના ગ્રાહક બનવાથીજ મનુષ્યનો ઉધ્ધાર થઇ શકે, એવી મ્હારી માન્યતા નથી; પણ મધ્ય હિંદના અંત્યજોએ જ્યારે કુવા અને મંદિરોના પ્રશ્નો ઉપસ્થિત

કર્યાં છે, અને અત્યંત અલ્પ અપવાદ સિવાય, સમગ્ર અંત્યજ વર્ગ મૂર્તિપૂજક હોવાની વાત જ્યારે નિર્વિવાદ છે, ત્યારે માત્ર બળવાખોરની દ્રષ્ટિએજ ઉપરનો ઉપાય સૂચવ્યો છે; પણ મંદિર આદિની ધાર્મિક માન્યતાઓને બાજુએ મૂકીયે તો પણ, જળાશયો, ન્યાયાલયો, શાળાઓ વગેરે એવાં ઘણાં સ્થળો છે કે, જ્યાં અંત્યજોને અસ્પૃશ્ય ગણીને, તેમને હડહડતો અન્યાય કરવામાં આવે છે. હિંદુ કોમ અંધપરંપરા અને અન્યાયના આગારમાં એટલી તો ઉંડી ઉતરી ગઇ છે કે, અંત્યજો મનુષ્યો છે, એ વાતનું પણ તેને ભાન રહ્યું નથી, અને કુતરાં બિલાડાં કરતાં પણ તેમની સાથે તે નપાવટ વર્તન ચલાવે છે! આ સ્થિતિ દુઃસહ્ય હોઇ, કોઇપણ ભોગે ટાળવી જોઇએ.

પ્રભુનાં બાળકમાં એક જંગી સમુહને અસ્પૃશ્ય ગણીને, તેનાં કાળજાં કોરે તેવા નિંદ્ય અત્યાચારો કરવાનો હિંદુ કોમને કાંઇપણ હક્ક નથી, એમ દાંડી પીટીને જણાવ્યા પછી, કુવા ઉપર પાણી ભરવા જવું, શાળાઓમાં દાખલ થવું, ન્યાયાલયોમાં પ્રવેશ કરવો, અને મંદિરોમાં જતાં પણ જરાય આંચકો નહિં ખાવો, એ દરેક નિડર બંડખોર અંત્યજનો ધર્મ થઇ પડવો જોઇએ, અને તેમ કરતાં જે સંકટો આવે તેની સ્હામે થવા માટે પોતાનો કામધંધો બંધ કરીને ઉગ્ર 'સત્યાગ્રહ' આદરવો પડે તો, વિનાસંકોચે તે દિશામાં પણ ઝુકાવી દેવું જોઇએ. નેપોલીયનના શબ્દોમાં 'Impossible–અશક્ય' જેવા શબ્દ માટે જ્યાં જગતમાં સ્થાન જ નથી, ત્યાં અંત્યજો જો સંપૂર્ણ સંઘબળ અને અડગ આત્મબળ વડે, પોતાના કુદરતી હક્કો માટે બળવો જગાવે, તો તેમને ઉજ્વળ ફત્તેહ મળ્યા સિવાય રહેજ નહીં, એ વાત સૂર્યપ્રકાશવત્ સ્પષ્ટ છે.

---

# રેંટીયાનું રામાયણ.

## ચરખાનું વિઘાતક અર્થશાસ્ત્ર.

[ લેખક: શ્રી અર્થશાસ્ત્રી. ]

### પ્રાસ્તાવિક.

(૧)

૧૯૨૦ ની સાલના સપ્ટેમ્બરમાં કલકત્તા ખાતે મળેલી અને તે પછીના ત્રણ માસ પછીજ ડીસેંબરમાં નાગપૂર ખાતે મળેલી અશ્રતપૂર્વ કોંગ્રેસના તથા તે વખતના અપૂર્વ ઉત્સાહના વહેતાં પૂર જોયા પછી કોણે ધાર્યું હશે કે કેવળ એકજ વર્ષમાં એ ભવ્યતાના પ્રણેતાજ પાછીપાની કરી શત્રુનું શરણ શોધશે અને સમગ્ર રાજકીય ચળવળ એ કેવળ સ્મૃતિશેષ, ભૂતકાળનાં ઇતિહાસ રૂપજ થઇ પડશે! પરંતુ જગતમાં હંમેશજ બને છે તેમ—અશાસ્ત્રીય વિચારો અને પ્રયોગો પાછળ રહેલી માન્યતા ઘણે ભાગે નિષ્ફળ નિવડે છે—તેમ જગતપર નવીન સંસ્કૃતિની ઉષા ઉઘાડવાને માટે સર્જાયલી અસહકારની પ્રવૃત્તિ, તેના સર્જન પછી માત્ર ચારજ વર્ષમાંજ વિરામ પામી; અને આજે તો સાપ ગયા ને લીસોટા બાકી રહ્યા હોય તેમ તે ચળવળમાંનું ખરેખર સત્વ અને તત્વ ઓસરી ગયા બાદ હવે માત્ર મૃત કલેવરપરજ મગજનું પિંજણ કરવાનો કંઇક ખેદકારી અને કંઇક કર્તવ્યમય પ્રસંગ આવી પડયો છે. ખેદકારી એ અર્થે કે, એક તો ગઇ ગુજરી બીનાને ફરી ફરી સંભારવામાં કડવાસ વિના બીજો કશોજ લાભ થતો નથી. અને વળી ગમે તે પરીણામ નિપજ્યાં હોય છતાં અસહકારના મહાન પ્રયોગ પાછળ રહેલી ભાવના અતિ ભવ્ય અને નિખાલસજ હતી, તેથી જો કે હવે અનુભવના પ્રકાશમાં દેખાઇ રહ્યું છે, તેમ તે પ્રયોગ નિષ્ફળ નિવડયો હોય છતાં તે ભાવનાને માન આપી દાટેલાં મુડદાં ખોદી કઢવામાં તે શો પુરૂષાર્થ હશે? આ વિવેક એક રીતે સુયોગ્યજ છે; પરંતુ બીજી રીતે તેને માટે સ્થાન નથી. કેમકે, આપણે જે વિચાર હવે કરવાનો છે, તે વ્યક્તિની ભૂલો કાઢી તેને નિરંતર ઠપકો આપવાને માટે નહિજ પણ તે ભૂલો શા માટે થઇ, તેના પરિણામ શા ઉપજ્યાં અને હવે પછી તે ઉપરથી આપણને કંઇ બોધપાઠ મળે છે કે કેમ તે સમજવાને માટે. જો આ ભૂલો માત્ર એકાદ વ્યક્તિની અને તે પણ તેના ખાનગી કામકાજમાંજ થએલી હોત તો તો આપણે તેપર વીસ્મૃતીના પડદા ક્યારનાએ ઢાળી દીધા હોત; પરંતુ આપણે જે વિચાર કરીએ છીએ તે રાષ્ટ્રીય ચળવળનો છે. અને આખા દેશનું હિત કે અહિત તેમાં સંડોવાયલું હોવાથી જો આપણે વ્યક્તિ કે તેની કૃતીઓ કરતાં દેશની ઉન્નતિ

અને તેનાં આદર્શ પ્રત્યેજ વધુ વફાદાર હોઇએ તો તે ગઇ ચળવળની ત્રુટીઓ શોધી કાઢી તે કેમ દુર કરી શકાશે અને સ્વતંત્રતાની પ્રાપ્તીને માટે દેશને ખરેખર કેવા પેગામની અગત્યતા છે તેનો શાંત ચિત્તે દરેક સમજુ સ્ત્રીપુરૂષે વિચાર કરવો જોઇએ.

પરંતુ અત્રે આપણે એમાંના એકજ મુદ્દાનો વિચાર કરવાનો છે. અસહકારની પ્રવૃત્તિમાં અનેક અંગોનો સમાવેશ થાય છે, પરંતુ તે સર્વેનું વિવેચન અત્રે થઇ શકે એમ નથી. અંહીં માત્ર એ ચળવળના અતિ મહત્વના માનવામાં આવતાં અંગનો આપણે વિચાર કરવાનો છે. આ અંગ એટલે ખાદીની પ્રવૃત્તિ; ખાસ કરીને આ અંગજ અત્રે ઉપાડી લેવાનું કારણ એ છે કે, અસહકારની સર્વે પ્રવૃત્તિઓમાં ખાદીની પ્રવૃત્તિ અતિશય વિઘાતક છે, તેમ બીજી પ્રવૃત્તિઓ કાળવશ થઇ છતાં હજી ખાદીને સજીવન રાખવાના ગાંડાઘેલા પ્રયાસો થઇ રહ્યા છે, અને વળી તેને માટે અનેક ઉંધાઅવળા આર્થીક તેમજ અન્ય કારણો આપી પ્રજાનો મતિવિભ્રમ કરવાના પ્રયાસો પણ કંઇ ઓછા થતા નથી; તેમજ અત્રે હું દર્શાવી આપીશ તેમ આ ચળવળ ભયંકર હાનિકારક હોવાથી તેને તાકીદે બંધ કરી દેવાને માટે પુરતી કોશીષ થવી જોઇએ એવી મારી માન્યતા છે.

## દેશના આદર્શ તરીકે ખાદી.

ખાદી જો માત્ર પોષાખની એક વસ્તુ તરીકેજ પ્રજા આગળ રજુ કરવામાં આવી હોત તો જેને તે પસંદ પડત, તે તેનો સ્વીકાર કરત તથા તેનો વિરોધ કરવાની ઉપાધીમાં પડવાનું પ્રયોજન કોઇને માટે રહેતજ નહીં; પરંતુ આજે ખાદીનું પ્રવર્તન થઇ રહયું છે તે દેશની આર્થીક ને સાંસ્કૃતિક, નૈતિક ને શારિરિક ઉન્નતિ કરવાને નામે થઇ રહેલી હોવાથી ખાદી એ આપણા દેશ તરીકેના આદર્શનું પ્રતીક અથવા ચિન્હરૂપ થઇ પડે છે. જો આપણે તેને આદર્શ તરીકે સ્વીકારીએ તો તેમાં ગર્ભિત રીતે કેવી ભયંકર હાની સમાએલી છે તે જાહેર પ્રજાને સમજાવી આપવાનું કામ વિચારકોનું છે અને જેઓ સ્વદેશની આબાદાની અને સર્વાંગ ઉન્નતિને માટે તલસી રહ્યા છે, તેમની એ અટળ ફરજ છે, કે અનેકવાર અને અનેક રીતે બાંગ પોકારી પ્રજાને જાગૃત કરી સીધે રસ્તે દોરવી. અસહકારના ઝગમગતા કાળમાં ગાંધીજીએ જે અનેકસ્વરૂપી અવનવા વિચારો અને પ્રવૃત્તિઓ પ્રગટ કરી તેમાંજ હિંદના આર્થીક ઉદ્ધાર માટે તેમણે ચરખાની યોજના કરી હતી. અને તેજ વખતે જો કે તે સામે અમુક અંશે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો છતાં અસહકારમાં સમાએલી બીજી અનેક તેજસ્વી પ્રવૃત્તીઓના પ્રભાવ સામે આ ટીકાકારો અલ્પકાળમાંજ નિષ્પ્રભ થઇ પડયા. આમ થવાનું કારણ, આ ટીકાકારોની વિચારસરણી અર્થ શૂન્ય હતી એમ તે નજ હતું, પણ એક તો આવા ટીકાકારો ચળવળમાંથી સદંતર બ્હારજ રહ્યા હતાં, અને બૌદ્ધીક શૃંગારને રૂપેજ માત્ર આ ચળવળમાંના દોષ વણી કાઢવા પાછળ મંડી પડયા હતા; બીજું, એ કે, તેમણે ખાદી અને ચરખા સામે પ્રયોજક

ટીકાઓ પ્રગટ કરી તેમ તેની સાથેજ અસહકારમાંની બીજી પણ કેટલીક આવકાર-દાયક પ્રવૃત્તીઓ સામે ભસવાનું ચાલુ રાખ્યું. આથી પ્રજાના મનપર માત્ર એજ અસર થઇ કે આ શિષ્ઠજનો પોતે તો કંઇજ કરવા માગતા નથી, માત્ર બીજા જે કંઇ કરી રહ્યા છે તે એમનાથી સહી શકાતું નથી. વળી એમની દૃષ્ટિ કમળાથી પીડિત થયા જેવી લાગે છે. કેમકે, જે ઉલટપૂર્વક તેઓ ખાદીનો વિરોધ કરી રહ્યા છે તેજ તત્પરતા તેમના સ્વતંત્રતાના વિરોધમાં પણ દેખાઇ રહી છે. પ્રચંડ ચળવળને વરેલી પ્રજાની જો આવી માન્યતા થાય તો તેમાં કંઇ તેની ઝાઝી ભુલ તો નજ કાઢી શકાય. વળી ત્રીજું કારણ એ પણ હતું, કે તે સમયે રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાવના એવી તો તોફાની કક્ષાએ જઇ પહોંચેલી હતી કે જેમાં આવા તાત્વીક બુધ્ધીવાદમાં રસ લેવાને માટે કોઇને ફુરસદજ ન હોય. અને અંતે વળી તે વખતે ખાદીપ્રચારમાં આવી તે સ્વતંત્રતા હાંસલ કરવાને માટે યાહોમ કરી બહાર પડેલા શુરા દેશસૈનિકો અને કાર્યકર્તાઓનાં રાષ્ટ્રીય પોષાક તરીકેજ. આથી ખાદીનો પોષાક પહેરવો એ એક સન્માનનું ચિન્હ ગણાતું. તેમ ખાદી પહેરનાર માણસ, જાણે કેમ દેશની આઝાદીના કાર્યમાં ફાંસીને માંચડે લટકવા બહાર પડેલા શહીદજ ન હોય, તેવી ભાવનાથી પ્રજા તેની પ્રત્યે જોતી અને તેને માન આપતી; પરંતુ એજ ખાદીના પ્રણેતાએ જ્યારે બારડોલીમાં ૧૯૨૧ ની સાલમાં સ્વતંત્રતાની ઉદ્દામ ચળવળ છોડી દઇ પોતાના શત્રુ સામે મસ્તક લીન કર્યું તેજ વખતે એ ભાવના, એ માન અને એ સમય, ગતેતિહાસમાં જમા થઇ ગયા; અને સર્વે પ્રવૃત્તિઓ ઠરીઠામ થઇ પડી. તે પછી રચનાત્મક કાર્યક્રમને નામે ઓળખાવવામાં આવેલા મીથ્યા કાર્ય-ક્રમ જારી થયા તથા કંઇજ નહિ કરનાર આળસુ માણસની સ્મરણીને બદલે ચરખાનો દાંડો સર્વે જનોના હાથમાં આપવાના પ્રયાસ શરૂ થયા. ત્યારે ચરખા-ની ઉપયોગીતા અને આર્થીકતા વિષે ફરી એકવાર ચર્ચા ફાટી નિકળી અને એ દરેક ચર્ચાને પ્રસંગે તેના પ્રણેતાઓ પોતાના અધિષ્ઠાન બદલવા લાગ્યા.

## ખાદીના વિરોધકો.

છતાં પણ હજી આ ટીકાઓ સામાન્ય સ્વરૂપની એટલે પરિણામહીનજ રહી હતી, અને તેથી વ્યક્તિપૂજનમાં માનતી પ્રજાનું ધ્યાન તે જોઇએ તે પ્રમાણમાં આકર્ષી શકી નહતી. પણ તે પછી ભાઇ સકલાતવાળાનું આ દેશમાં આગમન થયું અને તેમની પ્રભાવી વકતૃત્વશૈલી, વંટોળીઆને વેગે પ્રચાર કરવાની અનુપમ શક્તિ, સાદી, સરળ અને એક સામાન્ય, એટલુંજ નહિ પણ અભણ માણસને પણ ગળે ઉતરે તેવી બીનતોડ દલીલો, તથા કચેરાયલી અને રીબા-યલી પ્રજાની ઉન્નતિની તેમની હૃદયને પીગળાવનારી ઝંખના; એ સર્વેનો પ્રભાવ જાહેર પ્રજાપર એટલો બધો પડયો કે તેમાં સાબરમતીના સંતો પણ ધોયલા મૂળા જેવા નિસ્તેજ દેખાવા લાગ્યા. ગાંધીજી કરતા પણ ચઢીઆતું ભાઇ સકલાતવાળાનું વ્યકિતત્વ તેમના આગમન પછીના પંદર દીવસમાંજ જાહેર આલમનાં ચિત્ત આકર્ષી શકયું અને તેમણેજ જ્યારે ખાદી સામે જ્વલંત

ટીકા કરી, તેમ ગાંધીજી સાથે તેમને થએલો પત્રવ્યવહાર પણ છાપાંઓમાં પ્રગટ થયો, ત્યારે પ્રજાની આંખપર ચઢેલા વ્યકિતપૂજાનાં પડળ ઓસરવા લાગ્યાં અને ખાદીની મિથ્યતા તેને ગળે ધીમે ધીમે ઉતરવા લાગી.

તે પછી બીજો ધડાકો. એક અર્થ શાસ્ત્રીએ કર્યો. સ્વાર્થત્યાગ, જ્વલંત દેશપ્રેમ, સમગ્ર જનતાની આઝાદી વિષેની લાગણી, એ સદગુણોમાં તે ભાઇ ગાંધીજીથી કોઇ પણ રીતે ઉતરતા નથી; તેમ કેવળ દેશપ્રેમને ખાતર તેમને માથે દેશવટાનો ઠોકાયલો હથોડો સમગ્ર હિંદવાસીઓનાં હૃદયમાં તેમને માટે પ્રેમ અને આદરનું નિરંતર સ્થાન સર્જી શકયો છે. આથી જ્યારે તે ભાઇએ ચરખાના અર્થશાસ્ત્રનું પરીક્ષણ કરી તેની મીથ્યતા બીનતોડ રીતે દર્શાવી આપી, ત્યારે પ્રજાપર તેની વધારે ઉંડી અસર થઇ અને તેમાં અનિલવરણ રોયના લખાણોથી વધારો થયો. શ્રી. અનીલવરણ રોય દેશની ખાતર અનેક કષ્ટ સહેતા, જેલવસો ભોગવતા, આવ્યા છે. અને જે ઉચ્ચ ભાવનાથી પ્રેરાઇને ગાંધીજીએ ખાદીની પ્રવૃત્તિ હાથ ધરી તેજ ભાવનાના ઝરણ શ્રી. અનીલવરણ રોયના અંતરમાં પણ વહેતા હોવાથી તેમના ખાદીવિરોધને પણ પ્રજાએ યોગ્ય સત્કારથીજ વધાવી લીધો; પરંતુ આટલા પ્રયાસો કંઇ પુરતા તો નજ ગણાય; અને જ્યાં સુધી ખાદીની અવળચંડી પ્રવૃત્તિ સંપૂર્ણ રીતે વિરમી નથી ત્યાં સુધી તે સામે પ્રજાને અવરનવર ચેતવણી આપવીજ રહી એ દ્રષ્ટીએ, અને વળી ખાસ કરીને હજી ગુજરાતના એકનિષ્ઠ કાર્યકર્તાઓ ખાદીની પ્રત્યાઘાતી અસરમાંથી મુક્ત થયા નથી તે જોતાં પણ, ઉપર દર્શાવેલા સમર્થ કાર્યકર્તાઓનાં લેખમાંથી મહત્વના મુદ્દાઓ ઉપાડી લઇ તેમ કેટલીક વધુ દલીલો આપી અહીં ખાદી ને ચરખાનું સાંગોપાંગ વિવેચન કરવાનો સંકલ્પ કર્યો છે.

# યંત્રવાદ સામે પાંગળો પ્રયાસ.

## (૨)

અત્રે આપણે ખાદી તથા ચરખાનું વિવેચન નિખાલસ શાસ્ત્રીય દ્રષ્ટીએજ કરવાનું છે. તેમ આપણી સામે જે વિચારકેંદ્ર રહેશે તે પણ આર્થિકજ રહેશે. કેમકે, હિંદુસ્તાનને પરદેશી વ્યાપારીઓની ગુલામીમાંથી મુકત કરી તેને આર્થિક સ્વતંત્રતા મેળવી આપનાર તરીકે ખાદી આપણી આગળ પ્રથમ રજુ કરવામાં આવી હતી, અને જ્યાં સુધી કાપડ એ એક વ્યાપારની વસ્તુ તરીકેજ જગતમાં ખપનાર છે, ત્યાં સુધી તેને માટે આર્થિક સ્થાન સિવાય બીજું સ્થાન નથી. પરંતુ હિંદુસ્થાનમાં વ્યકિતપૂજા અનેકવાર અગ્રભાગે સ્થપાએલી જોવામાં આવે છે, અને ખાસ કરીને પૌર્વાત્ય દેશોની તો એ ખાસીયતજ છે કે, ભૂતકાળમાં જે મહાન સાહસ અને પરાક્રમ થયાં તે તત્વની પ્રેરણા કરતાં વ્યકિતનિષ્ઠાનેજ આભારી હતા. આજે પણ "મહાત્માજી કહે છે, બાપુજી કહે છે, માટે આપણે ખાદી સ્વિકારવીજ રહી" એવી દલીલો કંઇ ઓછી નથી સંભળાતી આથી કરીને આ વિવેચન

કરતી વખતે વ્યક્તિનિષ્ઠાથી અંધ બનેલા લોકોનાં ભેદભ્રમ ખોલવાની આશા હું રાખતોજ નથી. કેમકે, તેવા લોકોને મન ખાદી એટલે ગાંધી, ખાદી એટલે બાપુ! આથી જો ખાદીનો પરિત્યાગ કરીએ તો બાપુજીનો અનાદર થાય એ તેમના તર્કશાસ્ત્રનો સિધ્ધાંત હોય છે; પરંતુ આવા આંધળાજનો શિવાય જાહેર પ્રજામાં એવા અનેક લોકો છે કે, જેમણે બુદ્ધિવાદથી છેકજ હાથ ધોઇ નાંખવાનું પસંદ કર્યું નથી. જો તેમના મનમાં સાદા, સરળ અને તર્ક-શુધ્ધ કોટીક્રમથી ખાદી પાછળ રહેલું પ્રત્યાઘાતી તત્વજ્ઞાન ઠસાવવામાં આવે તો બેશક તેઓ પોતાની ભુલ સુધારી લઇ દેશના પ્રગતીચક્રમાં ઠોકાતી ફાંચડ ઉખેડીને ફેંકી દેશે. આવા નિખાલસ હૃદયના યુવાન મિત્રોને માટેજ ખાસ કરીને આ પ્રયાસ યોજાયેલો છે.

ચરખાનું અર્થશાસ્ત્ર જેમ જાહેર પ્રજાને માટે અગમ્યજ છે તેમ યંત્રવાદ સામે તેને યોજવામાં રહેલી ઉપયોગીતા પણ તેમને માટે હજી પણ અગમ્યજ રહી છે. માનવી બુદ્ધિને સંભવે તેવી એકેય દલીલ હવે બાકી રહી નજ હોય કે જેને ચરખાની તરફેણમાં યોજવામાં આવી નથી. ચરખો જેમ અર્વાચીન જમાનાના પાપી યંત્રવાદને તોડવા સર્જાયલો હોવાનું જણાવવામાં આવ્યું હતું તેમજ તે પ્રજાને આર્થિક સ્વતંત્રતા આપનાર હતો. જેમ તે નવિન સંસ્કૃતીના ચોક આ

અતિ પુરાતન હિંદભૂમિને આંગણે પૂરવાને સમર્થ થનાર હતો તેમતે સમગ્ર પ્રજાની નૈતિક ઉન્નતિ કરી આ દેશનું દેવભૂમિમાં પરિવર્તન કરનાર હતો. ચરખાથી સંગીતની ગરજ સરનાર હતી તેમ શારીરિક તાલીમ મળી અંગ્રેજી દવાદારૂની ઉપાધીમાંથી પણ પ્રજાનો ઉદ્ધાર થનાર હતો. ચરખો જેમ નગ્નતાને ઢાંકનારી વસ્તુ હતી તેવીજ રીતે તે આધ્યાત્મિકતાના મહાદ્વાર ખોલનાર ચાવીરૂપ મનાવ-વામાં આવ્યો હતો. ખાદીથી દારિદ્રમોચન થવાનું હતું તેમ આત્મશુધ્ધિ પણ આપમેળેજ થયાં કરવાની હતી. અને જેવી જાતના શ્રોતા અને મેળાવડા, તેવી જાતની આમાંની એક કે બીજી દલીલ ખાદીના પ્રચારકો અને પ્રણેતાઓ તર-ફથી રજુ કરવામાં આવતી હતી.

આમ પ્રસંગોપાત ફેંકવામાં આવેલા વાકપાંડિત્યને લીધે આ ચર્ચાનું ક્ષેત્ર જેમ વ્યાપક તેમ વિવિધ થઇ પડયું છે. કેમકે, વાસ્તવીક રીતે, જેના મગજમાં બુદ્ધિનો એક પણ છાંટો હજી વસે છે તે જોઇ શકશે કે જો ચરખાની અને ખાદીની પ્રવૃત્તિનો વિચાર કરવો હોય તો તે માત્ર આર્થિક દ્રષ્ટિએજ કરવો જોઇએ. પરંતુ જ્યારે તેના પ્રણેતાઓજ ચરખાની જેમ પોતાના કોટીક્રમ ગોળગોળ ફેરવી રહ્યા છે ત્યારે ટીકાકારને તેનો પ્રત્યુત્તર કર્યા વિના ગત્યંતર નથી; આથી ચરખાની મૂળ ઉત્પત્તિ કઇ પરિસ્થિતિમાં થઇ તેનો વિચાર કરતાં અનેક મુદ્દાઓ સુલભ થઇ પડશે અને તેમ કર્યા પછી તેની આર્થિક ને આધ્યાત્મિક સંસ્કૃતિ અને નૈતિક ઉપયોગિતાનો પણ પુરો ખ્યાલ આવી જશે.

# નિવૃતિગામી તત્વજ્ઞાન.

હિંદની આર્થિક આઝાદી સાધવાને માટે જગતમાં ઉપલબ્ધ થએલા યંત્ર સાહિત્યને બદલે ચરખા જેવી મંદગતીક વસ્તુજ ગાંધીજીને કેમ સુઝી હશે એ સવાલનો જવાબ તેમની વિપરીત મનોદશાનું અવલોકન કરવાથી મળી આવશે. વ્યક્તિની કૃતિ અને વિચારસરણી જાણી લેવાને માટે પ્રથમ તે વ્યક્તિ મનોદશાની કઇ શ્રેણીપર અધિષ્ઠીત થએલી છે તે જાણવું અતિ અગત્યનું હોય છે, અને ગાંધીજીના 'હોમરૂલ' પુસ્તકમાં તેમની મનોદશાનું સચોટ પારખું મળી આવે છે. તેમના હૃદયમાં ભૂતદયાના ઝરણ વહેતા હોવાથી જગતના વધતા જંજાળ અને શોકાવેગને જોઇ તેમનું મન અકળાયું; પણ તે જંજાળના સુત્ર કેમ ફરે છે તેમ તેનું સ્વરૂપ કેવું છે તેનું ખરૂં જ્ઞાન મેળવવાની ઉપાધીમાં નહિ પડતાં તેમણે ભૌતિકવાદનેજ આ શોકાવેગ માટે જોખમદાર ગણી ધીઃકારી કાઢવાનું પસંદ કર્યું. હોમરૂલ પુસ્તકમાં તેમ અસહકારના પ્રારંભકાળમાં તેમણે યંત્રવાદને ભૌતિકવાદમાંથી પેદા થતા જંજાળના દ્રષ્ટાંત તરીકે પ્રજા આગળ રજુ કર્યો તથા તેને જગતમાંથી નષ્ટ કરવાનું બનતી ઝનુનથી બીડું ઝડપ્યું.! પરંતુ આ પ્રતિજ્ઞા પુર્ણ નહિ થવાથી ભાઇ સકલાતવાલા સાથે થએલા જાહેર વિવેચનમાં ગાંધીજીએ પાઘડી ફેરવી જાહેર કર્યું હતું કે યંત્રવાદને તોડી પાડવાને માટે હું ચરખાનો પ્રચાર નથી કરતો પણ આર્થિક કારણસરજ તેમ કરૂં છું; છતાં સત્ય તે સત્યજ રહેશે અને જ્યાં સુધી ચરખાખાદીની ચર્ચા ચાલશે ત્યાં સુધી તે બાંગ પુકારીને કહેશે કે ગાંધીજી યંત્રના વિરોધક છે. આ વિરોધને અંગેજ તેમણે યંત્રની સામે ચરખાની યોજના કરી હતી. ગાંધીજી પોતે નિચે પ્રમાણે લખી ગયા છેઃ—

"યંત્રસાહિત્યની તરફેણમાં હું એકેય સારી દલીલ નિહાળી શકતો નથી"

"*યુરોપના વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરવો એ આપણી ગુલામી વધુ મજબુત કરવાસમાન છે.*"

જો એમ હોય તો પુનાની સાસુન ઇસ્પીતાલમાં યુરોપીય ઉપચારો કરાવનાર ગાંધીજીએ ખરેજ આપણી ગુલામી વધુ મજબુત કરી હશે!

"ગાંધીરાજ્ય એ તો એક એવી આદર્શ વસ્તુ છે કે જેમાં ન હોય રેલ્વે, ન હોય ઇસ્પીતાલ, ન હોય યંત્ર, ન હોય લસ્કર ને ન હોય કાયદો. આ પાંચ નકારજ ગાંધીરાજ્યનું ખરૂં ચિત્ર રજુ કરે છે."

યંત્રો વિષે ગાંધીજીનો આ અભિપ્રાય તેમનાં "હોમરૂલ" નામનાં પુસ્તકમાં જોવા મળે છે, જો કે જે રેલ્વેને તેમણે ધીઃકારી છે તે, જે છાપવાના યંત્રોને નજરે જોવાનું પણ તેમને પસંદ નથી તે, જે પાશ્ચિમાત્ય વૈદ્યકશાસ્ત્રને માટે તેમની પાસે એક પણ સારો શબ્દ નથી તે, એ દરેક વસ્તુ શિવાય ભાગ્યેજ ગાંધીજી એક અઠવાડીયું પણ નીભાવી

અસહકારના પ્રારંભમાં જ્યારે તેમણે ખાદીનો પ્રચાર ચાલુ કર્યો ત્યારે ખાસ કરીને મારવાડી અને જૈન સમાજે આગળ તેમણે આપેલાં ભાષણોમાં યંત્રોથી પેદા થએલું કાપડ વાપરવું એ હડહડતા પાપસમું છે કેમકે તેની કાંજીમાં ચરબી હોય છે એવી દલીલો કરેલી તે હજીયે ઘણા લોકોના સંસ્મરણમાં તાજી છે.

નિવૃત્તિગામી મનને અગમ્ય ભૂતકાળના ઝાંખા પડછાયા મનોહર લાગે છે; અને તેજ સ્થિતિ–કે જેનું વસ્તુસ્થિતિદર્શક ચિત્ર રજુ કરવાને માટે તે છેકજ અસમર્થ નિવડે છે તે-તેને પ્રીય લાગે છે તથા તે પ્રત્યે પાછા ફરવાની ઝંખનાથી તે ઘેલું બને છે. જગતપર જે અનેક પ્રકારના શોકાવેગ આજે દેખાઇ રહ્યા છે તે કોઇ પણ નાકબુલ કરશે નહિ. પરંતુ આ શોકાવેગના કારણ દારિદ્રય, ભુખમરો વીગેરે કેવળ લૌકિક પ્રકારનાંજ છે અને તેનો વિચાર આજની સમાજ સ્થિતિના પ્રકાશમાં કરવો જોઇએ તેને બદલે, એટલે ભૌતિક ઉપાધીનું નિરિક્ષણ ભૌતિક કેંદ્રદ્વારા કરવાને બદલે ગાંધીજીએ અકળામણની અસ્થિરતામાં અધ્યાત્મ અને આધિભૌતિકતાનો આશ્રય કરવો પસંદ કર્યો, પણ રામરાજ્ય તથા આદર્શ ગાંધીરાજ્યના માનસકલ્પીત મહારથ દોડાવવામાં તેઓ જાગતીક કર્તવ્યથી પરાંગ્મુખ થઇ બેઠા. આથી કરીનેજ આજના તેમનાં દરેક કાર્યમાં અધ્યાત્મવાદ અને આધિભૌતિક વિચારસરણીનાજ પડઘા પડતા સાંભળવામાં આવે છે; પરંતુ જે પ્રચંડ જનસમાજ જગતજંજાળ છોડીને અને ભગવાં પરિધાન કરીને જંગલનિવાસી થવા માગતો નથી, જેને ભુખમરો, દરિદ્રતા, કચદામણ, વગેરેમાંથી મુક્ત થઇ સુખી સંસાર જોવાની આતુરતા છે તે સમાજનું-શું ? તે માટે ગાંધીજી પાસે ઉત્તર નથી.

ગાંધીજીની મનોદશા આવી વિપરીત હોવાને લીધેજ તેમની સ્વરાજ્યની વ્યાખ્યામાં વ્યક્તિજીવનનું ધ્યેય, ભૌતિક ઉન્નતિ, સંસ્કૃતિ તથા સામાજીક વીકાર એ સર્વ ક્ષેત્રોમાં જડવાદનો અને યંત્રકળાનો વીરોધ અને તીરસ્કારજ દેખાઇ આવે છે. તેઓ લખે છે કેઃ—

"હિંદની પુરાતન સંસ્કૃતિ તો અજોડજ રહેશે. હિંદને બીજા પાસેથી કંઇજ શિખવાનું નથી. આપણા પૂર્વજો જાણતા હતા કે સુખ એ માનસિક અવસ્થા છે. હજારો વર્ષ પહેલાંના હળથીજ આપણે હજી કામ લેતા આવ્યા છીએ. તેનું કારણ એ નથી કે, આપણે યંત્રો બનાવી જાણતા ન હૌઇએ; પણ જો આપણે તેની પાછળ મંડી પડીશું તો તો આપણે ગુલામજ થઇ પડવાના, એ વાત આપણા પૂર્વજો જાણતા હતા. અને તેથીજ વિચારપૂર્વક તેમણે નક્કી કર્યું કે હાથ ને પગથી જે કંઇ થાય તેટલામાંજ સંતોષ માનવો. આપણા હાથ પગની યોગ્ય વપરાસમાંજ આપણું સુખ અને તંદુરસ્તિ સમાએલી છે. જે દેશની ઘટના આવી છે તેને દુનિયા પાસેથી શિખવાપણું નહિજ હોય. બીજા દેશોએજ એની પાસેથી જ્ઞાન મેળવવાનું છે."

# ચરખાનું અર્થશાસ્ત્ર.

( ૩ )

ચરખાની ઉત્પત્તિજ મૂળમાં કેવા ભ્રામક સિદ્ધાંતમાંથી થએલી છે તે આપણે અત્યાર સુધીમાં જોઇ ગયા. આ મુદ્દો તો હવે ગાંધીજી પણ જોઇ શકયા છે અને તેથીજ ભાઇ સકલાતવાળા સાથે થએલા પત્રવ્યવહારમાં તેમણે પહેલા મુદ્દો ફેરવી ખુલાસો કર્યો હતો કે, રેંટીયો તો હિંદની આર્થિક ગરજ સારવાને માટેજ પ્રવર્તિત થયો છે. જેથી હવે તેની આર્થીક ઉપયોગીતા પ્રત્યે ધ્યાન આપીએ.

સારીયે દુનિયા અર્થને આધિન છે. अर्थस्य पुरुषो दासः એ સૂત્રનો મર્મ એજ છે, પરંતુ હજી આપણા દેશમાં અર્થશાસ્ત્રની સર્વમાન્ય વ્યાખ્યા કોઇ પણ આપી શકયું નથી, તેમ અનંતકાળને માટે લાગુ પડે તેવાં સૂત્ર પણ ટાંકી શકાય એ પણ અસંભવિતજ છે; કારણ કે, અર્થશાસ્ત્ર એ વ્યવહારિક વિષય છે અને સમાજના વ્યવહારમાં જેમ જેમ સ્થિત્યંતરો થયા કરવાના તેમ તેમ અર્થશાસ્ત્રનું દ્રષ્ટિબીંદુ અને ક્ષેત્ર પણ બદલાવાનાંજ; છતાંયે અર્થશાસ્ત્ર વિષે સદાને માટે એટલું તો કહી શકાશે કે તેનો હેતુ સામાજીક જીવનનો સર્વાંગીણ વિકાસ કરવાનો છે. એમાં ( ૧ ) ધનોત્પત્તિ ( ૨ ) માગણીનો વધારો તથા તેની વિવિધતા ( ૩ ) માગણી પુરી પાડવાની શકિત ( ૪ ) પેદાશ અને શ્રમવિભાગ ( ૫ ) ઓછું અંગબળ ને વધુ ઉત્પાદન તથા ( ૬ ) કલ્પકતા અને વિધાયકબુદ્ધિનો વિકાસ એ મુદ્દાઓ આવી જાય છે.

## અર્થશાસ્ત્રના સિદ્ધાંત.

પરંતુ અમુક દેશને માટે અર્થશાસ્ત્ર રચવાનું હોય તો પ્રથમ તેની આર્થીક લાયકાત શોધી કાઢવી જોઇએ. સામાન્ય રીતે નિચેના મુદ્દાઓ પરથી આ લાયકાત આંકવામાં આવે છે:—

( ૧ ) તે દેશનું સામાજીક સ્વરૂપ ( ૨. ) તેની સાંપત્તિક શકિત ( ૩ ) અન્યોન્ય આશ્રય ( ૪ ) શ્રમવિભાગ ( ૩ ) કુલ ઉત્પાદનની કીંમત. અને ( ૪ ) વ્યકિત દીઠ સર્વસામાન્ય કીંમત (પેદાશની દ્રષ્ટિએ ).

ઉપલા વિવેચનના દ્રષ્ટિબીંદુમાંથી જોતાં આપણા દેશમાં જે જાતનું અર્થશાસ્ત્ર ચાલતું હતું તે પ્રથમ તો અતિશયજ અલ્પ હતું ને વળી જે હતું તે પણ ઢંગધડા વિનાનું હતું.—કેમકે તે અર્થશાસ્ત્રનો પ્રધાન હેતુ રાજસત્તા જેના હાથમાં હોય તેને શ્રીમાન કરવાનો હતો. યુરોપમાં પણ આવી જાતનું અર્થશાસ્ત્ર એકવાર પ્રચારમાં હતું જે કેમેરાલ-ચિઅરીને નામે ઓળખાય છે. ગાંધી જે રામરાજ્યના ગુણગાન ગાતા ફરે છે તે કાળનું અર્થશાસ્ત્ર આવી જાતનુંજ હોવાથી જાહેર પ્રજાની સ્થિતિ ત્યારે કેવી હશે તે કલ્પી શકાય તેમ છે.

તે પછીના એટલે મધ્યકાળમાં શાસનસત્તા સરંજામી (feudal) સ્વરૂપની બનવા પામી ને તેથી દેશની આખી સંપત્તિ દેવસ્થાનો અને આવા સરદારોને આધીન થઇ; ત્યારબાદ ઇંગ્લંડમાં war of crusades—ક્રુઝેડની લડાઇઓ થઇ અને તેને લીધે (૧) સરંજામી પધ્ધતિ નષ્ટ થઇ. (૨) અન્ય દેશો સાથે સંબંધ જોડાયાથી વ્યાપારની મહત્તા વધી (૩) ઘણીખરી સંપત્તિ સાહુકારોની તિજોરીમાં ઘસડાઇ જવા લાગી.

દેખીતુંજ છે કે વ્યાપારી મહત્તાના કાળમાં અર્થશાસ્ત્રનું સુકાન પણ ફેરવાયજ, આથી "મર્કન્ટાઇલ સીસ્ટમ" ને નામે ઓળખાતી પદ્ધતિ યુરોપમાં ચાલુ થઇ (જે આજે હિંદમાં ચાલુ છે) આ પદ્ધતિમાં (૧) ધન (રોકડ) અને દોલત (વસ્તુને રૂપે) એકસરખીજ મનાવા લાગી તથા તે ઉપરાંત (૨) વ્યાપારનો ઉદ્દેશ સોનું ચાંદી અને ઝવેરાત પોતાના દેશમાં આણી ભેગી કરવી (૩) આયાત પર ભારે કર બેસાડી નિકાસને ઉત્તેજન આપવું. (૪) બીજા દેશો સ્હામે લ્હેણું નિકળે તેવા તાળે બંધ (Balance of trade) તઇયાર થાય તે માટે પ્રયાસો કરવા; અને આ હેતુ બર આવે તેથી સરકારે વિલાયતી માલનો બહિષ્કાર અને દેશાવરથી આવનાર માલપર ભારે અંકુશ (Protective tarriff) મુકવા, એ મુદ્દાઓ આવી જાય છે. પરંતુ જો કે અમુક કાળ સુધી આ પદ્ધતિ ઠીક હતી છતાં જ્યારે યુરોપમાં માલનું ઉત્પાદન ખુબજ વધી પડયું અને તે અંગે અન્ય દેશોના બજાર સર કરી લેવાની જરૂર જણાઇ ત્યારે ખુલ્લા વ્યાપારનો સિદ્ધાંત પ્રચાર પામ્યો. પણ તેને માટે (૧) બેંકીંગની ખીલવણી થવી જોઇએ અને (૨) યાંત્રિક ઉત્પાદન વિપુલ હોવું જોઇએ, એ બે પ્રધાન શરતો છે. તેમ થતાં, જેમ એક તરફ શ્રમશક્તિની કીંમત વધવા લાગે છે તેમ બીજી તરફ વર્ગ કલહની ભાવના પણ પ્રસાર પામે છે; કેમકે તે પૂર્વેની એટલે 'મર્કન્ટાઇલ સીસ્ટમ'ને લીધે ખેડુતોમાં ભયંકર ભુખમરો ફેલાઇ રહે છે, સરકારી નાણાપ્રકરણી સ્થિતિ અસ્થિર થાય છે અને કરનું બોજાણુ વધી પડે છે. હિંદમાં આ પદ્ધતિનું અનુકરણ આપણા દેશભક્તો કરી રહ્યા છે જે ઉપલા મુદ્દામાં વિરમવાને માટેજ સર્જાયલું છે. પરંતુ આ વિષયાંતર થાય છે.

અર્થશાસ્ત્રની અનેક પધ્ધતિઓનું વિવેચન કરવામાં આપણે આટલા રોકાયા તેનું કારણ, આજે આપણે અર્થશાસ્ત્રની કઇ પદ્ધતિમાં વસીએ છીએ અને તેથી કેવી જવાબદારીઓ આપણે માથે ઉભી થાય છે તેનું આપણને ભાન થાય કે જેથી, રેંટીયાને વરીને આ જવાબદારીઓ પાર ઉતારી શકાશું કે કેમ તેનો પણ આપણે સચોટ વિચાર કરી શકીશું.

શ્રી ટ્રેડ અથવા ખુલ્લા વ્યાપાર વિષે સ્મીથ લખે છે કે, રાષ્ટ્રનું કુલ અંગબળ-શ્રમશક્તિ તેજ તેની દોલત છે. શ્રમશક્તિના વિભાગથી ઉત્પાદન વધે છે. જેને માટે મુડી વધવી જોઇએ. એ રીતે જે કુલ ધન પેદા થાય છે તે પરથીજ કિંમત અંકાય છે કે જે શ્રમશક્તિમાંથીજ પેદા થએલી હોય છે.

અર્થશાસ્ત્રના આટલા વિવેચન પછી હવે આપણે 'સુતરને તાંતણે સ્વરાજ્ય' આપનાર રેંટીયા તરફ નજર ફેરવીએ. ઉપર દર્શાવેલા મુદ્દાઓમાં 'ઓછું શ્રમબળ અને વધૂ ઉત્પાદન' એ સિધ્ધાંત રેંટીયાને લાગુ કરીએ તો શું પરિણામ આવશે તે ગયા વિભાગમાં યંત્ર સાથેની તેની તુલનામાં દર્શાવી આપ્યું, છે. સ્પીંડલ અને રેંટીયાની સરખામણીમાં સ્પીંડલ જ્યારે ઓછા શ્રમથી વધૂ ઉત્પાદન આપે છે ત્યારે રેંટીયો પ્રચંડ શક્તિ રોકવા છતાં ઘણીજ થોડી પેદાશ કરી શકે છે અને તેથી તે અર્થશાસ્ત્રની આ માગણી પુરી પાડવા અસમર્થ નિવડયો છે, એટલુંજ નહિ પણ તેમાં હાનિકર્તાજ થઇ પડયો છે. એ આપણે જોઇ ગયા.

બીજો મુદ્દો ધનોત્પાદનનો છે અને તેનો જવાબ પણ ઉપલા વિવેચનમાંથીજ મળી આવે છે. અર્થશાસ્ત્રના જે મુદ્દાઓ આપણે ઉપર તપાસ્યા તેમાં દેશની આર્થિક ઉન્નતિ કયાં સુધી થઇ છે તે જોવાનું માપ એવું દર્શાવવામાં આવ્યું છે કે સામાન્ય રીતે મનુષ્યદીઠ પેદાશ કેટલી વધી અને શ્રમબળની કિંમત શી અંકાઇ? રેંટીયાનો ડાંડો પકડી બેઠા તો ઉત્પાદનની રોજીંદી કિંમત દોઢ આનાની અંકાઇ, જ્યારે સ્પીંડલને રૂપે યંત્રવાદનો સ્વિકાર કર્યો ત્યારે આ કીંમત રૂ. ૭–૦–૬ જેટલી વધી પડી; પણ અત્રે કદાચ કોઇ એમ કહેશે કે આટલી બધી કિંમત વધારવાનીજ જરૂર શું છે? આપણે સાદા જીવનનો આશ્રય કરી આપણી માગણીઓજ ઘટાડીએ, તો પછી આવી મોટી કમાણી ને ધનઉત્પાદનની જરૂરજ શી રહેવાની હતી? આ સવાલ ખાદીના અંધભક્તો તરફથી અનેક વેળાએ પુછાયો છે. પરંતુ તેઓ નથી સમજતા કે આપણે સંપૂર્ણ સ્વતંત્રતા જીતવાને માટે બ્હાર પડયા છીએ. સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવી હોય તો બ્રિટીશોનો સંબંધ છોડી દેવો પડશે. અને ધારો કે આપણે ક્રાંતિ કરી સ્વતંત્રતા સ્થાપન કરી, તોપણ આપણું જે નવું રાજતંત્ર સ્થપાશે અને તેની તરફથી રાષ્ટ્રિય ધંધાઉદ્યોગો ચલાવવા પડશે તે માટે ધન ક્યાંથી આણીશું? સ્વતંત્રતાને નવેસર પામનાર દેશને અન્ય દેશો પાસેથી "રાષ્ટ્રીય કર્જ" લેવા પડે છે એ સામાન્ય જ્ઞાનની વસ્તુ છે. આજે ચિનની સ્વતંત્ર પ્રજાને આ કર્જ મેળવવા અનેક જાતના ફાંફાં મારવાં પડે છે ને તેવા આપણને પણ મારવાજ પડશે. હવે જ્યારે આપણે કોઇ દેશ પાસે અબજો રૂપિયાની ધીરધાર કરવા જઇશું ત્યારે તે આપણી પાસે શાખ તો માગવાનોજ. દેશ તરિકેની આપણી શાખ શી હશે? જગતના નાણાબજારોમાં અમુક દેશની સાંપત્તિક શાખ અંકાય છે તે તે દેશમાં વસતા કરોડપતિની તિજોરી પરથીનહિ પણ તે દેશની સામાન્ય પ્રજાની ખરીદી શકિત (Purchasing power) કેટલી છે તે પરથીજ અંકાય છે. હવે રેંટીયાનો આશ્રય કરી જેમ તેમ બે કે ત્રણ આના પેદા કરનારી પ્રજાની ખરીદ કરવાની તે તાકાદ શું હોય અને બહારના દેશો તેને ધીરે પણ કેમ? આથી કરીનેજ શ્રમબળની કિંમત તથા સાર્વત્રિક ધનોત્પાદન વધવા જોઇએ એવો અર્થશાસ્ત્રનો નિયમ છે અને રેંટીયો તે પાળી શકતો નથી. આથી અર્થ-

શાસ્ત્રની દૃષ્ટિએ આ બીજા મુદ્દામાં પણ રે'ટીઓ ભયંકર હાનિકારકજ થઇ પડે છે.

ત્રીજો મુદ્દો એ વિચારવો રહ્યો કે આપણે કયા કાળમાં વસીએ છીએ? જો કે હિંદ અત્યારે તો મર્કેન્ટાઇલ-સીસ્ટમનો આશ્રય કરી રહ્યું છે છતાં, અન્ય દેશોમાં બનવા પામ્યું તેમ આ દેશમાં પણ તે વિષે બનવાનું છે અને જગતમાં ફ્રી ટ્રેડ ઉર્ફે ખુલ્લાં વ્યાપારનો જે પવન ફુંકાઇ રહ્યો છે તેની સામે શીર ઝુકાવ્યા વિના આપણને માટે પણ ગત્યંતર રહેનાર તો નથીજ. હવે જો ખુલ્લા વ્યાપારનો જમાનો આવનાર હોય તો તેમાંથી પેદા થનારી હરિફાઇમાં આપણે શી રીતે ટકી શકીશું? મુડીવાદના સિધ્ધાંતપર ચાલતી હરિફાઇમાં જો મુંડી અને પેદાશ અનહદ વધારતા જઇએ તોજ ફાવી શકાય છે. દાખલા તરીકે જાપાન જુઓ. જાપાન હિંદુસ્તાનમાંથી કપાસ લઇ જાય અને છતાં સસ્તી કિંમતે અહીં માલ વેચે. અંગ્રેજી રમકડાં કરતાં જાપાની રમકડાં સસ્તાં પડે છે. આમ શાથી થાય છે? કારણ એ છે કે, જાપાને મુંડી ખૂબ વધારી અને પેદાશ પણ પ્રચંડ પ્રમાણપર શરૂ કરી. આ કામો બેંકીંગની તથા યાંત્રિક પધ્ધતિની ખીલવણીથીજ થઇ શકે છે. જ્યારે રેંટીયો તેનો વિરોધ કરે છે. આથી આ મુદ્દાની બાબતમાં પણ રેંટીયો ભયંકર ઘાતકીજ નિવડે છે.

## જગત પરિસ્થિતિ અને હિંદ.

પરંતુ નિવૃત્તિગામી સંતોનો હઠાગ્રહ તો એ છે કે હિંદને તો પશ્ચિમની મોહજાળ જોઇતીજ નથી. કેમકે આપણી સંસ્કૃતિ, ધર્મ, પરંપરા, આધ્યાત્મિકતા અને ઐહિક ભાવના સાવ ભિન્નજ છે; આથી યુરોપીય અર્થશાસ્ત્રના સિદ્ધાંત આ દેશમાં લાગુ પાડવા એ મુળમાંજ વૃથા છે કોઇપણ જાતનો ડોળડામ કર્યા વિના ચોકખુંજ કહીશ કે આ નરી અંધતા છે અને હું તેમાં માનતો નથી. આથી આ મુદ્દાનો રદીઓજ આપવાની મારે મન જરૂર નથી; પરંતુ અત્રે હું લખું છું તે જાહેર પ્રજાને માટે છે અને તેથી આ બાબતપર પ્રસંગોપાત થોડી ઘણી ચર્ચા નછુટકે કરવી પડે છે. યુરોપથી ભિન્નતાની આ ઉદ્દામ ભાવનામય વાક્જાળ અતિ મોહક લાગે છે પણ તેમાં નામ માત્ર જેટલુંયે સત્ય નથી. યુરોપિય અર્થશાસ્ત્રને ફેંકી દેવા તૈયાર થએલા અંધ ખાદીધારીઓ આંતરરાષ્ટ્રિય અન્યોન્યાશ્રય એટલે શું ચીજ છે તે પણ સમજે છે ખરાં કે? તેમને ભાન છે કે હિંદ લગભગ ચોથા ભાગ જેટલી દુનિયાને ઘઉં અને કપાસ પુરૂં પાડી શકે છે છતાં પણ તેના બજાર કોના હાથમાં છે? હિંદ માથું ઝીંકીને મરી જાય તો પણ આ વસ્તુઓના ભાવ તે આજે મુકરર કરી શકે છે ખરૂં? ન્યુયોર્કથી વ્હીટ અને કોટન રીપોર્ટ આવે તે પર અહિંના બજાર ચાલે છે ને ઓસ્ટ્રેલીયા ઘઉંના આંકે તે ભાવને કહે તે દામ. એની સ્થિતિ છે તેનું પણ આ લોકોને ભાન છે ખરૂં? હિંદમાં પેદા થતી મોટામાં મોટી એ વસ્તુઓની બાબતમાં પણ જ્યારે આપણી આટલી બધી હિનદિન સ્થિતિ છે, ત્યારે સમગ્ર

જગતના જીવનક્રમથી વેગળા પડી હિંદ પોતાનું જુદું જ—આધ્યાત્મિક—અર્થ-શાસ્ત્ર શી રીતે રચી શકવાનું હતું એ જો કોઇ વિગતવાર રીતે જાહેર કરે તો આપણે તેનો આભાર માનીશું.

અર્થશાસ્ત્ર એ એક જાગતીક વસ્તુ છે, અને તેથી જે વાતાવરણ પેદા થાય છે તેના પ્રવાહથી આપણે વિખુટા પડીએ તો તેમાં આર્થીક દ્રષ્ટિએ કેવી હાનિ છે તે ઉપર જણાવ્યું, પણ છતાં એક વ્યાવહારિક મનુષ્યની દ્રષ્ટિએ આપણે વિચાર કરીશું કે ભલે તેમ કરવું હાનિકારક છે છતાં અમારે તેમ કરવું છે એમ જો કોઇ કહે તો પણ તેમ થવું શકય છે કે કેમ? છુટાછેડાવાદીઓ કહે છે કે તેમ કરવું તદ્દન શકય છે અને તેમ કરવાનો તેઓ એવો માર્ગ દર્શાવે છે કે આપણી માગણીઓ ઓછી કરવી. ઉપર આપણે જોઇ ગયા કે માગણી ઓછી કરીએ તો ધનોત્પાદન ઘટી જાય, અને તેથી "રાષ્ટ્રિય સંપત્તિ"નું દેવાળું જ આવી જાય, પણ છતાંએ માગણીઓ ઘટાડીજ કેમ શકાવાની? આગગાડી, મોટરો, લોખંડ, કાચ; કાપડ, ચામડાં, હથિઆરો, દવાદારૂ, છાપ-ખાના, અનેક જાતનાં ન્હાનાં મ્હોટાં યંત્રો—જે હોલ્ડરથી ગાંધીજી લખાણ લખે છે તેની નીબ બનાવનારાં યંત્રોથી માંડીને જયાં નવજીવન છપાય છે તે યંત્રો; ઓપરેશનના ઓજારો; પ્રયોગશાળાઓની સામગ્રીઓ; સંશોધનની વસ્તુઓ; તથા બીજી હજારો માગણીઓ કે જે વિના આપણી જીંદગીની આજે પળપણ વહી શકતી નથી, તે શિવાય આપણે શી રીતે નિભાવી લેવાના હતા અને તેની માગણી પણ કેમ ઘટાડી શકવાના હતા? અમુક દેશનું અર્થશાસ્ત્ર મુકરર કરતાં જે સવાલોનો નિર્ણય કરવાની અગત્યતા આગળ ઉપર જણાવી તેમાં તે દેશની 'સામાજીક સ્થિતિનું સ્વરૂપ' એ એક કલમ છે. હિંદની સામાજીક સ્થિ-તિનું અવલોકન કરીએ તો ત્યાં આઠ ચુલા ને નવ ચોક જેવી સ્થિતિ છે. ગાંધીજી જેવા પ્રત્યાઘાતીઓનાં અંધપ્રયાસોને લીધે ચાતુર્વર્ણ્ય અને જાતીભેદ આપણામાં વસે છે, ને તેથી દરેક જાતની માગણી જુદિ જુદિ હોય છે તેમાં વળી પ્રાંતિક ભેદ પણ ખરોજ આ દલીલ પુરવાર કરવા એક તદ્દન સામાન્ય દાખલો આપું. બટાકાનું શાક કે પાપડ એ વસ્તુ હિંદમાં એક છેડાથી બીજા છેડા સુધી વપરાય છે. પણ પંજાબી, ગુજરાતી, બંગાળી; દક્ષીણી, મદ્રાસી એ દરેકની તે બનાવ-વાની રીત જુદી હોય. કપડાંની બાબતમાં એજ સ્થિતિ. દરેક પ્રાંતના ધોતીયાં જુદાં, ટોપી જુદી, પેરણની ઢબ જુદી, આથી કરીને જેને સામુદાઇક ઉત્પાદન (Mass Production) કહે છે તે થઇ શકતું નથી. તેથી સામાન્ય રીતે એકજ જાતની વસ્તુ બનાવવામાં જોઇએ તે કરતાં વધુ માણસો રોકવા પડે છે. આથી કરીને તે 'અલ્પ બળને વધુ ઉત્પાદન' એ અર્થશાસ્ત્રના સિદ્ધાંતનું પાલન આ દેશમાં કરવાની ખાસ જરૂર છે. જો યંત્ર સામગ્રીનો સ્વીકાર નહી કરીએ તો આ કામ કેમ પાર ઉતરવાનું? એ સર્વ દૃષ્ટિએ વિચાર કરતાં ચરખો અનાર્થિક વસ્તુ છે એ સાબીત થાય છે.

'પણ યંત્રવાદને લીધે તો સામ્રાજ્યવાદ અને મુડીવાદનાં ઝેરવેર દાખલ થયાં' આપણા ખાદી ભક્તો ઉછાળા મારીને કહે છે 'ને જો તમારે આ કચેડા-

મણુ માંથી છુટવું હોય તો તો યંત્રવાદને નષ્ટ કરનાર રેંટીયા આગળજ મસ્તક નમાવો.'

આ ભ્રમણા છે અથવા અજ્ઞાન છે. આ ઝેરવેર, કલહ અને વિપત્તનું કારણ યંત્ર નથી પણ યંત્ર જેને કબજે છે તેની નીતિ રીતી એજ એનું કારણ છે. યંત્રનું પ્રયોજન અલ્પકાળમાં, અલ્પ શ્રમથી પુષ્કળ માલ પેદા કરી આપવો એ છે. તે માલમાંથી ઉપજતો નફો કોને કેવા પ્રમાણમાં વેંચી આપવો એ નથી. જેમકે દીવાસળી: તેનું કાર્ય અગ્નિ પેદા કરવાનું છે. અને જો હજારો ભૂખ્યા આત્માને તૃપ્ત કરવા માટે ચુલો સળગાવવામાં તેનો ઉપયોગ કરને બદલે કોઇ નરાધમ બીજાનું ઘર બાળવામાં તેનો ઉપયોગ કરે તો બિચારી દીવાસળીનો તે શો દોષ? અથવા શાક સમારવાની છુરી લઇ કોઇ ખૂન કરવા મંડી પડે તો તે નિરપરાધ છુરીનો ગુન્હો શી રીતે ગણાશે! અથવા વિમાનનો દાખલો જુઓ. મહાપુરમાં સપડાયલા ગુજરાતનાં ગામડાંઓમાં ઉપરથી અનાજ પહોંચાડી હજારો લોકોને ઉગારવાનું કામ કરનારૂં વિમાન ગોળીબાર કરી માનવ સંહારાર્થે ઉપયોગાય તો તે વિમાનનો શો દોષ! માત્ર યંત્રથી પેદા થનારી પ્રચંડ દોલતનો વ્યય કરનારી વ્યક્તિઓ અને તેમને વ્યય કરવાની કુલ સત્તા આપનાર સામાજીક નીતિરીતીજ જો દોષભરી હશે તો તેને માટે બિચારા યંત્રોને શાને માટે વખોડવા?

'પણ સબૂર! ચરખો આર્થીક રીતે યશસ્વી નથી એ વાતજ ખોટી છે. ચરખા મંડળનો આ વાર્ષીક રીપોર્ટ જુઓ' એ પણ આજકાલમાં એક દલીલ થતી સંભળાય છે. આ રીપોર્ટમાં જણાવ્યું છે કે, ૧૯૨૬-૨૭ ની સાલમાં ચરખાસંઘે ખાદીના કામમાં વીસલાખ રૂપીયા રોકયા. ને તેમાં ચોવીસ લાખ રૂ. ની કીંમતનો માલ પેદા કર્યો છે. તો પછી ખાદી અનાર્થીક કેમ?

પ્રથમ આ આંકડાનો વિચાર કરીએ. આ રીપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે વીસ લાખ રૂ. ખાદીના કામમાં રોકયા અને એક વર્ષમાં આ મુડી રોકતાં ૨૪ લાખ રૂ. ની કીંમતની ખાદી પેદા થઇ. આ બે રકમો પરથી કોઇને એમ લાગવાનો સંભવ છે કે વર્ષ માં ચાર લાખનો નફો થયો પણ બીના એ નથી. કેમકે ૨૪ લાખની ખાદી પેદા કરતાં મશીનરી, મકાન, મુડીનું વ્યાજ, કામપર દેખરેખ રાખનારાંઓનાં પગાર, વગેરે જાતના ખર્ચનો આંકડો આમાં ગણાવ્યો નથી. જો તેમ કરવામાં આવ્યું હોત તો મુડી અને ખર્ચની મળી જે રકમ થાત તો પેદા થએલી ખાદીની કીંમત કરતાં વધી જાત. એટલે સરવાળે ખોટજ જણાત.

વળી આ ખાદી પેદા કરવામાં માણસ કેટલા રોકયા; ખાદી કેટલી પેદા થઇ, તેનું વજન શું વગેરે પણ માહિતી આ રીપોર્ટમાં આપવામાં આવી હોત તો ખાદીની આર્થીકતા પર વધુ પ્રકાશ પડત. પરંતુ સામાન્ય રીતે દેખાશે કે એક રૂ. ની અઢી વાર ખાદી મળે તો તેની સરખામણીમાં મીલની

દુકાનમાં તેના કરતાં સરસ કાપડ ૧૮ આનામાં પાંચ વાર મળી શકે છે. આ ઉપરથી પણ ખાદી મીલના કાપડ કરતાં બમણી મોંઘી હોવાનું સ્પષ્ટજ થાય છે, છતાં ખાદી અનાર્થીક કેમ એવો સવાલ પુછાયાજ કરે છે.!

આ સવાલનો જવાબ હું સવાલથીજ આપીશ. ધારો કે ખાદીના કામને બદલે આ વીસ લાખ રૂપીયા એકાદ મીલમાં રોકયા હોત તો કેવું પરિણામ આવત ? ચાર લાખ રૂપીયાની વધુ પેદાશ બતાવી અજ્ઞાન માણુસની આંખ આંજવાના આવા મિથ્યા પ્રયાસ કરતા પહેલાં મારા સવાલનો જવાબ જો કોઇ ખાદીધારી આપવાનો પ્રયાસ કરશે તો ખાદીના કોડ કરવા એ તરતજ મુકી દેશે. વીસલાખ રૂપીયાની મુડી સાથે ચાલતી મીલોનો તકતો આ ચોપડીને અંતે આપ્યો છે. તેનું મનન કરતાં જણાઇ આવશે કે રીપોર્ટમાં દર્શાવેલા વીસલાખ રૂપીયા જો મીલના ધંધામાં રોકયા હોત તો ચાર લાખને બદલે પાંત્રીસ લાખની કીંમતનું ઉત્પાદન થયું હોત, તેમાં પાંચ લાખ રૂ.નો ચોખ્ખો નફો થયો હોત ને વળી સારો, સસ્તો ને વિપુલ માલ પ્રજાને પુરો પાડી શકાયો હોત. અને તેમાં રોકાયલા કામદારો રેંટીયાવાળા કરતાં ઘણીજ સારી મજુરી મેળવી શકયા હોત. આથી તેમની ખરીદવાની શક્તિ વધત ને તેથી રાષ્ટ્રીય ધનમાં વધારો થાત.

## વિદેશી મુંડીવાદના સાથી.

ઉપલા વિવેચન પરથી જોઇ શકાશે કે રેંટીઓ દેશની ઉત્પાદન શક્તિ વધારતો તો નથીજ પણ તેને ભયંકર પ્રમાણમાં ઘટાડે છે. આથી કરીને તે આર્થીક દ્રષ્ટિએ નિરૂપયોગી છે. પણ બીજી એક દ્રષ્ટિએ તે દેશી ધંધાનો સંહાર કરી વિલાયતી ધંધાને મદદકર્તા થઇ પડનાર છે. આજે કે જ્યારે દેશમાં વિલાયતી માલનો બહિષ્કાર અને સ્વદેશીનો પુરસ્કાર કરવાનો પવન ફુંકાઇ રહયો છે ત્યારે સુવિચારી દેશબંધુઓ આ વાતનો બારીકાઇથી વિચાર કરે અને ખાદીની ઝંખનામાં દેશની પ્રગતીપર હથોડો મારતા અટકી જાય એ મારી ઉત્કંઠા છે.

૧૯૨૦ માં માત્ર એક લાખ રૂ. ની ખાદી વેંચાઇ હતી તેને બદલે ૧૯૨૬ માં ૨ લાખની અને ૨૭ ની સાલમાં ૨૪ લાખની ખપત થઇ. એટલે ખાદીની ખપત ૨૪ ગણી થઇ ગઇ. હવે આ ખપત વધી એટલે શું થયું ? ખાદીનો પ્રચાર જેમ જેમ વધતો જશે તેમ તેમ આપણી દેશી મીલો સામેની ઘાતકી હરિફાઇ વધતી જશે અને તે પ્રમાણમાં તેને હાનિજ પહોંચશે. કેમકે, આજે ખાદી કોણ પહેરે છે તે બારીકાઇથી વિચારવું જોઇએ. સામાન્ય રીતે એમ જણાય છે કે જે લોકો પરાપૂર્વથીજ એટલે ૧૯૦૬–૦૭ થી સ્વદેશી વ્રતધારી હતા તેઓજ હવે ખાદી પરિધાન કરવા લાગ્યા છે. એનો અર્થ એ કે, ખાદીની ખપત જેમ જેમ વધતી જશે તેમ તેમ સ્વદેશી મીલોના માલનો ઉપાડ ઘટતોજ જવાનો. આનો અર્થ એ કે એક તરફથી લેંકેશાયર અને બીજી તરફથી જાપાનની હરિફાઇમાં હણાતાં સ્વદેશી ઉદ્યોગ સામે ઘરને આંગણે ત્રીજો હરિફ પેદા થયે.. સૂતે પેટે શનિશ્વર અવતર્યા જેવીજ આ દશા થઇ! આજે જ્યારે બન્ને બાજુથી

દેશી મીલો સામે હુમલા થઇ રહ્યા છે ત્યારે રેંટીયો કદાચ અલ્પકાળ સુધી અંદરથી ઝેર ફેલાવવાનું શતકૃત્ય કરી શકશે. પણ આ ઘાતકી કામ કર્યા પછી જ્યારે તે વિલાયતની યંત્રશક્તિ સામે ઝુંઝવા ઉભો રહેશે ત્યારે જેમ સો વર્ષ પહેલાં બનવા પામ્યું હતું તેમ જોતજોતામાં તે નેસ્તનાબુદ થઇ જશે. એ રીતે દેશી ઉદ્યોગનું ખુન કરી પોતે રેંટીયો પણ નષ્ટ થવાનોજ અને દરમ્યાનમાં દેશની ઔદ્યોગીક ઉન્નતિમાં આડખીલી પેદા કરી તે પર આધારી રહેતા લાખો મજુરોને મળતી રોજી ડુબાડવાનું કામ માત્ર તે પાર ઉતારતો જવાનો. એ રીતે રેંટીયો પરદેશી મુડીવાદના હથીઆરનીજ ગરજ સારશે અને તેથી દેશ પ્રત્યે જેમને જરા પણ પ્રેમ વસે છે તેમણે તેનાથી તરતજ હાથ ધોઇ નાખવા એ તેમની અટળ ફરજ છે. વળી જે સ્વરાજ ફંડ ઉભું કરવામાં આવ્યું હતું તેનો પ્રધાન હેતુ સ્વરાજ મેળવવાનો હતો. પણ હવે ખાદીનું કામ અને તે અર્થે દેશની રોકાઇ જતી લડાયક શક્તિ માત્ર ગરીબડાંઓને માત્ર દોઢ આનો અપાવનારી એટલે ભૂતદયાત્મક થઇ પડયાથી સ્વરાજ નજર બ્હાર ગયું. એ રીતે રેંટીયો પરદેશી સત્તાને ટકાવી રાખનાર ઘાતકી હથ્યાર તરીકે થઇ પડયો છે.

# રેંટીયો અને ગ્રામસંગઠન.

(૪)

અત્યાર સુધીમાં આપણે ચરખાની ઉત્પત્તિ યંત્ર વિરોધમાં હોઇ તેના આર્થીક સિદ્ધાંતો કેવા લુલાં પાંગળા છે તે તપાસી ગયા. આ બોધપાઠ કેટલાક ખાદીના કાર્યકર્તાઓને પણ મળી ગયો હોય એમ માનવાને માટે કારણો રહે છે. કેમકે, જ્યારે આર્થીકવાદની દલીલો ઝાંખી પડે છે ત્યારે તેઓ બીજા અનેક મહાન સદ્ગુણોના મોરપીંછ રેંટીયાને ચોંટાડવાનો પ્રયાસ કરે છે. આ મુદ્દાઓનો પણ આપણે યથાસ્થાન વિચાર કરીશું. પ્રથમ આપણે ગ્રામ સંગઠનનો *પ્રશ્ન તપાસીએ. ખાદીના કાર્યકર્તાઓ તરફથી એમ કહેવામાં આવેછે કે* ખાદીથી ગ્રામસંગઠન થાયછે એટલુંજ નહિ, પણ તે ગ્રામજીવનનું પુનર્ઘટન (Village reconstruction) કરવાને માટે અતિ ઉપયોગી સાધન છે. ગામડાંઓનું સંગઠન કરી ત્યાંની પ્રજાના જીવન સુધારવા વિષે ક્યાંયે પણ બેમત તો હોઇજ શકવાના નથી. પરંતુ આ કામ જેટલું વિવિધાંગી તેટલુંજ વીકટ છે. ખાદીવાદીઓ કહે છે કે, ખાદીનો પ્રચાર કરનારા કાર્યકર્તાઓ સ્હેજે આ કામ કરી શકે તેમ છે. દાખલા તરીકે ગામડાની પ્રજાને દવાદારૂની મદદ આપવી, પ્રાથમીક કેળવણી આપવી, અસ્પૃશ્યતાની બદી દૂર કરવાની ચળવળ કરવી, ગામડાઓમાં કોંગ્રેસનો પેગામ પોંચાડી તેમનામાં રાષ્ટ્રીયતાનું આરોપણ કરવું, વગેરે કામો ખાદીના કાર્યકર્તાઓ પોતાના કામ ઉપરાંત પણ કરી શકે છે. પરંતુ હું કહું છું કે જો તેમ હોય તો આ થોડાની શક્તિ રેંટીયામાં રોકી રાખવાનીજ જરૂર શું છે? જો ગ્રામપ્રચારકો પેદા થાય તો તેમની પાસે એટલું તો વિપુલ

કામ છે કે તે પુરૂં કરતાં ખાદી માટે તેમને વખતજ નહિ મળે. આથી તેમની તે કામમાં ઉપયોગાતી શકિતઓ ગ્રામપુનર્રચનાના કામમાં રોકી દેવામાં આવે તો તે કામ વધુ ઝડપથી તેમ વધુ અસરકારક થશે.

## સંગઠન કે પરિવર્તન?

પ્રથમ તો ગ્રામ પુનર્ઘટનાની વાતો આજ કાલમાં હવામાં ખૂબ તરંગી રહી છે પરંતુ હાલની રાજ્યપધ્ધતીમાં તે અશક્ય છે એ હજી આપણા રાષ્ટ્રીય અગ્રેસરોને જાણી લેવાનું બાકી છે. કેટલાક પ્રસંગ એવા હોય છે કે, જ્યારે માણસ શું કહે છે તેનો અર્થ તે પોતેજ સમજતો નથી. ગ્રામપુનર્ઘટનાને માટે આપણી પાસે જે શાસન સત્તા હોવી જોઇએ તે નથી અને તેથી આપણી પાસે લાખો બલ્કે કરોડો યોજનાઓ હોય છતાં તે બર આવવાની નથી. વળી ગ્રામપુનર્રચના એ શબ્દ પ્રયોગ અતિ મોહક છે ખરો; પણ તેનો કલમવાર કાર્યક્રમ હજી કોઇએ જાહેર કર્યો નથી. પુનર્રચનાનું કામ ચાલુ ઘાતકી સ્થિતિ નષ્ટ કર્યા પછીનુંજ છે એ વાત આપણા કાર્યકર્તાઓ સત્વર જાણી લે તો દેશની પ્રગતીમાં તેમણે સાથ પુરી કહેવાશે. આજે ગામડાંની સ્થિતિ શી છે ને તે સુધારવી હોય તો શું કરવું જોઇએ એનો હજી આપણે વ્યવહારિક દ્રષ્ટિએ વિચારજ નથી કર્યો. રેલ્વેથી અતિ દૂર વસતા ગામડાની કરોડોની પ્રજાનું જીવન એકલા રેંટીયા વડે ને શી રીતે સુધારી શકાવાનું હતું અને તે કાર્યમાં ફતેહ પણ કેમ મળવાની હતી તે જાણવું લગભગ અશક્યપ્રાયજ છે. ગામડામાં વસતી જનતા એટલી તો અજ્ઞાની અને દરિદ્રતાગ્રસ્ત છે કે, તેને પ્રથમ તો પોતાના ગામ કે તાલુકા બ્હારની દુનિયાનું રજમાત્ર પણ ભાન અને જ્ઞાન નથી. જે સ્વરાજ્યના તેઓ સ્વયંસિધ્ધ નાગરિક હોવાનો તેમનો સચોટ હક છે, તે નાગરીકતાનું રજમાત્ર જ્ઞાન પણ હજી તેમના મગજમાં રેડાયું નથી. ખેતીના નવા સાધનો અને પ્રયોગોનું નામ સુધ્ધાં તેઓ જાણતા નથી. એ તો શું, પણ આ દેશનાં આપણે હકદાર વતનીઓ છીએ તથા અહીં રહેવાનો આપણો નિર્ભેળ હક છે એનીપણ તેમને સુઝ નથી! આવા વિસ્તીર્ણ પણ અજ્ઞાનમૂલક જનસમાજમાં સર્વાંગે સુધારા કરવાને માટે, તેમને હિંદના સન્માન્ય નાગરીક બનાવવાને માટે કેટલાયે પ્રયોગો કરવા પડશે; અનેક વિધ સ્થિત્યંતરોમાંથી તેમને દોરી જવા પડશે; આમાંની એક પ્રધાન વસ્તુ એટલે ગામડાંઓ અને મ્હોટા શહેરો વચ્ચે નિકટ સંબંધ જોડાવો જોઇએ. આમ થાય ત્યારે આગળ વધેલા સમાજોના સમાગમમાં આવી તેઓ તેમનું અનુકરણ કરતા થશે. આવાં અનુકરણમાંથી તેમને પોતાની સ્થિતિનું ભાન થશે, માગણીઓ વધશે, માગણી વધી કે તે પ્રત્યે પ્રયાસો શરૂ થશે. ખેતી માટે નવા ઓજારો પુરા પાડી તે કેમ વાપરવા તે તેમને શીખવાડવું પડશે. વર્તમાન પત્રો વાંચી જગતમાં ચાલતી રમતો તથા તેની પોતાના જીવન પર થતી સારી નરસી અસર સમજી લેવા જેટલી તેમની બૌદ્ધીક ખીલવણી થાય.

તેવું જ્ઞાન આપવું પડશે. પોતાના ખેતરો કે ઘરમાં બનેલો માલ મધ્યસ્થ દલાલની મદદ શોધ્યા વિના મધ્યવર્તી બજારોમાં લઈ જઈને વેચવા જેટલો આત્મ વિશ્વાસ પેદા થાય તેવું શિક્ષણ તેને અપાવું જોઈએ. રાશી અને ખાર વાળી જમીન પાક ઉતારવાને માટે લાયક કેમ બનાવવી, તે સમજવા જેટલું શાસ્ત્રીય જ્ઞાન તેને આપવું પડશે. સડી જતા ઘાસ તથા પરળમાંથી અનેક જાતના દવાઈ દ્રવ્યો ઉતારવાને માટે ન્હાના કારખાના ચલાવી શકે એટલી તેને યાંત્રીક માહીતી કરી આપવી જોઈએ. અને આ સર્વ કામો તે કોઈપણ જાતની અડચણ વીના કરી શકે તે માટે તેને આર્થીક દષ્ટિએ સ્વતંત્ર બનાવવો જોઈએ. આ કામો રાજકીય સત્તા આપણા હાથમાં ન હોય ત્યાં સુધી કેમ કરી શકવાનાં એનો કોઈ ખાદી ભક્ત જવાબ આપશે ખરો? આ કામોથીજ જ્યારે ગ્રામજીવન સુધરવાનું છે ત્યારે તે યંત્ર વિરોધી રેંટીયો કેવી રીતે કરી શકવાનો હતો? વળી રેંટીયાથી જે થોડું ઘણું સંગઠન થઈ શકશે તે ઉપર દર્શાવેલા વિવિધ કાર્યોને માટે છેકજ અધુરૂં અને એકાંગી હશે એ પણ દેખીતુંજ છે. છતાં આપણું ધ્યેય જો આવુંજ હોય તો તે ગમે તે રસ્તે સાધી શકાય તેમ છે. તેને માટે રેંટીયાની ને કોંગ્રેસની જરાયે જરૂર નથી. વાસ્તવિક સમસમાન આપતી કે હીત સંબંધોંતાજ વ્યક્તિઓમાં અન્યોન્યાશ્રય ઉપજાવી શકે છે. પરંતુ આપણાં ગામડાંઓમાં તો સરકાર, સાહુકાર અને નિતાંત દરિદ્રતા, એ ત્રણ મહાવ્યાધિઓથી પણ જે સંઘટન થઈ શકવું હજી મુશ્કેલજ છે તે એકલા રેંટીયાથી શી રીતે થવાતું હતું? અને વળી જ્યાં સુધી આ સંગઠનનો હેતુ શું, એ સવાલનો જવાબ દીવસના બે આના એજ મળતાં રહેવાનો ત્યાં સુધી ખેડુતનું જીવન સુધરવાની જરાએ આશા રાખવી એ કેવળ ભ્રમણા છે.

ગ્રામ જીવનની પુનર્ઘટના આજની સ્થિતિમાં કરવી અશક્ય હોવાની મેં દલીલ કરી છે. તે વિષે કદાચ ગેરસમજણ ફેલાવાનો સંભવ હોવાથી અહીં વધુ સ્પષ્ટીકરણ કરૂં.

અલબત દેશને અન્નવસ્ત્ર જેવી આશીર્વાદમયી વસ્તુઓ પુરી પાડનારા આપણા કરોડો બાંધવો સુખી થાય તે જોવા આપણે આતુર હોઈએ એ તદ્દન સ્વાભાવિકજ છે. પરંતુ મારો આગ્રહ એ છે કે, હાલની સરકાર, આપણને આ કામ કદાપિ કરવા દેશે નહિ. દાખલા તરીકે દારૂની બદી લ્યો. દારૂનો સડો કાઢી નાંખવો જોઈએ એ વિષે તો કોઈનામાંયે મતભેદ નથીજ. પરંતુ સરકાર તેમ કરવા દેતી નથી. સાહુકારોના જુલમ કોણ નથી જાણતું?. તેમના સત્તર પંચા પંચાણુના હિસાબ અને વ્યાજના ભારે દરથી કોણ અજાણ છે? પ્રમાણિક ખેડુતે પસીનો ઉતારી અને તાઢ ને તાપ સહી પકવેલા અનાજનો કેવો મોટો હિસ્સો જમીનદાર ઘસડી જાય છે તે કોણ નથી સમજતું? અને સવારથી સાંજનાં અંધારૂં પડે ત્યાં સુધી ખેતીમાં કમારાં કરતાં મજુરોને પુરા ચાર આના પણ આપવામાં આવતા નથી, એ પણ કંઈ સામાન્ય જ્ઞાનથી છુપી વસ્તુ તો નથીજ. હવે આ જુલમમાંથી

ગરીબ ખેડુતો અને મજુરોને મુક્ત કરવા હોય તો શું સરકાર તેમ કરવા દેશે ખરી? જ્યારે સ્થિતિ આવી છે ત્યારે ખેડુત અને મજુરોની દુષ્મનાવટ કરતી રાજ્ય અને સમાજ નિયંત્રણ પદ્ધતિ ચાલુ રાખીને તેમનું જીવન સુધારવાની વાતો કરવી એ જગતને છેતરવા સમું નથી? જેને હઇડે આ કચડાતી પ્રજાઓનો ઉદ્ધાર કરવાની આતુરતા વસે છે તેણે તો બે આનાની કમાણીવાળા રેંટીયાને બદલે પરિવર્તનનો પેગામ દેશને ખુણેખુણે ફેલાવી દેવો જોઇએ; પરંતુ ખાદીના પ્રવર્તકો તો રચનાત્મક કાર્યને નામે પીડાતી પ્રજાઓને આથી વેગળાં પાડવાનું અને ગરીબો-ભુખમરો-બે આનાની રોજીમાં સંતોષ માનવાની શીખામણ આપવાનું કામ કરી રહ્યા છે!

## ખાદી અને સ્વતંત્રતા.

આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં બીજા એક અનુષંગીક મુદ્દાનો રદીઓ આપવો જોઇએ. તે મુદ્દો એ છે કે, ખાદીને નિમિત્તે ગામડાંઓમાં સ્વતંત્રતાનો દીપ પ્રગટાવવાનું અતિભવ્ય કાર્ય થઇ રહ્યું છે. મારે વિનય સાથે કહેવું જોઇએ કે સ્વતંત્રતાનો પેગામ આપવા ખાદીના ચીથરાની જરાયે અગત્યતા નથી. પ્રથમ તો ખાદી એટલે રાષ્ટ્રીયતાનો આદર્શ, ખાદીધારી એટલે ગરીબ પ્રજાનું ભલું કરવા બ્હાર પડેલા પરગજુ મહાપુરૂષ, એ સમિકરણ હું સ્વીકારવાની ચોકખી ના પાડું છું. ખાદી પરિધાન કરી ગરીબોના લોહી ચુસનારા નરપિશાચો કંઇ ઓછા નથી. ઔચિત્ય હાનિ થવાનો ભય નહોત તો અહીં હું ઓછામાં ઓછા બે ડઝન ખાદીધારી નેતાઓના નામ આપી શકત કે જેઓ પોતાના ખેડુતો, ભાડુતો અને મજુરોનાં રોજ લોહી પી રહયા છે. પ્રથમ તો ગરીબોનું ભલું કરવાનો કોઇએ કોઇને ઇજારો આપ્યો નથી. ગરીબોનું ભલું કરનારા તમે કોણ? તેઓ તેમનું ફોડી લેશે; પણ જો તમારા હૃદયમાં તેમના પ્રત્યેના પ્રેમના ઝરણુજ વહેતા હોય તો તેઓ પોતાના ભલા માટે જે કાર્યક્રમ ઘડી કાઢશે તે પાર ઉતારવાનુ કામ ઉપાડી લો એ મારો આ પરગજુઓને રદીઓ છે. હવે સ્વતંત્રતાનો વીચાર કરીએ. ખાદી એટલે દેશની સ્વતંત્રતા એ સમિકરણ જો ખરૂં હોત તો ખાદીના આદ્ય પ્રવર્તક ગાંધી, નેહરૂ રીપોર્ટનો સ્વીકાર કરી બ્રીટીશોની સર્વોપરિતા કદાપિ સ્વીકારત નહિ; બીજા એક અખીલ હિંદ મહા સમિતીના સભ્ય, પરમ ખાદીધારી અને પોતાને કટર અસહકારી તરીકે ઓળખાવનાર સજ્જનને છેલ્લી મહાસભામાં સ્વતંત્રતાની દરખાસ્ત સામે મુકાએલી ડૉ૦ બેઝંટની દરખાસ્તની તરફેણમાં મત આપ્યો હતો. ત્રીજા એક ખાદીના મહાન ભક્ત હોવાનો દંભકરતા મહસ્થે ટાઇમ્સ ઓફ ઇંડિયા પત્રમાં સાઇમન કમીશન સાથે સહકાર કરવાની તરફેણમાં લેખ માળા લખી હતી. આ પરથી જણાશે કે ખાદી એટલે સ્વાતંત્ર્ય પ્રિયતા એ વ્યાખ્યા ખરી નથી. આનીંન્ઝ સામે ડી. વેલેરા; ગાઝી કેમાલ પાશા અથવા ખાસ કરીને મહાન લેનીનના ચરિત્ર જુઓ તો ખાદી એ શી ચીજ છે તે જાણ્યા વિના પણ તેમણે કોઇએ કદી નહિ કલ્પેલું પરિવર્તન કરી દાખવ્યું છે. બ્હારના દાખલા નહિ જોઇતા હોય તો શ્રી૦ વિનાયકરાવ સાવરકરનું

જીવન વૃત્તાંત યાદ કરો. તેમણે જે કંઇ મહાન સાહસ કર્યાં તે યુરોપીય પોષાક પરિધાન કરીનેજ કર્યા હતા. દાદાભાઇ, ટિળકજી, સકેલાતવાળા, અરાવંદ ઘોષ, એમણે જે પ્રચંડ હીલચાલ કરી તેમાં તેમને ખાદીનો પાસપોર્ટ નહોતો લેવો પડયો. માટે રાષ્ટ્રીયતાની ભાવના ખીલવવાના કાર્યમાં ખાસ ખાદીનીજ અગત્યતા છે એમ કહેવું તદન વાહિયાતજ ગણાશે.

## બીજા કેટલાક મુદ્દાઓ.

**રેંટીયો અને નીતિવાદ—જગતશાંતિ અને સામ્રાજ્યશાહી સાંખ્યવાદ-મ્હોટી સંખ્યાનું મ્હોટું હીત-વિશ્રાંતીનો કાળ.**

રેંટીયાના મુખ્ય એટલે આર્થીક અંગનું વિસ્તાર પુર્વક વવેચન અત્યાર પહેલાના પ્રકરણોમાં આવી ગયું છે અને કુશાગ્ર બુદ્ધિના વાંચકો તે પરથી જોઇતો બોધપાઠ જરૂર મેળવી લેશે. પરંતુ આપણા ખાદીવાદીઓ આપણને એટલેથી તે જંપવા દેજે કેમ? જ્યારે યંત્રવાદનો વિરોધ તથા સ્વતંત્ર આર્થીકતાની દલીલો નબળી પડતી જતી જોવામાં આવી ત્યારે તેમણે ચરખાને પાલવે બીજા પણ અનેક સદ્દગુણો પરોવવાનો સપારો ચલાવ્યો. કેટલાકોએ રેંટીયાના સ્વીકારથી રાષ્ટ્રીય નીતિવાદનો વધારો કરવાની હિમાયત કરી, કોઇએ જગત શાંતિની ઉષા રેંટીયાદ્વારે ઉઘડવાની હિંમત બાંધી અને વળી કોઇએ તો સર્વે અનર્થોના મૂળરૂપ સામ્રાજ્ય શાહીનો અંત આણવાનું બીડું પણ ખાદીના આસનપર બેઠા બેઠા ઝડપ્યું. આ ભાઇઓની અસામાન્ય મુરાદ અને કલ્પકતા પ્રત્યે આપણે નમ્ર ભાવથી જોઇશું, પરંતુ આ મુરાદ કયાં સુધી શકય છે, તેમ રેંટીયાનો ડાંડો હાથ કરતાની સાથેજ નીતિ અને શાંતિના પણ પુણ્ય યુગ મંડાવા કયાં સુધી શકય છે તેનો બુદ્ધિવાદની કસોટીએ વિચાર કરવો અતિ અગત્યનો છે.

ખાદી ભક્તોની એ દલીલ છે કે ખાદીના પ્રચારથી સમાજની નૈતિકતામાં ઉમેરો થયો છે. આ દલીલ બીલકુલ સાચી નથી. નીતિવાદ, મનુષ્યની માનસીક પ્રગતિના પરિણામરૂપે છે. અને માનસીક પ્રગતિ સામાજીક પરિસ્થિતિને આધીન છે. જો મનુષ્યની જીવન પરિસ્થિતિ સર્વાંગે ઉચ્ચ પંક્તિએ પહોંચી હોય તો તે પ્રમાણમાંજ બુદ્ધિ અને માનસીક શક્તિઓનો વિકાસ થાય છે અને ત્યારેજ સારૂં નરસું, યોગ્યાયોગ્ય, વગેરે વિચાર કરવાની અવસ્થા તેને પ્રાપ્ત થાય છે. દાખલા તરીકેઃ—એક ગરીબ માણસને પ્રમાણીકતાપૂર્વક મજુરી કરીને પણ જો પેટભર ખાવા મળતું ન હોય તો લુચ્ચાઇ કરવાની તેને દાનત થાયજ. પણ વળી લુચ્ચાઇથી સુદ્ધાં પુરતું ખાવા મળતું નહિ હોય તો આખરે તે ચોરી કરવાનું પણ પાપી સાહસ ખેડે છે. મુંબઇમાં બપોરે જે ન્હાની ને નજીવી ચોરીઓ થાય છે, તે આ ભુખમરો નેજ આભારી છે. હવે આ ભુખ્યા તરસ્યા આત્માને જીવન નિભાવના જોઇતાં સાધનો નહિ મળે તો તેમનું મન અનૈતિક કામો કરવા પ્રત્યે જરૂર દોરાવાનું જ. આથી ઉલટું, જો આ ભલા ભીખારીને પુરતી તક મળે તો કદાચ તે ભવિષ્યમાં

એક આદર્શ નાગરીક થવાનો પણ સંભવ રહે છે. જો આ માણસને આજીવિકાનાજ સાધન નહિ હોય તો તે કેળવણી પામી શકેજ નહિ, અને સારા વિચારો જાણી કે કલ્પી પણ શકે નહિ. તેમ જીવનની ગરવી સ્થિતિના પરીચયમાં કદાપિ આવે પણ નહિજ. સ્થિતિ જો આવી કારમીજ હોય તો રેંટીયાનો દોઢ આનો કરોડો ભુખ્યા તરસ્યા આત્માઓને માનસીક પ્રગતિની ઉચ્ચ કક્ષાએ શી રીતે દોરી જવાનો હતો? વિક્ટર હયુગોએ 'લ મીઝરેબલ્સ' નામની તલસ્પર્શી નવલીકા લખી છે. અને તેના નાયક જીનવાલજીનને જીવન ઉપાધિની આ અન્તેય અવસ્થામાંથી લેખક ઘણીજ કુશળતા પૂર્વક દોરી ગયો છે. જ્યારે દીનભર મજુરી કરી છતાં પેટ પુરતું ખાવાનું યે ન મળ્યું ત્યારે ચોરી કરવા ગએલા જીનને આ કૃત્યનાં આરોપસર જેલવરો ભોગવી બ્હાર આવ્યા બાદ જોઇતી તક મળી ત્યારે તે એક આદર્શ દાનશુર મહાજન બન્યો. અનેક ગરીબ પામરોના ઉદ્ધાર માટે તેણે વિવિધાંગી પ્રયાસો કર્યા. આ પુસ્તકમાં જેમ ભુખમરાને લીધે નાયક જીનને ચોરી કરવી પડી હતી તેમ એક સ્ત્રીને પોતાનુ શીયળ વેચવું પડયું હતું, એ પ્રત્યક્ષ પ્રમાણભૂત (Realistic) ચિત્રો હયુગોએ આ પુસ્તકમાં અતિ પરિણામકારક રીતે આલેખ્યાં છે. અને આ પુસ્તક લખવાના કારણમાં તેણે જણાવ્યું છે કેઃ—

So long as there shall exist, by reason of law and custom, a social condemnation, which, in the face of civilisation artificially creates hells on earth and complicates a destiny that is divine with human fatalilty; so long as the threeproblems of the age–the degradation of man by poverty, the ruin of woman by starvation, and the dwarfing of childhood by physical and spiritual night–are not solved ; so long as, in certain regions, social asphyxia shall be possible; in other words, and from a yet more extended point of view, so long as ignorance and misery remain on earth, books like this cannot be useless.

આ સ્થિતિ—કે જે જગતપર ઉત્પન્ન થએલા કરોડો જીવોને પેટ ગુજારાનાં સાધન પણ મળવા દેતી નથી, તેમાં પરિવર્તન નહિ થાય ત્યાં સુધી રેંટીયાના દોઢ આનાથી સામાજીક નીતિવાદમાં જરાયે પ્રગતી થવાની નથી, એ ખાદીના અંધ ભક્તો હજી પણ સમજીલે એ ચીંતનીય છે.

વળી વ્યવહારમાં શું દેખાય છે તે તપાસો. ૧૯૨૧ ની સાલમાં ખાદીની પ્રવૃત્તિ ચાલુ થઇ. હવે જો ખાદીનો પ્રચાર એટલે નીતિવાદનો યુગ એવો જો અર્થ કરવો હોય તો ખાદીના પ્રવર્તનકાળથી લૂંટ, ચોરી, ખૂન, વેશ્યાવૃત્તિ વગેરે ગુન્હાઓ જેટલા વધ્યા તેટલા તે પહેલાના દશ વર્ષમાં જોવામાં આવતા ન હતા. ખાદી પરિધાન કર્યે મનુષ્ય પુણ્યાત્મા બની જાય, એવી માન્યતાવાળા સજ્જનોએ અટલ ચૈયકર્મ પ્રવીણ બાપુ ચસ્માવાળાને સંભારવો. આ મહાત્મા

ગાંધીજીનો ચેલો હોવાનો દાવો કરે છે અને ખાદીની ટોપી વિના બીજી ટોપી પહેરતો નથી. છતાંયે તેને માથે ચઢી બેઠેલી ખાદી તેના મગજમાં નીતિવાદનો એક પણ સિદ્ધાંત ઉતારી શકી નથી એ તો સૌ કોઇ જાણે છે. વળી ખાદી ધારીઓની લુચ્ચાઇ વિષે જાતે ગાંધીજીએ અનેક વેળાએ યંગ ઇંડિયા ને નવજીવનદ્વારા આપેલા પ્રશસ્તીપત્રો પણ હજી ઘણાની સ્મૃતિમાં તાજાજ છે. એક ચોકકસ આશ્રમના કાર્યકર્તા વિષે ગાંધીજીએ પોતેજ અનેક આરોપો કર્યા છે. ખાદીધારીઓનું આ ગંદુ જીવન કયાં અને ખાદીનો કદાપિ સ્પર્શ પણ નહિ કરેલા ત્યાગમૂર્તિ પ્રો૦ કર્વેનું આદર્શ ચારિત્ર્ય કયાં? માટે નીતિવાદ અને ખાદીનો સ્વીકાર એ બન્નેનો ઉભયાન્વયી સમાસ નહિ જોડવામાંજ ડહાપણ છે એ આપણા ખાદી મિત્રો જેમ સત્વરે સમજીશે તેમ સારૂં.

## જગત શાંતિ અને રેંટીયો.

રેંટીયાના સ્વીકારથી જગતશાંતિ સમીપ આવશે, એ આશાવાદ પણ નિરર્થકજ છે. કેમકે, આજે દુનિયામાં જયાં ત્યાં અશાંતિ અને શોકાવેગ છવાઇ ગયા છે તેનું કારણ આર્થીક હરિફાઇ એજ છે. જ્યાંસુધી તેનું નિરાકરણ નહિ થાય ત્યાંસુધી જગતશાંતિ એતો કેવળ મિથ્યાવાદજ રહેશે.

આર્થીક હરિફાઇનું કારણ ખાનગી માલમત્તાના સ્વાર્થમાં છે. જ્યારે ખાનગી માલમત્તા એજ સામાજીક જીવનનો પાયો હોય ત્યારે તે પ્રાપ્ત કરવાને માટે અનેક ખટપટો અને કાવતરાંઓ શરૂ થાય છે અને તેમાંથી હરિફાઇ વધે છે. વળી માલમત્તાના પાયાપર રચાયેલા સમાજમાં વ્યકિતની પ્રતિષ્ઠા અને સાખ, તેની પાસે રહેલી મીલકત અને માલમત્તાની કીંમત પરથીજ અંકાતી હોવાથી તે વધારવાની લાલસા બેહદ વધી પડી; આથી હરિફાઇ પણ એટલી તો વધી કે એક વ્યકિતની માલમત્તા વધારવામાં હજારો વ્યકિતઓનાં ભોગ અપાવા લાગ્યા. એમાંથી મુડીવાદ ઉત્પન્ન થયો અને તેની સર્વોપરિતા અબાધિત રાખવાને માટે સામ્રાજ્યવાદ પ્રવર્તાયો. આથી જ્યારે આપણે જગત શાંતિનો વિચાર કરીએ ત્યારે જગતની રચનાનો પાયો તથા આજની સર્વોપરિ સત્તાનાં રહસ્યનું મામીકતાપૂર્વક પૃથક્કરણ કરી, તેને કેમ નષ્ટ કરી શકાય તે વિષેની યુકિતઓજ પ્રથમ યોજવી જોઇએ. હરિફાઇને બદલે જયારે અન્યોન્ય સહકારના પાયાપરજ સમાજની રચના થશે ત્યારેજ આજના કોલાહલ, કંકાસ, અશાંતિ, એ સર્વ નષ્ટ થઇને જેને માટે હજારો વર્ષોથી અનેક મહાપુરૂષોએ સ્વપ્ના સેવ્યા તે જગતશાંતિ અવતીર્ણ થશે. રેંટીયામાં સામાજીક રચનાનો મૂળ પાયો બદલવાની શકિત નથી, એ કબુલવા જેટલા ખાદી પ્રચારકો પ્રમાણીક હશે એમ હું માનું છું. કેમકે, રેંટીયો ખાનગી માલમત્તા અને હરિફાઇનું રક્ષણ કરનારો છે અને તેથીજ જયારે રેંટીયો રાષ્ટ્રીય ઉત્પાદનની ગરવી અવસ્થા ભોગવતો હતો. ત્યારે પણ સુખશાંતિ કેવળ આકાશ કુસુમવત્જ રહ્યા હતા.

## મ્હોટી સંખ્યાનું મ્હોટું હીત.

'પણ' આપણા ખાદી ભકતો કહેશે, 'તમે અર્વાચિન આયુધોની મદદથી ગમે તેટલી સંપત્તી નિર્માણ કરો છતાં જેમ જેમ યાંત્રીક બળથીજ ઉત્પાદન કરવાની પ્રથા જામતી જવાની તેમ તેમ અંગબળનું કામ ઓછું થવાનું. આથી યાંત્રીક બળે કરીને પેદા થનારી સંપત્તી થોડાઓની જાહોજલાલી વધારશે જ્યારે ઘણા ભૂખ્યાંજ મરવાના. પરંતુ આપણે જગત બધુંતામાં માનનારાઓએ મ્હોટી સંખ્યાનું મ્હોટું હિત આપણી નજર સામે રાખવું જોઇએ. આથી કરી નેજ જો ચરખાનું પ્રવર્તન થાય તો ઉત્પાદન શક્તીની વિભાગણી (Decentralise) થશે અને તેથી ભલે સો માણસોને લાખો રૂપીયા નહિ મળે પણ લાખ માણસોને સો સો રૂપીઆ મળી રહેશે. સાઉ ભુખ્યા કરતાં સો રૂપીયાની વાર્ષિક કમાણી કંઇ ખોટી તો નજ હોય' મારે કબુલવું જોઇએ કે આ દલીલનો રદીઓ આપવો સ્હેલું નથી. કેમકે આ દલીલ ઘણે અંશે ખરી છે અને જગતપર જન્મેલી કોઇ પણ વ્યક્તિ ભૂખી તો નજ રહેવી જોઇએ એ આપણા છગરની જલ્પના હોવીજ જોઇએ. પરંતુ આ આતુરતા માટે ઉત્પાદનની વિભાગણી કરવાની જરૂર નથી. ઉત્પાદનનું કેંદ્રિભવન કરીને પણ જનતાને સુખી રાખી શકાય છે જેમ મ્હોટી સંખ્યાનું મ્હોટું હિત સચવાય છે એમ પુરવાર કરનારૂં અર્થશાસ્ત્ર હવે નિર્માણ થયું છે. પરંતુ સામ્યવાદના સિદ્ધાંતોના અભ્યાસ વિના તે સમજી શકાય તેવું નથી. અને અત્રે સામ્યવાદના અર્થશાસ્ત્રનું નિરૂપણ કરવાનો હેતુ પણ નથી. છતાં વ્યવહારિક દ્રષ્ટાંતને રૂપે એટલું તો જરૂર કહી શકાશે કે, ઉત્પાદનનું કેંદ્રિભવન કરીને પણ રશીયાએ જગતપર વધુ સંગીન સ્થિતિ પ્રાપ્ત કરી છે. અને ત્યાં ભીખારૂઓનું લંગર 'નવી આર્થીક પદ્ધતિ' (New Economic Policy) ના પ્રવર્તન પછી અદ્રશ્ય થઇ રહ્યું છે. જે વસ્તુ રશીયા કરી શકે તે હિંદ શા માટે ન કરી શકે?

યાંત્રીક ઉત્પાદનથી અંગબળની ગરજ થોડી રહે છે એ ખરૂં છે, પણ તે ઉત્પાદનમાં વિવિધતા પેદા થવાથી જુદી જુદી ખાસીયતોવાળા માણસોની જરૂર પણ રહે છે. વળી આજે આપણને અંગબળની જરૂરીયાત ઓછી થતાં બેકારીનો જે ભય લાગે છે તેનું બીજું કારણ એ છે કે, નૈસર્ગિક અને ભૂમિગત દોલત શોધી કાઢવાનું જ્ઞાન આપણને હજી થયું નથી. વળી નવીન ઉત્પાદન કરવા જેવું શાસ્ત્રીય જ્ઞાન આપણને મળતું રહેશે તેમ તેમ કલ્પના શકિત માટે વધૂને વધૂ ક્ષેત્ર ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. હિંદુસ્થાન પ્રમાણેજ અમેરિકા પણ ખેતી પ્રધાન દેશ છે. અને ત્યાં યાંત્રીક ઉત્પાદનની કળા ઘણીજ પ્રગતી પામી છે; છતાં ત્યાં બેકારીનું પ્રમાણ હિંદ કરતાં ઘણુંજ ઓછું છે. એ એકજ વસ્તુ હિંદને યાંત્રીક ઉત્પાદનનીજ જરૂર છે એ સૂચન કરે છે.

બીજો દાખલો આપું. એ તો ઐતિહાસિક બીના છે કે સરાસરીના પ્રમાણમાં સત્તરમી સદીમાં હિંદ જાહોજલાલી ભોગવનારો દેશ હતો. ચિત્ર, શિલ્પ, ઘરગતુકળા, વણાટ, એ અનેક કળાઓ ઘણીજ આગળ વધી હતી. અને છતાં

નથી-તે સાથે અમને સહાનુભૂતિ પણ નથી. એટલુંજ નહિ પણ અમે તેની સામે ઝઝુમી રહ્યા છીએ. પણ અમારી લડતના માર્ગ જુદાં છે. ઘરગતુધંધા, રેંટીયા ને શાળને ફરી સજીવન કરી પીછે હઠ કરવાની અમારી ઇચ્છા નથી.

સમાજમાં જે અતિદારિદ્ર અને તવંગરી દેખાય છે તેને માટે યાંત્રીક ઉત્પાદન જવાબદાર નથી પણ ઉત્પન્ન થએલી દોલતની વિભાજન પદ્ધતિજ જવાબદાર છે. અને આ તકરાર આગળ ધરનારે સાંપ્રત સમાજરચનાના પરિવર્તનનો પેગામજ જગતના કચડાતા વર્ગોને પહોંચાડવો જોઇએ. તેને બદલે આપણા ખાદી-વાદીઓ તો મૂળમાંજ ગરીબ પ્રજાને દોઢ આનામાં સંતોષ માનવાનું, ભીખારૂ અવસ્થા સેવવાનુંજ શીખવતા હોવાથી અયોગ્ય વિભાજન સામે તકરાર કરવાનો તેમને અધિકારજ નથી.

## વિશ્રાંતીના કાળમાં—

પણ આ સર્વ દલીલોમાં નાસી પસાર થયા પછી ખાદીવાદી મિત્રો કહે છે કે, તમે તો નાહક કોટીક્રમો રચ્યે જાવછો! અમે ગામડાં ગામોમાંજ ખાદીનો ખાસ પ્રચાર થાય એમ ઇચ્છીએ છીએ. અને તેનું કારણ એ છે કે, ગામડાના ખેડુતોને વર્ષમાં ચાર કે છ મહિના બેસી રહેવું પડે છે; તેથી આમ આળસુ દિવસો ગાળવાં કરતાં કંઇકને કંઇક કમાણી થાય તો તેમને જીવનમાં મદદ થાય; પરંતુ આ આખી દલીલ ભ્રમકારી છે. પ્રથમ તો ખેડુતને વર્ષના ચાર કે છ મહિનામાં કામજ હોતું નથી એ વાત તદ્દન અસત્ય છે, એ ખાસ કરીને ગુજરાતના વતનીઓ આગળ પુરવાર કરવાની જરૂર નથી. સત્યની ખાતર મારે કબુલ કરવું જોઇએ કે કોકણમાં આવી સ્થિતિ છે. પરંતુ આજે છ મહિના ગણાવવામાં આવે છે તે ત્યાંના ખેડુતો નાળીએર કે કાજુના પાકના ધંધામાં ગાળે છે, અથવા મુંબઇની મીલોમાં મજુરી કરે છે. ને ખરી સ્થિતિ એ છે કે આ મજુરીમાંથી થોડી ઘણી બચત કરીને તેઓ પ્રપંચ નિભાવે છે; પણ ગુજરાતીઓ ક્યાં નથી જાણતા કે ગુજરાતમાં સરેરાસ બે પાક તો ઉતરે છે અને ઘણીયે જમીનોમાં તો ત્રણ પાક ઉતરે છે. કેમકે ચોખા, ઘઉં, કપાસ, દીવેલી, શેરડી, વગેરે પાકોની મોસમ જુદી જુદી હોય છે અને તે પછી વૈશાખ અને જેષ્ટના જે થોડા દિવસ મળે છે તે તો ખેતીના ઓજારો સમારવા કે નવા બનાવવા, જમીનો ખેડવી, ખાતર નાખવું, સણેના દોરડાં વણવાં, વગેરે કામોમાં સ્હેજે વિતી જાય છે. એટલે પ્રથમ તો ચાર કે છ માસ ફોકટ જાય છે એ દલીલજ ખોટી છે.

પરંતુ ચર્ચા માટે આ વાત માની લઇએ તો પણ રેંટીયાની તરફેણમાં કેસ પુરવાર થતો નથી. એક તો જ્યારે મોસમમાં કામ હોય છે ત્યારે બિચારો ખેડુત મળસકાથી માંડીને સાંજના સાત વાગ્યા સુધી કામ કર્યેજ જાય છે; એટલે શરીરધર્મ તરીકે પણ તેમને કંઇક વિશ્રાંતિતો મળવીજ જોઇએ. જ્યારે આળસુ શાહુકાર દીવસમાં

બે કલાક પણ કામ કરતાં નહિ હોય ત્યારે ખેડુતે રોજના ૧૨–૧૪ કલાકને હિસાબે આઠ આઠ મહિના સુધી કામ કર્યાં બાદ શું તેમને વિશ્રાંતિની જરૂર નથી? આવી સ્થિતિમાં સાંજના કામ કરી પરવાર્યા બાદ સાબરમતીના સંતની મુરવત ખાતર એ થાકી ગએલા ભલા ખેડુતને કલાક બે કલાક રેંટીયા ફેરવવાની ફરજ પાડવી એ વાંદરાના કસાઇ કરતાં પણ નિર્દયતા સૂચવે છે. ઉન્હાળાના ત્રણ મહિના સુધી તો તેમને કંઇજ કામ નથી એમ માનીએ તો પણ તેમને મીલમાં કાંતેલું સુતર આણી આપી શાળ પર કામ કરતાં શીખવાડીએ તો એ ખેડુત રોજના બાર આના પેદા કરે. આ સાદો ને સરળ હિસાબ ગાંધીજી અને તેમના કલ્પક ચેલાઓના ધ્યાન બહાર હોય એમ માનવાની ધૃષ્ટતા હું કરી શકતો નથી. પણ છતાં જ્યારે ગાંધીજી અને તેમના શાગરીદો રેંટીયાનીજ જીદ પકડી બેસે છે ત્યારે તેઓ ખેડુતને માથે ગરીબી ઠોકી બેસાડવાના કામ માટેજ બ્હાર પડ્યા છે એમ કહ્યા વિના છુટકો રહેતો નથી!

## વસ્તુત્યાગનું દૃષ્ટિબિંદુ.

હવે એકજ મુદ્દો બાકી રહ્યો. તે એ કે ખાદીના પ્રચારમાં ગાંધીજી કહે છે કે આપણને જો આધ્યાત્મિક અને આત્મીય શાંતી જોઇતી હોય તો આપણે આપણી માંગણીઓ ઘટાડવી જોઇએ. વસ્તુ વિક્ષેપ અથવા ત્યાગની આ સલાહ કંઇક મોહક લાગે છે એમાં શક નથી. પણ તેમાંથી બે સવાલો ઉદ્ભવે છે. તે એ કે, વસ્તુ વિક્ષેપન કરવુંજ જોઇએ એવો કયાં સિદ્ધાંત છે? અને શા માટે તેમ કરવું જોઇએ? હું પોતે એજ દલીલ કરૂં છું કે જગત પર જે જે કંઇ સર્જાયું છે તે કરોડો લોકોની કલ્પકતા, બૌદ્ધીક અને શારીરિક શક્તિઓ, અનેક જાતનાં ભોગ અને સાહસોમાંથીજ અવત્તીર્ણ થયું છે. સદીઓથી તે પાછળ અનેક શોધકો અને મહાપુરૂષોએ પોતાનું સર્વસ્વ વ્યતિત કર્યું છે. આટલી અણમોલી કીંમત આપીને સર્જેલી વસ્તુનો ત્યાગ કરવો એ તેનાં સર્જનકર્તાઓનું હડહડતું અપમાન કરવા સમુ છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે ગાંધીજી જેવી વિનય મુર્તિ કહેવાતી વ્યક્તિ આ શીખામણ જાહેર આલમને આપી રહી છે! પરંતુ તે કેવળ ઉદ્ધતાઇજ છે એટલુંજ નહિ પણ ગાંધીજી જેવા પ્રણાલીકાના પૂજકના મ્હોમાં આ શીખામણ જરાયે શોભતી નથી. હું આગ્રહ પૂર્વક માનું છું કે સેંકડો કલ્પકો, હજારો કલાકારો અને લાખો બલ્કે કરોડો કામદારોના જીવન જેમાં આટી ગયા છે તે કૃતીનો ત્યાગ કરવાનો કોઇ પણ વ્યક્તિને હક નથી.

બીજો સવાલ એ છે કે ત્યાગ કરવો હોય તો પણ તે કયારે સંભવે છે! આપણાં રેંટીયા વાદીઓ ભગવદ્ગીતાના પૂજકો છે અને જો તેમણે માત્ર બીજોજ અધ્યાય લક્ષ પૂર્વક વાંચ્યો હશે તો તેમને આ શ્લોક સાંભરશેઃ—

विषया विनिवर्तंते निराहारस्य देहिनां ।
रसवर्जं रसोप्यस्य (परंदृष्ट्वा निवर्तते।।)

"નિરાહારથી વસ્તુનું સેવન થોભશે પરંતુ તે પ્રત્યેનો રસ (લાલસા) નષ્ટ થવાનો નથી"

ભગવદ્ગીતાનું આ વચન માનસ શાસ્ત્રની દૃષ્ટિએ પણ પુરવાર કરી શકાય છે. જો પ્રગામી મનને અધ વચ્ચેજ અટકાવીને તેને પાછું વાળવામાં આવે તો તે રસ તરસ્યું મન અનાચાર પ્રત્યે દોરાય છે, એ સમજી લેવા ગાંધીજીને પોતાના કુટુંબની બહારપણ જવાની ભાગ્યેજ જરૂર હોય! એક જૈન સાધુ કે જેણે પોતાની યુવાવસ્થામાંજ દીક્ષા લીધી હતી અથવા જેને લેવડાવવવામાં આવી હતી. તેણે થોડાંજ દિવસમાં દીક્ષાનો ત્યાગ કરી કોઇ વૈધવ્યગ્રસ્ત યુવતી સાથે લગ્ન કર્યાં એ વાત હવે જગત જાહેર થઇ છે. અને તે મારી આ દલીલનો જાગતો દાખલો પુરવાર કરે છે. માટે જ્યાં સુધી આ સુંદર, ચમત્કૃતિપૂર્ણ અને નિરાગસ સૃષ્ટિના અનાકલીત પડમાં રહેલા સૌંદર્ય અને વૈભવનું મનુષ્યે સેવન કરી તૃપ્તી મેળવી નથી ત્યાં સુધી તેને ત્યાગના ઉપદેશ આપવામાં અનાચાર ફેલાવાનો ભય રહયો છે; ત્યાગમાં ઉત્પાદન, કલ્પકતા, સંશોધન અને કળા નષ્ટ થાય છે અને તેથીજ તેની જાહેર પ્રજાને શીખામણ આપવી દેશ ઘાતકી છે.

રેંટીયાના પ્રણેતા અને પ્રચારકો આવો દેશઘાત કરતા સત્વર અટકી જાય એ પ્રાર્થના સાથે આ વિવેચન આટોપીશું.

---

ચરખા સંઘમાં વીસ લાખ રૂા. રોકી ચોવીસ લાખની ખાદી પેદા કરી. તેને બદલે આ રકમ મિલ ઉદ્યોગમાં રોકી હોત તો પેદાસ અને નફો કેટલો થાત તે નિચેની વિગતો પરથી જણાઇ આવશે.

## મિલમાં રોકેલી મુંડી—રૂા. ૨૦ લાખ.

રૂા. ૫ લાખ મકાન બાંધવામાં રોકાયા.
રૂા. ૧૦ લાખ મશીનરી ખરીદવામાં ,,
રૂા. ૫ લાખ ચાલુ ખર્ચ માટે હાથપર.

---

## મશીનરીમાં રોકેલી મુંડી—રૂા. ૧૦ લાખ.

| | |
|---|---|
| ૩૦ હજાર સ્પીંડલ્સ | ૪ાા લાખ. |
| ૧ ,, લુમ્સ (શાળ) | ૧ લાખ. |
| બોઇલર વગેરે યંત્રસાહિત્ય | ૨ લાખ. |
| ઇલેકટ્રીક, સ્ટીમ વગેરે ઇન્સ્ટોલેશન | ૨ાા લાખ. |
| | રૂા. ૧૦ લાખ. |

## ઉત્પાદન અને તેની કીંમત.

એક સ્પીંડલ રોજ ઓછામાં ઓછા ૭ ઔંસ જેટલું સુતર કાંતે છે.
એક લુમ (શાળ) રોજ ૧૩ પૌંડ કાપડ વણે છે.
૩૦ હજાર સ્પીંડલ્સ × ૬ = ૧૮૦૦૦૦ ઔંસ = ૧૧૨૫૦ પૌંડ સુતર.
૧ ,, લુમ × ૧૩ પૌંડ = ૧૩૦૦૦ ,, કાપડ.
૧૩૦૦૦ પૌંડ કાપડઃ ૧૪ આનાનો ભાવ = ૧૧૩૭૫ રૂ. ની રોજીંદી પેદાશ.

## પેદાશ અને ખર્ચ.

| | |
|---|---|
| રૂ. ૮૭.૮ સો પૌંડ કાપડનું વેચાણ ૧૪ આને પૌંડ લેખે. | રૂ. ૭૩-૦-૦ કપાસ; કંતામણ ને વણાટની મજુરી; સ્ટોર, કોલ ને (બીજા) સંડરી ખર્ચ; મુડીનું વ્યાજ; એજંટોનું કમીશન, ડીપ્રીસીએશન, ઇન્સ્યુરન્સ, ઇલેક્ટ્રીક મ્યુનીસીપલ વગેરે. પૌંડ દીઠ ૧ રૂ. ને લેખે × ૭૩ પૌંડના. |
| | રૂ. ૧૪-૮ નફો. સો પૌંડનો. |

રોજ ૧૩ હજાર પૌંડ કાપડ જાય છે = નફો રૂ. ૧૮૮૫.
×સો પૌંડ કાપડમાં ૭૩ પૌંડ સુતર અને ૨૭ પૌંડ કાંજી હોય છે. કાંજીની કીંમત સ્ટોર્સને સંડરી ખર્ચમાં આવી ગઇ છે.

## વાર્ષીક નફો અને કુલ્લે પેદાશ.

સરાસરીએ વર્ષમાં ત્રણસો દિવસ મિલ ચાલી.

નફો રૂ.
૫,૬૫,૫૦૦ રોજનો નફો રૂ. ૧૮૮૫ નો બતાવ્યો તે લેખે ૩૦૦ દિવસનું વર્ષ.
ઉત્પાદન

કાપડઃ
૩૯,૦૦,૦૦૦ પૌંડ રોજની પેદાસ ૧૩૦૦૦ પૌંડ કાપડ. તે લેખે ત્રણસો દિવસની પેદાસ.
અથવા:
૧,૯૫,૦૦,૦૦૦ વાર

સુતરઃ
૩૩,૭૫,૦૦૦ પૌંડ રોજનું કંતામણ ૧૧૨૫૦ પૌંડને લેખે ત્રણસો દિવસનું.
અથવાઃ
૫૬,૭૦,૦૦,૦૦,૦૦૦ વાર સુતર.

જ્યારે ચરખાસંઘે વીસ લાખ રૂા. રોકીને ૨૪ લાખ રૂા. ની ખાદી વણી. આ વણાટનો ખર્ચ ગણીએ તો આ ધંધો ખોટમાં ગયો ને છતાં આખી ૮૪ લાખ વારજ ખાદી પેદા થઇ.

યંત્રે ૧,૯૫,૦૦,૦૦૦ વાર કાપડ એજ જાતનું પેદા કર્યું હોત. રૂા. પાંચ ખાખનો ચોકખો નફો કર્યો હોત અને ધંધામાં રોકાયલા કામદારોને સારી મજુરી મળતી હોત.

---




"૩૭ અમુલ્ય તત્વોનું"

# કામીનીઆ ઓઇલ.

(રજીસ્ટર્ડ.)

## થી તમારા વાળનું રક્ષણ કરો.

ઘણેક નવાણું" લોકો એવો ખ્યાલ ધરાવતા હોય છે કે વાળ માટે ગમે તે પ્રકારનું તેલ વાપરવાથી કામ સરી શકે છે. પણ એ માનતું ભુલ ભરેલું છે. જે તેલ વાપરવામાં આવે તે તેલમાં જો વાળને ઉગવાને મદદ કરે તથા વાળ ઉગાડનારા તત્વો હોય નહી તો તે બીલકુલ ફાયદાકારક હોતા નથી પરંતુ એવા અજાણ્યા તેલ વાપરવાથી વાળને પોષણ ન મળવાને કારણે વાળ ખરી જવા લાગે છે. આ ભેદ ઘણા થોડાઓ સમજે છે, પણ હજી મોડું થયું નથી. તમારા વાળના મુળ સાબુત હશે તો

## કામીનીઆ ઓઇલ

થી વાળને નવું જીવન પ્રાપ્ત થશે. કામીનીઆ ઓઇલમાં રહેલા અમુલ્ય વનસ્પતીજન્ય તત્વો વાળના મુળને પહોંચતાં જેમ ભુખ્યા માણસને એકદમ ખોરાક મળવાથી હુશીઆરી આવે છે તે મીશાલ નીરબલ થએલા વાળના મુળ સજીવ બની પોતાની ક્રીયા શરૂ કરે છે, વાળ ખરી પડતા બંધ થાય છે, અને તેના નીયમીત ઉપયોગથી સુંદર વાળથી ભરેલું માથું જે સ્ત્રી જાતીની કીરતી છે તે જોઇ તમોને ખુશાલી ઉપજશે.

કામીનીઆ ઓઇલ રૂ. ૧) ની કીંમતે તથા ૩ બાટલી રૂ. ૨--૧૦--૦ ની કીંમતે દરેક શહેરના પ્રતીષ્ઠીત દુકાનદારો પાસેથી મળશે, બહારગામથી મંગાવનારને વી. પી. ખર્ચ જુદો થશે.

સોલ એજન્ટ :—

**ધી એંગ્લો ઇન્ડીઅન ડરગ એન્ડ કેમીકલ કું૦,**

નં. ૨૮૫, જુમા મસીદ, મુંબઇ નં. ૨.

મુદ્રક અને પ્રકાશકઃ ગોવિંદલાલ ઘેલાભાઇ ભટ્ટ, ડે૦–એડવોકેટ ઓફ ઇન્ડીઆ પ્રેસ, ૨૧ દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# 'ઝેનિથ' દ્રાક્ષાસવ

દરેક જણ પસંદ કરે છે.




૧૯૨૮ના સુરતના અખીલ ભારતનવર્ષીય અઉદયોગીક પ્રદર્શનમાં સોનાનો ચાંદ તથા પ્રથમ પંકતીનું સર્ટીફીકેટ મળેલાં છે.

ઝેનીથ દ્રાક્ષાસવ પ્રસીદ્ધ આયુર્વેદીક પદ્ધતીથી શાસ્ત્રોકત બનાવવામાં આવેલ છે, આના સેવનથી ક્ષયની પ્રથમાવસ્થા, દમ, ખાંસી, તેમજ છાતીના દરદો સળેખમ, અરૂચી, અજીર્ણ, બંધકોષ, છારી યા ઓડકાર, આમ્લપીત્ત, ઉલ્ટી કંઠરોગ વીગેરે તદન મટી જાય છે. તેમજ નાનાં બચ્ચાંઓને ઉટાંટીયા ઉપર ઘણોજ સારો ફાયદો આપે છે. પીવામાં ઘણુંજ લીજ્જતદાર છે. તેમજ આના નીયમીત સેવનથી દસ્ત સાફ આવે છે ને કકડીને ભુખ લાગે છે, પાચન શકતી વધારે છે અને અન્ન પર રૂચી ઉત્પન્ન કરે છે રાત્રીએ સુતી વખતે 'ઝેનીથ દ્રાક્ષાસવ' પીવાથી ઉંઘ સારી આવે છે અને સવારે ઉઠતાં કામ કરવાને ઉત્સાહ ને જોમ રહે છે.

## ધી ઝેનીથ કેમીકલ વર્કસ,

દેવકરણ મેનસન, પ્રીન્સેસ સ્ટ્રીટ,

મુંબઇ નં૦ ૨.




ખરેખર મને તે રાણી કરતાં પે વધુ સુખ સગવડથી રાખતો. [ પૃષ્ઠ ૧૭૮ ].




વર્ષ: ૧ ] વૈશાખ ૧૯૮૫ [ અંક: ૨

# યુવાનોનું બંડ

:: લેખક: તંત્રી ::

યુવાનોના બંડની અનેક વાતો આપણે કાને અથડાય છે. કેટલાક એ વાતો સાંભળીને મલકાય છે, તો કેટલાક મોં મચકોડે છે. કેટલાકો યુવકોની જાગૃતિમાંથી ભાવિનાં ભવ્ય શમણાં જુવે છે, અને સંતોષ મેળવે છે.

યુવાન તો સદાયે બંડખોર જ હોય છે. પરંતુ દુર્ભાગ્યની વાત એટલીજ છે કે તે યુવાન પણ વરસો વીતતાં ઉમ્મરમાં વધતો જાય છે અને ધીરે ધીરે વૃદ્ધ બનતો જાય છે. છતાં વય વધવાથી જ્ઞાનમાં વૃદ્ધિ થતી નથી. તોપણ આપણામાં ઘણા માણસો વાર્ધક્યમાં જ્ઞાન જોનારાએ પડેલા જ છે. પરંતુ એ વ્યાખ્યા ખરી નથી. વૃદ્ધ થવાથીજ કોઇ પણ મનુષ્ય જ્ઞાન મેળવી શકતું નથી. વાસ્તવિક રીતે તો ઘરડા થવાની સાથે સાથે જ્ઞાન ઘટતું જાય છે. વયના વધવા સાથે રક્તમાં રહેલી ગરમી ઘટે છે, લાગણીના ઉછાળા ઠંડા પડી જાય છે, સાહસિક વૃત્તિ સમવા માંડે છે, શૌર્યની જ્યોતિ મંદ પડતી જાય છે.

જગત વૃદ્ધોને પગલે પ્રગતિ સાધી શકવાનું નથી તે તો હિંમતવાન, સાહસિક નવયુવાનોની સાથે રહેવાથી જ બની શકશે.



# ગુજરાતણોના ગરબા

**ગરવી ગુજરાતણોના જગવિખ્યાત ગરબાઓ ઉપર આડંબરનાં ઓઢણાં પડયા પછી, એ મનોહર ઇમારતને કેટલો બધો લુણો લાગ્યો છે, અને એ રસમૂર્ત્ત કેટલી બેડોળ બની ગઇ છે?**

લેખક: સુયશ.

**ગ**રબા એ ગુજરાતણોની શોભા મનાય છે. ગુજરાતણની સાડી પહેરવાની કલામય રીત અને ગુજરાતણા અંગ હિલ્લોલ સાથે નૃત્ય અને તાલ સાથેના સંગીતભર્યાં ગરબાએ બેની ઉપર પરદેશીઓ અને હિંદીઓ મુગ્ધ બને છે. તેમાંય ગરબા એતો ગુજરાતણોની મૂડી જ મનાય.

પરંતુ બીજી અનેક ઘટનાઓની માફક ગરબાને પણ ધાર્મિક સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; પરિણામે સ્નાન કરવું એ શારીરિક શુધ્ધિને માટે આવશ્યક હોવા છતાં, હિંદુઓમાં સ્નાન કરવું તેને ધર્મ ક્રિયાઓમાંની એક મનાવવાથી, જેમ સ્નાનની મહતા ઉપયોગિતાની નજરે ઘટી ગઇ છે; તેજ રીતે મનના આનંદ, તેમજ વ્યાયામને માટે ગરબા જેટલા જરૂરી છે, તેટલાજ સંગીતની રસધારાઓને ગુજરાંણોને હૈયે અખંડ પાંગરતી રાખવા માટે પણ ગરબા અનિવાર્ય, જરૂરના

છે; એ વાત ભૂલાવીને, માત્ર નવરાત્રિમાં દેવીઓને ખુશ કરવા માટેજ ગરબા ગાવાથી, શક્તિમાન દેવીઓ રાજી થાય છે; અને છોકરાં આપે છે; તેમજ આપેલાં છોકરાંનું રક્ષણ કરે છે: એવા જંગલીઓને શોભે તેવા પ્રાથમિક વિચારોનો પ્રચાર ચાલૂ કરવાને લીધે, ગરબાઓનું મહત્ત્વ ઘટી ગયું છે. એટલુંજ નહિં પણ ગુજરાતનાં અનેક ગામડાંમાં ઘસાતી જતી જૂની રમતોની માફક આ ગરબા પણ માત્ર નવરાત્રિ કે ચૈત્ર મહિનાની પહેલી અજવાળી નવરાતોમાં જો કોઇએ ગરબો ગવડાવવાની માતાની બાધા રાખી હોય તો જ ગવાય છે. બાકી અનેક ગામોની અનેક શેરીઓ, મહોલ્લા અને ચોકઠાં ગરબા સૂનાં. શૂનસામ દેખાય છે. આથી ગુજરાતણોનો ઘણોજ મોટો ભાગ ધીરે ધીરે ગરબા વીસરતો જાય છે.

ગરબાની શોધ મનના આનંદ અને તનના વ્યાયામને માટે થયેલી; તેમાં ધર્મને નામે ધતિંગ દાખલ કરવાથી, ગરબા જોડનાર કવિઓએ પણ ઘણેજ મોટે ભાગે દેવ-દેવીઓની પ્રશંસાનાજ ગરબા જોડયા છે; આથી કવિતાની વેલ પાંગરતી ગઇ અને ધર્મને નામે શૃંગાર તેમજ બીભત્સ રસ ખીલતો ગયો.

ગુજરાતણોને હજી અનેક જાતનાં બંધન લાજને નામે વેઠવાં પડે છે. સ્ત્રીઓએ ઘુંઘટા કાઢવાજ જોઇએ, એનાથી અમુક હદ છોડીને બહાર જવાય નહિં, રમત-ગમતનાં દ્વારતો એને માટે સદંતર બંધજ! એ દશામાં ગુજરાતના સ્ત્રી જીવનમાં હાસ્યરસ તો ખીલીજ કેમ શકે?

અને જ્યાં વાતચિત કરવામાં પણ અમુકજ પ્રકારે, ધીરે સાદે બોલવું જોઇએ, હસાય તો નહિંજ; ચાલવામાં ય ઉતાવળ કરી ન શકાય, એવાં એવાં અનેક પ્રકારનાં, નાનાં મોટાં ભયંકર સામાજિક બંધનો તેમને માટે નિર્માણ થયેલાં હોય, ત્યાં નીતિનો પડદો પાતળો પડે તેવી વાતચિત કરવાની ધૃષ્ટતા તો તેમનાથી કેમજ કરી શકાય?

પરંતુ સામાજિક રીતરિવાજો જે કાર્ય કરતાં સ્ત્રીઓને અટકાવે, તેનાથી અનેક ગણાં ભયંકર કે હલકાં મનાય તેવાં કામ ધર્મના પટાંતર પાછળ કરી શકાય છે.

ગરબાઓને ધાર્મિક સ્વરૂપનો આડંબર ઓઢાડયા પછી તેમાં શૃંગાર તેમજ બીભત્સ રસનાં છાંટણાં છૂટે હાથે છાંટવામાં આવ્યાં છે. ધર્મનું નામ ગરબાને મળ્યું ન હોત તો જે રસ ગુજરાત કદી પણ સહન કરી શકત નહિ તે લઇ ચલાવે છે; એટલુંજ નહિ, પણ એવા રસની રેલમછેલ ઉડાડતા ગરબાઓ સ્ત્રીઓ ગાય, ત્યારે ન્યાતના તેમજ ગામના વયોવૃદ્ધ અને પીઢ પુરૂષો તે સાંભળી સાંભળીને ખુશ થાય છે.

આ રીતે ગવાતા ગરબાઓમાં શૃંગાર અને બીભત્સ રસ કેટલે અંશે રેડાયો છે તેનો આ ધર્મશ્રધ્ધાળુ ગુજરાતી સ્ત્રી પુરૂષો વિચાર પણ કરતાં નથી, એથીજ તેમને ઘૃણા થતી નથી. જો ગરબાઓને ધાર્મિક રૂપ અપાયું ન હોય, અથવા તો જે ભાવની કલ્પનાઓ ગરબાઓમાં તેના રચનારાઓએ દાખલ કરી છે, તેવા ભાવની વાતો, પોતાના કુટુંબની સ્ત્રીઓ કરતી હોય તો, ગુજરાતમાં એવા કોઇ પણ પુરૂષ નથી કે જે તે સાંખી લે.

એ વાત ખરી છે કે, ગુજરાતનાં થોડાંક શહેરોમાં, થોડીક આગળ વધેલી

જ્ઞાતિઓની સ્ત્રીઓ નવાયુગમાં લખાયલા નવારાસ ગાય છે, પરંતુ હજુ ગુજરાતનાં સેંકડો ગામડાંમાં લાખ્ખો ગુજરાતણો જે ગરબા ગાય છે, તે તો જૂના અને જૂદાજ છે. એના થોડાક નમુના જોવાથી, ગુજરાત ધર્મને નામે કેવી વાતો લઇ ચલાવે છે તે જણાશે.

જૂના કવિઓએ વાર, તિથીઓ, મહિનાઓ અને જૂદી જૂદી લીલાઓનાજ મોટે ભાગે ગરબા લખ્યા છે.

ગુર્જર સુંદરીઓ પોતાના વડીલ તેમજ સમોવડીઆ પુરૂષો સમક્ષ એવા વારના ગરબા ગાતા કહે છે:

સોમે તમે શોભો સોહાગી,
 મને તારી મોહન લ્હે લાગી;
કટારી કાળજડે વાગી:
 આવોને ઘેર જસોમતી જાયા,

મંગળે મદન પીડે મરીએ;
 ધીરજ અમે કયી પેરે ધરીએ?
એકલડાં રોઇ રોઇને મરીએ:
 આવોને ઘેર જસોમતી જાયા.

આવા ગરબા ગાવામાં અનેક બાળ વિધવાઓ પણ ભાગ લે છે જ, એ ખાસ કહેવાપણું નથી. તિથીઓના રચનારાઓએ પણ ગુજરાતણો માટે એવાજ ગરબા જોડયા છે, અને ગરબા ગાવાથી દેવ–દેવીઓ ખુશી થશે માનીને તેઓ ગાય છે.

ચોથે તે ચંચળનાર ચમકતી ચાલેરે;
પેલો વૃંદાવનનો વૈદ દુઃખડાં ટાળેરે.

પાંચમનાં પડદે પોસે, હરિ શું રાખ્યાંરે?
પ્રભુ હવે ન વિસર્યાં જાન, રતિરસ ચાખ્યાંરે.

આ દશમે દિન રાત, દોડી દાઝેરે;
ઘેર નાવલીયો રિસાય, આવી તમ કાજેરે.

આ એકાદશીનાં વ્રત, છતાં થઇ કરવાંરે;
છાનાં છોગાળાનાં ધ્યાન, હૃદયે ધરવાંરે.

સ્ત્રીઓની સ્વતંત્રતાના દુશ્મનો, બાળ વિધવાઓને જીવનભર ધર્મને નામે બળતી–ઝળતી દુઃખમાં સબડતી રાખનારાઓ, કદી એ વિચાર કરે છે કે, એમનાં એકાદશીનાં કહેવાતાં ધાર્મિક વ્રતોની અંદર, છાની રીતે બીજા જ કોઇ છોગાળાનાં ધ્યાન ધરવાનાં, તેમજ ઘેર પોતાનો 'નાવલીઓ' રિસાય, તેમ છતાં બીજાને માટે દોડતાં રઝળવાનું, શિક્ષણ ધર્મને નામે, નિર્દોષ રમત ગમતોમાં યે કેવી ભયંકર રીતે ઘુસાડવામાં આવ્યું છે?

બીજી તિથીઓમાં વળી ગવાય છે કે:

બારસે મોરી સાહેલડી!
 બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કસી ગયા,
 એતો કદીએ ન છૂટે બંધ.

તેરસે મોરી સાહેલડી!
 વાદળ વાજ્યો રંગ;
ઓસડની મૂળી એક છે,
 મને ડસીયો કૃષ્ણ ભોરંગ.

કેટલાક ભોળા ભટાક થઇને કદાચ એવો આડંબર કરનારા એ નીકળશે કે, બિચારી ગુજરાતણો તો ભોળા દિલથી આ બધા ગરબા ગાય છે; એમને તો એમાં શું ભાવ રહેલા છે તેનુંયે ભાન નથી! પરંતુ એમ કહેનારા ગુજરાતણોના બુદ્ધિબળને અપમાન કરે છે. જેમને આંખ છે અને જેમને કાન છે, તે બરાબર જોઇ શકશે કે, ઘણી વખત

ગાનારીઓ ગરબાના મર્મને સમજીને શરમાઇ જાય છે, તો કેટલીક વખત અમુક વાક્યો છોડી દે છે કે બીજાં ગોઠવી લે છે અથવા તો ધીમેથી ગાય છે.

ખુદ ધર્મકાર્યોને પણ તેના આડંબર ભર્યાં દેખીતા પોલની માફકજ ગોવરધન નામના વૈષ્ણવ કવિએ ચિતરતાં ગાનારીઓના મુખમાં આ શબ્દો મુકયા છેઃ

એકાદશીનો ઓચ્છવ તે,
નવ ગમતો રે,—
ગિરધારી!
મને વિરહાગ્નિ રહે છે
દમતો રે—
હો ગિરધારી!

નરસિંહ જેવા —પણ 'છોગાળા' ની ભક્તિમાં ઘેલા બનીને લખે છે.

ચોથે ચતુરાને ગયા શું ચૂકી રે!
છોગાળા!
કાંઇ લહે લાગ્યે મેં લાજ, સરવની
મુકી રે છોગાળા!

મહિનાઓના ગરબા સહુથી વધારે ગવાય છે. તેમાં પણ ખાસ કરીને આવાજ ભાવ ભરપૂર ભરેલા ઠામ ઠામ તરવરી રહેલા અને ઘણી વખત તો મર્યાદા મુકીને છલકાતા જણાય છે. જુઓઃ

મહા મહિનાની સેજમાં,
લાંબી વેરણ રાત;
પ્રભુ વસે જો વેગળા,
રમશું કોની સંગાથ?
કહો હરિ કેમ રહું એકલી?

ગોપીઓને કૃષ્ણના પ્રેમમાં ઘેલી ચીતરવામાં આવી છે. એ પ્રેમની પાછળ ગમે તેવા દૈવી તત્વનું આરોપણ કરવામાં આવે, તેમ છતાં તેનું પરિણામજ કહે છે કે, એ બધા દૈવીભાવ તે બીજું કશુંજ નહિં પણ માત્ર મિથ્યા ઢોંગજ છે.

કવિ કલ્પના કરે છે કે, ઓધવ કૃષ્ણની પાસે જાય છે, કૃષ્ણ ગોપીઓને છોડીને ગોકુળથી મથુરા ચાલી ગયા હોય છે, એટલે ઓધવ દ્વારા ગોપીઓ પોતાના વ્હાલાને છાના—છાના સંદેશા મોકલાવે છે. તેના થોડાક નમુના આ રહ્યાઃ

માગશરે મ્હેણાં લીધાં માથે,
જીવણજીએ વચન આપ્યાં હાથે;
કે રજની રમીશું તમારી સાથે:
ઓધવ! મારી સ્તુતિ કહેજો.

પોષે તો ધીરજ કેમ ધરીએ?
કહો તો વ્હાલા! વિખડાથી મરીએ;
જીવણ વિના જીવીને શું કરીએ?
ઓધવ! મારી સ્તુતિ કહેજો.

ચૈતરે ચિન્ત કરે ચાળા,
મુકી ચાલ્યા મોરલીઓવાળા;
દરશન તમે દોને નંદલાલા!
ઓધવ! મારી સ્તુતિ કહેજો.

વૈશાખે વનમાં કોયલ બોલે?
ચઢે મારાં ચિતડાં ચગડોળે;
જોબન મારું જાય છે ઝાકમ ઝોળે.
ઓધવ મારી સ્તુતિ કહેજો.

ભાદરવે ભેટો ભધર! અમને,
ઝાઝું હવે શું કહીએ તમને?
નકામા શીદ દહો તનુને?
ઓધવ! મારી સ્તુતિ કહેજો.

આજ રીતે 'લાલજી' ને સીધો સંદેશો મોકલતાં, વિરહઘેલડીઓના મુખે ગવરાવે છેઃ

લાલજી! મહા મહિનાની
સેજલડી સુની પડી–

એ લાલ! વહેલા આવજો હો લાલ!

સીતાજીને હિંદુ સમાજ મહાસતિ માને છે. અમુક સમય સુધીજ જાણે સતિઓ ઘડવાનું કારખાનું ચાલુ રહ્યું હોય, અને પછી તે કારખાનું 'લીકવીડેશન'માં ગયું હોય તેમ, તે પછી હિંદુ સમાજમાં સતિઓનું ઘડતર અટકી ગયાનું સનાતની હિંદુ સમાજ માને છે– એવી સતિઓમાંની એક સતિ સીતાજીના મહિનાઓના નામે પણ શૃંગારિ ભાવનાઓ સ્ત્રી સમાજમાં ભરવામાં આવે છે. એના થોડાક નમુના જોઇએ:

કારતક કેમ કરી કાઢીએ ?
જુગ જેવી પળ જાય;
વિરહી હું એકલી–
મળવાને મન અકળાયરે.

જોબન દરીઓ હુલવે,
પિઉ દેશાવર દૂર:
પરીક્ષક વસે પરદેશમાં,
મારૂં જોબન જાય ભર પૂરરે.

એક હોળી મારે આંગણે;
બીજી હૈયે હોળી હોયરે.

ભીતરમાં ભડકા બળે,
જન દેખે નહિં ઝાળ;
વલખાં મારે વિધવિધે,
જેને ડસીઓ વિરહ વ્યાધિ વ્યાલરે.

ચૈતર ચકોરી ચિંતતી,
દૂર વસે છે શ્યામ;
ભરજોબનમાં એકલી,
એ તો દાઝયા ઉપર ડાંમરે.

એજ રીતે 'રાધિકાજીના મહિના' નામે ગુજરાતણોના હાથમાં મૂકાતા સોંઘા ભાવની અનેક જાતની ગરબાવળિઓમાં આવા ભાવ અને ભાષાવાળા ગરબા મકાય છે:

અસાડે અબળા થઇ ઝાંખી,
વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો હવે વાત થશે વાંકી,
કે જુમનાં જાવા દો પાણી.

---

વૈશાખે વાટલડી જોતી,
અગાસી ઉભી રહી રોતી;
પાલવડે આંસુડાં લ્હોતી:
આવો હરિ રાસ રમો વહાલા!

---

માઘ મહિને મંદિરીયાંરે સુનાં,
હરિવિના આસનીયાં સુનાં;
વહાલા વિના જાય છે જોબનીયાં,
રમવા આવોને રે.

ચૈતરે મને ચિંતારે લાગી,
સુની સેજલડીમાં ઝબકીને જાગી:
વહાલાની લહે મને લાગી,
રમવા આવોને રે.

---

માગશર મહિને હોંશ ઘણી મન માહરે,
રસિયાં રંગે રમવાની મહાજમ રાતજો;
હસીએ ને વસીએરે હેડે હેતથી,
પિઉ મેલો પરદેશ જવાની વાતજો

એ મહિને નવ જઇએ પિઉ પરદેશમાં.

દયારામની ગરબીઓએ તો બધાં અવત રણો કરતાં પણ વધુ કમાલ કરી છે. તે ગુજરાતણોને માટે રચેલી ગરબીઓ દ્વારા કહે છે:

બીડયું સીડયું પણ અંતર ભડકે લાગેરે;
રસિયાજી!

કાળજું છેદી કંદર્પનાં શર વાગે હો,
રંગ રસિયાજી!

* * *

આ જોબનમાં આવી સુખને માણોરે;
રસિયાજી!
દાસ દયાના પ્રિતમજી ન કાં જાણો હો,
રંગ રસિયાજી!

* * *

ફાગણ કેસુ ફુલ્યાં, હું કરમાણીરે;
રસિયાજી!
આ વનમાળી પિઉ! સીંચ્યું ન મુરું
પાણી હો, રંગ રસિયાજી!

* * *

રાસ રમણની રૂતુ આવી તમો જાણોરે,
રસિયાજી!
લાલ બિહારી! લીલાનાં સુખ માણો હો,
રંગ રસિયાજી!

ગુજરાતણોના વખણાતા ગરબા સાંભળવા સ્વજનો અને પરજનોનાં ટોળાં એકઠાં મળ્યાં હોય, તેમાં અનેક જાતનાં રૂઢી બંધનથી બાંધવામાં આવે તોજ આ વર્ગ તો પવિત્ર રહી શકે, એવી માન્યતાવાળા જરાજીર્ણ મનોદશાવાળાં પુરૂષો અને સ્ત્રીઓ પણ હોય, તે વખતે ગીતાના ગવૈયા, બંસીના બજવૈયા, નંદજીના છૈયા, ગોપીજન પ્રિય ગોપજનોના ઘેરૈયા, લૈયા શ્રી કૃષ્ણચંદ્રના પવિત્ર નામના ઓથા નીચે, માનસિક વ્યભિચારને પુષ્ટ કરવાના હેતુથી રચાયલા ગરબા ગાતાં ગાતાં ગુજરાતણો હોંશે હોંશે નીચેની કડીઓ નિબંધ સુરે ગાય અને મુકત હલકે ઝીલે એ ચિત્ર તમારી માનસિક દ્રષ્ટિ સમક્ષ ખડું કરો; અને સાંભળોઃ

ગિરિધારીરે! વ્હાલમ વાત વિચારો,
મન મોહન! આંખ ન મારો.

* * *

મુખ પલકેરે, ચુંબન કરવા કાજે;
એવી વાત જવા દયો આજે.

* * *

મુકો હાર હૈયેથી ટુટેરે,
મારી ચોળીની કસ વછુટેરે.

* * *

કોણ કહેશે કે આટલી બધી છુટ સ્ત્રીઓને આપનાર સમાજ, બીજી બધી રીતે સ્ત્રી વર્ગને રૂઢીની ગુલામીની જંજીરોમાં જકડી રાખતો હશે? અથવા તો તેનો બીજો ખુલાસો એટલોજ હોઇ શકે કે, જે સમાજ બીજી બધી બાબતોમાં એટલો બધો ભીરૂ તેમજ રૂઢીનો ગુલામ બની ગયો હોય કે, પોતાના કુટુંબની સ્ત્રીઓ મોંઢું ઉઘાડે કે બીજાની સાથે વાત કરે, તેથી તેમની પવિત્રતા હણાઇ જશે એમ માનીને ઘડી ઘડી ભડકયાં કરતાં હોય, તે સમાજમાં પણ ધર્મના નામની ઘેલછા, અને ઇશ્વરાવતારના નામનો નશો કેટલી હદ સુધીની નફટાઇ કરાવી શકે છે?

દયારામ તો પુરૂષ અને વળી રસિક રંગીલો કવિ હતો, પણ ધર્મના નામે સ્ત્રી કવિઓએ પણ એવીજ મનોદશા સેવી છે. તે મીરાંબાઇના ગરબાની એકાદ બે કડીઓ ઉપરથી બતાવીને, હું બાકીનો વિચાર કરવાનું બુદ્ધિમાન વાચક વર્ગ ઉપરજ છોડીશ.

કહાનના વિરહથી ઘેલી બનેલી ગોપીઓએ જસોદાજી પાસે એક રાત્રિને માટે કહાનને માગ્યો આપવાની વિનંતી કરવા જાય છે, એ કલ્પના તંતુ ઉપર આધાર

રાખીને મીરાંબાઇએ ગરબો લખ્યો છે, જે ગરબો આજે પણ ગુજરાતનાં હજારો ગામોમાં લાખો ગુજરાતણો હોંશ હોંશે ગાય છે.

મીરાંબાઇ કહેવડાવે છે:

કહાન માગ્યો દયો,
જસોદાજી! કહાન માગ્યો દયો.
અ જની રજની રંગભેર રમતા,
પ્રભાતે પાછો લ્યો.
જસોદાજી! કહાન માગ્યો દયો.

ગોપી હૃદયની બીજી શૃંગારરસથી છલકાઇને બીભત્સ રસને સીમાડા સુધી પહોંચતી, અને કવચિત ઓળંગુ ઓળંગુ થતી કલ્પના પણ મીરાંબાઇ નીજ કરેલી આ રહી:

ઘેર જતાં ઘરનાં સૌ પૂછે,
ગઇતી કયાં એકેલી?
લાલ કસુંબે રંગાઇ તારી,
સાડી, ચરણું, ચોળી.
વ્રજમાંથી ભિંજાઇને આવી,
કોણે રંગમાં રોળી?
કહાનો કયાં ગયો રે?
અહિંયાં કોણ અમારૂં બેલી?

આ જાતના ગરબાઓ ખાસ કરીને થોડું ઘણું શિક્ષણ પામીને સંસારમાં પડેલી સ્ત્રીઓ ચતુર સુંદર સ્ત્રીવિલાસ, ચતુર ગુર્જર સુંદરીવિલાસ અથવા તો એવાં બીજાં એકસોને એક નામે પ્રસિદ્ધ થતા, અને ઠામ ઠામ મોટી સંખ્યામાં વેચાતા ગરબા સંગ્રહોમાંથી નિરંતર વાંચે છે, અને જીભ્હાગ્રે કરવા સાથે તેમાંથી અનેક પ્રેરણાઓ સરળ ભાવે, ધર્મના નામ અને ભાવ નીચે મેળવે છે. એજ સ્ત્રીઓમાંથી અનેકને માથે ફરજિયાત વૈધવ્યનાં કષ્ટ સમાજ નાખે છે, કેટલીક સ્ત્રીઓ કજોડાં નાં કષ્ટ ભોગવવાં છતાં સમાજનાં બંધનોને લીધે જીવન ભર પીડા ભોગવે છે, અને અનેક બીજી બહેનોને શોકયના સાલને લીધે કુટુંબમાં પાળેલાં કુતરાં બિલાડાં કરતાં પણ ખરાબ જીવન જીવવું પડે છે તેમની મનોદશા ઉપર આ ગરબાઓની કેવી અસર થતી હશે તે વિચારવા જેવું છે. *

---

* ઈ. સ. ૧૯૨૦ ના વસ્તિપત્રક પ્રમાણે હિંદુ સમાજની સામાજિક દશા આ પ્રમાણે છે: સમસ્ત હિંદના હિંદુઓ:

કુલ પુરૂષ: ૧૧૦,૮૮૯,૮૯૭

| પરણેલા | વિધુર | કુંવાર. |
|---|---|---|
| ૫૦,૧૭૪,૧૭૫ | ૭,૬૩૭,૭૯૮ | ૫૩૧૪-૯૨૪ |

કુલ સ્ત્રીઓ: ૧૦૫,૮૨૧,૮૨૫

| પરણેલી: | વિધવા | કુંવારી |
|---|---|---|
| ૫૦,૪૨૩,૮૨૨ | ૨૦,૨૫૦,૦૭૫ | ૩૫,૧૪૭,૯૨૮ |

એટલે વસતિના પ્રમાણમાં પરણેલા પુરૂષોની સંખ્યા સેંકડે ૪૫.૨૦, વિધુરોની સંખ્યા ૬.૮૮ અને કુંવારાની સંખ્યા ૪૭.૯૨ ટકા જેટલી છે. ત્યારે સ્ત્રીઓનું પ્રમાણ જોતાં પરણેલી સ્ત્રીઓની સંખ્યા ૪૭.૬૫ ટકા, વિધવાઓ ૧૯.૧૪ ટકા અને કુંવારી ૩૩.૨૧ ટકા જેટલી છે

અને મુંબઇ ઇલાકાના હિંદુઓની પરિસ્થિતિ [એડન તેમજ સિંધ સાથે] આમ છે:

| | |
|---|---|
| કુલ પુરૂષો | ૧૦,૧૭૬,૯૬૯ |
| કુલ સ્ત્રીઓ | ૯,૧૭૧,૨૫૦ |

પુરૂષો.

| પરણેલા | વિધુર | કુંવારા |
|---|---|---|
| ૪,૫૯૩,૦૨૦ | ૬૦૦,૩૪૧, | ૪,૯૯૩,૦૦૮ |

સ્ત્રીઓ.

| | | |
|---|---|---|
| ૪,૪૩૬,૯૮૫ | ૧,૬૮૧,૮૪૯, | ૩,૦૫૨,૪૧૬ |

# ધર્મ: એક મનોદશા

## વર્તમાન ધાર્મિક માન્યતાની ઉત્પત્તિ અને વિકાસની પાછળ રહેલી પ્રાથમિક અજ્ઞાનતા.

લેખક: શ્રી સીતારામ શર્મા.

ધર્મ એ એક ભાવના છે, પણ તે કરતાંયે વધારે સાદી રીતે કહીએ તો ધર્મ કેવળ એક મનોદશા છે.

સામાન્ય દ્રષ્ટિએ જોઇએ તો ભૂખ લાગવી, તરસ લાગવી, ઉંઘ આવવી, વાગે ત્યારે કષ્ટ થવું એ જેમ સામાન્ય રીતે શરીરના ધર્મ છે, તેજ રીતે અમુક પ્રકારના વાતાવરણ ઉપરથી મગજ ઉપર તે વાતાવરણની છાપ પડવી તે મગજનો ધર્મ છે..

પરંતુ ભૂખ, તરસ, ઉંઘ, કષ્ટ એ બધા સર્વસામાન્ય ધર્મ છે, અમેરિકાનો પ્રમુખ હોય કે આફ્રિકાનો સીદી હોય, મધ્ય એશિયાનો તાર્તાર હોય કે ટીબેટનો લામા હોય, દરેકને સમાન રીતે તે ધર્મની અસર લાગુ પડે છે. ત્યારે માનસિક ઘડતર જુદા જુદા સમય, સંજોગ, સંસ્કૃતિ, શિક્ષણ અને વાતાવરણ ઉપર આધાર રાખે છે. સુશિક્ષિત મનુષ્યની ભાવના અશિક્ષિત મનુષ્યની ભાવનાથી નિરાળી પડી જાય છે, પૂર્વના મનુષ્યની ભાવના પશ્ચિમના મનુષ્યની ભાવનાથી જૂદીજ દેખાય છે. એટલે શરીરના ધર્મ કરતાં માનસિક ધર્મ જુદાજ તરી આવે છે.

આપણે ધર્મને જે અર્થમાં ઓળખીએ છીએ, તે [મુક્તિ મેળવવાનો માર્ગ એ અર્થમાં] ધર્મ દેશ દેશ અને જાતિ જાતિઓમાં જૂદા જૂદાજ જણાય છે. ઘણી વખત તો એ ધર્મ પરસ્પરથી વિરૂદ્ધ જતા પણ જણાય છે. એટલે શરીરના ધર્મોની માફક આ ધર્મમાં સંવાદીપણું ઘણુંજ ઓછું દેખાય છે; એટલુંજ નહિં, પણ તેથી વિસંવાદીપણું પારાવાર દેખાય છે. અને તેથી કરીનેજ ધર્મ મુક્તિ મેળવવાનું સાધન બનવાને બદલે ઝઘડા વધારનારું સાધન થઇ પડે છે.

મનુષ્ય માત્ર સામાન્ય રીતે કુદરતના એકજ સમાન તત્ત્વમાંથી બનેલાં છે. તેમની ઉત્પત્તિ અને અંતની વૈજ્ઞાનિક રીતો પણ એકજ સરખી છે. એટલુંજ નહિં પણ મુક્તિ મેળવવાનો માર્ગ તરીકે મનાતા ધર્મની રચનાનો હેતુ પણ એકજ જાતનો મનાવવામાં આવે છે. ફેર માત્ર તેના બાહ્યાચારમાંજ દેખાય છે.

પરંતુ હાલ જેને ધર્મનું નામ આપવામાં આવે છે તે બીજું કશુંજ નહિ પણ કેવળ બાહ્યાચાર છે. અને એ બાહ્યાચાર જુદા જુદા માનવસમુહોની મનોદશા ઘડે છે. એટલે ટૂંકામાં જોઇએ તો ધર્મ એ બીજું કશુંજ નહિ પણ કેવળ એક મનોદશાજ છે.

પૃથ્વીને ખોળે ઉછરતાં બાળકોમાંથી જૂદા જૂદા ધર્મને માનનારા માબાપોનાં સંતાનોને પ્રયોગ ખાતર તેમના માબાપોના વાતાવરણથી જૂદાંજ ઉછેરવામાં આવે, તો તેમના મગજ ઉપર

એમનાં માબાપોના જેવી ધાર્મિક મતભેદની છાપ નહિંજ પડે. એટલે સ્વચ્છ પાટી જેવા મગજવાળાં બાળકોની મનોદશા ભિન્ન ભિન્ન ધાર્મિક માન્યતાઓના વાતાવરણમાં ઉછેરવાથીજ હાલના જેવી સંકુચિત બને છે એ નિર્વિવાદ છે. તે જોતાં જેને વર્તમાનમાં ધર્મ માનવામાં અને મનાવવામાં આવે છે, તે જૂદા જૂદા મતના માત્ર બાહ્યાચારોજ છે; અને એ બાહયાચારની માન્યતા ફેલાતી અટકાવવામાં આવે તો તેથી જગતને કશુંજ નુકશાન નથી, પણ ઉલટો લાભજ થવાનો છે.

પ્રત્યેક ધર્મના અનુયાયી ઇશ્વરની માન્યતા ધરાવવા છતાં, ઇશ્વરને તો માત્ર કલ્પનાથીજ માને છે. એ કલ્પના પણ બીજું કશુંજ નહીં પણ પ્રણાલિકાવાદજ છે. અને તે પ્રણાલિકા કેવળ પ્રાથમિક યુગની અજ્ઞાનતા ઉપરજ રચાયલી છે. જે સમયે માનવસમાજની બુધ્ધિ પ્રાથમિક દશામાં હતી, તે સમયે પ્રત્યેક ઉપયોગી વસ્તુની પ્રાર્થનાઓ અને પૂજા કરવામાં આવતી, એ પ્રાર્થના અને પૂજનમાં ઉપયોગિતાનોજ પ્રાધાન્ય હેતુ રહેલો હતો. તે શિવાયની જે કુદરતી રચનાઓની તે યુગના માનવીને સમજણ પડી નહિં, તે પ્રત્યેકમાં ચમત્કાર માની તેમાં દૈવી શક્તિનું આરોપણ કરવું, એજ પ્રાથમિક દશામાં માત્ર શકય હતું; અને તેમ થયું પણ છે.

ઝાડોની પૂજા, નાગપૂજા, સૂર્યપૂજા મેઘની પ્રાર્થના એ બધાની અંદર ઉંડા ઉતરીને જોઇએ તો તેમાં માનવસમાજની પ્રાથમિક દશાનુંજ ભાન થાય છે. તે પછી જેમ જેમ મનુષ્યની બુદ્ધિનો વિકાસ થતો ગયો તેમ તેમ, પૃથ્વીનો ગોળો એ શેષનાગના મસ્તક ઉપર રહેલો નથી, અને શેષનાગ ડોલે તે વખતે ધરણી ધ્રુજી ઉઠતી નથી એ વાત સિધ્ધ થઇ. આજે કોઇ પણ ધાર્મિક–બુધ્ધિમાન મનુષ્ય એવી પ્રાથમિક માન્યતા સ્વીકારવા તૈયાર પણ નથી. અને તેમ કરવામાં તે કોઇ જાતનો ધર્મભંગ કરતો હોય તેવું માનતો યે નથી.

સૂર્ય અને ચંદ્રગ્રહણે ના- સંબંધમાં આજ રીતે પ્રાથમિક યુગની અને હાલની માન્યતાઓ પલટાઇ ગઇ છે. સૂર્ય અને પૃથ્વી એ બેમાં કોણ કોની આસપાસ ફરે છે, તેવી સાવ નજીવી બાબતમાં પણ પ્રણાલિકાવાદની સામે થનારાઓને ભયંકર યાતનાઓ સહન કરવી પડી હતી, છતાં આજે હવે કોઇ પણ પ્રાચીન યુગની માન્યતા સ્વીકારવા તૈયાર નથી.

તેવીજ રીતે વિજ્ઞાને કુદરતી તત્ત્વોને માનવજાતિનાં દાસ–દાસીઓ બનાવ્યાં, તે પહેલાં મનુજબાળોએ તેમાંય ઓછો ચમત્કાર કલ્પ્યો ન હતો એમ કોણ નાહં કહે?

આ વિચાર કરતી વખતે એક વાત એ પણ ભૂલવા જેવી નથી કે, પ્રાથમિક કાળની દશા વટાવી ગયા પછી, સંસ્કૃતિની ખિલવટના યુગમાં પણ અનેક દંતકથાઓમાં જૂદાં જૂદાં કુદરતી તત્વોને દેવ–દેવિઓ કલ્પીને, તેમની યશકથાઓ ગાવામાં કશી યે ઉણપ રાખવામાં આવી નથી. પ્રાચીન પ્રજાઓના ઇતિહાસના અભ્યાસકો આ વાત સારી રીતે જાણે છે જ. આર્યોની માફક જ, ઇજીપ્તવાસીઓ, ગ્રીસવાસીઓ, રોમનો અને બેબીલોનવાસીઓના ધાર્મિક સાહિત્યમાં દેવ–દેવિઓની અનેક કથાઓ પ્રચારમાં હતી, તેમાંના કોઇ દેવ હથિયારો બનાવતા, કોઇક અમૃતકુંપીઓ તૈયાર

કરતા, કોઇક સાગરની ઉપર આધિપત્ય ચલાવતા, કોઇક અગ્નિની ઉપર સામ્રાજ્ય ચલાવતા કોઇક પવનના અધિરાજ, કોઇક વર્ષાદ, વીજળીના નિયામક; એમ અનેક કાર્યો કરતા કલ્પવામાં આવતા હતા. પરંતુ એ દંતકથાઓના બધાંજ દેવોએ હાલમાં પોત પોતાનાં કારખાનાં બંધ કર્યાં હોય અને પોતાનાં સામ્રાજ્યો ગુમાવ્યાં હોય તેવું લાગે છે. કેમકે હવે તેમની દંતકથાઓનાં કારખાનાં બંધ થયાં છે. તો પછી કામધંધા વીનાનાં નવરાં પડેલાં એ તમામ દેવ–દેવિઓ કયાં અંતર્ધ્યાન થઇ ગયાં? આ કલ્પનાતંતુને સહજ વધુ લંબાવીએ તો તુરતજ ધર્મ એ એક માત્ર મનોદશાજ છે એ આપણો મૂખ્ય મુદ્દો વિચારવાનું કામ સુસાધ્ય થઇ પડે તેમ છે, તેની સાથે સાથે ઇશ્વરની તેમજ ઇશ્વરાવતારોની કલ્પનામાં પ્રાથમિક યુગના મનુષ્યોનું રહેલું અજ્ઞાન એકદમજ ઉઘાડું પડી જાય છે. આથી પ્રાથમિક યુગના મનુષ્યની અજ્ઞાનતા ઉપર રચાયલા દેવોની કલ્પનાની માફક ઇશ્વરની કલ્પના પણ શિયાળાના બરફની માફક, જ્ઞાનસૂર્યના પ્રબળ તાપ આગળ ઓગળીને, દંતકથાઓનાં કાલ્પનિક દેવોની માફક અંતર્ધ્યાન થઇ જાય છે. બાકી વધે છે મનુષ્ય અને કુદરત. અને અત્યારે તો એ બન્નેની વચ્ચે ચાલતી લડતમાં ધીમે ધીમે મનુષ્યજ કુદરતી તત્ત્વો ઉપર કાબુ મેળવતો જતો દેખાય છે. એટલે આવી દંતકથાઓ જેવી પ્રાથમિક જ્ઞાનની માન્યતાઓ ઉપર નિર્માણ થયેલા વાતાવરણમાંથી ઘડાયલી મનોદશા ણ અધૂરી અને ભૂલભરી હોઇ, નવા યુગમાં મળતા જતા જ્ઞાનની દ્રષ્ટિથી, તેને નવીન દ્રષ્ટિથી તપાસી, તેમાંથી અધૂરાપણું અને ભૂલો દૂર કરવાની જરૂર છે.

જૂના જમાનાના સંસ્કારથી ઘડાયેલી મનોદશાની વિચિત્રતાઓ જાણવાનો પ્રયત્ન કરીએ, તો આપણને એવી મનોદશા ઉપર આટલા બધા દિવસ આધાર રાખવા માટે આપણીજ ઉપર ગુસ્સો ન ચડે તો પસ્તાવો તો જરૂરજ થવાનો.

આ વિષયનો વિશેષ સ્ફોટ કરવા એકાદ ઉદાહરણ લઇએ:

કલ્પના કરો કે, એકાદ મંદિરમાં ઇશ્વરાવતારના જન્મદિવસનો ઉત્સવ છે. ભારે ઉત્સાહપૂર્વક તેમાં અનેક સ્ત્રીપુરૂષો ભાગ લઇ રહ્યાં છે. ઢોલ, પખાજ, ઝાંઝ, તાલ, કીરતાલ વાગે છે. ભજનોની ઝડીઓ મચી છે. તમામ ભક્તો તેમાં મસ્ત છે. એ ભજનો ગભરાવનાર એક અજાણ્યો માણસ છે, પરંતુ તેની ભજનો ગાવાની રીતથી, ભક્તિભાવથી તેમજ ભજનોથી તમામ મંડળી મુગ્ધ બની ગઇ છે. આખું ભક્ત મંડળ એની તરફ અજબ શ્રધ્ધાથી જુવે છે. તેવામાં એ ભક્તને ઓળખનાર એક માણસ ત્યાં આવી પહોંચે છે; અને તે એકાએક પોકારી ઉઠે છે,

"અરે! ગજબ થયો, સત્યાનાશ નીકળી ગયું! આ માણસને ઇશ્વરના મંદિરના ગર્ભદ્વારમાં બેસાડીને તમે તેની આસપાસ કેમ બેઠા છો? આ તો બાજુના ગામનો રતનીયો ઢેડ છે."

અને બીજીજ વિપળે પેલા કહેવાતા ભગવાનના મંદિરમાં નવોજ દેખાવ નજરે પડે છે. એકાએક ભક્તમંડળ

ઉભું થઇ જાય છે. પ્રભુના અવતારના જન્મદિનને તે મંડળ વીસરી જાય છે, ઇશ્વરના ધામની પવિત્રતા અને ગંભીરતા તરફથી તેમનું ધ્યાન હઠી જાય છે, ભજન એકાએક અટકી પડે છે, ઝાંજ, પખાજ, તાલ, મૃદંગ બધું જમીન ઉપર પછડાય છે, અને એકજ ક્ષણ પહેલાં જેઓ રતનાભગત તરફ અતિ સન્માનની નજરે જોતા હતા, તેઓજ સામટા મળીને રતનીયા ઢેડને ગાળો દેવા લાગે છે, કોઇ તેને લાત લગાવે છે, કોઇક તમાચો કકડાવી કાઢે છે, કોઇ ધક્કો મારી હડસેલી કાઢે છે, ભજનને બદલે ગાળોની ઝડી જામે છે, ધર્મ, મંદિર, ભગવાન બધું ભૂલાઇ જવાય છે, પ્રભુની પૂજા અને આરતિ અટકે છે, જન્મની પળ પાછી ઠેલાય છે, અને ભક્તમંડળ રતનીયાને મારીને હાંકી કાઢયા પછી, સ્નાન કરવામાં, વસ્ત્રો ધોવામાં, અપવિત્ર બનેલા મંદિરને પવિત્ર બનાવવાની દોડાદોડ કરવામાં મૂર્તિઓના વાઘા બદલવાની તડામારમાં પડી જાય છે!

ઢેડને અડવાથી અભડાઇ જવાય, એવી જૂના કાળની મનોદશાને લીધેજ આમ બને છે.

આવી મનોદશા ઉપરજ ધાર્મિક માન્યતા ઉભી થયેલી હોઇ તેની અંદર એકકે સગીન તત્ત્વ રહેલું નથી. અને તેને લીધેજ એકજ મુખ્ય માન્યતાની તરફ ધ્યેય રાખવા છતાં ધર્મના આચારને નામે મનુષ્યસમાજનો એક વર્ગ જેને ધર્મ માને છે, તેનેજ બી વર્ગ અધર્મ માને છે. જૂદા જૂદા ધર્મગ્રંથોના સંબંધની સન્માન તેમજ અપમાનની વૃત્તિનો જન્મ પણ, આવીજ મનોદશા ઉપર આધાર રાખે છે; છતાં વાસ્તવિક રીતે જોઇએ તો, એ આખી મનોદશાજ ભૂલભરી, અને કેવળ અમુક અમુક સ્થળ, સમય, સંજોગ અને વાતાવરણમાં ઘડાયલા ચોક્કસ વિચારોને લીધેજ જન્મેલી છે તે સહજે સમજાય તેવું છે.

આ મનોદશાનું માપ કાઢવામાં બીજાં પણ કેટલાંક કારણો તપાસવાં જરૂરનાં છે. કેટલાક ધર્મ અને પંથોનું અસ્તિત્વ છેકજ નજીકના કાળમાં થયેલું છે, તેમ છતાં તે ધર્મના અનુયાયીઓ કેવળ અમુક સમયથી ચાલી આવતી માન્યતાઓ ઉપર આધાર રાખીને પોતપોતાના ધર્મસ્થાપક તેમજ ધર્મ પુસ્તક ઉપર એટલી શ્રદ્ધા રાખીને, સન્તાવાહી સ્વરે પોકારે છે કે, અમારીજ ધાર્મિક માન્યતા સાચી છે, અમારોજ ધર્મગ્રંથ જગતમાં એકનું એક અને સાચું તેમજ સર્વવ્યાપી સત્ય પોકારે છે. ('સાચું સત્ય' હેતુપૂર્વક લખ્યું છે, કેમકે ધર્મની પરંપરા ઉપર આધાર રાખનારી મનોદશા પોતાનીજ માન્યતાને વધુ સંગીન ઠરાવવા સત્યનીયે મર્યાદા બાંધે છે) પરંતુ ઇતિહાસ સાહિત્ય, સ્થાપત્ય ખંડેરો અને પ્રાચીન અવશેષો, તેમજ માનવજાતિએ મેળવેલા જ્ઞાનના સમય; એ તમામનો તુલનાત્મક નજરે વિચાર કરીએ તો તેમનો એ દાવો કોઇ પણ રીતે સાચા તરીકે પુરવાર કરી શકાતો નથી. અને વિજ્ઞાનની નવી ઉઘડેલી આંખ આગળ તો સૃષ્ટિ ઉત્પન્ન કરવાના પ્રયોગોની પ્રાથમિક યુગની કલ્પનાઓ પણ છેકજ હસવા જેવી લાગવાથી, કેટલાક સંપ્રદાયોમાં તો પ્રભુના જ્ઞાનરૂપ મનાતો

[ અનુસંધાન પૃષ્ટ ૧૨૩ ]

# નવયુવકની નોંધપોથી

## હિંદુ જાતિના થતા જતા પતનના મુળ કારણની મર્મવેધી નોંધ.

ટપકાવનાર:– નવયુવક.

ધર્મને નામે લોકોમાં કેટલું બધું અજ્ઞાન ફેલાઇ રહ્યું છે? એ અજ્ઞાનના ધોરણમાં ફસેલાઓ બિચારા મૂળવસ્તુને ભલી પડછાયા પાછળ દોડે છે. ધર્મ કરતાં એનો આડંબર લોકોને બહુ ગમે છે. કારણ ધર્માચરણ કરતાં મહેનત પડે છે, તપની આવશ્યકતા રહે છે, પણ ધર્મના આડંબરમાં એ કશાની જરૂર પડતી નથી; અને છતાં આજકાલ એવા આડંબર માત્રથી પણ સામાન્ય જનસમુહમાં પ્રતિષ્ઠા પામી શકાય છે. ધર્મ એ માન્યતાનો નહિં પણ સ્વાનુભવનો વિષય છે. પણ આપણે તો કેવળ વાતોના તડાકા કે વિતંડાવાદ ઉપર ગાડું હાંકે રાખીએ છીએ. હિંદુસ્થાનની મુસાફરી કરવા નીકળવાનો આડંબર કરનારા હિંદુસ્થાનની ભૂગોળ વાંચી, નકશા ઉપર આંગળાં ફેરવી જઇ સારાયે ભારતવર્ષની યાત્રા કરવાનું પુણ્ય હાંસલ કર્યાનો સંતોષ બતાવે, તેવી આજના હિંદુઓની દશા છે. એથીજ ધર્મને નામે અનેક પાખંડો વધતાં જાય છે. મુળ પુરૂષોના વચનોના કૃત્રિમ અર્થ વ્યવહારના ચલણમાં ચાલતા જણાય છે. એને લીધે પ્રભુનું સ્થાન પચાવી પડવા પાપી મનુષ્યો તૈયાર થાય છે અને પછી પાપાચાર પારવિનાનો પ્રગતિ પામતો જાય છે.

* * *

અને એમ થાય એમાં નવાઇ પણ શું ? જ્યાં કહેવાતા ધર્માચાર્યો પ્રભુનાં સ્થાન પટકાવી, ભોળા માણસોના દિલમાં ભ્રમણાનાં જાળાં ઉભાં કરે ત્યાં પછી ભક્તિ, સેવા, સમર્પણ અને ધર્મકાર્યોના અવળા અર્થ થાય તેમાં શું નવાઇ?

* * *

---

[ પૃષ્ટ ૧૨૨ નું ચાલુ ]

પુસ્તકોમાં પણ સંશોધન ચાલી રહ્યાં છે, એટલુંજ નહિં પણ એ જૂની માન્યતાઓની સામે બુધ્ધિમાનોનાં બંડ ક્યારનાયે શરૂ થઇ ચૂક્યાં છે; અને અધૂરા જ્ઞાન ઉપર સ્થાપલી છણું બની ગયેલી મનોદશાઓમાં પલટો કરાવવો અને નવયુગનાં પ્રગતિવાંચ્છુ માનવોનો ધર્મ થઇ પડયો છે.

ધાર્મિક મનોદશાની સામેનું આ બંડ કંઇ આજે જન્મીને કાલે મરી જનાર પ્રાસાંગિક બનાવ નથી, પરંતુ માનવીની બુધ્ધિની સાથે ધીરે ધીરે વિકાસ પામતો જતો અનેક વરસોનો એકધારો ચાલ્યો આવતો ઐતિહાસિક વિકાસ છે, અને તે મનોદશામાં પૂરેપુરો પલટો કરાવ્યા વિના શાંતિ પામવાનો નથીજ.

ના, પણ જગતમાં સદાકાળને સાર સારાય સમાજને ભ્રમણાનાં જાળાંમાં ગુંચાયલો રાખી શકાતો નથી. ગમે તેવી મોહક અને સફાઇવાળી યુક્તિઓ પણ કાયમને માટે ઢાંકેલી રહી શકતી નથી અને ધર્મઘેલાઓની જ્યારે પણ આંખો ઉઘડે છે ત્યારે પ્રપંચીઓની સામે તેઓ બમણા જોરથી થાય છેજ. મહમ્મદને મારી નાખવા તૈયાર થનારાઓએજ, એના મતનો એટલાજ બળથી પ્રચાર કર્યો, ઇસુને ફાંસી દેનારાઓજ તેના સેવકો બન્યા. જગતને એટલો સંતોષ છે. એ જેવું તેવું આશ્વાસન નથીજ.

• • •

હિંદુ સમાજની સર્વાંગે આટલી બધી અધોગતિ કેમ થઇ ભલા ? જે પ્રજા ધર્મ ધર્મનીજ સદાય વાતો કરે, જે પ્રજા શાસ્ત્રની આજ્ઞા વિના ડગલું પણ ન ભરે, તે પ્રજાની પડતી કેમ થાય ? અને થાય તો એમજ સમજવું રહ્યું કે તે પ્રજાના ધર્મ અને શાસ્ત્રમાં કાં તો એવી અને એટલી ઉણપ હોવી જોઇએ, અથવા તો તેને સમજાવનારાઓ એવી ખામીવાળા હોવા જોઇએ કે જેથી તેમાં શ્રધ્ધા રાખનારાઓનું લગભગ સર્વ રીતે પતન થયું.

• • •

હા, સર્વ રીતે પતન થયું. કોઇપણ દ્રષ્ટિબિંદુથી જોતાં એ વાત સિદ્ધ થવા વિના રહેતી નથી. ધાર્મિક દ્રષ્ટિબિંદુથી જોઇએ તો પ્રભુના નામે અનેક પાખંડ ચાલી રહ્યાં છે. લોકો સાચા ધર્મને છોડી તેની છાયા પાછળ ઘેલા બન્યા છે. મૂર્તિ, નદીઓ, મંદિરો અને યાત્રાનાં ગામોનાં દર્શન–સ્નાનથી મોક્ષ મળ્યાના સંતોષની ઘેલછા હજુય વધતી જાય છે. ધર્મની ખરી આજ્ઞાઓનું સાચું પાલન થતું લગભગ ક્યાંયે જણાતું નથી. અહિંસા, ગોભક્તિ, દયા, સેવા એ બધાના અવળા અર્થ થયા છે–થતા જાય છે. આજનો હિંદુ માત્ર વાતો કરીને જ સંતોષ માને છે. દુધપાક પુરીના જમણનો ઇચ્છુક જેમ તે ચીજો ના નામ સ્મરણથી દુધપાક–પુરી આરોગી શકતો નથી તેમજ, કેવળ વાતોડીઆ હિંદુઓ ધર્મકાર્યો પૂર્ણ કરી શકતા નથી.

• • •

અને રાજકિય ક્ષેત્રમાં યે શું દેખાય છે? ધર્મપ્રાણ હિંદુ પ્રજામાં રામાયણ ને મહાભારતનાં યુધ્ધો સળગે એજ નવાઇ ! છતાં સબળ ગણાતી હિંદુ પ્રજા પરદેશી પ્રજાની ચડાઇઓ થઇ ત્યારથી તેમની સાથેના રાજદ્વારી કુનેહના બુધ્ધિબળમાં, તેમજ ઘણી વખત શારીરિકબળમાં પણ ઉતરતી જણાઇ છે. પરપ્રજાનાં રાજ્ય તો ઘણીય પ્રજા ઉપર મંડાયાં છે, અને પરધૂરાને ફગાવી દીધાના અનેક દાખલા ઇતિહાસને પૃષ્ઠે નોંધાયા છે, પરંતુ ગ્રીક પ્રજાએ ભારત ઉપર ચઢાઇ કરી ત્યારથી આજ સુધી હિંદુઓ દબાતાજ રહ્યા છે એનું કારણ ?

• • •

વળી બીજી પ્રજાને પોતાની અંદર સમાવી દીધાની હિંદુઓની વાતો પણ અતિશયોક્તિવાળી લાગે છે. મુસલમાનો ગમે તેમ પણ એશિયાવાસીઓ. એટલે યૂરોપવાસીઓ જેટલા આપણાથી ભિન્ન પ્રકૃતિ, ભિન્ન વાતાવરણ અને ભિન્ન સંસ્કૃતિવાળા જણાય છે તેટલી જુદાઇ ઇસ્લામીઓ બતાવી ન શક્યા. અને ઇસ્લામીઓની મૂળ ઇચ્છા યૂરોપવાસીઓની માફક વ્યાપાર કે રાજ્ય વધારવાની નહિં, પણ ધર્મપ્રસારની હોવાથીજ

તેમણે આ દેશમાં કાયમનો નિવાસ કર્યો, અને યૂરોપવાસીઓની માફક અને તેમના જેટલી જુદાઇ ન સેવી. પછી તો ત્રીજી પ્રજા આવી, એટલે પરકીય ધૂરાની ધુંસરી બન્નેની કાંધે પડી. છતાંય આજે પણ કોણ કહેશે કે હિંદુ–ઇસ્લામીઓ એક ભાવના, એક લાગણી અને એક વીચારના છે!

• • •

હિંદુઓની આ બધી નબળાઇનું મૂળ ધર્મ અને શાસ્ત્રોમાં રહેલું છે. જે ધર્મ કે શાસ્ત્ર માણસ જેવા માણસને એક બીજાથી નાના મોટા કે સ્પૃશ્ય-અસ્પૃશ્ય ગણાવે, જે ધર્મ અંદર અંદર અનેક જાતની જુદાઇઓ જન્માવે અને પોષે, જે ધર્મ મનુષ્યને મર્દ અને સાહસપ્રિય થતો અટકાવે તેના અનુયાયીઓ, નિર્માલ્ય, મૂડદાં જેવા, ચેતનહિન, ટૂંકી નજરાં, સ્વાર્થી બને એમાં શું નવાઇ?

• • •

હિંદુ પ્રજામાં અનેક વર્ણ, જાતિ, ન્યાતો, પેટાન્યાતો, ધર્મ, મત, પંથ અને વાડાઓ વધતા જવાનું કારણ ધાર્મિક માન્યતાઓમાંથીજ જન્મ્યું છે. હિંદુઓની નબળાઇનું કારણ એજ છે. ખ્રિસ્તિઓ કે ઇસ્લામીઓ જેમ ચર્ચ અને મસજીદમાં રવિ અને શુક્રવારે અમુકજ સમયે સમુહબધ્ધ થઇ પ્રાર્થના કરે છે, તેમ હિંદુઓ કરી શકતા નથી. એનાં બીજાં ગમે તેટલાં કારણો હોય, પણ હિંદુઓની પડતીમાં એ જૂદાપણાની ભાવનાએ જેવો તેવો ભાગ નથી ભજવ્યો, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, સહજાનંદ, દયાનંદ, બુધ્ધ અને અરિહંતના અનુયાયીઓ એક બીજા તરફ જે વૈરબુદ્ધિ કેળવી તેમજ કેળવાવી રહ્યા છે તે હિંદુઓની પડતીનું પ્રધાન કારણ છે. અને એ વૈરબુધ્ધિ શાને આભારી છે? બીજા કરતાં પોતાની માન્યતા શ્રેષ્ઠ છે એવો આડંબર જ એના મૂળને પાણી સીંચે છે. આથી હિંદુઓમાં અંદર અંદર વૈમનસ્યનાં બીજ રોપાયાં, પોષાયાં અને ફાલ્યાં ફૂલ્યાં.

• • •

આપણાં જ્ઞાતિમંડળોએ પણ આ જુદાઇની ભાવના ખિલવવામાં ક્યાં ઓછો ભાગ ભજવ્યો છે? ખ્રિસ્તી પ્રજા એક પાટલે (ટેબલ) જમી શકે છે, ઇસ્લામીઓ એક થાળીમાં જમી શકે છે, ત્યારે હિંદુઓ? બાર પુરબીયાને આર તેર ચોકા એ હિંદુઓની બંધુભાવના! હિંદુઓની અંદર અંદરની મૈત્રી પણ મર્યાદિત છે. અમુકજ ખંડ સુધી એક કોમનો હિંદુ બીજી કોમના હિંદુ મિત્રને ઘરમાં પેસવા દે છે! એકને દબાવી બીજાએ પોતાની મોટાઇ દેખાડ્યા કે વધાર્યા કરવી એ હિંદુઓની કાયમની રીતિ થઇ પડી છે. હિંદુઓની પડતી એથીજ થઇ છે, થતી જાય છે, અને થવાની છે. જ્યાં સર્વ પ્રાણી–ભૂતમાત્રને આત્મવત્ ગણવાની આજ્ઞા ત્યાંજ આટલા ભેદાભેદ! ધર્મ અને શાસ્ત્રોને નામે કેટલો અત્યાચાર?

• • •

હિંદુઓને જો જાતિ તરીકે સબળ બનવું હશે, ઉન્નતિ સાધવી હશે તો આ નબળાઇઓની શોધ કરી તે દૂર કર્યેજ છૂટકો છે. તે નબળાઇઓ જેટલી વધુ વખત તે પોતાનામાં રહેવા દેશે તેટલો તેનો વહેલો નાશ થશે. એ જાતની હઠિલાઇજ એક દિવસ પૃથ્વી પરેથી હિંદુ જાતિને નામશેષ કરવામાં કારણભૂત બનશે.

# જીવન-પોથી.

:: એકાકી નાટક ::

[ લેખક: શ્રી કિશોર. ]



[ જીવનસરિતાને કાંઠે પોઢેલા ભગવાન જીવનપોથીનાં પાનાંમાં એકચિત્તે જોઈ રહ્યા હોય છે ]

[ દ્વારપાળ જય પ્રવેશ કરે છે ]

**ભગવાન.**

કેમ, જય! વળી શું છે? ધારું છું મને લગારે વિશ્રાંતિ મળવાની નથી.

**જય.**

ખરું છે; અને ભગવાન! સ્વર્ગસદનના દ્વારપાળ બનવું એ પણ સહેલું તો નથી જ.

**ભગવાન.**

વારુ, બોલ શું કહેવાનું છે?

**જય.**

વાનરોના સ્વર્ગમાંથી આવેલું પ્રતિનિધિમંડળ આપને મળવા ઇચ્છે છે.

ભગવાન.

વાનરોનું ધામ તો બીજે કયાંક હતું ને; શું તેઓ ત્યાંથી આવે છે?

જય.

ના જી; આ પ્રતિનિધિમંડળ તો વાનર-સ્વર્ગમાંથીજ આવ્યું છે.

ભગવાન.

કોણ છે એમાં? હનુમાન, સુગ્રીવ...?

જય.

જી ના. આ તો જૂદાં જનાવરો છે.

ભગવાન.

વારૂ, મોકલ તેમને.

[જય જાય છે.]

વાંદરાઓ વળી શું ફરિયાદ કરવાના હશે? (જીવનપોથી બાજુપર મૂકીને) વાનરસમુહ વધારે ભલો છે; તે કોઇ જાતની તકલીફ આપતો નથી.

(જય ગોરીલા, ચીમ્પાનીઝ અને ઉરાંગઉટાંગ વાનરસમુહની સાથે પ્રવેશ કરે છે)

જય.

ભગવાન! આ આવ્યા તે વાનર પ્રતિનિધિઓ.

ભગવાન.

(વિચારમાંથી જાગૃત થઇને)

કેમ, શું કામ પડયું છે ભલા ભાઇઓ?

ગોરીલો.

(આગળ આવીને)

ભગવાન, [પોતાના સાથીઓ તરફ જોઇને] આ અમારાં ચીમ્પાનીઝ વાનર-સમુહના અગ્રગણ્ય એમનું નામ રણધીર;

(ભગવાન માથું હલાવે છે. રણધીર નમન કરે છે.)

અને આ નિલમણી અમારા ઉરાંગઉટાંગ કુળ-માં સહુથી વધારે મશહુર છે.

(ભગવાન ફરીથી મસ્તક હલાવે છે)

[નિલમણી વન્દન કરે છે.]

અને મારૂં નામ દીવાકર—મારૂં ગોરીલા ખાનદાન ઘણું પ્રાચીન તેમજ માનવંતું મનાય છે.

ભગવાન.

(સ્મિત સાથે મસ્તક નમાવે છે.)

તમારો પરિચય થવાથી મને આનંદ થયો. બોલો શું છે?

દીવાકર.

માફ કરજો, પણ ભગવાન, આપ પણ 'શું-છે?' એમજ કહો છો? એ તો માનવીઓની દંભની ભાષા છે; અને માણસો તો મૂર્ખ છે.

ભગવાન.

ખરૂં છે. માણસો હમેશાં મૂર્ખજ હોય છે હું તો એમ પૂછવા જતો હતો કે, તમારૂં આગમન કેમ થયું છે?

દીવાકર.

(રણધીર તરફ જોઇને)

બંધુ રણધીર! તમેજ આમને સમજાવો.

રણધીર.

(આગળ આવે છે)

વાત એવી છે કે, નીચે પૃથ્વી ઉપરના મનુષ્ય લોકોમાં અંદર અંદર લડાઇ ચાલી રહેલી છે. તેમાં એક વર્ગના મનુષ્યો કહે છે કે, માણસ તે વાનર છે, અથવા તો વાનર હતો, કે પછી માણસ બનશે, નહિં તો વાનરકુળમાંથી તે ઉતરી આવ્યો છે, કે વાનરકુળનો એ પિત્રાઇ છે, અથવા તો એવુંજ કંઇક છે. અને

બીજો એક સમુદાય કહે છે કે, મનુષ્યો વાનર નથી; પરંતુ [ ભગવાનની બરાબર સામે જોઇને ] આપે આદિકાળમાં જેવો મનુષ્યને સર્જ્યો હતો તેવો છે, માત્ર આદિકાળના માનવીઓ કરતાં તે વધુ ખરાબ બન્યો છે.

### ભગવાન.

મેં માણસને બનાવ્યો હતો....

(ભગવાન આમ તેમ જોવા લાગ્યા.)

### રણધીર.

હું–એ......?

### ભગવાન.

કંઇ નહિં. તમે ચલાવો.

(ખોંખારો ખાય છે)

### રણધીર.

આપની પ્રકૃતિ બરાબર નથી ?

### ભગવાન.

માત્ર મને ઉબકા આવે છે. માણસોને લગતી જ્યારે હું વાત કરૂં છું, ત્યારે મને એમજ થાય છે, તમે તમારે ચલાવો.

### રણધીર.

હું એમ કહેતો હતો કે, અમે વાનરો હમેશાં સારા માણસો છીએ, અને તેવા રહ્યા છીએ–અમે લઢાઇના જંગ જગાવ્યા તેમજ મચાવ્યા નથી, કે કોઇપણ પ્રાણીઓને દમ્યા નથી, અમે કોઇને સારૂ મોટાં મોટાં કાળમીંઢ કેદખાનાં ચણાવ્યાં નથી, કે ભૂખમરો ફેલાવી, નવજુવાન માણસોને સુકવીને હાડપિંજર બનાવી દીધાં નથી; અમે કોઇને હલકા અને ઉતરતા માનીને પજવ્યા નથી કે નિર્બળ સમજીને લૂંટી લીધા નથી, અને તેથી આ જાતની બદનામી અમારે શિરે ચઢાવવામાં આવે તે અમે ઇચ્છતા નથી.

### ભગવાન.

તમારી ઉપર શું ચઢાવવામાં આવ્યું છે?

### રણધીર.

(સહેજ આગળ જઈને,)

માણસો અમારી સાથે કોઇ પણ જાતનું સગપણ ધરાવતા હતા કે ધરાવે છે, એમ કહેવું તે અમારી બદનામી છે.

### દીવાકર.

[વચ્ચે પુરાય છે]

અમે નિર્મલ ચારિત્ર્યના છીએ, હા, હા, અમે માણસો કરતાં ઉજળાં હૃદય અને સ્વચ્છ હાથવાળા છીએ.

### રણધીર

મનુષ્યો અમારી સાથે સગપણનો દાવો કરે તે બિલકુલ તરકટી અને અમારૂં અપમાન કરનાર છે. અમે કદી પણ ખરાબ કામ કર્યું નથી કે કશીએ બદફેલી કરી નથી. ખરેખર માણસો અમારી બદનામી જ કરે છે.

### નિલમણી.

અમારો ઇતિહાસ નિર્મલ, ઉજ્વલ અને સ્વચ્છ છે, અને અમે અમારા કુટુંબવૃક્ષની ઉપર અને ઉપર ચઢવા માટે ગૌરવ માનીએ છીએ.

### રણધીર

[સ્મિત] નિલમણી વૃક્ષ ડાળીએ ચઢવામાં પણ મશહુર છે.

### દીવાકર

જગત ઉપરના અમારા માણસો તરફથી અમારી ઉપર પ્રાર્થનાઓ આવી

રહી છે કે, અમારે તમને મળવું અને પૃથ્વી ઉપર મનુષ્યપ્રાણીઓદ્વારા તેમની થઇ રહેલી બદનામી અટકાવવી.

## નિલમણી

મનુષ્યને અમારી સાથે કોઇપણ જાતનું સગપણ નથી: એ સગપણની વાત કરવી તે અમારી એ.કપ્પી બદનામી છે.

## ભગવાન

એ ખરી વાત હશે, પણ તમે એ વાત શું જાણતા નથી કે, એ બદનામી અટકાવવા માટે તો મારે લાખ્ખો અને કરોડો મનુષ્યપ્રાણીઓને બુદ્ધિ આપવી પડી છે. ઓછી ઓછી; છતાં પણ થોડીએ બુદ્ધિ મેં સહુને આપી છે.

## દીવાકર

તે તમારે ફાવે તેમ કરો.

## ભગવાન

હં!

## રણધીર

આપ અમને રક્ષણ નહિં આપો?

## ભગવાન

માણસોની ઉત્પત્તિ વાનરોમાંથી થઇ છે એવા મનુષ્યોના દાવાની માન્યતામાં તમારી પણ ભૂલ થયેલી છે. માણસોનું એક ટોળું તમારાજ જેટલા આગ્રહપૂર્વક તેમનો નીચી પંક્તિનાં હલકાં પ્રાણીઓમાંથી વિકાસ થયો છે એવું કહેનારની સામે ક્રોધે ભરાય છે.

## નિલમણી.

(કંઈક ક્રોધિત થઈને)

નીચી પંક્તિ? હલકાં?

## ભગવાન.

(સંપૂર્ણ શાંતિથી)

હું જાતે તમારૂં અપમાન કરવા માટે એમ કહેતો નથી. હું તો માણસોનું એક ટોળું શું કહે છે તેજ માત્ર જણાવું છું. અને માણસોનું બીજું એક ટોળું વિકાસવાદમાં માનતું હોઇ, તે આગ્રહ પૂર્વક એમ કહી રહેલ છે કે, માણસો, વાનરો તેમજ બીજાં પ્રાણીઓ સામાન્ય કીટ–પતંગની જાતિથી માંડીને વિકાસ પામતાં હાલની દશાએ પહોંચ્યાં છે. કદાચ જીવનરૂપી શરતનું આરંભસ્થાન એક હોય, પરંતુ પ્રત્યેક પ્રાણીએ પોતાની દૃઢ ઇચ્છા અને વાસના પ્રમાણે પોત પોતાને રસ્તે પોતાનું ભાવિ નિર્માણ્યું છે, પ્રત્યેક પ્રાણીની ચડતી તેમજ પડતી માત્ર તેનાજ હાથમાં છે—મનુષ્યો પોતાની અતિ લાંબી પરંપરામાંથી અત્યારે મનુષ્યમાં પરિણામ પામ્યા છે, અને વાનરો તેજ રીતે પોતાની પરંપરામાંથી વર્તમાન વાનર જાતિમાં પરિણામ પામ્યા છે; પરંતુ એ બન્ને જાતિની પરંપરા સાવ નિરાળી છે.

## રણધીર.

પરંતુ અભ્યંતરની હકીકત શું છે?

## ભગવાન.

(બાજુના વૃક્ષ ઉપર ખડખડાટ થવાથી ત્યાં જોઇને)

પેલા નિલમણી ત્યાં શું કરે છે? એ બાઇને ઝાડ ઉપરથી નીચે બોલાવો!

## દીવાકર.

એ બાઇ નહિં પણ બ‌ે । છે.

## ભગવાન.

મને ક્ષમા કરજો. એ બહેનને નીચે ઉતરવાનું કહો.

### દીવાકર.

અમારામાં સ્ત્રી અને પુરૂષને હમેશાં સમાનજ માનવામાં આવે છે.

### રણધીર.

એથી પણ વિશેષ.

### ભગવાન.

ઠીક, પણ એમને એ ઝાડ ઉપરથી તો ઉતરવુંજ રહ્યું. એ તો મારૂં જ્ઞાન વૃક્ષ છે. અને જો એ બહેન તેનું એકાદ ફળ ચાખશે તો તેથીય તેમનું મૃત્યુંજ થશે. (વૃક્ષ ડાળો તરફ મીટ માંડીને) નિલમણી નીચાં ઉતરો.

### નિલમણી.

(વૃક્ષ ડાળ ઉપર બેઠાં બેઠાં, નીચે જોઇને) શું કામ?

### ભગવાન.

ખરેખર આની હઠ જબરી છે. (ફરીથી ઉંચે જોઇને) તમે વિના વિલંબે ત્યાંથી નીચે ઉતરો.

### નિલમણી.

પણ મારી ઇચ્છા તેમ કરવાની નથી. મારે એકાદ ફળ શોધી કાઢવું છે.

### ભગવાન.

જો તમે મારૂં કહ્યું નહિં માનો તો હું તમને વાનર સ્વર્ગમાંથી, દુનિયાના માણસોમાં મોકલાવી આપીશ.

### નિલમણી.

(સભય બનીને)

એક વિપલ શાંતિ રાખો, હું નીચે ઉતરૂં છું.

### ભગવાન.

(સસ્મિત.)

કેવી ભલી છોકરી છે?

(જયની તરફ નજર નાખીને)

જય! તારી પાસે એકાદ નાળિયર છે?

### જય.

(સાશ્ચર્ય)

પ્રભો! મારી પાસે નાળિયર! હું નાળિયર કયાંથી લાવું?

### ભગવાન.

મેં ધાર્યું કદાચ તારી પાસે નાળિયરનું સત્વ હશે. કંઇ ચિંતા નહિં; હું આ નિલમણી માટે એક નાળિયર હમણાંજ ઉત્પન્ન કરી નાખું છું.

### દીવાકર.

આપ એટલું તો કહો કે સત્ય હકીકત શું છે?

### ભગવાન.

મનુષ્યની ઉત્પત્તિ વિષે?

### રણધીર.

હા, તમે પુરૂષને તે છે તેવોજ ઘડી કાઢયો હતો અને તેની એકાદ પાંસળી માંથી સ્ત્રીને સર્જાવી હતી કે, પહેલી સ્ત્રી સરજાવી એના શરીરનાં મેલના પુતળામાંથી મર્દ નિપજાવ્યો હતો?

### ભગવાન.

જ્યારે જયે તમારા આગમનની મને ખબર આપી તે વખતે હું આ ગ્રંથ વાંચી રહયો હતો. એનું નામ છે જીવન પોથી, એમાં બધુંજ છે. એ શોધો તો તેમાંથી તમને મારી નારદજી સાથેની એક ચર્ચા જડશે. તેમાંથી તમે શોધી

શકશો કે મેં માણસને આરંભમાંજ પરિપૂર્ણ બનાવ્યો, અને પછી એને નીચે ને નીચે ગબડતો જવા દીધો કે. અથવા તો એક જીવનઅણુના સાદા શંખલામાં રહેતા કીટમાંથી મનુષ્ય તેમજ બીજા જીવોનો જીવન યુદ્ધ કરતાં કરતાં સહુ સહુની વાસના તેમજ સામર્થ્ય પ્રમાણે તેમનો વિકાસ થવા દીધો? એથી તમારી અને મારી મહેનત ઉગરી જશે. પણ સાદી રીતે કહું તો દુનિયાની સ્થાપના કોઇ પણ જાતના ખાસ સર્જનના શોખ માટે થયેલી નથી, પરંતુ સામાન્ય નૈસર્ગિક ધોરણે તેનું ઘડતર થયું છે.

## નિલમણી.

એતો બધું ઠીક, પણ તમે અમારા ખાનદાનની થતી બદનક્ષી અટકાવી નહિં શકો?

### ભગવાન.

તે પણ સામાન્ય નૈસર્ગિક નિયમનેજ ધોરણે. માણસ બુધ્ધિ અને કેળવણીની ઇચ્છા કરે, તો તે છેવટે પ્રાપ્ત કરી શકશે; અને મૂર્ખ બનતો બચી જશે.

## નિલમણી.

એટલે મનુષ્ય જ્યાં સુધી બુદ્ધિમાન બને ત્યાં સુધી અમારે બધી બદનક્ષી સાંખી લેવી?

### ભગવાન.

એમજ દેખાય છે. એજ રીતે માણસને પણ વેઠીજ લેવું પડશેને? છતાં કષ્ટ એજ મહાન ગુરૂ છે. માણસે એ રીતે શિક્ષણ લેવુંજ રહ્યું. તમે એમની તરફ એટલી બધી લાગણીથી જુવોછોજ શું કામ? એ લોકો તો લડાઇમાં ગૌરવ માને છે, અને તમે કહ્યું તે બધું કરે છે; એનોજ વિચાર કરોને?

## રણધીર.

મનુષ્યોને અક્કલ આવે ત્યાં સુધી અમારે ધીરજ ધરવાની હોય તો તો પછી અમારી ધીરજનો અંતજ આવી જવાનો.

### ભગવાન.

એમ થવા માટે સમય તો લાંબોજ જવાનો. પણ મારે માટે તો લાખ્ખો અને કોટિ કોટિ વર્ષો પણ વૃક્ષ ઉપર ખરી પડતાં પાંદડાં જેવાં છે. ધીરજ ધરો. હવે જો તમે મને જવા દો તો હું મારૂં વાંચન શરૂ કરૂં. એ ગ્રંથ ઘણોજ રસભર્યો છે. પણ જતાં જતાં મારૂં એક વચન યાદ રાખજો. જો મનુષ્યો અંદર અંદરની લડાઇમાં કપાઇને ખપી નહિં જાય, તો ભવિષ્યના યુગોમાં જ્ઞાન મેળવશે.

(જય તરફ ફરીને)

જય આ સન્નારી અને સદ્‌ગૃહસ્થોને એકેક નાળિયર આપ.

(વાનર પ્રતિનિધિઓ તરફ જોઇને)

પ્રિય સજ્જન ગણ! આટલાં બધાં તિવ્ર લાગણીવાળાં ન રહેશો. માણસોએ તો ખુદ મારી સાથે પણ પોતાની સરખામણી કરેલી છે, છતાં હું તેથી ગુસ્સે થઇ જતો નથી. માત્ર હસું છું.

('જય વાનર પ્રતિનિધિ મંડળને દ્વાર તરફ લઈ જાય છે. જીવન સરિતાને કાંઠે બેઠેલા ભગવાન વળી પાછા જીવનપોથીનાં પાનાં ઉથલાવે છે.)

---



બકરીબાઇઓ બળવામાં ભળી !

કંકણપુરના અમારા ખાસ ખબરપત્રીએ તા૦ ૧ લી એપ્રિલ નીચે પ્રમાણે કેટલાક ખાસ તારના સંદેશા મોકલ્યા હતા, જે સ્થળ સંકોચને લીધે અમારા દૈનિકમાં નહિ લઇ શકાવાથી આ માસિકમાં આપવાની જરૂર પડી છે કોઇ સંશય કરી આ વાતને તદ્દન ગપ્પું કે દાઢા પ્હોરનો તડાકો ગણશે. તેવાઓને ગીતાજીનો હવાલો આપી હું કહું છું કે "યાદ રાખો, સંશયાત્મા વિનશ્યતી. એટલે કે કોઇ પણ વાતમાં શંકા લાવનારનો નાશ છે. તેમનું મોત છે. માટે જીવવું હોય તો આ વાત માનો."

હવે વધારે પ્રસ્તાવ કર્યા વિના મારા ખબરપત્રીના તારના સંદેશાઓ જે અનુક્રમે આવ્યા છે તે અનુક્રમમાંજ નીચે આપું છું:

## ઘોડાઓનો બળવો.

કંકણપુર, તા૦ ૧.

અત્રેના અશ્વોના જીગરમાં આઝાદીની ઉષ્મા પ્રકટી છે. માણુસ જાતની ગુલામી અને તાબેદારીની જંજીર ફગાવી દેવા ઘોડાસમાજે ઠરાવ કર્યો છે. ગઇ કાલે ભાડુતિ અને ખાનગી ગાડીઓના ઘોડાઓએ કામ બંધ કર્યું હતું, આજે લશ્કરીઓના તુરંગોએ બળવો કર્યો છે. તેમણે એક લેફ્ટેનંટ, બે કેપ્ટનો, બે સુબેદાર મેજર તેમજ અસંખ્ય ગાડી હાંકનારાઓને ઘાયલ કર્યાં છે. શહેરનો કબજો હાલ તેમના હાથમાં છે અને

# કંકણપુરમાં બળવો.

## વિચિત્ર બળવાનો હૈયાંને થનગનાવી મૂકે તેવો હાસ્યનાં છાંટણાંવાળો કટાક્ષભર્યો ઇતિહાસ.

લેખક: શ્રી. મસ્તફકીર.

જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ એ હયસેના જેલપર ધસી કેદીઓને છોડી દે એવો ભય ઉભો થયો છે. આજ સહવારે શહેરના મધ્ય ભાગમાં આવેલાં ચૌટામાં ઘોડાઓની એક ગંજાવર સભા મળી હતી, જેમાં ગઇ નાતાલમાં કલકત્તાની રેસમાં પહેલો આવી 'વાયસરોય કપ' જીતી જનાર દિલાવર નામનો અશ્વ પ્રમુખસ્થાને બિરાજ્યો હતો. પ્રમુખે ઘોડાઓને ફરી માનવજાતની ગુલામી ન કરવા સલાહ આપી હતી

### બિલાડી અને પોપટ.

કંકણપુર, તા૦ ૨.

બળવાની આગ ફેલાતી જાય છે ગઇ મધરાતે ગામની બિલાડીઓ અને પોપટોએ બળવો કર્યો હતો. મીંદડીઓએ પોતાની શેઠાણીઓને ન્હોર અને પોપટોએ શેઠોને ચાંચો મારી હતી.

### બળદો પણ વિફર્યાં.

કંકણપુર, તા૦ ૩.

બળવો શાંત પડવાને બદલે વધુ પ્રમાણમાં ફેલાતો જાય છે; તેને શાંત પાડવાના પ્રયત્નો હજુ સુધી સફળ થયા નથી. આજે તો વળી બળદોયે વિફર્યાં છે, હવે જોડેલા બળદો ખેતરમાં હળ હાંકતા ખેડુતોને લાતો લગાવી, ઉભાં પુછડાં સાથે, ઉભી સડકે દોટ મુકી જંગલમાં ચાલી ગયા છે, ગાયોએ પણ પોતાના ગોવાળોપર ઘણા દિવસથી યાદ રાખેલું વેર લીધું છે. એક બે ગવલીઓ તો ગૌમાતાનાં શીંગડાંઓના મારથી રામશરણ પહોંચી ગયા છે. કેટલીક ગાયોએ પોતાને દોહનારી શેઠાણીઓની આંખમાં પ્રથમ પૂંછડાંની ઝાપટ લગાવી, એ આંખ ચોળે ત્યાં પાછલા પગની લાત તેમનાં ડાચાંમાં ઝાડી તેમને જમીનદોસ્ત કરી છે. મામલો ગંભીર છે.

### ચોતરફ ફેલાતો દાવાનળ.

કંકણપુર, તા૦ ૪.

બળવાએ આજે વધુ વ્યાપક સ્વરૂપ લીધું છે. મરઘાં મરઘીઓ તેમજ બકરાં અને મેંઢાંઓ પણ લડતમાં જોડાયાં છે. બળવાનો પવન ફેલાતોજ જાય છે. મોર પણ મીઠે સુરે ટહુકવું મૂકી મનુષ્યોની સામે થયા છે! માત્ર કુતરાં હજી સુધી વફાદાર રહ્યાં છે, અને બળવાને લીધે મળતો લાભ મેળવી રહ્યાં છે જ્યારે આ બધું શું થાય છે તેની ગમ ન પડવાથી ગધેડાં તટસ્થ રહ્યાં છે.

### હું પોતે ઉપડયો.

અમારા કંકણપુરના ખબરપત્રી તરફથી ઉપર મુજબના તારના સંદેશાઓ મળ્યા હતા, પણ તે પરથી એ ગામમાં ફાટી નીકળેલા ચોપગાંના ભયંકર બળવાનો પુરેપુરો ખ્યાલ ન આવવાથી હું



બીલાડીઓ અને પોપટોનો બળવો.

પોતે તા૦ ૪ થી એ પ્રથે દિલ્હી એકસપ્રેસમાં કંકણપુર જવા ઉપડયો. મારો ઇરાદો કંકણપુર જઇ ત્યાં બળવાખોર પશુઓના નેતાઓને મળી તેમના વિચારો જાણી અને બની શકે તો માણસ અને પ્રાણી વચ્ચે ફરી સમાધાની કરાવી આપવાનો, અને મેહેનતાણું મળે તો લવાદ તરીકે ઠસી જવાનો હતો. મને લાગ્યું કે પશુઓમાં પણ સમજુ, દુરઅંદેશી અને વ્યક્તિત્વવાળાં પ્રાણીઓ હશે જેમના પર જરૂર મારી સમજાવટની અસર થશે.

## પ્રતિનિધિની વિચિત્ર વાત.

કંકણપુર સ્ટેશને મને અમારા પત્રનો પ્રતિનિધિ મળ્યો. તેણે ત્યાં ફાટી નીકળેલા બળવાની જે વાત કરી તે સાંભળી હું તો અજાયબીથી અવાચક બની ગયો. હું શહેરમાં મારા એક સ્નેહીને ઘેર જવા માંગતો હતો, પણ ખબરપત્રીએ મને સ્ટેશનની બહાર નીકળતાં અટકાવ્યો. તેણે ખબર આપી કે "શહેરનો કબજો ઘોડાઓ અને બળદોના હાથમાં છે, અને કોઇ પણ બે પગપર ટટ્ટાર ચાલતાં પશુને જોઇ તેઓ તેને લાત, શીંગડાં અને બચકાંથી પુરું જ કરી નાંખે છે."

"પણ આ ગામમાં તો લશ્કરી છાવણી છે ને?" મેં પ્રશ્ન કર્યો.

"એ ખરૂં" પ્રતિનિધિએ જવાબ આપ્યો, "પણ અશ્વ સરદાર દિલાવરની દુરઅંદેશીથી લશ્કરીબરાખો અને હથિયારખાતાં પર ચાલીસ કદાવર ઓસ્ટ્રેલીઅન ઘોડાઓનો ચોકીપહેરો મુકી દેવામાં આવ્યો છે, જેથી



બળદોએ ખેતરમાં હળ હાંકતા ખેડૂતોને લાતો લગાવી.

એક પણ લશ્કરી સિપાહી બરાખની બહાર નીકળી શકતો નથી, ગામમાં ગાડીવાળાઓએ લાઠીઓ અને છરી સાથે એક વખત ઘોડાઓ અને બળદો સામે સામનો કરી જોયો હતો, પણ ઘોડાઓની લાતો અને બળદોનાં શીંગડાં આગળ એ હથીયારો નકામાં નીવડયાં હતાં, આ પહેલીજ વખત ગામની માનવજનતાને પ્રતિતી થઇ છે કે પશુઓને પોતાની શકિતની પિછાન થાય તો મનુષ્યપ્રાણી તેના આગળ વિસાતમાં નથી. માણસોને તો બહારનાં હથિયારો લાવવાં પડે, જ્યારે આ ચોપગાંઓને તો કુદરતે તેમને અનુકૂળ હથિયાર આપ્યાં છે."

## વાચા આવી છે.

વધુમાં મારા ખબરપત્રીએ મને એ વાત કરી કે પ્રાણીઓએ બળવો કરી પોતાનાં બંધનો તોડી નાંખ્યાં છે, એટલુંજ નહિ, પણ તેમને વાચાએ આવી છે, અને મનુષ્યપ્રાણીઓની માફકજ તેમની સભાઓમાં રીતસર ભાષણો થાય છે, અને વાતાવરણ ગરમ થતાં ગાળાગાળી પણ થાય છે.

## અમે ચોપગા બન્યા.

ખબરપત્રીની વાત સાંભળી એ રાત તો મેં સ્ટેશનના વેઇટીંગ રૂમમાંજ ગાળવાનો ઠરાવ કર્યો. બીજે દિવસે સ્હવારે ખબરપત્રી મારા ગુંઠણ પર બાંધવા એ ચામડાંના કટકા લઇ આવ્યો. અને કહ્યું કે માણસો પશુઓની માફક ચોપગાં થઇને શહેરમાં ચાલી શકે છે. એ રીતે ચાલીનેજ તેણે બળવાની ખબર મેળવી હતી અને પશુઓની સભામાં હાજરી આપી હતી. પ્રાણીઓની માફક ચાલના-

રને હેરાન નહિ કરવાની ખાનદાની ચોપગાં બતાવે છે. મને આ સૂચના વસમી તો લાગી, પણ પશુબળવાને લગતી પુરતી માહિતી મારે મેળવવી હોય તો મારા પ્રતિનિધી કંચનલાલની સુચના મુજબ ચાલ્યા શિવાય બીજો આરો જ નહતો.

## દિલાવર શું કહે છે?

કંકણુપુરની લશ્કરીબરાખ સ્ટેશનથી અર્ધો માઇલજ દૂર હતી, અને એ રસ્તો નિર્જન જેવો હોવાથી ત્યાં કોઇ પ્રાણીનો ભેટો થાય તેમ ન હતું. સૌથી પહેલાં મેં તુરંગ સરદાર દિલાવરનો 'ઇન્ટરવ્યુ' લેવાનો વિચાર કર્યો. મેં અને કંચનલાલે એમ નક્કી કર્યું કે અમારે રસ્તામાં ચાલવું તો ટટાર, પણ કોઇ પ્રાણી નજરે પડે કે તુરત ચોપગા બની જવું. અમે નીકળ્યા. સારાં નશીબે માર્ગમાં અમને કોઇ પ્રાણી ન મળ્યું. દૂર ગામમાં કેટલાક ઘોડાઓ અને બળદો ખુમારીમાં ફરતા હતા. બળદોનાં પૂછડાં હવામાં ઉડયાં કરતાં હતાં, અને અશ્વો ડોક ઉંચી રાખી જાણે જગતના પોતે માલિક હોય એ રીતે વિચરતા. હતા.

બરાખ આગળ કેટલાક ઘોડા સંત્રીઓ પાહરો ભરી રહ્યા હતા. તેમણે મારા તરફ તિરસ્કારથી જોઇ ગુજરાતીમાંજ પૂછ્યું કે, "એ વાંદરવંશી, મનુજ પ્રાણીઓ, અહિં શા માટે આવ્યાં છો?"

"અમે પત્રકારો છીએ, અને આપના સરદાર દિલાવરની મુલાકાતનાં ઇંતેજાર છીએ, જો એ નામદાર કૃપા કરે તો." મેં માનથી કહ્યું.



ગાયોએ શેઠાણીઓને પાછલા પગની લાત ઝાડી જમીનદોસ્ત કરી.

એક ઘોડો મારાં આગમનની ખબર દિલાવરને આપવા ગયો અને થોડીવારે એક સુંદર વછેરાએ આવી મને કહ્યું કે સરદાર તમને મળી શકશે.

બરાખના પાછલા ભાગમાં આવેલાં કંપાઉંડમાં એક આંબાના ઝાડ નીચે તુરંગ સરદાર દિલાવર ઉભો હતો. તે એક સુંદર આરબ ઘોડો હતો. તેની ચામડી મખમલ જેવી લીસી અને ચળકતી હતી. તેની કેરીની ફાડ જેવી મોટી કાળી આંખોમાં બુદ્ધિનું તેજ ચમકતું હતું. તેનું મુખકમળ ભવ્ય અને જોતાં વેંત જ છાપ પાડે એવું હતું. સિંહગર્જના સમા ઘેરા ગંભીરા નાદે તેમણે મને કહ્યું: "હું માનવજંતુઓને ધિક્કારું છું, પણ આપ પત્રકાર છો એટલે મેં આપને મુલાકાત આપી છે. આપ ટટ્ટાર ઉભા થઇ મારી સાથે વાર્તાલાપ કરી શકો છો."

મારા પર બતાવેલી રહેમ માટે એ નામદારનો આભાર માની હું ઉભો થયો અને અશ્વોના એ બહાદુર સરદાર સાથે વાતે વળગ્યો. મેં એમને યાદ આપી કે ગુલીવર પછી કેળવાયલા અને વાચાવાળા અશ્વોના પ્રદેશમાં દાખલ થનાર હું બીજુંજ મનુષ્યપ્રાણી હતું. ગુલીવર હુઇ હન હનમોના નામના ઘોડાઓના મુલકમાં ગયો હતો.

"હા, એ પુસ્તક મેં વાંચ્યું છે" દિલાવરે કહ્યું, "પણ તે પછી તો સદીઓ વહી ગઇ, મારા અશ્વબંધુઓ ફરી માણસ જાતના ગુલામ થયા, હાલ અચાનક કુદરતની મહેરથી એમને વાચા આવી છે, આત્મશકિતનું ભાન થયું છે, અને જગતમાં પોતાનું શું સ્થાન છે તે ખબર પડી છે."

## અશ્વોમાં અમીર.

ત્યાર પછી બળવો કેમ થયો તેનાં કારણો જણાવતાં દિલાવરે કહ્યું: "હું સરતનો ઘોડો છું, અશ્વોમાં અમીર છું, મારી મા ઇંગ્લંડના એક ઉમરાવને ત્યાં હતી, મારો બાપ સ્પેનના એક કાઉન્ટના તબેલામાં હતો, બંનેએ સરતના મેદાનમાં નામના કાઢી હતી, હું પણ બચપણથી ભારે લાડમાં ઉછર્યો છું, પણ મારા બીજા અશ્વબંધુઓને જે જુલ્મ સહન કરવો પડે છે તેને લીધે મારે આ બળવો કરવો પડયો છે. અત્યાર સુધી અમો પશુઓમાં વાચા નહોતી અને સ્વશક્તિનું ભાન નહોતું, તેને લીધેજ માત્ર એક જીભલીથી અમારા પર સર્વોપરીપણું કરનાર માનવજાત અમારા પર સરદારી ભોગવતી; એટલુંજ નહી પણ અમારા પર જુલ્મ કર . હવે અમે સમજી શકયા છીએ કે બે ટાંગાવાળા અને પૂંછડાં તેમ વાળવિહોણાં મનુષ્યજંતુઓ કરતાં અમે તુરંગો શ્રેષ્ટ પ્રાણીઓ છીએ. જી માણસોને પહોંચી શકીએ એટલું અમારામાં બળ છે, અને તમારાં યંત્રોનાં બળની ગણતરી તમારાં બળથી નહિ પણ અમારાં ઘોડાનાં બળથી (હૉર્સપાવર) તમે કરો છો. અમારામાં આળસુવ નથી. અમારાંમાં એક ઘોડો બીજા ઘોડાઓને નોકરીએ રાખી તેમની મહેનતે તાગડધિન્ના કરી મૂડી જમા નથી કરતો. અમે ઘોડાઓ અમારી જાતવાળાની કતલ નથી કરતા, અમે તમો હિંદુસ્તાનના માણસોની માફક અંદર અંદર નથી લડતા, અમે સુંદર, સ્વચ્છ અને કુદરતી જીવન ગાળીએ છીએ, અમારા ગરીબ



મરઘાં મરઘીઓનો બળવો.

ભાઇઓ પર તમારાં માણસો કેટલો જુલમ કરે છે એ જાણવું હોય તો અમારા એક ભાઇ ચમનને પૂછી જુઓ."

આમ કહી સરદારે 'ચમન' કરીને બૂમ મારી ને સાંભળી એક દુબળો ઘોડો દૂર ઉભેલો તે પાસે આવ્યો.

## ચમનની વિતક વાર્તા.

સરદારે મારા તરફથી પૂછેલા પ્રશ્નના જવાબમાં ચમને કહ્યું કે, "હું આ કંકણુપુરમાં એક લક્ષ્મીનંદનને ત્યાં ખાનગી ગાડીનો ઘોડો હતો. મારા શેઠે મારી માવજત અને સંભાળ માટે રામલા કરીને એક ઘોડાવાળાને નોકરીએ રાખ્યો હતો. તે ખરી રીતે મારો નોકર હોવા છતાં મારા શેઠ તરીકે વર્તતો હતો. શેઠ મારા માટે ચણા આપે તે તફડાવી, તેને બદલે બીજા સડેલા ચણા લાવી તેમાં પાણી નાંખી મને ખાવા આપતો. મારો તબેલો સાફ નહોતો રાખતો, જેથી રાતનાં મને માખીઓ અને ડાંસ બહુ પજવતાં, અને મારી જીંદગીમાં જ્યાં સુધી હું નોકરીએ હતો ત્યાં એક રાત પણ હું સુખે ઉંઘ્યો નથી. મને વધારે ગુસ્સો એ ચડે છે કે એ રામલો મને ઘણીવાર મા બેન સામી ભંડી ગાળો ભાંડતો. અમને ઘોડાઓને ભખ, તરસ કે થાક હોઇ શકે એ તમારાં માનવજંતુઓ સમજતાંજ નથી. તેમાં પણ તમારા હિંદુસ્તાનના શેઠો અને ઘોડાવાળાઓથી તોબા તોબાહ! દશેરાને દિવસે અમારૂં પૂજન કરે. અમને કપાળમાં ચાંલ્લો કરે. અમે અશ્વો એક દિવસ માટે મગરૂર બનીએ, ફુલાઇએ; પણ વરસના બારે મહિના અમારી કશી પણ સંભાળ ન લેવાય અને જ્યારે ઘરડા બની અશક્ત બનીએ ત્યારે અમને પાંજરાપોળમાં ધકેલે. આવાં કર તમારાં માણસો!

સુણાવી દીધું.

આવા જુલમો મેં પારાવાર સહન કર્યાં. પણ એક દિવસે પ્રાતઃકાળે અહિંની ત્રિવેણી નદીનું પાણી પીતાં મને ઓચિંતું આત્મશક્તિનું ભાન થયું. મારાં મ્હોં-ઢાંમાં ચોકડું શાનું, અને પાછળ આ ગાડી કોની; અને એ હાંકનાર પ્રાણી કોણ? તે દીવસે રામલાની બધા દિવસ ની દુષ્ટતા મારી નજર સામે તરી આવી. આ નાચીઝ પ્રાણી જ મને ભૂખે મારે છે, અને શેઠથી છૂપી રીતે ભાડું ખાવા મળસ્કે મને ઉઠાડી સ્ટેશન પર લઇ જાય છે. આજે તેનું વેર લઉં.

"એ ઉલ્લુ, તારા બાપનો બરડો છે કે? નકામો ચાબુક શાનો મારે છે?" એ મને બોલતાં સાંભળી અજાયબીથી દીંગ્મૂઢ બની ગયો, અને અજાયબી ઉતરતાં મગજમાં તેને બદલે ગુસ્સાનો પ્રવેશ થતાં "હંહરીનું ઘોડું બોલતાં દીખેલું દેખ્યું" એટલાં વાક્યો બોલી એ ફરી ચાબુક મારવા જતો હતો ત્યાં તો પાછલે પગે મેં એવી તો જોરથી લાત ઝાડી કે ગાડીનો કોચબોક્ષ તૂટી પડયો અને રામલો ઉંધે માથે નીચે પડયો, બીજી બે ત્રણ લાતો મારી મેં મારાં બંધનો તોડી નાંખ્યા અને પછી ઘણાં દીવસોનું વેર વાળવા રામલાને



રામલાને દાંતવતી કમરમાંથી ઉંચકી પાસેના હવાડામાં ઝબકોળ્યો!

બજારમાં ગાડી આવી ત્યારે કંઇ પણ કારણ વગર રામલાએ મારા બરડાપર ચાબુકના ફટકા લગાવ્યાં. મારો મીજાજ હાથથી ગયો, મેં તેણ ચઢાવી તેની સામે જોઇ કહ્યું કે,

દાંતવતી કમરમાંથી ઉંચકી પાસેના હવાડામાં ઝબકોળ્યો. મારા દુશ્મનપર વેર લઇ સ્વતંત્ર થઇ થોડીવાર તો રસ્તામાં હું નાચ્યો અને પછી સરદાર દિલાવરનો હુકમ થતાં અહીં આવ્યો."

## આર્યોનો રંગભેદ.

ગંગા ગાય પછી જમની કરીને એક ભેંસ પોતાનાં વિચારો જણાવવા વ્યાસપીઠપર આવી, તેણીએ કહ્યું: "આ દેશના લોકો પશ્ચિમના ગોરા લોકોના રંગભેદ વિષે પોકાર કરે છે, પણ તેઓ પોતે રંગ જોઇ કયાં પક્ષાપાત નથી કરતાં? ગાયો ધોળી હોવાથી તેઓ તેમને પૂજે છે, જ્યારે અમે ભેંસો કાળી હોવાથી અમને કોઇ ભેંસમાતા નથી કહેતું..." (અત્રે સભામાં શોરબકોર થઇ ગયો હતો. વિરોધ બતાવવા માટે કેટલીક ગાયો ગાંગરી હતી, કેટલીક ભેંસો ભાંભરી હતી, અને ભેંસ ગાયનો આ ઝગડો જોઇ કેટલીક ઘોડીઓ હણહણી હતી.)

પ્રમુખે ભેંસબ્હેનને વિષયની બહાર ન જવા કહ્યું, પણ એ બ્હેન ગાયો પ્રત્યેની અદેખાઇને લીધે બીજું કૈં બોલી શકવા અશકત હોવાથી પ્રમુખે તેમને બેસાડી દીધાં.

## પાંજરામાં પુરે તો–?

એક લાલ ચાંચ અને લીલા રંગવાળા પોપટે મંચપર આવી કહ્યું કે, "હું સભાનો વધુ વખત નહિ લઉં, પણ મારાં કેટલાંક પશુબંધુઓ અને પક્ષિભાઇઓ વચ્ચે અમો પોપટ જાત વિષે એક જાતનો ભ્રમ છે તે હું દૂર કરવા માગું છું. કાગડા અને ચકલાઓ તેમ કેટલાંક ઢોર માને છે, કે અમો પોપટો અને અમારી બ્હેનો મેનાંને માંસ જાત લાડમાં રાખે છે; અમને ચમન કરાવે છે, અને સારું સારું ખાવાનું આપે છે. પણ હકીકત એમ છે કે અમારી સ્થિતિ તો સૌ કરતાં ખરાબ છે. તમને પાંજરામાં કેદ કરે અને પછી તમારી શક્તિનું પ્રદર્શન કરવા તમને વારંવાર કહેવામાં આવે એ આનંદ નથી પણ જુલ્મ છે, એ લાડ નથી પણ લાત છે. માણસ જાતના પ્યારા સાહેબ, બાલ ગંધર્વ કે ગૌહરજાન જેવાં ગાયકોને પાંજરામાં પુરી વખતે અને કવખતે, તેમને સળીઆ વચ્ચેથી લાકડી મારી મીઠા સૂર અને આલાપ છેડવા ફરમાશ કરવામાં આવે તો જ મનુષ્યપ્રાણીઓને પોપટો પર થતા જુલ્મોનો ખ્યાલ આવે."

## વફાદારી રાખો.

ત્યાર પછી સભાનાં કાર્યક્રમમાં જેનું નામ બોલનાર તરીકે નહોતું એવો એક ડાઘીઓ કુતરો સભાનાં બીજા પ્રેક્ષકોના ગુસ્સા વચ્ચે વ્યાસપીઠપર ચડી ગયો, અને ભાષણ કરવાની પરવાનગી માંગી. સભાજનો તેને સાંભળવા માંગતા નહોતા, પણ પ્રમુખે દૂરઅંદેશીથી સામા પક્ષને શું કહેવું છે તે જાણવાની જરૂરીઆત બતાવી પ્રેક્ષકોને શાંત રહેવા વિનંતી કરી એટલે; પેલા ડાઘીઆએ નીચે પ્રમાણે ભાષણ ભડકવું શરૂ કર્યું:

"ઓ, મૂરખાં પશુઓ! તમને દાળ રોટી કોણ આપે છે! તેનો તો વીચાર કરો. માણસ ન હોત તો તમે જંગલમાં કયાંય અટવાઇ કયારનાં આ ધરતીનાં પડ પરથી નાબુદ થઇ ગયાં હોત, વફાદારી એ ઉમદામાં ઉમદા ગુણ છે, ("બેસી જાવ," "તમે ભાકુતી ટુકડા ખાવ છો"ના અવાજો) વફાદારી માટે અમારી જાતે માનવજાત માટે જાન આપ્યાં છે. ("ભાગ તમારા"ના અવાજો) હું દરેક પ્રાણીને વફાદાર થવા અને માણસને તાબેદાર થવા સલાહ

આપું છું." ("બેસી જા," "ચાલ ચાલ"ના અવાજો.) ..

ડાઘીઓ આગળ બોલવા જતો હતો ત્યાં સભામાં ભારી ધાંધાટ થઇ જવાથી અને બે ચાર ઉશ્કેરાયલા વછેરાઓ વ્યાસપીઠ પર ધસી આવતાં પ્રમુખે ડાઘીઆને બેસી જવાની સલાહ આપી હતી.

## દિલાવરનો ઉપસંહાર.

ત્યાર પછી બે ત્રણ બકરી અને એક ઘેટાંએ ભાશણ કર્યા બાદ ઉપસંહાર કરતાં દિલાવરે ડાઘીઆ કુતરાંને જડબાતોડ સણસણતો જવાબ આપતાં કહ્યું, "કંકણપુરનાં કુતરાં જે મનોદશા બતાવે પોતાની ખુમારીમાં રહેનારાં બિલાડાં સારાં. પશુઓ આઝાદ બન્યાં છે, તેમને આત્મભાન થયું છે, હવે તેમનાં મસ્તક માણસ આગળ કદી નહિ નમશે, 'નહિ નમશે.'"

દિલાવરનું ભાષણ ચાલતું હતું ત્યાં કેટલાક સિપાહીઓ સભામાં ભરેલી રાઇફલો સાથે આવી પહોંચ્યા. જાહેર સભામાં પશુઓની હાજરીથી બરાખ આગળ પુરતો ચોકીપહેરો નહોતો રહ્યો, તે તકનો લાભ લઇ કેટલાક સિપાહી બહાર ધસી આવ્યા હતા, અને હથિયારખાતું પાછું કબજે કરી પશુઓને જેર કરવા આવ્યા હતા. પશુ



ગધેડાની લાત મારા પેટમા લાગી....

છે તે મનોવૃતિ આ હિંદુસ્તાન દેશનાં લોકોની છે. ટુકડા રોટલા માટે આ લોકો પોતાની સ્વતંત્રતા વેચવા તૈયાર છે. ખરી આઝાદી શું છે તેનું તેમને ભાન નથી. માત્ર ક્ષુલ્લક સુખસગવડો માટે કુતરાં ખુશામત કરે છે તેનાં કરતાં તો અને માનવ વચ્ચે ભયંકર યુધ્ધ મચ્યું, ગોળાઓ છુટી, દોડાદોડ થઇ રહી. એક ગધેડાની લાત મારા પેટમાં લાગી,—'ઓ બાપરે' બુમ મારી હું નીચે પડયો.... ત્યાં તો આંખ ઉઘડી ગઇ.

---

# જ્ઞાતિ બંધારણ અને ધર્મ

લેખક : શ્રી. પ્રાણજીવન વિ. પાઠક.

એકવાર મિસીસ એની બીસન્ટ ભાષણ કરતાં કરતાં કોઇ શબ્દની શોધમાં એકદમ અટકી પડયાં, અને પછી એમ બોલી દીધું કે પેલો શબ્દ-જેને માટે અંગ્રેજી શબ્દજ નથી-ધર્મ! આથી સાંભળનારાંઓમાંના ઘણાઓને તો આપણી સંસ્કૃતી કે ભાષાનાં વખાણ થાય છે એમ જાણી સ્વાભિમાન ઉપજ્યું. પણ ખરેખર એ વખાણ માટે આપણે શું મગરૂર થવું જોઇએ કે કેમ એ પ્રશ્ન આપણે અહીં પહેલાં વિચારવાનો છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ આપણને કહે છે કે વસ્તુઓમાં વિકાસ થાય છે તે, પૃથક્કરણની ક્રિયા દ્વારા જૂના ખીચડામાંથી જે જે નવું નવું તારવી કઢાય છે તેમાં છે. આ પૃથક્કરણ તે કંઇ કોઇ વણેલાં કપડાંમાંથી ખેંચી ખેંચીને દોરા કાઢવામાં આવે એવું પૃથક્કરણ ગણવાનું નથી. જે પૃથક્કરણને પરિણામે વિકાસ થાય છે તેમાં સર્જક તત્ત્વો રહેલાં હોય છે. આ દૃષ્ટિએ જોતાં ભાષામાં આપણને જો કોઇ એવો શબ્દ મળી આવે કે જેમાં ત્રણેક જુદા જુદા અર્થોનો સમાવેશ કે ખીચડો હોય, તો આપણે એમ કહેવું જોઇએ કે એ એક શબ્દની બાબતમાં તો સ્પષ્ટતા તરફ કશો પ્રયાસ કરવામાં આવ્યો નથી. ગ્રીક ભાષામાં 'સુંદર' અને નૈતીક દૃષ્ટિએ 'સારૂં' એ બન્ને માટે એકજ શબ્દ હતો 'To kalon.' પરંતુ આ વાત વિકાસવાદની દૃષ્ટિએ એટલુંજ બતાવી આપે છે કે ગ્રીક ભાષા,-કે એ વખતના એમના સમાજનું માનસ તે બે અર્થોને જુદા ન કરી શક્યું.

આજ દૃષ્ટિએ જો આપણે આપણા ધર્મ શબ્દને જોઇશું તો આપણને માલુમ પડી આવશે કે એમાં ઓછામાં ઓછા ત્રણ જુદા જુદા અર્થો રહેલા છે. યુરોપીઅનો એ ત્રણે અર્થોનું પૃથક્કરણ થયા બાદની દૃષ્ટિએ આપણા ધર્મ શબ્દને સાંભળે ત્યારે એમને સ્વાભાવિક રીતે કંઇ અલૌકિક પ્રતિભા એમાં દેખાવાનો સંભવ છે; પરંતુ આપણે ભૂલવું ન જોઇએ કે એ લોકોની દૃષ્ટિ એ વખતે કોઇ એક જૂનાપુરાણા ખંડીએરને જોતા હોય એવી કલ્પનાપ્રધાન અને ઉડાઉ (romantic) હોય છે; અને આપણે માટે ધર્મ શબ્દમાં પૃથક્કરણ થયા વિનાની અસ્પષ્ટતા રહી જાય એ અધર્મ છે.

એ ધર્મ શબ્દમાં ત્રણ અર્થો અસ્ફુટ રીતે રહ્યા છે. એક તે function (ફન્કશન), બીજો તે નૈતિક ફરજ, અને ત્રીજો તે વિશિષ્ટ અર્થમાં અંગત ધાર્મિક અનુભવ (specific religious experience). એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે યૂરોપિય ફિલસુફીમાં Idea-તત્ત્વ-વસ્તુ-વિચાર, એ શબ્દ બહુ કમનસીબ છે,

અને એણે કંઇક ગેરસમજુતી ઉભી કરીને અનર્થ કર્યા છે; અને ધર્મ શબ્દ વિશે આપણે એમ જ કહીએ તો તેમાં કાંઇ બહુ અતિશયોક્તિ કરી નહિ કહેવાય.

એ ત્રણે અર્થોને આપણે જરા વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. પહેલા અર્થ સમજવાને માટે આપણે એક દાખલો લઇએ. દરેક વસ્તુનો કોઇ ને કોઇ વિશિષ્ટ ધર્મ હોય છે. આંખનો ધર્મ જોવાનો છે, હાથનો તથા ચીપીઆનો ધર્મ પકડવાનો છે, અને આપણા જ્ઞાતિબંધારણના નિયમન પ્રમાણે મોચીનો ધર્મ જોડા સીવવાનો છે. આ રીતે દરેક મનુષ્યનો ધર્મ પણ સમાજમાં નિયત થએલો માનવામાં આવે છે. આ પહેલા અર્થ પ્રમાણે ધર્મ એ વસ્તુના અસ્તિત્વને માટે આવશ્યક બાબત છે. પણ એ માત્ર અસ્તિત્વથી આગળ જઇને ઉત્કર્ષ સાધવા તરફ મનુષ્યનું લક્ષ જાય ત્યારે એના ઉપર નૈતિક ફરજો અદા કરવાનું આવી પડે છે. આ નૈતિક ફરજો દરેક મનુષ્ય માટે સરખી હોય એવું હોતું નથી; કારણ વ્યક્તિની નૈતિક ફરજો સમાજમાં એ જે સ્થાન ભોગવતી હોય તેને ઉદ્દેશીને નક્કી કરવામાં આવે છે. આ સંકુચિત દૃષ્ટિએ નક્કી કરેલા નૈતિક આદેશો પણ સંકુચિત જ હોય છે. કોઇ નોકરને માટે આજ્ઞાપાલન એ એક ફરજ હોય, જ્યારે કોઇ બીજાને માટે આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પણ એક ફરજ રૂપ થઇ પડે. આ રીતે માત્ર બાહ્ય દૃષ્ટિથી કોઇ નૈતિક આદેશનું ધોરણ ઘડવું એ અશક્ય થઇ પડે છે; કારણ માત્ર બાહ્ય દૃષ્ટિથી કોઇ વ્યક્તિગત બાબતને પૂરેપૂરી સમજી શકાતી નથી. વ્યક્તિગત બાબત (case)ની વિશિષ્ટતા જ એ છે કે ગમે તેટલાં સામાન્ય તત્ત્વોનો ઢગલો કર્યા છતાં પણ એનાં વિશિષ્ટત્વ પાસે આપણે જઇ શકતા નથી.

આપણે અસ્તિત્વ પછી ઉત્કર્ષનો વિચાર કરતા હતા. એ ઉત્કર્ષ સામાજિક વિભાગોની બાહ્ય દૃષ્ટિએ ઘડાએલાં નૈતિક ધોરણોથી થઇ શકે એમ આપણે માની લીધું. પરંતુ છેવટ આપણને માલુમ પડયું કે કોઇ પણ વ્યક્તિના ખરા ઉત્કર્ષને માટે આવાં બાહ્ય ધોરણો જરા પણ કામ લાગે તેમ નથી. ત્યારે આ બાહ્ય દૃષ્ટિ—સમાજમાં વ્યક્તિનું સ્થાન—જ્ઞાતિબંધારણ વગેરે—મૂર્તિનું ખંડન કરીને આપણે જો આંતરિક દૃષ્ટિથી જોઇશું તો બાહ્ય દૃષ્ટિએ ઘડેલાં બધાં ધોરણો નકામાં લાગશે. નૈતિક આદેશો બાહ્ય દૃષ્ટિમાં રહેલા છે; કારણ આંતરદૃષ્ટિમાં નૈતિક આદેશ રહેતા નથી. જે ઉત્કર્ષને માટે નીતિ ઘડવામાં આવી હતી તેની જ બાહ્ય દૃષ્ટિ એ ઉત્કર્ષને બાધક થઇ પડે છે. એ આંતરિક દૃષ્ટિ તે ખરા ધર્માનુભવની છે. ઘણા વિદ્વાનો કહે છે કે આદર્શ વિશ્વમાં નીતિને સ્થાન રહે જ નહિ. આપણી સારાખોટાની સામાજીક વિભાગની બાહ્ય સૃષ્ટિમાં ધર્માનુભવ આ આદર્શ સ્થિતિ લાવી મૂકે છે. એ અનુભવની દૃષ્ટિએ કોઇ ઉચ્ચ નથી કે કોઇ નીચ નથી; અને સામાજીક વિભાગો માત્ર જૂદા છે. પરંતુ સાંકડાં મનનાં લોકો સમસ્ત સમાજના વિશાળ જીવનમાં રહી ન શકે એથી કરીને પૃથ્વી ને સમાજની વિશાળતાના પણ એમણે વિભાગો કર્યા, અને તેમાં જ્ઞાતિસંસ્થા રોપી.

ધર્મના જુદા જુદા અર્થો વિષે આટલો વિચાર કર્યા બાદ આપણે હવે જ્ઞાતિ

બંધારણ તરફ વળીએ. આપણે માની લ્યો કે સમાજ મૂળ એક હતો, એટલે કે તેમાં કોઇ પણ જાતનું પૃથક્કરણ થએલું નહોતું. * પછી મનુષ્યને જેમ જેમ જુદી જુદી જાતની જરૂરીઆતો ઉભી થતી ગઇ તેમ તેમ સમાજમાં જુદા જુદા ધંધાઓ અસ્તિત્વમાં આવતા ગયા. સામાન્ય રીતે ચાર પ્રકારની જરૂરીઆતો સ્પષ્ટ રીતે બહાર આવી. એક તે શારીરિક સેવા મેળવવાની, બીજી વેપારની—એટલે કે શારીરિક જરૂરીઆતો લેવડદેવડથી પૂરી પાડવાની, ત્રીજી સ્વતંત્રતાના રક્ષણ અર્થે બચાવ કરવાની, અને ચોથી તે ભણવા ભણાવવાની. આ પ્રમાણે સાધારણ રીતે ચાર વર્ણો અસ્તિત્વમાં આવી. આ ચાર વર્ણો સમાજના અસ્તિત્વ માટે આવશ્યક મનાતી હતી, એ functional ના અર્થમાં ધાર્મિક વિભાગો હતા. એટલે કે સમાજનું શરીર જળવાય એટલા માટે એ વિભાગો હોવા જોઇએ એમ માનવામાં આવતું. આ વખતે વ્યક્તિ અને સમાજનો સંબંધ પિંડ અને બ્રહ્માંડના જેવો માનવામાં આવતો. આવી જાતની માન્યતા પ્રાચીન ગ્રીક વિચારોમાં પણ મળી આવે છે. † એ સંબંધની દૃષ્ટિએ જેટલું વ્યક્તિમાં તેટલું સમષ્ટિમાં અને જેટલું સમષ્ટિમાં તેટલું વ્યક્તિમાં હોય એમ માનવામાં આવતું. વ્યક્તિગત ચિત્તના જુદા જુદા ભાગો પાડીને જે અંશ જેનામાં વધારે હોય તે તે વર્ણનો ગણાય, એ પદ્ધતિએ જેમ પ્લેટોએ પોતાના વર્ણો જુદા કર્યા તેમ આપણે અહીં અસલ થયું હશે કે નહિ એ કહી શકાતું નથી. આ વર્ણધર્મના ઉપરાંત ઘણાં વર્ષો બાદ ધંધાધંધા પ્રમાણે જુદી જુદી શ્રેણીઓ અસ્તિત્વમાં આવી. આપણે સમાજના વિભાગો ચાર મુખ્ય જરૂરીઆતોથી કર્યા હતા, પણ જેમ જેમ સમાજ આગળ વધતો ગયો તેમ તેમ જુદી જુદી જરૂરીઆતો ઉભી થઇ, અને જુદા જુદા ધંધાઓ અસ્તિત્વમાં આવ્યા. પરંતુ આ વખતે વર્ણધર્મનો સિધ્ધાન્ત લગભગ ભુલાઇ ગયો હતો. આથી કરીને એ ચાર ધંધાઓ ઉપરાંત જ્યારે બીજા ધંધાઓ અસ્તિત્વમાં આવ્યા, ત્યારે એમને આપણે વર્ણવિભાગમાં સ્થાન આપ્યું નહિ, પરંતુ એ ધંધાઓની શ્રેણીઓ સ્થાપી. વર્ણવિભાગો જકડાઇ ગયા હતા, અને એ વિભાગોનું જે ભેદક તત્ત્વ (Principle of Division--Fundamentum Divisionis) હતું તે વીસરાઇ ગયું હતું. આથી વર્ણોની સાથે સાથે શ્રેણીઓ અસ્તિત્વમાં આવી. એક વર્ણમાંથી જુદી જુદી શ્રેણીઓ ઉત્પન્ન થઇ, અને એકજ શ્રેણીમાં જુદા જુદા વર્ણના લોકો હતા. સામાજિક વિભાગોનું વર્ણ—અને શ્રેણી નું ભેદક તત્ત્વ અને ભેદક દૃષ્ટિ તો એકજ હતાં, છતાં પણ સમાજમાં વિભાગો સવળા અવળા થવા લાગ્યા! થોડુંક પ્રમાણશાસ્ત્ર જેને આવડતું હશે, તેને ખબર હશે કે વિભાગો કરતી વખતે હંમેશાં એક જ ભેદક તત્ત્વ કે ભેદક દૃષ્ટિ રાખવી જોઇએ, કારણ નહિ તો વિભાગોમાં સંકર (cross division) ઉત્પન્ન થાય. પરંતુ આપણે સામાજિક વિભાગો કરતાં એટલી અતિભા દાખવી કે કોઇપણ પ્રમાણશાસ્ત્રીના ખ્યાલમાં આવી ન શકે એવી રીતે એકના

* આ ચર્ચા મુખ્યત્વે તાત્વિક (logical) છે, ઐતિહાસિક (chronological) નથી.

† પ્લેટો વગેરે

એક ભેદક તત્ત્વથી સમાજમાં સંકર વિભાગો ઉત્પન્ન કર્યાં. વર્ણો અને શ્રેણીઓ, શ્રેણીઓ અને વર્ણો, અને આ શ્રેણીઓમાંથી હાલની નાતો ઉત્પન્ન થઇ હશે એમ માનવામાં આવે છે. ‡

શ્રેણીઓ વેપારને અંગે હતી. "શ્રેણીઓ પાસે મજમું દ્રવ્ય રહેતું. અને વિપત્તિમાં શ્રેણીના માણસો તેનો ઉપયોગ કરી શકતા. શ્રેણીનો કોઇ માણસ પોતાનું કામ ન કરે તો પ્રથમ તેને ઠપકો આપતા; પણ બીજી વાર ગુન્હો કરે, તો તેનો દંડ કરી તેને શ્રેણી બહાર કાઢી મૂકવો એમ કૌટિલ્ય લખે છે. વળી શ્રેણીમાં અંદર અંદર રોટીબેટી વ્યવહાર ચાલતો હશે એમ લાગે છે. × × × એકત્ર નિવાસ, એક ધંધો, મજમું દ્રવ્ય, સ્વતંત્ર આંતર્વ્યવસ્થા, શ્રેણી બહાર કાઢી મૂકવાની સજા, ભાણાવ્યવહાર, લગ્નવ્યવહાર, અને લગ્ન તથા ભાણાવ્યવહારમાં ઉલટો ક્રમ દાખલ કરાવી શ્રેણી તોડવાની રીત એ સર્વ હાલની નાતની સંસ્થાઓના ચિન્હો છે."

કોઇ એમ કહે કે એકનો એક ધંધો એકની એક શ્રેણી કે નાતમાં રહેવા દેવાથી સુકર, સુલભ અને પૂર્ણ બને છે. કારણ બાપદીકરાથી જે જ્ઞાન ઉતરી આવ્યું હોય તે સ્વાભાવિક થઇ જાય છે. પરંતુ વિજ્ઞાન આપણને અહીં કશો ખાસ ટેકો આપતું નથી. કોઇ માણસે પોતે જાતે જે ટેવો કેળવી કે મેળવી હોય તે ટેવો ખાસ વારસામાં ઉતરતી નથી એમ આધુનિક વંશપરંપરા વિશેનું શાસ્ત્ર કહે છે. બીજી દૃષ્ટિએ જોતાં પણ આમાં ગેરલાભ જ છે. કારણ ટેવનું બંધારણ જીવન્ત બુધ્ધિવ્યાપારોના પ્રયાસોથી ઉલટી દિશાએ વહેતું હોય છે. પહેલાં એકવાર બુધ્ધિવ્યાપાર થઇ ગયા પછી ટેવ ઘડાઇ ગયા બાદ વ્યક્તિને કશો અધિક પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી. ટેવનું બંધારણ પહેલેથીજ જડ છે, અને જે ધંધો બાપદાદાથી ઉતરી આવ્યો હોય તે આપણે ઘણું ઘણું કરીએ તો પણ ટેવથી વધારે ઉચ્ચ ભૂમિકા ઉપર જતો નથી. કોઇ રંગારો એના બાપ પાસેથી અદ્ભુત રીતે રંગોની મેળવણી કરતાં શિખ્યો હોય, તો કોઇ કવિહૃદય એના જ્ઞાનને જીવન્ત અદ્ભુત પ્રતિભાની ઉપમા આપશે. પરંતુ કવિઓ ઘણું જુઠું બોલે છે તેમ એ વાસ્તવિક રીતે જીવન્ત નથી પણ ટેવરૂપ જડ થઇ ગએલું હોય છે—એ જ્ઞાન અંધ છે. આથી જ આપણે નવી નવી શોધોમાં આગળ વધી ન શકયા, આથી જ સેંકડો વર્ષોથી આપણે એનાં એ ઓજારો વાપરીએ છીએ, અને ગરીબ ખેડુત એનું એ હળ અને રાંપ લઇને દુર્દૈવને આધીન થઇને રહે છે.

આપણા જ્ઞાતિસંસ્થાના કોઇ હિમાયતી એમ કહેશે કે આ ક્ષણિક દુનિયાની શોધો તરફ આપણે બેપરવા રહ્યા છીએ એનું કારણ એ છે કે આપણે આધ્યાત્મિક બાબતોમાં બહુ આગળ ગયા હતા. એક બાજુ આપણે વધારે લક્ષ આપીએ તો બીજી બાજુ દુર્લક્ષ પણ થાય એ બાબત સમજી શકાય એમ છે. પરંતુ જ્યાં જ્યાં દુર્લક્ષ હોય ત્યાં ત્યાં એનાથી ઉલટી બાજુએ ઉગ્ર સમાધિ હોય એ સિધ્ધાન્ત બીલકુલ ખરો નથી. કારણ લક્ષ કે દુર્લક્ષ કશું ન હોય પરંતુ આળસ તો હોઇ શકે જ. અને

‡ જુઓ આર્ય વિદ્યાવ્યાખ્યાનમાળા. પૃ. ૬૪-૬૫-૬૬.

આધ્યાત્મિક વિષયનો અનુભવ હોય, અને અનુભવની આપલે થઇ શકતી નથી, તથા એનું અનુકરણ પણ થઇ શકતું નથી તેથી એ અનુભવના સમૂળા નાશ પછી પણ એ અનુભવની ઉંધી બાજુ (negative side)—આ દુનિયા તરફનું દુર્લક્ષ-આપણામાં રહી ગઇ; એટલે કે આળસનો જન્મ થયો.

આપણે વર્ણધર્મથી શરૂ કર્યું હતું ત્યાં જઇ ફરી આપણે આપણી દલીલ તપાસીએ. બાપદાદાથી ઉતરી આવેલ ધંધામાં ખાસ વિકાસ થાય એમ હોતું નથી તે આપણે જોયું. સાધારણ રીતે પણ આપણે જો સારા જોડા સીવડાવવા હોય તો કોઇ મોચીને ત્યાં જઇ એમ પૂછતા નથી કે 'તારો બાપ સારો મોચી હતો?' કારણ વર્ણવ્યવસ્થાની હયાતી છતાં પણ સર્વસામાન્ય બુદ્ધિથી આપણે એટલું તો સમજી શકીએ છીએ કે કોઇના બાપને એક ધંધો ગમે તેટલો સારો આવડતો હોય એથી દીકરાને પણ આવડેજ એમ હોતું નથી. સમાજ ના વર્ણોમાં વિભાગ કરી આપણે તેમાં પાછી શ્રેણીઓ દાખલ કરી એ પહેલાં એક ઓરડી ચણી પછી બીજી પૂરી કરવી અને પછી ત્રીજી અને એવી રીતે આડાઅવળી ને ઉપરાઉપરી ઓરડીઓ ગોઠવીને એક મહેલ પૂરો કરવા જેવી વાત છે એથી જ કબીરવડનું અસલ થડ કયું હતું તેની ખબર ન પડે એટલો બધો રળીઆમણો આપણો સમાજ કોઇને લાગે. પરંતુ ખરી ઉપમા કબીરવડની નથી, પણ કોઇ ભીખારીનું ફાટ્યું તૂટ્યું થીંગડાવાળું લુગડું હોય કે જેમાં અસલ કપડું કે ભાત કઇ એની ખબરજ ન પડે, એની છે.

ઉપર આપણે જોયું કે શ્રેણીઓ અસ્તિત્વમાં આવી ત્યારે વર્ણવિભાગની ભેદક દૃષ્ટિ ભુલાઇ ગઇ હતી. વર્ણોમાં એ વખતે પણ બ્રાહ્મણનો પુત્ર તે બ્રાહ્મણ એમ લગભગ નક્કી થઇ ગયું હતું. એ વ્યાખ્યા એક ચક્રમાં ગોઠવાઇ ગઇ, કારણ બ્રાહ્મણ શબ્દથીજ આપણે બ્રાહ્મણનો અર્થ સમજવા પ્રયત્ન કર્યો. જીવનવ્યાપારો અનંત છે, અને એક ચક્ર પણ અનંત છે, પરંતુ જીવનવ્યાપારોની અનંતતા જીવન્ત છે, જ્યારે ચક્રની અનંતતા જડ છે. એ ભેદક દૃષ્ટિ જ્યારે ભૂલાઇ ગઇ, અને ઔદ્ધિક વ્યાખ્યાઓ પણ ચક્રના વમળમાં પડી ગઇ, ત્યારે ધાર્મિક શબ્દે જૂદું સ્વરૂપ પકડયું, વર્ણધર્મ પહેલાં તો functional ના અર્થમાં ધાર્મિક હતો. પણ વર્ણધર્મનું ભેદક તત્ત્વ જેમ વીસરાઇ ગયું તેમ, ધાર્મિક અનુભવના અર્થમાં પણ ધર્મ શબ્દનું ખરું રહસ્ય નાશ પામ્યા બાદ, જ્યારે ધર્મનાં માત્ર ખંડીએર ઉભાં રહ્યાં ત્યારે, ધાર્મિક--એ વિશેષણ ગમે તે અર્થમાં વપરાવા લાગ્યું. આથી વર્ણધર્મ જે (function) માત્ર અસ્તિત્વની દૃષ્ટિએ ધાર્મિક હતો તે આધ્યાત્મિક દૃષ્ટિએ પણ ધાર્મિક છે એમ મનાવા લાગ્યું! આપણા કેટલાક ચુસ્ત હિમાયતીઓ એમાં મગરૂરી ધરાવે છે કે આપણે ત્યાં બધા વ્યવહારને ધાર્મિક ભૂમિકા ઉપર લઇ જવામાં આવ્યો છે. પરંતુ ખરું સત્ય એ છે કે ધર્મ શબ્દ જુદા જુદા અર્થોમાં એકજ હતો, તેથી ધાર્મિક શબ્દ પણ અનેક અર્થે વપરાવા લાગ્યો; અને મળ જે એકજ અર્થમાં ધાર્મિક હતું તે બધા અર્થમાં ધાર્મિક છે એમ

કાળે કરીને મનાવા લાગ્યું. આથી મૂળ ધર્માનુભવને પણ ધક્કો પહોંચ્યો. માત્ર નાત જાતના બાહ્ય રીતરિવાજો અને રૂઢિબંધન અને વિધિબંધનમાંજ ધર્મ રહેલો છે એવી માન્યતાને પોષણ મળ્યું. એથી ઉંચ નીચના કૃત્રિમ ભેદ જનસમાજમાં દાખલ થયા અને અભડાવાનો અને વટલાવાનો મોટામાં મોટો વહેમ આપણા મનમાં ઘર કરી રહ્યો. રહેનાર ગયો અને ખંડેર રહ્યાં, પોપટ ગયો અને પીંજર રહ્યું!

પહેલાં કોઇ વાર એક જગ્યાએ નદીનું વહેણુ ચાલુ હોય અને પછી રફતે રફતે નદી વહેણુ બદલે કે સુકાઇ જાય પછી જેમ વટેમાર્ગુને રસ્તો સરળ થઇ પડે, નદીનું નામ માત્ર શેષ રહે અને ગોળમોળ પથરા શંકર તરીકે પૂજાય એના જેવો આપણો સમાજ થઇ ગયો. જ્યાં સુધી ખરો ધર્માનુભવ જીવન્ત હતો ત્યાં સુધી રૂઢિબંધન એટલું જડ નહોતું. હમણાં હમણાંમાં પણ જે કોઇ સાધુ સન્ત થઇ ગયા તેમણે નાત જાત છોડયાં છે અને ભંગી ચમારને પણ પોતાની પાસે બેસાડયા છે. આપણા લોકો આ વાતને બીજી દૃષ્ટિએ જુએ છે અને કહે છે કે એમણે તો દુનિયા છોડી તેથી તેઓ ગમે તેમ કરે તો પણ ચાલે. સમાજને આપણે નીતિવાન અને નિયમનમાં રાખવા માગીએ છીએ એમ આનો અર્થ આપણે સમજવાનો નથી. પણ સત્ય એ છે કે આપણામાં અનુભવની ક્ષીણતા છે; અને એ ક્ષીણતા એટલી સજ્જડ થઇ બેઠી છે કે જેનામાં સામર્થ્ય હોય તેને માટે આપણે સમાજમાં કશું સ્થાન રહેવા દેતા નથી.

અહીંથી આપણે વળી એક બીજી બાબત પર ઉતરીએ છીએ. જે કોઇ પોતાના ઉંડા અનુભવને લઇને સમાજના રૂઢિબન્ધનથી દૂર થઇને સ્વતંત્ર રીતે જીવન ગાળવા ઇચ્છતો હોય, તેને આપણે કાં તો બહુ ઉચ્ચ સ્થાન આપી દઇએ છીએ, અને કાં તો એને બીલકુલ ગણકારતા જ નથી. ધાર્મિક ભાવનાથી કોઇ બધા મનુષ્યોને સરખા માને, અને ઢેડને પણ પોતાને ઘેર આમંત્રે તો આપણે એને સન્ત માનીશું, દૂરથી એની પૂજા કરીશું; અથવા તો એને સમાજથી તદ્દન હલકો પાડીને એના જીવનમાંથી આપણે કશો સાર ગ્રહણ કરીશું નહિ. એવી વ્યક્તિને સામાજિક જીવનની કક્ષામાં રાખીને એણે ઉઠાવેલ જીવનના પ્રશ્નો પર આપણે પોતે કશો વિચાર કરીશું નહિ. અતિશય ખરાબ પૂર્વગ્રહ ((prejudice)ને લઇને કોઇ બાબત પર વિચાર ન કરવો, અગર તો એને ધર્મનું લેબલ લગાડી એને વહેમથી પવિત્ર માનવી એ બન્ને બાબતમાં મનુષ્યનું ચિત્ત એકજ ભૂમિકા ઉપર કામ કરતું હોય છે.

આપણે એક બે દાખલા લઇશું. ઉપર આપણે જોયું કે વર્ણધર્મની ભેદક દૃષ્ટિ શી હતી તે જ્યારે ભલાઇ ગયું ત્યારે આપણે વર્ણવિભાગને ધર્મની અસ્પેરાઇ ઉપર ચડાવી દીધો. એવીજ રીતે એક બીજી બાબતમાં પણ આપણે વ્યક્તિની સામે અત્યાચાર કર્યા. આથી ખરા ધર્માનુભવને પણ નુકસાન પહોંચ્યું, કારણ અજ્ઞાનનો વિષય અને ધરમનો વિષય એ લગભગ એક સરખા થતા ગયા.

વ્યક્તિ અને સમાજનો સંબંધ પિંડ અને બ્રહ્માંડનો છે એવી માન્યતા યુરોપમાં તેમજ આપણામાં પણ હતી તે આપણે જોયું. જંગલી લોકોના મનને

વ્યક્ત જેવું કશું હોતું જ નથી, એનાથી આ માન્યતા એક પગલું આગળ જાય છે; અને આટલે આવ્યા પછી ખરી પ્રગતિ વ્યક્તિગત સ્વાતંત્ર્ય તરફ વળવાની હોય છે. યુરોપમાં મધ્યકાલીન યુગના અંધારામાંથી વ્યક્તિગત સ્વાતંત્ર્યનો તણખો સહેજ ઉડયો, અને રાખમાં દબાઇ ગયો, તે આધુનિક સમયમાં, પછી તે ભલે મૂડીવાદની સામે હોય કે ગમે તેમ, પણ પાછો ભારેલા અગ્નિની માફક બહાર આવ્યો છે. વ્યક્તિ અને સમાજનો ખરો સંબંધ એ છે કે સમાજ એ વ્યક્તિનો ધર્મ (function) છે; નહિ કે વ્યક્તિ એ સમાજનું અંગ. પરંતુ આપણે પિંડ બ્રહ્માંડના સંબંધ સુધી આવીને અટકી પડયા, અને વ્યક્તિગત સ્વાતંત્ર્ય તરફ ન જતાં પાછાં પગલાં ભર્યાં, અને વ્યક્તિને સમાજનું એક અંગ જ માની લીધું* હા, વ્યક્તિગત સ્વાતંત્ર્યને સ્થાન રહ્યું, પણ કયાં? ધરમમાં! એ સ્વાતંત્ર્ય તે મોક્ષ. આ ભવસાગર દુઃખમય છે, અને તેમાંથી વ્યક્તિને સમાજ કહે તેમ જો એ બરોબર ધરમ આચરે તો તેને મોક્ષ મળે. સમાજમાં ગુલામી અને ધરમમાં મોક્ષનો આદર્શ! સમાજ વિભક્ત અને કુટુંબ અવિભક્ત! વર્ણની અંદર શ્રેણી, શ્રેણીની નાત અને નાતમાં નાત અને તેમાં ધોળ; તે એટલે સુધી કે ઇબ્સેનના એક નાટકનો નાયક× જેમ ડુંગળીનો દડો હાથમાં લઇને એનાં ફોતરાં એક પછી એક ઉતારે છે, અને છેવટનું પણ ફોતરૂં જ માલમ પડે છે, તેમ એક પછી એક સમાજનાં તડો ઉકેલતાં પણ આપણને વ્યક્તિનું જીવન કે સ્વાતંત્ર્ય કયાંઇ માલુમ પડતું નથી! આ રીતે જે કંઇ આપણને ફૂટ લાગ્યું તેનું નિરાકરણ સામાજિક જીવનની ભૂમિકા ઉપર ન લાવતાં, એને આપણે ધાર્મિક બાબતો ભેગું ભેળવી દીધું. તો હવે સમજાશે કે આપણા બંધારણનો પાયો ધાર્મિક છે એમ કહેવાનો અર્થ એ છે કે એનો પાયો અજ્ઞાન ઉપર છે *

મુસલમાનો આવ્યા ત્યારે આપણા સમાજની દીવાલ વધારે મજબૂત ચણવાને–'સંગઠિત' કરવાને બદલે આપણે આપણા વાડા વધારે નાના બનાવ્યા. રક્ષણને અર્થે આપણે સામર્થ્ય કેળવ્યું નહિ પણ ઉલટા સંકુચિત બન્યા. એથી કોઇ જો એમ કહે કે જ્ઞાતિબંધારણને લઇને જ આપણી સંસ્કૃતિ આપણે ટકાવી રાખી શકયા છીએ, તો સત્ય એ નથી; પણ એ છે કે આપણી સંસ્કૃતિ એટલી ક્ષુદ્ર નહોતી કે ક્ષુદ્ર વાડાઓમાં એ કેદ થઇ શકે! રવીન્દ્રનાથ ઠાકુરે એમના એક ગીતમાં કહ્યું છે કે "સુંદર ફુલ (ના આત્મા) ને મારી છાતી સરસું ચાંપવા મને મન થયું પણ તેમ કરવા જતાં માત્ર પાંખડીઓજ મારા હાથમાં આવી" અને આપણે તો એ પાંખડીઓને પણ છૂંદી નાંખી.

અસહકારની ચળવળને અંગે આપણા સામાજિક જીવનમાં કેટલોક ફેર પડશે એ પ્રશ્ન આપણે છેવટ વિચારવાનો રહે છે. એ હિલચાલના આદ્ય પ્રેરકના કહેવા

* " Arrested Civilization."

× Peer Gynt.

* સાધારણ માણસ માટે "ધર્મશાસ્ત્ર આમ કહે છે" એનો અર્થ બાળબોધ લીપીમાં એમ લખ્યું છે એવો અથવા બહુ તો સંસ્કૃત ભાષામાં એમ લખ્યું છે એવો થાય છે;

પ્રમાણે એમાં રાજકીય પ્રશ્નો સાથે ધર્મનું ધોરણ પણ દાખલ કરવામાં આવ્યું છે;× અને જે રાજકીય વિષયમાં થયું છે તેનું તે સામાજિક પ્રશ્નોને પણ લાગુ કરવામાં આવ્યું છે. માત્ર મનુષ્યના સહજીવનના સિદ્ધાન્ત ઉપર પણ અસ્પૃશ્યતા કાઢી નાંખવા એમણે હિંદુઓને વિનંતિ કરી છે. કોઇને અડ્યાથી અભડાઇ જવાય એ અત્યંત સ્નેળ વ્હેમ પણ આપણા મનમાં આટલો બધો સજ્જડ થઇ ગયો છે, એ આપણે હમણાંજ જાણ્યું; કારણ અત્યાર સુધી તો અંત્યજોને ન અડવું એ આપણા માટે સ્વાભાવિક હતું. નરસિંહ મહેતાએ જ્યારે ઢેઢોને ત્યાં જઇ ભજનો ગાયાં ત્યારે એમને આપણે સાધુસન્ત ગણી સમાજમાંથી બહાર મૂક્યા. અત્યારે પણ અસ્પૃશ્યતાને કાઢી નાંખવાનું કહેવામાં આવે છે ત્યારે પણ તેના ઉપદેશકને "મહાત્મા" ગણી કાઢીને વળી આપણે એનું એ પાપ ફરી કરવા બેઠા છીએ. કારણ કોઇ વ્યકિતના ઉપદેશ કે સલાહ તરફ દુર્લક્ષ દેખાડવાનું સારામાં સારૂં સાધન એ છે કે એને અતિશય ઉચ્ચ પદવી આપીને સામાજિક જીવનની ભૂમિકા ઉપર એને અસ્પૃસ્ય કરી નાંખવો. પરંતુ જેટલે અંશે અસ્પૃશ્યતા જરૂરની છે એવા એવા લેખો પણ આવે છે તેટલે અંશે, આપણે કહીશું કે, અસ્પૃશ્યતા જરૂર નીકળી જશે.

આ ઉપરાંત અસહકારે ચિન્તની એક એવી એકદેશી વૃત્તિ કેળવી છે કે જેથી ગમે તેના વગર ચલાવી લેવાય. રાજકીય બાબતોમાં કેમ જાણે બ્રિટિશ રાજ છે જ નહિ તેવી રીતે વર્તવાનું એ વૃત્તિ આપણને સૂચન કરે છે; તો તેવું સામાજિક ક્ષેત્રમાં પણ ન થાય? સામાજિક સત્તા ઘરડેરાઓના હાથમાં હંમેશાં હોય છે. તો જો એ ઘરડેરાઓ યુવાવસ્થાના આદર્શોથી વિરૂદ્ધ જઇ ઉગતી પ્રજા પાસે પોતાનાં હુકમો જબરજસ્તીથી પળાવે, તો ઉગતી પ્રજા ખુશાથી ઘરડેરાઓ વગર કામ ચલાવી લેશે. આ તત્ત્વ અસહકારને માન્ય હશે કે નહિ તે કોણ જાણે, પરંતુ જે તર્ક પરરાજ્યને વિશે લાગુ કરવામાં આવે છે, તેજ તર્ક સામાજિક ક્ષેત્રમાં પણ ઉગતી પ્રજા લાગુ કર્યા વગર નહિ રહે; અને આનો દાખલો સાહિત્યમાં– જ્યાં કશું કરવાનું હોતું નથી, પણ માત્ર લખવાનુંજ હોય છે–આપણને આજે મોજુદ દેખાય છે. એ એકદેશી વૃત્તિ સર્વથી સારી છે એમ કહેવાનો અહિં આશય નથી. ઘણી વાર એવી વૃત્તિ અભિમાન અને અજ્ઞાનને પોષે છે અને વ્યક્તિનું જીવન સંકુચિત કરે છે. પરંતુ જ્યાં જ્યાં એ જ્ઞાનની સાથે મળશે ત્યાં ત્યાં એ સારાં પરિણામોજ લાવશે.

ત્રીજી વાત એ છે કે આ હિલચાલને લઇને આપણું સામાજિક જીવન વધારે ઘટ્ટ–સુસંગત બન્યું છે. પહેલાં ભણેલા અને અભણની વચ્ચે મોટું અંતર હતું. એમના આશયો, ઇચ્છાઓ, આદર્શો અભણની સાથે ભળવું એ હલકા પડવા જેવું છે–એવા હતા. પરંતુ જ્યાં સૂર્યના પ્રખર તાપમાં ખેડુત પોતે પરસેવામાં રેબઝેબ થઇ મજૂરી કરે છે ત્યાં પણ માનવતા છે એ આપણે હવે જરા સમજી શકીએ છીએ. દશ કે પંદર વર્ષ પહે.

× આમાં પણ અસલ જેમ ધર્મ શબ્દ વિશે ગોટાળો થયો છે કે કેમ એ વાંચનારે પોતે વિચારવાનું છે.

લાંનો સંસારસુધારો સમાજના અમુક જ ખુણામાં થઇ શકે એમ માનવામાં આવતું; પણ જે સુધારો સમાજમાં દઢ (concrete) સ્વરૂપ ન લે એ સામાજિક સુધારો નથી તે આપણે હવે સમજતા થયા છીએ, અને હવે પછી જે જે રૂઢિ બંધનો તૂટશે તે બધાં સમાજમાં જ તૂટશે એમ આશા રાખીએ તો કશું ખોટું નથી.

પરંતુ અસ્પૃશ્યતાનિવારણમાં જે ધાર્મિક વૃત્તિ અસહકારે પોષી છે તે ત્યાં જઇ અટકી જાય છે. એક જ્ઞાતિ બીજી જ્ઞાતિને બીજી ઘણી રીતે–ખાણાંવ્યવહારમાં કે લગનની બાબતમાં–અસ્પૃશ્ય માને છે ત્યાં એ વૃત્તિને અવકાશ આપવામાં આવ્યો નથી. મહાપુરુષો એક દિશામાં થોડે દૂર જઇ પોતાના જ આદર્શનો ભાર લઇ પાછા ફરે છે એવું ઘણીવાર બને છે, અને આમાં પણ એમજ બન્યું છે. પણ જે ભયંકર પરિણામો કલ્પનાના બળે એ મહાપુરુષો ચીતરે છે તે કાળે કરીને વાસ્તવિક રીતે ખરાં પડતાં નથી. એવી ધાર્મિક વૃત્તિ આપણા જનસમાજમાં જયારે કેળવાશે, ત્યારે સાપ જેમ પોતાની કાંચળી ઉતારી નાંખે તેમ જ્ઞાતિસંસ્થાનું કોચલું આપોઆપ આપણા ઉપરથી ખરી પડશે, અને આપણે નવજીવન્ત થઇશું.

છેવટ આપણે આપણી દલીલના મુખ્ય મુદ્દાઓ યાદ કરી જઇએ.

૧. સમાજના અસ્તિત્વને માટે વર્ણ સ્થાપવામાં આવી, અને વર્ણધર્મ (functionally) નક્કી થયો.

૨. એ વર્ણધર્મની ભેદક દૃષ્ટિ ભૂલાઇ, ત્યારે સામાજિક વિભાગો શ્રેણીઓના ઉમેરાથી સંકર (વર્ણસંકર) ઉત્પન્ન થયો. વર્ણધર્મને પછી ગમે તે અર્થમાં ધાર્મિક માનવામાં આવ્યો.

૩. શુદ્ધ ધર્માનુભવને ધક્કો પહોંચ્યો, અને રીતરિવાજો જડ થયા.

૪. વંશપરંપરાથી એકનો એક ધંધો ચાલ્યો આવે તેથી તે વધારે સારો બને એ વિજ્ઞાનની દૃષ્ટિએ સાચું નથી. ઉલટું બાપદાદાથી ઉતરી આવેલ ધંધો ટેવરૂપ થઇ જવાથી આળસ વધારે છે, અને બુદ્ધિની શોધકવૃત્તિને હણે છે.

૫. બ્રાહ્મણનો પુત્ર તે બ્રાહ્મણ એ વ્યાખ્યામાં અનવસ્થા દોષ રહેલો છે. કોઇ સુતારની પાસે જઇ એક ઘડમાંચી કરાવવી હોય તો આપણે કદી એમ નહિ પૂછીએ તારો બાપ સુતાર હતો ?

૬. સમાજના સંકુચિત વિભાગોથી, જડ રીતરિવાજોથી, ધાર્મિક શબ્દની અસ્પષ્ટતાથી, ધર્માનુભવના હ્રાસથી વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ થયો અને જંગલી માન્યતા પ્રમાણે વ્યકિત સમાજનું એક અંગમાત્ર થઇ રહી.

૭. વ્યકિતસ્વાતંત્ર્યનો અર્થ માત્ર ધાર્મિક મોક્ષનો રહ્યા. અને સામાજિક બંધનો વધારે જડ થયાં. રૂઢિરક્ષણ કરવાનો સારામાં સારો ઉપાય એ મળી ગયો કે કોઇ વાતને લક્ષમાં ન ઉતારવી હોય તો તેને ધાર્મિક શબ્દના વર્ગમાં નાંખી દેવી.

૮. પરંતુ ખરો ધર્માનુભવ–જે આખા વિશ્વને એના આંતરિક અનુભવની દૃષ્ટિએ નિહાળવા ઇચ્છે છે અને એમાં આનંદ માને છે એ સામાજિક વિભાગોથી

[ અનુસંધાન પૃષ્ટ ૧૫૭ ]

# ગાંધીજીના અશક્ય આદર્શો

**જીવનમાં પોતે જુદા જુદા સમય અને સંજોગોને આધિન થઇને જે કામ કર્યાં છે, તે જ કામ તેવા સમય-સંજોગોમાં નહિં કરવાના, ગાંધીજીના અશક્ય આદર્શો પાછળ આંખો મીંચીને ધસ્યા જનારાઓએ વિચારવા જેવી વાતો.**

[લેખકઃ શ્રી. સુધાકાન્ત ભટ્ટ.]



ગાંધીજી સંત છે, મહાત્મા છે, અર્થશાસ્ત્રી છે, પંડિત છે, સમાજસુધારક છે, સાહિત્યક છે, વૈદ છે, શરીરશાસ્ત્રી છે, માનસશાસ્ત્રી છે, સ્મૃતિકાર છે, પત્રકાર છે, ખેડુત છે, વણકર છે, બાળક છે, જુવાન છે, વૃદ્ધ છે, રાજદ્વારી છે, નીતિશાસ્ત્રી છે, જ્ઞાતિભક્ત છે, શું છે અને શું નથી, તેની મારા જેવા સામાન્ય કોટિના માણસને ઓછી જ ખબર પડે છે. છતાં ગાંધીજીના લેખો વાંચી જોવાથી, ભાષણો સાંભળવાથી અને તેમનાં કાર્યોનું નિરીક્ષણ કરવાથી એટલું તો લાગે છે કે, તેમનો 'નમ્ર' દાવો એવો હોવો જોઇએ કે ઉપર લખેલાં તમામ ક્ષેત્રોમાં 'હું કંઇક છું.' એવું બતાવવાની એમને હોંશ તો જરૂર જ છે.

એ હોંશ સ્વાભાવિક હોય, સંજોગબળે ઉભી થઇ હોય, ધીરે ધીરે કાયમની બની જવાથી સ્વભાવ અથવા ટેવરૂપ બની ગઇ હોય, કે ઇચ્છા તેમજ હેતુપૂર્વક એમ બતાવી દેવાય તેવું તેમણે થવા દીધું હોયઃ પરંતુ એક

---

(પૃષ્ટ ૧૫૨ નું ચાલુ)

પર છે, બલ્કે એની અને સામાજિક વિભાગો વચ્ચે વિરોધ પણ છે.

૯. અસહકારે અસ્પૃશ્યતા કાઢી નાખવામાં ધાર્મિક વૃત્તિને સ્થાન આપ્યું, પરંતુ તેનાથી આગળ જઇ જ્ઞાતિ-જ્ઞાતિ વચ્ચેની અસ્પૃશ્યતા કાઢવા પોતાનું લક્ષ પ્રેર્યું નહિ. અસહકારે ત્યાગની વૃત્તિ કેળવી છે, અને વૃત્તિને જો જ્ઞાનથી પોષી સમાજ એનું પાલન કરે, તો વ્યકિતઓમાં પુનર્જીવન આવશે; અને જ્ઞાતિબંધારણ ખરી પડશે.

છેવટ જ્ઞાતિબંધારણ ધર્મના બતાવ્યાં તેમાંના કોઇ પણ અર્થમાં ધાર્મિક નથી; ઉલટો એ અધર્મ છે.

વાત ચોક્કસ કે; જગતના અનેક પ્રશ્નોના સંબંધમાં અને માનવજીવોને લગતી લગભગ એકેએક બાબતમાં તેમણે પોતાનો 'નમ્ર' મત ઉચ્ચારવાનો સબલ તેમજ નિર્બલ પ્રયાસ કર્યો છે જ.

અને ગાંધીજીનું આ જાતનું વર્તન જોતાં, બીજા કોઇ પણ મનુષ્યની માફક મને વિચાર કરવાનું મન થઇ જાય છે, મનુષ્ય વિચાર કરી શકે છે, એટલી શક્તિ અને મતિનો તેનામાં વિકાસ થયેલો છે, એટલે વિચાર કરવો તે મનુષ્યમાત્રનો સર્વ સામાન્યધર્મ છે. પરંતુ પોતાને સારૂ પોતે જ વિચાર કરી લેવો એ પ્રત્યેક મનુષ્યનો સામાન્ય ધર્મ નહિં પણ ખાસ અધિકાર તેમજ પવિત્ર ફર્જ છે.

કોઇ પણ માણસ મોટો હોઇ શકે, મહાત્મા પણ બની અથવા કહેવડાવી શકે, પરંતુ મોટો માણસ સર્વજ્ઞ હોઇ શકે કે કેમ, એ વિવાદનો અને તેટલોજ ગૂંચવણનો પ્રશ્ન છે. પ્રાચીન, યુગના માણસને હાલના કરતાં અતિ ઘણા થોડા પ્રશ્નો વિચારવાના હતા, એટલે તે જમાનાનો મોટો માણસ, તે સમયના ઘણા પ્રશ્નોમાં માથું મારી શકે તે હાલના કરતાં વધુ શક્ય હતું; તેમ છતાં ઘણા ઓછા માણસોએ-કદાચ ભાગ્યે એકાદ બે કે પાંચ દશ જણાઓએ-તેવો દાવો કર્યો હોય; જેઓ ધર્મના ક્ષેત્રમાં પડેલા તેમણે બને ત્યાં સુધી બીજા ક્ષેત્રમાં ઘડીએ ને પલકે માથું માર્યું નહોતું, તેજ રીતે વ્યાપાર-વણજમાં પડેલા ચિતિશક્તિ અને ચિદાકાશની કડાકુટમાં પડયા નહોતા, કે રાજ્યદ્વારી પુરૂષોએ બ્રહ્માનંદને શોધવાની મથામણ કરી નહોતી. અને તે સ્વાભાવિક જ હતું.

પરંતુ પ્રાચીનયુગ કરતાં વર્તમાન યુગ ઘણો વિકાસ પામતો જાય છે, કુદરતનાં લગભગ ઘણાં ખરાં તત્વોનું પૃથક્કરણ કરી, કાળા માથાનો માનવી તેની ઉપર પોતાનો અધિકાર સ્થાપતો જાય છે. તેવે વખતે વિજ્ઞાન, ઇતિહાસ, કવિતા, સંગીત, વૈદક, લડાયક કલા અને લડાયક સામગ્રી, ભૂગોળ, ખગોળ, ભૂગર્ભ, જલ, સ્થલ, ઋતુ, વાતાવરણ, સ્ટીમર, તાર, રેડીયો, વિમાન, એવી એકસો ને એક બાબતોમાં એકજ માણસ નિપુણ બની શકે નહીં. કોઇ પણ મનુષ્યનો તેવો દાવો પણ કામ આવે નહિં.

તેમ છતાં ગાંધીજીનું વર્તન કંઇક એવા દાવાની 'નમ્ર' ભાવના ઉપર ઘડાયલું દેખાય છે. 'નવજીવન' અને 'યંગ ઇંડિયા'માં તેમને જૂદા જૂદા માણસો તરફથી પૂછાતા પ્રશ્નો અને તે પ્રશ્નોના ઉત્તર પુરા પાડવાના ગાંધીજીના પ્રયત્નો જેણે ધ્યાન અને કાળજીપૂર્વક જોયા-જાણ્યા છે, તે પ્રત્યેકને એમ લાગ્યા વિના ભાગ્યેજ રહ્યું હશે કે, ગાંધીજી જગતની અમુક વાત હું જાણતો નથી એવું કદીએ કહેતા નથી; એટલુંજ નહિં પણ લગભગ એકેએક બાબતના સંબંધમાં મત ઉચ્ચારવાની, અભિપ્રાય આપવાની સૂચના કરવાની અને માર્ગ દર્શાવવાની પોતાની શક્તિ, મતિ અને હક્ક હોય તેવુંજ માનીને તે વર્તતા દેખાય છે.

ગાંધીજીએ અત્યાર સુધીમાં કયા વિષયમાં અભિપ્રાય નથી આપ્યો, અને નહિં આપ્યા હોય તે વિષયમાં તે પોતાનો અભિપ્રાય ક્યારે નહિં આપે તે કહેવું મુસ્કેલ છે. પરંતુ એમના અભિપ્રાયો જોતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે, જે કાર્ય તેમણે

પોતે કર્યાં છે, તેવીજ પરિસ્થિતિમાં મૂકાયલા બીજા મનુષ્યોને તેવાં કામ કરવા માટે પોતે વખોડે છે. બીજું પણ એ ધ્યાનમાં રાખવા જેવું છે કે, ગાંધીજી હવે ઘરડા માણસ થયા છે, અને અત્યારે જે લખી રહ્યા છે, સલાહ આપે છે કે અભિપ્રાય બાંધે છે, તે તમામ તેમને આજે શું લાગે છે તે ઉપરથીજ; નહિં કે પોતે જુવાન હતા તે વખતે તેમને કેવું લાગતું હતું તે ધ્યાનમાં રાખીને. અને તેથી નવજુવાનોએ તે સલાહ કેટલે અંશે માનવાયોગ્ય ગણવી તે પ્રશ્નજ છે. ગાંધીજીના હાલના અને જુવાનીના સંજોગો બદલાઇ ગયા છે. જ્યારે તે જુવાન હતા ત્યારે સામાન્ય જુવાન જેવી લાગણી અનુભવતા અને તેવાં કામ કરતા; આજે તે વૃદ્ધ થયા છે, મહાત્મા બન્યા છે, તેમને માટેના તમામ સંજોગ આજે પલટાઇ ગયા છેઃ એ દશામાં તેમની સલાહ સાદા જુવાનોને શા કામની?

દાખલા તરીકે તેમણે સંસાર જોયો, ભોગવ્યો, અનુભવ્યો, વિષયવાસના ઉપર સંયમ મૂકવો એ ઐંદ્રવયે પણ એમને ઘણું ભારે લાગ્યું. એવા પુરૂષ આજે પ્રત્યેક નવજુવાન દંપતીને સામાન્ય મિત્ર તરીકે સાથે રહી બ્રહ્મચર્ય પાલનની વાત કરે તે કેવું કહેવાય? જે પોતે કરી શકેલા નહિં, પ્રયોગશીલ જીવનમાં પણ ઘણે મોડે કાળે, અને તે પણ કેટલા મહાન પ્રયત્ને તે કરી શક્યા, એવા ભારે ભોગની આશા તે હરેક જુવાન દંપતી પાસેથી રાખે તે અશક્ય આદર્શ નહિં તો બીજું શું છે?

જ્યારે તે જુવાનીમાં દાખલ થતા હતા, ત્યારે તે સમયની લાગણીઓના બળ તેમજ તે વખતના વાતાવરણને લીધે, એમને વૈષ્ણવ કુટુંબમાં જન્મેલા છતાં ચોરી કરવાનું મન થયું, ગુપ્ત રીતે માંસાહાર કરવાની ભાવના થઇ; તેજ સંજોગોમાં મૂકાતા બીજા માણસ પાસેથી તેથી વિશેષની આશા રાખવી તે કુદરતી તત્ત્વોને નહિં સમજવા અથવા તો જાણી જોઇને તેની અવજ્ઞા કરવા જેવું છે.

સંજોગબલ અને જુવાનીની ભાવનાઓભરી લાગણીઓના ઉછાળામાં તણાઇને વેશ્યાના ઘર સુધી તે પોતે ગયા, ગૌરકાય બાલાઓના પરિચયમાં આવ્યા, તેવા પ્રસંગે બીજા સામાન્ય જુવાનીઆઓની લાગણી ઉપર અંકુશ મૂકવાની ભલામણ–પોતાના જીવનથી જુદીજ રીતે–કરવી, તે અગ્નિમાંથી ગરમી અને હવામાંથી પ્રાણદાયી તત્ત્વો ખેંચી લેવા જેવી અશક્ય વાત નથી?

એક તરફ પિતા મૃત્યુને બિછાને પડેલા છે–હમણાં મરશે, હમણાં મરશે એવી કટોકટીની ઘડી છે, તેવે વખતે નવજુવાન મોહનદાસ પોતાના શયનખંડમાં જાય છે, પિતાની માંદગીની વાત એક વિપલ તે વિસરી જાય છે, કામવાસનાજ પ્રબલ બને છે અને મોહનદાસ એ વાસના સંતોષે છે! એ કાર્યને હવે 'મહાત્મા'ની નજરે જોઇને તે ભલે ગમે તેટલો પસ્તાવો કરે, પરંતુ નવજુવાનીની લાગણીમાં તેમણે જે કર્યું તેનાથી ઉલટી રીતે બીજો નવજુવાન કેમ વર્ત્તી શકે? શું જુવાની છતાં એવી કટોકટીની કસોટીની ઘડીએ જુવાનીમાંથી કુદકો મારીને તે વૃદ્ધાવસ્થામાં આવી શકશે? તે સામાન્ય માટીનો માનવી મટી 'મહાત્મા' બની શકશે?- કદીજ નહિં.

મનુષ્યને તે છે તેવો જોવો જોઇએ, તે જે સમયમાં જીવતો હોય તે–વર્તમાન–તેજ

લક્ષમાં લેવો જોઇએ. તે શિવાયની વધુ પડતી કલ્પનાઓ તે માત્ર કલ્પનાઓજ રહે છે. અશક્ય આદર્શજ રહે છે, અને એવી ગણતરીના ઘોડા દોડાવનાર શમણાંમાંજ વિહરે છે.

જુવાન મોહનદાસ બેરિસ્ટર થવા વિલાયત જાય છે. કપડાં લત્તાંનો ઠાઠ રાખે છે, રાજકોટ આવ્યા પછી જીવનની આશાઓ અને ઇચ્છાઓ તૃપ્ત કરવા ભોજન-સામગ્રીમાં વિવિધતા દાખલ કરે છે કમાવાની લાલચે મુંબાઇ જાય છે, આફ્રિકા જાય છે: એજ મોહનદાસ 'મહાત્મા' બની બેઠા પછી જુવાનોને કહે, તમે કૉલેજમાં જશો નહિં, વિલાયત તરફ નજર રાખશો નહિં, સારાં દેખાતાં વસ્ત્રો પહેરશો નહિં, ધન કમાવવાની મહેચ્છાઓ સેવશો નહિં. ગામડાંમાં રહેવા જાઓ, રેંટીયા ફેરવો, પીંજણ, ત્રાક, શાળમાં ગુંથાઓ, ખાદીજ પહેરો, સાધુ બની જાઓ એ કેમ બની શકે? દેશભક્તિ, આપભોગ, એક વર્ષમાં સ્વરાજ્ય, સ્વતંત્રતા એ બધાં મોહક નામે અશક્ય આદર્શો માટે ચડાવેલી ગરમીનો ઉભરો ક્યાં સુધી ટકી રહે? આમ થાય તો તેમાં દોષ નવજુવાનોને શા માટે આપવો? હરેક નવજુવાન જેવા તે પણ છે. જેવા મોહનદાસ ગાંધી હતા તેવા તે છે; મોહનદાસ કરતાં વિશેષ આશા તેમની પાસેથી શા માટે રાખવી?

ગાંધીજી વળી પ્રયોગશાળા ચલાવે છે, એ પ્રયોગશાળાને તેમના તરંગ કહો, ભાવના કહો, આદર્શ કહો, મનોદશા કહો, લાગણી કહો. ગમે તે નામ આપો. પરંતુ એમના જીવનને એમનાજ શબ્દોથી જોઇએ કે એમનાં પ્રત્યેક જાહેર અને ખાનગી કાર્યોને તટસ્થભાવે તપાસીએ તો, ગાંધીજી જીવનમાં જૂદા જૂદા પ્રયોગ કરી રહ્યા છે; એ પ્રયોગ હજી પ્રયોગદશામાં છે, સિધ્ધ થયા નથી. જો ગાંધીજીના પોતાનાજ શબ્દો પ્રમાણે જોઇએ તો, હજી તે પ્રયોગ એમને પોતાને માટે પણ અધૂરા છે. પોતાના આશ્રમ ઉપર એમણે તે પ્રયોગ પંદર વર્ષથી અજમાવી જોયા અને ચૌદ ચૌદ વર્ષની મહેનત પછી તેમને નિષ્ફળતા મળેલી પુરવાર થઇ. આમ છતાં પોતાના અશક્ય આદર્શના તરંગમાં સારાયે રાષ્ટ્રની શકિતને હોમવાનો એમનો આગ્રહ એ હઠાગ્રહ કરતાં યે આગળ વધીને ઘણી વખત દુરાગ્રહના સીમાડા સુધી પહોંચી જાય છે; એ જોયા પછી પણ તેમના એ પ્રયોગ તરફ કેવળ અંધશ્રધ્ધાને લીધે અવાજ ન ઉઠાવવો, એ બીજું કશુંજ નહિં પણ એક પ્રકારની કાયરતાજ છે.

ગાંધીજીનો આ હઠવાદ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વખતે પણ જણાયો, વ્યવહારૂ રાજ્યદ્વારીઓનું કહેવું તેમણે ન માન્યું, અને પોતાને યોગ્ય લાગ્યું તે પ્રમાણે પ્રયોગ ચાલૂ રાખ્યો. પરિણામે જનરલ સ્મટ્સે વચન તોડયું, અને હિંદીઓએ વેઠેલાં કષ્ટનો મળવો જોઇએ તેટલો લાભ લઇ શકાયો નહિં.

હિંદમાં આવ્યા પછી પણ સત્યાગ્રહાશ્રમની નિયમાવલિમાં અશક્ય આદર્શ રાખવામાં; તેમણે વ્યક્તિગત માન્યતા સમુહ ઉપર ઠસાવવાનો પ્રયોગ મિત્રોના ચેતાવ્યા છતાં યે શરૂ કર્યો; અને લાખ્ખો રૂપીયા અને ચૌદ વર્ષની તેમના જેવા અગત્યના પુરૂષની મહેનતનું પરિણામ કશુંજ આવ્યું નહિં!

તે પછીનાં ગાંધીજીનાં પ્રત્યેક કાર્યમાં

એમનો એ બધોજ હઠવાદ તરવરી રહેલો દેખાય છે. પરિણામ એ આવ્યું કે, દેશના આશાભર્યા યુવાનો તેમજ બુધ્ધિશાળી આગેવાનોએ આપેલા બધાજ ભોગ પાણીમાં ગયા, બ્રિટિશ રાજ્યદ્વારીઓને પણ હાથવેંતમાં દેખાયલું હિંદનું સ્વરાજ્ય આળપંપાળ જેવું બની ગયું, ચૌરીચૌરાના નામે ગાંધીજીએ હઠ ધારણ કરી, અનેક લોકોને જેલમાં સબડતા રાખી તેમણે રિસાળવા માણસની માફક લડત અટકાવી દીધી.

યુવરાજની હિંદમાંની મુસાફરી વખતે તુર્કસ્થાનના રાજકારણમાં માથાં મારવાના અશક્ય આદર્શને માટે તેમણે લોર્ડ રીડીંગની તરફની મંત્રણાપરિષદની માંગણીનો અસ્વીકાર કર્યો; અને હિંદને માટે આવેલી એક અમૂલી પળ ગુમાવી. તેને લીધેજ અસહકારની લડત મરી ગઇ; સ્વરાજીસ્ટોની ભાવના જન્મી, હિંદુ-મુસલમાનો વચ્ચે મતભેદ શરૂ થયો; અને રાષ્ટ્રની સંગઠિતશક્તિ છિન્નભિન્ન બની ગઇ. એ પ્રસંગ હજી અંધારામાંજ રહ્યો છે, પરંતુ જો કોઇ રાજ્યદ્વારી લોર્ડ રીડીંગ, માલવીયાજી, સ્વ. દેશબંધુ, ગાંધીજી અને પં. મોતીલાલજી વચ્ચે ચાલેલા ગુપ્ત સંદેશા ઉપર પૂરેપૂરો પ્રકાશ પાડે તો, ગાંધીજીએ હિંદને કરેલા પારાવાર નુકશાનની સર્વસામાન્ય હિંદી જનતાને ખાત્રી થાય.

ટૂંકામાં કહીએ તો ગાંધીજીના તમામ પ્રયાસો અશક્ય આદર્શો પાછળ મરી પીટવાનાં મિથ્યા ફાંફાં જેવા હોઇ; જે શક્ય થવાજ સર્જાયું નથી, એટલું જ નહિં પણ સાધન, સંજોગ, સમય અને વાતાવરણની નજરે જોતાં, જેને શક્ય કરવા માટેના તમામ પ્રયત્નો નિષ્ફલજ નિવડવાના છે, એવા ગાંધીજીના અશક્ય આદર્શ અને અવ્યવહારૂ પ્રયોગો પાછળ ગાંડા બનીને રાષ્ટ્રની તેમજ પોતાની શક્તિ વેડફી નાખતા પહેલાં દેશના એકે એક માણસે અનેક વખત વિચાર કરવાની જરૂર છે.

---

# નવયુગનો યુગધર્મ.

**ગાંધીજીના નકારવાદી ઉપદેશથી જન્મેલી અકર્મણ્યતાના કાળા વાદળે હિંદની રાષ્ટ્રીય ચળવળને કેવી રીતે ઘેરી લીધી છે, તેની માર્મિક મીમાંસા.**

લેખક: શ્રી. સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી.



શ્રી સામળદાસ ગાંધી.

ભારતવર્ષની પરતંત્રતાનાં જંજીરો પર આ દેશનાં માનવકળે પહેલો પ્રહાર કર્યાને પીસ્તાલીશ વર્ષો વીતવા આવ્યાં

પહેલી મહાસભાનો પહેલો ઠરાવ હિંદમાંના પરદેશી વહીવટની સારાસારતા તપાસવાનો હતોઃ એ મહાસભાનો છેલ્લો ઠરાવ ૧૮૫૭ ના બળવા પછીથી પારાવાર વધી પડેલો લશ્કરીખર્ચ ઓછો કરવાનો હતો.

આ ઠરાવો વડે હિંદની જાગૃતિનો પહેલો ખાંભો ખોડયા પછીનાં વીશ વર્ષો દરમ્યાન મહાસભાના કર્મચારીઓ દેશના રાજદ્વારે ટાઢી મીઠી ગોઠડીઓ કરવામાં રોકાયલા હતાં, એવામાં ભારતવર્ષને બંગાળના ભાગલાઓની ભેટ મળી. દેશ ચમકી ઉઠયો. ભાગલાઓને ભંસી નાંખવાને બ્રિટિશ માલના બહિષ્કારના પોકારો જાગ્યા. હિંદે ચેતાવેલી આ સ્વદેશીની ધૂણીના તાપે તપેલી સરકારે કાયદો હાથમાં લીધો. અરવીંદની ધરપકડ થઇ: તિલકને સજા કરાઇ: લજપતરાયને દેશપારી દેવાઇ.

સરકારની આ દમનનીતિમાંથી બોંબ જન્મ્યા અને હુલ્લડો જાગ્યાં, પણ દેશની સ્વતંત્રતાનાં દ્વાર તો ન ઉઘડયાં તે ન જ ઉઘડયાં.

૧૯૦૯ માં મોર્લી-મીંટો 'સુધારા'ઓનો પાસો ઢળાયો—અને દેશની ખરી જાગૃતિ પર અગ્નીની ઘડિયે પાણી ફેરવાયું.

૧૯૧૧ માં ભૂલાવા બેઠેલા ભાગલાઓ રદ થયા, અને કંઇક પણ કરવાને છેલ્લાં પંદરેક વર્ષો દરમ્યાન ટેવાયેલી પ્રજાને તાજી રાખવાને એની બીસાંટે ૧૯૧૪ માં 'હોમરૂલ'નો ઝંડો ફરકાવ્યો. પણ બીસાંટનાં નિશાન નીચે અરધા હૃદયે પણ એકત્ર થવાનાં અને મહાયુધ્ધમાં સરકારને

આર્યા આપવાના બદલામાં દેશને રોલટ કાયદાનું દાન કરાયું.

ને વળી એકવાર દેશ ચમકી ઊઠયો. અરવીંદના કટાઇ ગયેલાં પાનાંઓને નવે નામે ઓળખાવીને ગાંધીજીએ અસહકાર આદર્યો. અગાઉ કોઇને પણ ન મળેલું એવું જનબળ મેળવીને ગાંધીજીએ જંગ જગાવ્યો. આવતા વિજયનાં મહાઘેનમાં મસ્ત બનેલાં કોઇ શૂરા સેનાધિપતિને છાજતી રીતે બારડોલીને બારણેથી એક પ્રચંડ સલ્તનતને તેઓએ પડકાર આપ્યો. પણ ચૌરીચરાનાં મૂઠીભર માણસો 'માર્ગ ચૂક્યાં,' ને ગાંધીજીએ એ ગણ્યાગાંઠયાં માણસોની નાદાનિયતનાં મહાપ્રાયશ્ચિત તરીકે યુધ્ધનાં વેણ પાછાં ગળ્યાં–હાથવેંતમાં આવેલી હિંદની સ્વતંત્રતાને બીજાં વધુ વર્ષોને માટે ગીરો રહેવા દઇને જગતના ઇતિહાસમાં અજોડ એવો એક રાષ્ટ્રીય આપઘાત નોતર્યો.

ચૌરીચરાનાં પોતે માની લીધેલાં 'પાપ'ની સામે રોલટ બીલને પણ ગાંધીજી ભૂલતા જણાયા; જલિયાંવાલાની કતલને પણ તેઓ વીસરતા દેખાયાઃ ખિલાફતના અન્યાયો પણ તેઓની સ્મૃતિમાંથી સરતા લાગ્યાઃ ચાલીશ હજાર દેશબાંધવોનો કારાવાસ પણ તેઓને નાનો ભાસ્યો–રે, ભારત વર્ષની સ્વતંત્રતાનું મૂલ્ય પણ તેઓને ફૂટી બદામ જેટલું દેખાયું !

સરકારે ઇતિહાસનું પુનરાવર્તન માંડયું. અસહકારને રવાડે પોતે ચઢવાને અને દેશને ચઢાવવાને બદલે ગાંધીજીને યરોડાનું સ્વાતંત્ર્ય અપાયુંઃ અકાલીઓનાં બલિદાનો લેવાયાંઃ ૧૮૧૮ ની સૈકાજૂની તલવારો યથેચ્છ વીંઝાણીઃ હિંદનું લોહી ચૂસનાર હુંડિયામણું સરજાયુંઃ કામદાર–નેતાઓની પીઠપર કોરડાઓ ચમચમાવાયા; અને કોઇ સામ્યવાદી ચકલાંઓને પણ હિંદનાં વાતાવરણમાં ફરકતા અટકાવવાના અનિચ્છ ઉદ્દેશથી 'જાહેર સલામતી' ને નામે હિંદની જનતા સમક્ષ એક 'ભયંકર જોખમ' ઉભું કરવાના કુભાંડો રચાયાં.

આમ પહેલી મહાસભાના પરદેશી વહીવટની તપાસના પહેલા અને લશ્કરી ખર્ચ ઓછા કરવાના છેલ્લા ઠરાવ પછીના લગભગ અરધી સદીના આ ગાળા દરમ્યાન હિંદુસ્તાને અનેક પ્રકારનાં તડકાછાંયાઓ વચ્ચે વસી પોતાના સ્વાતંત્ર્યને સારૂ કોઇ નાના ધસારાઓ કરી લીધા છે અને કોઇ મોટી લડતો પણ લડી લીધી છે: છતાં યે, હિંદની ગરદન પરની પરદેશી ધૂંસરી તો વધુ ને વધુ જ ભારે બની છે; એ ધૂંસરીનું જીવન સુરક્ષિત રાખનારા લશ્કરીખર્ચના પણ વધુ ને વધુ ગુણાકારો જ મંડાતા રહ્યા છે.

હિંદના તેતરીશ કોટિ માનવીઓની શરમભરી ગુલામીની આ પરંપરાનો જોટો જગતના ઇતિહાસમાં જડે નથી; એ ગુલામી ફેડવાના આપણા જેવા નિર્માલ્ય યત્નોનો પણ દુનિયાના ઇતિહાસમાં એક ઓળો સરખોયે નથી.

મહાસભાની સ્થાપના પછીનાં આપણાં અધી સદીનાં લક્ષણો પ્રત્યે દ્રષ્ટિ માંડતાં એમ દેખાય છે કે—

(૧) હિંદનાં પ્રજાશરીરમાં પ્રત્યક્ષ યતું રાષ્ટ્રિય જાગૃતિનું જોમ કાયમનું નથી. એ જોમ વારેફેરે કોઇ તાત્કાલિક ઉગ્ર અન્યાયમાંથી જન્મી, ઘડીભર જીવી

એક અથવા તો બીજાં કારણ સર અમૂક વખત પછી આપો આપજ મોળું પડે છે;

(૨) આપણાં રાષ્ટ્રિય દળની પહેલી હારમાં વારેફેરે પડતાં ભંગાણને તુરતજ અને આપોઆપજ પૂરવા પૂરતી અગાઉથી વિચારપૂર્વક યોજી રખાયલી વ્યવસ્થાના આપણી વચ્ચેના ભયંકર અભાવને પરિણામે ઘોર દમનનીતિના પ્રસંગે આપણું સામર્થ્ય નબળું પડે છે;

(૩) દેખીતી રીતે ઉદ્દામ જણાતા આપણા રાષ્ટ્રીય નેતાઓના મોટા સમૂહના કાળજાંની અંદરની ખરી માટી ઘણે ખરે ભાગે વિનીત અથવા તો બહુ બહુ તો ઉદાર-મતવાદનીજ બનેલી છે;

(૪) અત્યારસુધીનું આપણું નેતૃત્વ મોટે ભાગે 'મૂડીવાદી દેશભક્તો' ના હાથમાંજ રહ્યું છે;

(૫) સ્વરાજના એક માત્ર આદર્શ વડેજ જકડાઇ રહીને એ આદર્શને સિધ્ધ કરવાને મથવાને બદલે સ્વરાજપ્રાપ્તિને માટે ભરાઇ રહેનારાં કોઇ ખોટાં પગલાંઓમાંથી જન્મનારા ભાવિ 'સત્યાનાશ'ના વિચારવમળમાંજ ગુંચવાઇ રહીને કાળે કાળે આપણા પર સરદારી ભોગવી ગયેલા આ 'મૂડીવાદી દેશભક્તો'એ જનતાની સાહસિકવૃત્તિને સાવ વણસાવી મેલી છે;

(૬) દેશની સ્વતંત્રતાના બ્રહ્મા વિષ્ણુ અને મહેશ સમા યુવાનો, કામદારો અને ખેડુતો પરજ મુક્તિનાં ખરાં મંડાણો બાંધવાં મૂકી દઇને આપણા આજસુધીના કર્મચારી-ઓના મોટા ભાગે પોતાની પાછળ સ્વાર્થી, ડરપોક અને હીનવીર્ય દુકાનદારોનાજ સંઘ જમાવી સંતોષ માન્યો છે;

(૭) સ્વરાજના અથવા તો સ્વતંત્ર-તાનાં એકજ થડની આસપાસ દેશ સમસ્તને ઉભો રાખીને હિંદની મુક્તિ સહેલી કરવાને બદલે એ સાદા અને સીધા પ્રશ્નની આસ-પાસ અનેકવિધ ગુંચવાડાએ ઉભા કરીને અને સ્વરાજવૃક્ષનાં અનેકવિધ ડાળખાંઓયે નિર-નિરાળા પક્ષોને વળગાડી મકીને ડરપોક દુકાનદારોના આ સંઘ-પતિઓયે હિંદની મુક્તિ મોંઘી બનાવી છે;

(૮) અતૂટ વ્યવસ્થા, નિર્મળ દુરંદેશી અને શુધ્ધ મુત્સદ્દિગિરિનું મૂલ્ય આપણા રાષ્ટ્રીય ચળવળોમાં ઓછું અંકાયું છે;

(૯) હિંદુ–મુસલમાનની એકતા વિના સ્વરાજ શકય નથીઃ ખાદી વિના દેશનો ઉધ્ધાર નથીઃ અંત્યજો-ઉદ્ધાર સિવાય હિંદની મુક્તિ નથીઃ અહિંસા સિવાય રાષ્ટ્રનો વિજય નથી–આ અને આવી બીજી વાતો વડે નકારવાદ જન્માવી કર્મને બદલે અક-ર્મણ્ય અને આશાને બદલે નિરાશાનુંજ, એક અથવા તો બીજી રીતે, આજ સુધી આપણે પોષણ કર્યું છે; અને

(૧૦) સ્વરાજ અથવા તો સ્વતંત્રતાના નૈસર્ગિક ગુણને અને મૌલિક

અર્થને ઓળખવા માંડી વાળીને, અર્થાત, સ્વરાજને નિર્ગુણ અને નિરાકારરૂપે ભજીને પોતાનું કરી લેવાનો રહેલો માર્ગ મૂકી દઇને તેને (સ્વરાજને) સગુણ અને સાકારરૂપે ભજવાની મહાજંજાળ વડે આપણે પક્ષવાદને પોષ્યા છે—'સંપૂર્ણ' અને 'સંસ્થાનિક' જેવા શબ્દોની સાંકળો વડે'સ્વરાજ' સમા સ્વતંત્ર, પવિત્ર અને સર્વગ્રાહી શબ્દને સંકુચિત, અપૂર્ણ અને અલ્પગ્રાહી બનાવવાની કુચેષ્ટાઓ કરીને આપણે મુક્તિની આડે એક પ્રચંડ અવરોધ ઉભો કર્યો છે.

ચાહે તે ભોગે પણ આ વસ્તુસ્થિતિ તોડવી રહી છે. સ્વતંત્રતા સિવાય કોઇ પણ દેશનો ઉત્કર્ષ નથી; એ દેશનું દીર્ઘાયુ પણ નથી. કાન માંડીએ તો હિંદુસ્તાનના પથરાઓ પણ બોલતા સંભળાય કે, જે માણસો આ દેશની પરતંત્રતામાંથી પોષણ પામે છે એ માણસો તેને મરણના મોખરા સુધી પણ સ્વેચ્છાએ સ્વતંત્રતા આપે એ વાત કેવળ અશક્ય છે.

આમ છે એટલે અસહકારનો મહાસાગર ડોળ્યા પછી યે જે માણસો છેક ૧૯૨૮ના અંતમાં પણ નહેરૂબંધારણના સ્વીકારનું પાર્લામેન્ટને સૂચન માત્ર પણ કરી રહે છે તેઓ કાં તો સાદામાં સાદી સમજનીયે નાદારી દાખવે છે અથવા તો સ્વરાજની ખરેખરી લડતથી તેઓ થરથરતા દેખાય છે.

અને નહેરૂબંધારણનો ઇતિહાસ પણ ક્યાં ઓછો હાસ્યાસ્પદ છે? લોર્ડ બર્કનહેડ નામના વિલાયતી કાળબળનાં એક સામાન્ય પૂતળાંયે હિંદના રાજદ્વારીઓને તેઓની પાસેના બંધારણના અભાવનું મ્હેણું માર્યું—ને હિંદુસ્તાનના મોતીલાલજી જેવા મહારથીઓ પણ એ 'મ્હેણું ટાળવાને' ભારે ગંભીરાઇ પૂર્વક બંધારણ ઘડવાને બેસી ગયા! મ્હેણાંઓ ટાળવાનીજ જો આપણને તાલાવેલી હતી તો આજે દોઢ દોઢ સદીથી તેંતરીસ કરોડ હિંદીવાનોને માથે ક્ષણે ક્ષણે પડતા હલાહલ પરતંત્રતાના ટુંબાઓ ઓછા હતા કે? આનો જવાબ જો ચોખ્ખેચોખ્ખા નકારમાંજ છે તો પછી દેશના યુવાનો, ખેડૂતો અને કામદારો સાથે સ્વરાજની જીવનદાયી ગંગા ભણી મહા ધસારો કરવાને બદલે બ્રિટનના બર્કનહેડોએ બિછાવેલી બળતી વેળુપર ઝગકતાં ઝાંઝવાનાં જળ પાછળ મિથ્યા દોટ મૂકવાની શી જરૂર છે?

પણ ગાંધીજી જેવા જે પુરૂષની પાસેથી ૧૯૨૨ ના માર્ચની ૧૮ મી તારીખે આપણે I came reluctantly to the conclusion that the British connection had made India more helpless than she ever was before politically and economically જેવા ઐતિહાસિક શબ્દો સાંભળ્યા હતા એજ પુરૂષની પાસેથી પણ ...સંપૂર્ણ સ્વતંત્રતાનો સામનો—ભલે, એક વર્ષને માટે, પણ—સાંભળવાનો કરુણ કાળ આજે તો આપણી વચ્ચે આવ્યો જણાય છે! નથી લાગતું ત્યારે કે ખરૂં સ્વરાજ આપણને સિદ્ધજ કરવું હોય તો 'સમાધાન' નામના શબ્દને આપણા શબ્દકોષમાંથી

સદંતર ભૂંસી નાંખવાની અનિવાર્ય અગત્ય આજે ઉભી થઇ છે ?

દરેકે દરેક યુગની અણીની ઘડિયે જે પુરૂષોએ સમાધાનના સૂર કાઢયા છે એ પુરૂષો 'યુગાધિપતિ'ઓમાં બિરદ પામતા રહી ગયા છે. જીવન અને મરણ, માન અને અપમાન, સ્વતંત્રતા અને પરતંત્રતા–આવા પ્રશ્નોની વચ્ચેમાં તુમુલ યુધ્ધની વેળાયે જેઓ સમાધાનની વાતો કરે છે તેઓ પોતાની આસપાસની દુનિયાને દોરવાને કે પોતાના યુગના યુગાધપતિ બનવાને નાલાયક હોય છે.

આ યુગનો પ્રધાનસ્વર નિર્માલ્ય સમાધાનોનો નથી; એ સૂર અરધાંપરધાં સ્વરાજનો પણ નથી. આ યુગ તો છે સાફસાફ વાતોનો–ને ચોખ્ખે ચોખ્ખા સ્વરાજનો.

હિંદુસ્તાનને જગતની બીજી પ્રજાઓની વચમાં પોતાનું મસ્તક જો ઉન્નત રાખવું હોય, તેને પોતાની પુરાણી સંસ્કૃતિના જીર્ણોધ્ધાર પર ઉભા રહીને સમસ્ત જગતની જો દોરવણીજ કરવી હોય તો; સ્વરાજની લડતના ભાગલાઓ પાડવાનું અથવા તો અરધા ટૂકડાઓ વડેજ સંતોષ રહેવાનું તેને પાલવે એમ નથી. રામરાજ ખપતું હોય તો સીતાનો અરધો દેહ રાવણને ઘેર રાખવાનો અર્થ નથી.

જગતનો ઇતિહાસ જૂઓ–લગભગ દરેકે દરેક સંધિના ગર્ભમાંથી કાળે કરીને નવાં યુધ્ધો જાગ્યાના અને એકેએક સમાધાનોમાંથી વખતનાં વહન સાથે જૂના ઝઘડાઓ ફરીવાર સજીવન થયાના દાખલાઓ એ ઇતિહાસમાં ઓછા નથી. છેલ્લોજ દાખલો લઇએ તો વર્સેલ્સના કરારનામું એટલે નવાં મહાભારતનું ગર્ભિત છતાંયે ગંભીર કહેણ. કોણ કહે છે કે આ સત્ય સાબીત થવાને વધુ વરસોની વાર દેખાય છે ?

'સંપૂર્ણ સ્વતંત્રતા'વાળો પક્ષ આ વિચારસરણીની ઓથે ઉભો છે; એટલે એ પક્ષનું મૂલ્ય ઓછું આંકનારાં, એ પક્ષને નિર્બળ બનાવનારાં માણસો, પોતાની એ અનિચ્છ પ્રવૃત્તિ માંડી વાળીને મૌન સેવશે તોયે, તેઓ દેશની સેવાજ કરશે.

બાકી તો પરદેશી સત્તાની થોડી ઘણી આણ પણ જ્યાં સૂધી આ દેશમાં ફરતી રહેશે ત્યાં સૂધી હિંદુ–મુસલમાનોના અણસમજુ વર્ગો વચ્ચેનાં વૈમનસ્યો ટળવાનાં નથી: આ દેશના હુન્નરઉદ્યોગો ખીલવાના નથી: આપણા સામાજિક સુધારાઓને પણ પૂરતું પીઠબળ મળવાનું નથી. આપણી ઉપર છવાઇ રહેલો અજ્ઞાનનો અંધકાર પણ આથમવાનો નથી: ને દેશની ગરીબાઇનો આર્તનાદ પણ શમવાનો નથી.

બીજું તો ઠીક, પરંતુ આ ગરીબાઇના મરસિયાઓ તો સાંભળી સાંભળીને પણ; નથી લાગતું કે, હવે તો આપણા કાન પણ ફૂટવા આવ્યા છે? હિંદ ગરીબાઇ ભોગવે છે, કારણ કે, તેના એંશી ટકા જેટલા માનવીઓની સંધ્ધર કમાઇ બાકીના વીશ ટકાનાં માણસોજ ઉડાવી જાય છે. આખી દુનીયામાં વધુમાં વધુ કરભાર હિંદ ભરે છે; પોતાના નોકરોને જેટલા પગારો આપતાં અમેરિકા જેવા ધનવાન દેશની આંખમાં પણ ખૂન વરસે, એટલા મોટા પગારો પણ એક માત્ર આ દેશજ પોતાના પરદેશી નોકરોને ચૂકવી રહ્યો છે. ખરેખર

આજ સુધીમાં જેટલી નીચોવણી હિંદની થઇ છે, અને હજુ પણ થતી રહી છે, એવી નીચોવણી જો એકાદ કામધેનુની થાય તો નિઃસંદેહ લાગે છે કે એ દૈવી ગાય પણ દૂધ આપતી બંધ થાય.

આપણાં બધાં દુઃખ-દરદોના હળભાજકો કરી લીધા પછી જે એક માત્ર અવશેષ આપણી સમક્ષ તરી રહે છે તે અવશેષ સ્વતંત્રતાનો છે–સ્વરાજનો છે.

પરદેશી સત્તાએ આપણી વચ્ચે જે અનેક હાડસ્વાર્થીઓ ઉભા કર્યા છે એ માણસોને સ્વરાજ સાથે કશીય લેવાદેવા પડેલી નથી; એ માણસો તો સ્વરાજની કેવળ વાતો કરીનેજ બેસી રહેનારાઓ છે. સ્વરાજની આ માણસોને કલ્પના પણ હોય તો એ કલ્પના જુદા પ્રકારની છે. આવા માણસો મારફત ભારતવર્ષ પોતાનું દળદર ફીટાડશે એમ માનવું એ આકાશમાંથી કુસુમો ઉતારવા જેવું છે.

આમ છે એટલે દેશનાં સમગ્ર ભાવિની ખરી આશા તો આપણે આપણી વચ્ચેના યુવાનો, ખેડૂતો અને કામદારોપરજ કેંદ્રિત કરવી રહી છે. યુવાનો, ખેડૂતો અને કામદારોની ત્રિપુટી દરેકે દરેક દેશનાં સ્વાતંત્ર્ય યુધ્ધમાં ખપી શકી છે, કારણ કે એ ત્રિપુટી કોઇ પણ પ્રકારના હાડસ્વાર્થ–Vested interest–થી સ્વાભાવિક રીતેજ અલિપ્ત હોય છે.

નવયુગનો જો પોકાર, હોય કે—

(૧) સ્વરાજની—ચોખ્ખા અને અમર્યાદિત સ્વરાજની—આડે ઉભનારા ચમરબંધીઓને પણ હડસેલી મુકો,

(૨) સ્વાર્થસાધુ દુકાનદારોનો સ્વાતંત્ર્યયુધ્ધ પૂરતો પણ સંગ તજો,

(૩) મૂડીવાદી નેતૃત્વને પૂર્ણેખાંચરેથી પણ ખોળી કાઢીને ઉખેડી નાંખો,

(૪) પોતાનોજ કક્કો દેશ પાસે ખરો કરાવવાને ઇચ્છનારા રીઢા નેતાઓને પદભ્રષ્ટ કરો, અને,

(૫) જે અનેકવિધ શરતોએ સ્વરાજની લડતને થંભાવી મુકી છે એ શરતોને દૂર ફગાવી ફાસનો માર્ગ મોકળો કરો.

—તો આ પોકાર પાર પાડવાને; એટલે હિંદની મુક્તિ સિદ્ધ કરવાને યુવાનો, કામદારો અને ખેડૂતો ક્ષણનાયે

# સંસ્કૃતિની કૂચ કદમ

**સત્તાના જોરે, બુદ્ધિબળ વાળી પ્રજા, સંસ્કૃતિના સુંદર નામ નીચે, અજ્ઞાન માનવીઓની કેવી દુર્દશા કરી મૂકે છે? અને રંગભેદના પાયા ઉપર રચાયલી મનોદશા પોતાની જાત સિવાય બીજાઓને કેવી કરૂણ હાલતમાં ધકેલી દે છે, તે વર્તમાન યુગનો પ્રધાન પ્રશ્ન છે.**

(હેન્રી બારબુસની કથા પરથી.)

અનુવાદકઃ શ્રી જયન્તકુમાર મ. ભટ્ટ.

પૃથ્વીના નકશા ઉપર પશ્ચિમ આફ્રિકા, વિભાગ પાડેલા કોઇ વિશાળ ખેતર જેવું દેખાય છે. પરંતુ એ ભાગોની કીમ્મત પણ એટલીજ વિશાળ હોઇ તે કંઇથી ખરીદાય તેમ ન હતું. અચાનક એક દિવસ દુનિયાપરની મહાન સત્તાઓને સ્ફુરી આવ્યું કે આ ભાગના તો આપણે હકદાર માલેકો છીએ; અને ત્યારથી તેમણે એ ખંડને અંદર અંદર વહેંચી લીધો છે.

વરસના નવ માસ દરમિયાન ખંડની અંદરનો પ્રદેશ સુકકોજ રહે છે. ન્હાના ન્હાના રોપાના અનન્ત પટો દેખાયા કરે છે અને વર્ષામાંજ તે હરિયાળા બને છે. એ અનન્ત પટોમાં અહીં તહીં ગવર્નરોના મહેલો કે બેંકનાં મકાનો, નવાં થએલાં, માલુમ પડે છે. દરેકની આગળ અક્કેક દેશી લશ્કર હોય છે; અણુખેડ જમીનનો એ ટુકડો પાળેલાં પશુ માટે હોય તેવો લાગે છે અને તેમાં ત્યાંના વતનીઓને–સીદીઓને–ગોંધવામાં આવે છે.

સાંસ્થાનિક પ્રદર્શન જેવી યોજના પ્રમાણે ઉભું કરેલું ડિયાલાકુ આ જાતનાં ગામોમાંનું એક છે. પહેલાંના વખતમાં, બામ્બારાસ, ઉઓલોફ્સ અને બીજા સીદીઓ પોતાનું જીવન ઘણી શાન્ત અને સાદી રીતે ગાળતા હતા. અસલના કાળના વતની જેવું–વનસ્પતિ જેવું જીવન તેમનું હતું.

તેમાં અહમદુ અને ઝીટી પોતાનાં કુટુંબ સાથે રહેતાં. તેમના બે પુત્રો ટીકી અને કોકોબી, કુટુંબના બાકીના અંગરૂપ ઘેટાં, બકરાં અને ગાય બળદની સંભાળ રાખતા. તાડની ટોંચ સુધી ચઢી તેનો તાજો રસ પીવામાં, નાળિયેરનાં પાણી પીવામાં અને શિકારમાં તેમનો વખત જતો. અને હોળી સળગાવી આસપાસ તાળી પાડતા ફરવામાં તેમની બ્હેન બાલાં પણ ભાગ લેતી. એથીય ન્હાનાં બીજાં બે બાળકો હતાં તે પણ ઢોલ ટીપવામાં રસ લેતાં...અને આખું કુટુંબ ગામમાં સારો આદર પામતું.

હવે, આ ગામની ખીલવણી કરવા ફ્રાન્સ આવી પહોંચ્યું. ફ્રેંચ અમલદારો અને સિપાહીઓએ સુદાનમાં આવી પોતા

ખળને હક્ક તરીકે ક્યારનું ખપાવવા માંડયું હતું.

કોઇપણ પ્રજા અને સંસ્કૃતિવાળી પ્રજા પોતાનાં ડહાપણ અને સંસ્કાર બીજી જાતિના, ઉપયોગ માટે. તેના જીવનને સરસ બનાવેવા, તેનો ઉધ્ધાર કરવા ધરે એ બહુ સ્તુત્ય વાત છે. પરન્તુ સાથે અફસોસની વાત એ છે કે એવો ઉદ્દેશ ખાણાં પછીનાં કે ચંટણી વખતનાં ભાષણોમાંજ વ્યક્ત થાય છે! ખરેખર તો તેમ બને ત્યારે ખરૂં! દરમિયાન તો, સંસ્થાનોની ખીલવણી એટલે દેશીઓના અર્થ સિવાય બધાની ખીલવણી—અને બને તો તે મળ વતનીઓનુંજ નિકંદન કાઢવાની પેરવી; ધીમે ધીમે એ વસ્તી ઘટતી તો જાય છે જ. અને માત્ર ભારવાહક પશુનાં કામ કરવા પૂરતી સંખ્યા જેટલા તેમને નીભાવવામાં આવે છે.

અને એટલેજ વાંસા પર ગાંસડીઓ ઉપાડી દેશીઓ ચાલે ત્યારે ગોરાઓ પાલખીમાં ફરતા દેખાય, અને તેમને માટે ગોરાઓ ઝુંપડાં બંધાવે. એકે તો કાકોબીને પોતાનો નોકર સુધ્ધાં બનાવ્યો! પણ તેને ત્યાં ફાવ્યું નહિ; કામ ગજા ઉપરાન્ત કરવું પડતું. પણ તેનાથી છોડી શકાય તેમ ન હતું. તે ન્હાસી ગયો. જંગલમાં તેની તપાસ થઇ અને એક ગોળીથી તેનો હાથ ઘવાયો—ગોરાની આણ તો મનાવી જોઇએને?—પણ તે ઘા અકસ્માત મનાયો. તેને હૉસ્પીટલમાં લઇ ગયા, થોડા દહાડા સુધી તેના ખબર આવ્યા ને પછી સદંતર બંધ.

એટલુંજ નહિ પણ પેલી સુન્દર, સોટા જેવી સીધી ને સુકુમાર બાલા પણ ગુમ થઇ ગઇ હતી. એક લશ્કરી અમલદારને તે આકર્ષક લાગી અને ખુદા જાણે—તે ક્યાં ઉપડી ગઇ?

પછી તો મ્હોટાં કારખાનાં માટે જગ્યા કરવા ખૂબ જબ્બર ખોદ કામ શરૂ થયું તેથી અનેક તરહનાં જન્તુઓ અને મચ્છરો પેદા થયાં અને ભયંકર રોગનો ઉપદ્રવ શરૂ થયો. ગોરાઓની તરત સારવાર થઇ પણ સીદીઓ માટે દાકતર ન હતો અને તેઓ મરવા લાગ્યા. દાકતરી મદદ આવવાની હતી પણ કદી આવી પહોંચી નહીં. બીજાઓ સાથે અહમદનું એક બાળક પણ તેનો ભોગ થઇ પડયું.

તેજ વખતે લશ્કરમાં ભરતી કરનારો એક સાહેબ આવી ચઢયો. તેના વાકપ્રવાહમાં ભલભલા પીગળી જતા. ફ્રાન્સમાં ચાલતી લડાઇમાં ભાગ લેવા તેણે ટીકીને સમજાવ્યું. તે કાળો હતો છતાં ફ્રાન્સે તેને ઉદારતાથી, સિપાહી તરીકે સ્વીકાર્યો. એટલુંજ નહીં પણ એક ભભકતો પોશાખ અને બંધુક સુદ્ધાં તેને ભેટ આપ્યાં, અને તે બદલ આભાર માનવાની અને જરૂર પડે તો મરી ફીટવાની પણ તેને તક આપી. ટીકી તો આ સૌજન્યથી બહેકી ગયો અને પત્રક પર સહી કરી તે ઉપડી ગયો.

બાકી રહ્યું તે વૃદ્ધ યુગલ અને તેનું એક પૂરૂં બાળક બીજાં અનેક કુટુંબોની તે સ્થિતિ હતી; ગોરાઓની દંડાઇ સામે ઘણાને લાગી આવતું પરન્તુ યુરોપી સંસ્કૃતિનાં જુવાળ સામે એક મુઠ્ઠીભર, નબળા-પોચા સીદીઓ શું કરી શકે?

* * *

વરસો વીતી ગયાં. ડિયાકાલુ મહત્વનું શહેર બની ગયું. મોટ મોટાં કારખાનાં ત્યાં ઉભાં થયાં. અને તેની

આસપાસ પોતાના જ દેશમાં દેશપાર થયા હોય તેમ થોડા સીદીઓ ફરતા હતા—માત્ર તેમનાં મ્હોં અને પેટપરનાં ખાડા વધારે ઉંડા ગયા હતા. બધા ગોરાઓને મોટરો હતી એટલે નજીકમાં એકકે દાકતર ન હતો. તેમ છતાં "વાયરલેસ સેટ" ત્યાં હતો અને ગમે તેટલાં કષ્ટ છતાં સંગીત અને ભાષણથી તેમનું મન રંજન થવા દેવામાં આવતું હતું.

એક દહાડો પેલા બાકી રહેલા બાળકને પેલી ભયંકર બિમારી થઇ આવી. તેનાં બુઢ્ઢાં માબાપ ગાંડાં જેવાં થઇ ગયાં. નજીકના સ્ટેશન સુધી લઇ જવાનો એકજ ઉપાય હતો પણ તે માટે જોઇતા પૈસા તેમની પાસે ન હતા. સુખ સાથે, જીવન સાથે એ યુગલને બાંધતી એકજ દોરી તે બાળકના પ્રાણ હતા.

સાંઝે તેઓ વીમાસણમાં પડયાં હતાં ત્યારે એક લાંબો, કાળો શખ્સ તેમની ઝુંપડીનાં બારણાં પાસે આવ્યો. એ ટીકી, તેમનો પુત્ર, હતો. પરન્તુ તેમણે તેને ઓળખ્યો નહિ. આ સિપાહી ટીકી, સીદી ટીકી કરતાં છેક જ નિરાળો હતો. બીજા ગોઠીઆઓ જેમ તે મરાયો ન હતો પણ તે તદ્દન વિરૂપ થઇ ગયો હતો. એક ગોળાની જ્વાળાથી તેના મ્હોં પરની ચામડી બળી ગઇ હતી. અને તેનું ઉપલું હાડકું ખુલ્લું બહાર દેખાતું હતું. તેની એક આંખ ગઇ હતી અને ઓળખાય પડે તેવું કશું આ વિકૃતિયે રહેવા દીધું નહતું.

આ ઉપરાન્ત બીજો પણ એક ફેરફાર તેનામાં થયો હતો. લઢાઇનાં ચાર વરસે તેની આંખ ઉઘાડી દીધી હતી; અને તે ચપળ બન્યો હતો. એટલે તેને ગમ્મત કરવાનું સુઝયું. "આ હું ટીકી" એમ તરત કહેવાને બદલે તેણે તેમને થોડા વખત પછી સાનંદાશ્ચર્ય પમાડવાનો ઠરાવ કર્યો. કેમકે ભલે તે કુબડો થયો હોય તોયે તે પૈસા પણ લાવ્યો હતો? ને! ત્રણસો ફ્રાંકની કડકડતી નોટો તેના ખીસ્સામાં હતી.

પાદર પાસે આવતાંજ તેને ભૂતકાળનાં સ્મરણો તાજાં થયાં હતાં, તેનું હૃદય થડકયું હતું અને તેની એક આંખ તેજથી ચમકી રહી હતી. અને તેમાં માબાપને ઓચિંતી ખુશાલી આપવાનો તુક્કો!

અજાણ્યા મેહમાનને તે વૃધ્ધ યુગલે સત્કાર્યો પણ મૂંગે મ્હોંયે. એદિલીથી તેની બરદાસ્ત કીધી. તેમને વાતોએ ચઢાવવાનો ટીકીએ બહુ પ્રયત્ન કર્યો પણ મિથ્યા. તેમનામાં તેજી આણવા, રૂમાલમાં બંધેલી પેલી નોટો સુધ્ધાં બતાવી. એક પળ તો તેમની નિરાશા વધતી લાગી પણ બીજી પળે બન્નેને એકજ વિચાર આવ્યો :" આ પૈસા કોઇ રીતે મળે તો આપણું બાળક બચે."

આગલી રાતના ઉજાગરા અને દહાડાના થાકથી ટીકીને ઉંઘ આવતી હતી. બગાસું ખાઇ તે હતો ત્યાંજ ઘોરવા માંડયો.

અને પેલાંબેને વિચાર આવ્યો કે આના ઉંઘતાંજ પૈસા લીધા હોય તો? બાપના દેખતાં માએ આસ્તેથી પૈસા લીધા. અને પછી બન્ને બહાર ગયાં. પણ ડોસીને થયું કે "જો તે જાગશે તો પૈસા પાછા લઇ લેશે અને બાળક મરી જશે." અને એ વિચારે બન્ને કંપી ઉઠયાં. વળી પાછો ઉગરવાનો એકજ માર્ગ દેખાયો.

ઝુંપડી આગળ મહેમાન સુતો હતો ત્યાંજ, વૃધ્ધે સુકાં ઝાંખરાં ખડકયાં અને પછી તેને આગ લગાડી. આગળ જેવા ન રોકાતાં તેઓ ચાલી નીકળ્યાં; પરન્તુ શું થયું તે જાણવા અનિચ્છાએ તેઓ મળસ્કે પાછાં ફર્યાં. બળેલાં લાકડાંનો ઢગ સામે પડયો હતો. હજુય ધુમાડાની સેર નીકળતી હતી; અને પાસે કોલસા જેવું થઇ પડેલું શબ હતું. એ પર ચળકતી એક વસ્તુએ તેમનું ધ્યાન ખેંચ્યું. અહમદુએ ઝડપથી ઉંચકી તે જોયું. ન્હાની સાંકળીથી ટીકીને ગળે બાંધેલું તે માદળીઉં હતું.

ટીકી! ટીકી! તેમનોજ પુત્ર! દારુણ વેદનાના અસહ્ય ભ રથી એ વૃધ્ધ યુગલ હૃદય વિદારણ કરે એવી વ્યથા સાથે એ વિપરીત ચિતા પાસે તૂટી પડયું.

એજ પળે મેઘગર્જના જેવા કડાકા સંભળાવા લાગ્યા, અને ધીમે ધીમે તેમાંથી સ્પષ્ટ થતો અવાજ સંભળાવા લાગ્યો, "વાયરલેસ સેટ" પોતાનું કામ કરતો હતો.

એ બે ભગ્નને તુટેલાં હૈયાંએ જે પરાણે સાંભળ્યું તે ખંડેખંડમાં પુકારાઇ રહ્યું હતું. ફ્રેંચ સંસ્થાનનો પ્રધાન ભાખતો હતો કે,

"જ્યાં જ્યાં ફ્રાન્સે પગ મૂકયો છે ત્યાં ત્યાં તેણે સ્નેહ, વત્સલતા અને ભ્રાતૃભાવ વહાવ્યાં છે એટલુંજ નહીં પણ સંસ્કૃતિની કલ્યાણકારી બક્ષિસો પણ છુટે હાથે વેરી છે..

---

એક સ્ત્રીઃ "જોયું પેલી, રસિકાનાં છોકરાં કેટલો બધો શોરબકોર કરી રહ્યાં છે! જરાએ રીતભાત શીખવી છે?"

પડોશણઃ "પણ અવાજ તો તમારાં છોકરાં જેવો છે."

પહેલી સ્ત્રીઃ "ખરેખર! ત્યારે તો મારાં ભૂલકાં ગમ્મત કરતાં હશે!"

---

શિક્ષકઃ "ધારો કે તમારા ભાઇ પાસે પાંચ ફેરી છે, તેમાંથી તમે ત્રણ લઇ લ્યો, તો બાકી શું રહે?"

વિદ્યાર્થીઃ "ભાઇ તરફથી મળનારો તમાચો!"

શેઠાણીઃ [ફર્નીચર સાફ કરનાર છોકરાને, જે બીજા નાના છોકરા પાસે શેઠનું ફર્નીચર સાફ કરાવી રહ્યો હતો]: "રામા! આ તારો ભાઇ છે?"

રામોઃ "નહિ બાઇ, તે મારો વિદ્યાથી છે, હું એને મારો ધંધો શીખવું છું."

---

એક ભાષાશાસ્ત્રીઃ "ભલા જીવ પ્રસન્નમનશંકર ગુજરી ગયા. બહુજ મોટા વિદ્વાન હતા. જગતની ચાર ચાર તો મૃતભાષાઓ તે જાણતા હતા.

સાંભળનારઃ "ત્યારે તો હવે એમને એ ભાષાઓ ખપની થઇ પડશે."

## યુગપલટો.

આધુનિક કાળને એશિયાના ઉગતા મુડીવાદી રાષ્ટ્રોનો સમય કોઇ કહે; પણ ખરેખર તેમ નથી. આ સમય તે એશિયાનાં આમવર્ગની આર્થિકસ્વાતંત્ર્ય માટેની પ્રચંડ ચળવળ અને આન્દોલનનો સમય છે. અત્યારની પ્રત્યાઘાતી ચળવળો તો ક્ષણિક છે. અત્યારસુધી માલેતુજાર વર્ગે મેળવેલી જીત તે ટૂંક સમયની છે; કારણકે ત્યાં પણ આમવર્ગની આર્થિક અવદશા વધુ ને વધુ ગંભીર સ્વરૂપ પકડતી જાય છે. એશિયામાં યુગપલટો થઇ રહ્યો છે, અને નવિન યુગ તે આમવર્ગનો યુગ છે. આમવર્ગના શાસનો સાઇબીરીયા અને મધ્યએશિયામાં સ્થપાયાં છે. પૂર્વ અને દક્ષિણમાં આ નવિન વિચારોનું બળ વિસ્તરતું જાય છે; અને એ નવિન વિચારોજ એશિયાનો આવતીકાલનો ઇતિહાસ રચી રહ્યા છે.

આ ચળવળોની જનતા ઉપરની અસર અજબ છે, અને એ દ્રષ્ટિએ તેનાં માપ કહાડીયે તો જણાશે કે યુધ્ધના આંદોલનોથી જાગૃત થયેલી પ્રજામાં વિચાર-ભાવનાની પ્રબળતા કરતાં એશિયાનાં ઔદ્યોગિક વિકાસે પ્રાધાન્ય ભાગ ભજવ્યો છે. એશિયાના ઉદ્યોગ અને વહેપારના વધતા જતા વિકાસે એક નવિન વર્ગ અસ્તિત્વમાં આણ્યો છે. ઉગતા વહેપારનો વિકાસ કરનાર અને ઔદ્યોગિક પ્રવૃત્તિનો પાયો રચનાર આ વર્ગ તે એશિયાનો મુડીદાર વર્ગ. મધ્યકાલીન ઉદ્યોગ સંસ્થાઓ અને વ્યવસ્થાઓ એશિયામાંથી પણ નાશ પામવા માંડી છે. એશિયાની ભૂમિનાં પુરાતન અવશેષો ઉપર રેલ્વેની સડકો નંખાવા લાગી છે. આ નવિન વર્ગને સ્પષ્ટ સમજાઇ ગયું કે એશિયાના ભૌતિક વિકાસ માટે મધ્યકાલીન સમાજરચના અને રાજસત્તા નકામી હતી. પ્રબળ બનતા આ નવિન વર્ગને જૂની સમાજ રચના અને રાજ્યતંત્રો જેમ નકામાં લાગ્યાં તેમ ત્હેમની પ્રગતિને અવરોધક લાગ્યા. તે સાથે સાથે યુરોપના ગયા સૈકાની પ્રજાસ્વાતંત્ર્યની ભાવનાઓ વેગથી પ્રસરવા માંડી, તેથી સમયપરિવર્તન સાથે સમાજપરિવર્તનનો પાયો નંખાયો. આ નવિન વેપારી વર્ગે અથવા ઉદ્યોગ નેતાઓએ આમવર્ગની નબળી સ્થિતિનો લાભ લઇ, યુધ્ધથી નબળા પડેલાં રાજ્યતંત્રોની સામે બળવો કર્યો. આમ રાજ્યક્રાન્તિઓનો યુગ શરૂ થયો. તુર્કસ્થાન, ઇરાન, અને ચીન તે નવા યુગનાં પગભર થતાં ઉદ્યોગવાદીઓનાં રાજ્યતંત્ર છે; તેમ છતાં એશિયામાં નવિન યુગની ભૂમિકા એ વર્ગે રચી છે. ઔદ્યોગિક વિકાસ તે એશિયાના યુગપલટાન ઉષઃકાળનું મૂળ છે.

## ક્રાન્તિઓનાં કારણો.

ઘણા જણને વિસ્મય લાગશે કે ઔદ્યોગિક વિકાસ સાથે એશિયાની કહેવાતી ભાવનામય, અને આદર્શવાદી ક્રાન્તિઓ અથવા વિપ્લવોને શું સંબંધ છે? યુરોપનો ઇતિહાસ જોઇએ કે કોઇ પણ વિપ્લવનાં મૂળ કારણોની સમાલોચના કરીએ તો જણાશે, કે અત્યારસુધીની પ્રગતિ વિપ્લવોદ્વારાજ થયેલી છે. પણ અત્યારસુધીના બધાજ વિપ્લવો તે વર્ગવિપ્લવો (Classrevolutions) છે. આ વિપ્લવના પરિણામે એકજ વર્ગને ફાયદો થાય છે. જ્યારે સમાજના બીજા વર્ગની સ્થિતિ તો

એમજ રહે છે. ફ્રેન્ચ વિપ્લવનો દાખલો લઇએ. આ વિપ્લવના પરિણામે ફ્રાન્સને પ્રજાસત્તાક મળ્યું પણ તેથી ખરેખરો લાભ કોને થયો ? નહિં કે ફ્રાન્સના ખેડુતોને ! આ ખેડુતોને પહેલાના જેટલો જ કર આપવો પડે છે. તેમના રાજકિય હક્કોમાં પણ કંઇ વધારો થયો નથી. ત્યારે આ વિપ્લવના વિજયનો લાભ તો ફ્રાન્સ દેશના ઉગતા મુડીવાદીઓનેજ થયો હતો. તેઓજ આ વિપ્લવથી વધુ માલેતુજાર બનવા પામ્યા હતા. રાજકારણનો અભ્યાસ જેણે કર્યો છે તે તો સમજી શકે છે કે હાલના પ્રજાસત્તાક ફ્રાન્સની સરકારની રાજનીતિ પણ ફ્રાન્સનો ધનિકવર્ગજ નક્કી કરે છે. આમ રાજ્યક્રાન્તિઓ તે માત્ર રાજસત્તાનાં પરિવર્તનો છે અને એવાં પરિવર્તનો તે અમુક વર્ગનેજ લાભકર્તા છે તેજ રીતે અત્યારના તુર્કસ્થાનનો વિપ્લવ પછી, ઇરાનની રાજ્યક્રાન્તિ પછી; ચીનના આંતર-યુધ્ધનો વિજય પછી ખરેખરો ફાયદો તો ફક્ત ધનિકવર્ગનેજ થયો છે. તુર્કસ્તાનનાં ખેતરો ઉપર કામ કરનાર ખેડુત, કે ઇરાનમાં ઢોરો ચારતો ભરવાડ કે કંતાનમાં કામ કરતા ચીના મજુરને આ વિપ્લવથી લગારે લાભ થયો નથી. તેમની આર્થિક અવદશા તો પહેલાંના જેટલીજ છે. ઉલટું પહેલાંના કરતાં કર વધ્યા છે; કારણ કે પ્રજાસત્તાક રાજ્યતંત્રનું ખર્ચ હમેશાં વધારે હોય છે. આમ આ ત્રણે પ્રદેશોના વિપ્લવોની આમવર્ગની દ્રષ્ટિએ મિમાંસા કરીયે તો જણાશે કે, જનતાની ખરેખરી સ્વતંત્રતા તો હજુ બહુ દૂર છે. જનતાની આર્થિક અને રાજકિય લડતનાં મંડાણ તો હજુ હવેજ થાય છે. છતાં ચીન, ઇરાન, અફઘાનિસ્તાન, અને અન્ય દેશોમાં ઉત્કર્ષના ઓળાયા દૂર દૂર પણ નજરે પડે છે.

## અધ્યાત્મવાદનાં ઓસરતાં આવરણો.

એશિયાનો ઔદ્યોગિક વિકાસ નિહાળી ભૂતકાળને ભાવનાથી પૂજતા આદર્શવાદીઓ ચમકી ઉઠયા છે. એશિયાના સંતો અને મહાત્માઓ આ મુડીવાદી વિકાસ સામે આંગળી ચિંધી ચિંધીને બૂમ મારે છે કે 'યુરોપની શેતાની જાળમાં એશિયા પડે છે.' એશિયાના 'આધ્યાત્મિક પતન' (!) થી ગભરાઇ ઉઠેલા આ મહાત્માઓ ભૂતકાળને પાછો સ્થાપવા, મધ્યકાલીન યુગને પાછો અપનાવવા, અને પાછી એ જીર્ણ સમાજરચનાને સજીવન કરવાને પ્રયત્નો કરે છે. આવી ભાવનાના એક પ્રખર પૂજારી આપણા દેશના મહાત્મા ગાંધીજી છે. 'ભૂતકાળમાં પાછા ચાલો' એ તેમનું અહોનીશનું સૂત્ર છે. યંત્રો સામે તેમણે જેહાદ પોકારી છે. આધુનિક યુગને તેઓ તિરસ્કારે છે; પણ આ ધર્માત્માઓ અને મહાત્માઓની ગંભીર ચેતવણી છતાં એશિયા પોતાની ભૌતિક પ્રગતિ સાધી રહેલું છે. જાપાન તો ભૌતિક પ્રગતિની કક્ષાએ પહોંચતું જાય છે, અને હિન્દ પણ જો સ્વતંત્ર દેશ હોત તો જાપાન સમોવડીયું જરૂરજ હોત.

ભૌતિક પ્રગતિ, ઔદ્યોગિક વિકાસ અને નવિન વિચારોના પ્રેરક બળોને પ્ર..પે એશિયા ઉપરથી અધ્યાત્મવાદનાં ગા... ઓસરતાં જાય છે, હિંદમાં પણ પુરાતનકાળની પ્રાચીન સંસ્કૃતિના સુંદર મંદિર (?) ના પાયા ડગમગી રહયા છે. આર્યોની સંસ્કૃતિ

હવે છેલ્લા શ્વાસ લઇ રહી છે. સમગ્ર એશિયા ઉપરથી ઇશ્વર અને વ્હેમના સામ્રાજ્યનો અંત નજીક આવતો લાગે છે. જેમ જેમ નવું જ્ઞાન અને નવિન વિચારો આગળ વધતા જાય છે તેમ તેમ અજ્ઞાન અને વહેમનાં આવરણોથી આચ્છાદિત થયેલી જનતા જાગૃત થતી જાય છે. આવતા જન્મની તૈયારી કરવાને બદલે એશિયાએ આ જન્મમાંજ પ્રજાસ્વાતંત્ર્ય અને આર્થિક સ્વાતંત્ર્ય અપનાવવા ઉપર મીટ માંડી છે. ભૌતિકવાદ તેનું ધ્યેય છે. ભૌતિકઉત્કર્ષ તે તેનો આદર્શ છે. જનસ્વાતંત્ર્ય તે તેનું નિશાન છે. એશિયાએ આધ્યાત્મિકજ્ઞાનનાં ખ્યાલી પુસ્તકોને કોરે મુકયાં છે, અને તેને બદલે એશિયાની સ્વતંત્ર પ્રજાનાં બાળકો વિમાનો તેમજ યાંત્રિક તોપોને લગતાં શિક્ષણ લઇ રહ્યાં છે.

## મધ્યકાળનો મોહ.

છતાં હજુ મધ્યકાલિન પ્રણાલિકાના પુજકો એશિયામાં કંઇ કમ નથી. જૂની ઉમરાવશાહીના અને રાજસત્તાના પ્રસંશકોનો પાર નથી. ધાર્મિક નશાથી ભાનભૂલેલાં એશિયાવાસીઓ પ્રજા સ્વાતંત્ર્ય કે જનસ્વાતંત્ર્યના આદર્શો એકદમ ઝીલી શકે તે તો અશકય છે. એટલેજ મધ્યકાલીન યુગના પૂજકો ઘણીવાર એ યુગને પાછો લાવવા પ્રયત્ન કરે છે. ચીનનો માર્યો ગયેલો સરદાર ચાંગ-સો-લીન એ મધ્યકાલિન યુગની રાજસત્તાને માટે તનતોડ યત્ન કરનાર એક પુરૂષ હતો. તે જીવનના અંત પર્યંત નવિન બળ અને નવિન યુગનાં લશ્કરીઆક્રમણ સામે ઝુઝયો. તેને આ કામમાં પરદેશીઓએ સહાય કરી એમ કહેવાય છે. પરદેશીઓની આર્થિક મદદને આધારે ચીનનો આંતરવિગ્રહ લંબાયો, અને જ્યારે ચાંગ-સો-લીન પડયો ત્યારે જ આ આંતરવિગ્રહનો અન્ત આવ્યો. રાષ્ટ્રિયપક્ષના તંત્રની ખરેખરી સ્થાપના ત્યારે જ થઇ.

અફ્ઘાનિસ્તાનના આધુનિક સમાજ-વિપ્લવનું મૂળ પણ આમાં રહેલું છે. અફ્ઘાનિસ્તાનના આંતરવિગ્રહને પરદેશી સરકારોના રાજકારણો સાથે સંબંધ હોય એ બનવાજોગ છે; પણ આ પ્રત્યાઘાતી ચળવળને આટલું સ્થાન મળે તેનું મૂળ કારણ હજુ પણ જનતામાં રહેલો મધ્યકાળનો મોહ છે. અફ્ઘાનિસ્તાનમાં પ્રવર્તતી અંધાધુંધીનું મૂળ કારણ આમાં છે. અફ્ઘાનોમાં રહેલી આ વૃત્તિઓનો લાભ મુલ્લાંઓએ લીધો છે. તેમ છતાં એક વસ્તુ તો સત્ય છે કે અફ્ઘાનિસ્તાનનો ઉગતો વહેપારી-વર્ગ અમાનુલ્લાની બાજુમાંજ છે. જ્યારે બચા-ઇ-સાકુના પક્ષમાં તો ઉમરાવો અને ધર્માન્ધ લોકોજ છે. આમ અફ્ઘાનિસ્તાન કે ઇરાન કે તૂર્કસ્તાનમાં ચાલુ રહેલા તોફાનો અને રમખાણો આ મધ્યકાલિન યુગના મોહને આભારી છે; પણ સંતોષની વાત છે કે આ મોહ હવે ઓસરતો જાય છે, અને જેમ જેમ તે ઓટ વધતી જશે તેમ તેમ નવિન વિચારોની ભરતી વધુ વેગથી ચડતી જશે.

## શ્રમજીવીઓનાં શાસન.

પણ એશિયાના યુગપલટાના ઉષઃકાળનો ખરેખરો ઉદય તો સાઇબીરીયા તેમજ મધ્યએશિયામાંજ થયો છે. એ જંગલોમાં વસતિ પ્રજાઓએ ઝારશાહીના શાસનને નષ્ટ કર્યું; એટલુંજ નહિં પણ રશિયાના એ પૂર્વકાલના 'આન્ડામાન'માં આજે ખેડુતો અને કામદારોની

સત્તા ચાલી રહી છે. સમાજવાદના તરંગી ગણાતા આદર્શો આજે પહેલીજ-વાર ઇતિહાસની એરણ ઉપર મૂકાયા છે. હજી તો તેને માત્ર દશ વર્ષનો ટૂંકો સમયજ થયો છે, તેમ છતાં એ ટૂંકા સમયે પણ આ શાસનની અવિચળતા સિધ્ધ કરી બતાવી છે. આધુનિક સમાજ-વિપ્લવોનું આ એક અંતિમ ધ્યેય છે. આમવર્ગનો આર્થિક ઉત્કર્ષ એ તેનો પાયો છે; અને એ પાયા ઉપર 'સરખું કામ અને સરખું વેતન'ના સિધ્ધાંતની ઇમારત રચાઇ રહી છે. 'કોઇ કોઇના ઉપર જીવશે નહિ' તે એનો આદર્શ છે. 'સર્વ કો શ્રમજીવી બનો' એ તેનું સૂત્ર છે.

એશિયાની ઉત્તરના બરફથી ઢંકાયેલા મૂલકોમાં આજે આમ યુગપલટાની ઉષા ઉગી છે. એ ઉષાની ઓજસ્વિતાથી યુરોપ પણ ક્ષણભર મુગ્ધ થઇ ગયું છે, અમેરિકા વિસ્મય પામતું ઉભું છે, અને અન્ય પ્રજાઓ અચંબાથી તેને નિહાળી રહી છે. એ ઉષાની સુરખીમાંથી ઉત્કર્ષના બાલસૂર્યનાં દેદીપ્યમાન પ્રકાશનાં વર્તુલો વિસ્તરતાં જાય છે. તે વિસ્તાર વધતો વધતો મધ્યએશિયાનાં જે હરીયાળાં ખેતરો ઉપર અંધકારનાં ગાઢાં પડ જામી ગયાં હતાં ત્યાં પહોંચ્યો છે અને પ્રથમ પ્રકાશનાં પગલાં માંડે છે. હિમાલયનાં ધવલ શિખરો પણ એ ઉગતી ઉષાને વધાવતાં ઉત્તર તરફ દ્રષ્ટિ નાખી રહ્યાં છે, એ ઉષાના તેજને ઝીલવા આમ સમગ્ર એશિયા તત્પર થઇ રહ્યું છે. એ 'ઓજસના વર્તુલો વેગથી વિસ્તરો' એવી દ્રઢભાવનાથી એશિયાવાસીઓ આગળ વધે છે. એશિયાનું આંગણું આજે યુગ-પલટાની ઉષાના તેજથી પુનિત બન્યું છે; અને પણે—ઉત્કર્ષના બાલસૂર્યનો પ્રકાશ પણ રેલાઇ રહ્યો છે.

---

એક વૃદ્ધ ગુસ્તાદજી [બોરીબંદરના પ્લેટફોર્મ પર એકલા ઉભેલા બાળકને]: "તારા જેવડો નાનકડો છોકરો એકલો મુંબઇથી પુને જાય એ તો નવાઇ! ગાડીમાં કયાંક અકસ્માત થઇ જાય એવો તારાં માબાપને ભય ન લાગ્યો?"

છોકરો: "ના જી, બાપાજીએ કહ્યું કે સ્ટેશન ઉપર એકાદ એવો મૂર્ખ માણસ તો મળીજ રહેશે, કે જે મારી પંડપૂછ કરવા આવશે!"

હરકોર શેઠાણી [નાના બાબુને]: "નિરંજન! તું શું તારી પાર્ટીમાં રસિકને ખરેખર નોતરવાનો છે?"

નિરંજન [કાગળ લખતાં લખતાં]: "ના. હું માત્ર એને એટલું જણાવવા માગું છું કે, મેં એક પાર્ટી આપી છે. તેથી આમંત્રણપત્રિકા મોકલું છું, પરંતુ 'આપ આવશો કે કેમ તે પત્રદ્વારા જણાવજો,' એ લીટી છેકી નાખું છું."

# મોતનો ચરખો

**દુષ્ટ લગ્નપ્રથાની ભોગ બની, દેશી રાજ્યના એક જાણીતા અમલદારના હાથમાં ફસેલી, હિંદુ 'અબળા' કહેવાતી સંસ્કૃતિના શિખરથી, પતનની ઉંડી ખીણમાં ગબડી પડી, ભરી અદાલતમાં પોતાની કરૂણકથા કહી સંભળાવે છે એટલે ભાગે આ કથા સત્યઘટના ઉપરથી લખાયલી છે.**

લેખક: **ચિત્રગુપ્ત**

જ્વાલામુખી સમા એના હૈયામાંથી નીકળતો પ્રત્યેક શબ્દ, આતુરતાથી સાંભળી રહેલા ન્યાયમંદિરમાંના એકે એક શ્રોતાનાં હૃદયોમાંથી તીરની માફક સોંસરો નીકળી જતો હતો.

બાજુમાં બેઠેલા મનુષ્યના શ્વાસોશ્વાસથી પણ સાંભળનારાઓને અડચણ થાય એટલી શાંતિના ગંભીર વાતાવરણથી ન્યાયમંદિરની ગંભીરતામાં વધારો થતો હતો.

"મારે કશોજ બચાવ કરવો નથી" આરોપીના પાંજરામાં સોડીઉં વાળીને ઉભેલી સ્ત્રીએ કહ્યું.

"જગતમાં જેવું કોઇજ નથી, એવી એક નિઃસહાય અબળાની વિતક કથા સંભળાવવાની આ સ્થાનમાંથે જો છૂટ ન હોય તો મારે કશુંજ કહેવું નથી, પણ જો એટલી પરવાનગી મને મળે તો, કયા સંજોગોમાં મેં આવું સાહસ કર્યું એ વાત હું કહી સંભળાવું."

બોલનારીની ઉમ્મર દેખાવ ઉપરથી પચીસ ત્રીસ વર્ષ જેટલી ભાગ્યેજ લાગતી હતી. પણ ગમગીન દેખાવ અને પોલીસ પહેરા નીચેનું કાચી જેલમાંનું જીવન કંઇ નહિં તો તેના આયુષ્યમાં પાંચ વર્ષનો વધારો કરતાં હતાં.

"પોતાનું નિર્દોષપણું પુરવાર કરવા માટે આરોપીને જે કંઇ કહેવું હોય તે કહેવાની છૂટ છે."

ગંભીરતાની સજીવન મૂર્તિ સમા, શાંત અને અડોલ દેખાતા ન્યાયાધિશે, પોતાના ઉચ્ચાસન ઉપરથી કોઇ પણ જાતની હિલચાલ કર્યા વિના, ઠંડી રીતે, ધીરે સ્વરે કહ્યું.

અને પછી પાંજરામાં ઉભી રહેલી સ્ત્રીએ પોતાનો એકરાર સંભળાવવો શરૂ કર્યો:

⊛ ⊛ ⊛

લગભગ તેર–ચૌદ પહેલાં જ્યારે મારી ઉમ્મર અગિયાર–બાર વર્ષની હતી, ત્યારે મારા બાપે મને પરણાવી. પરણનાર પુરૂષની અને મારી ઉમ્મર વચ્ચે ત્યારે કંઇ નહિં તોપણ ચોવીસ–પચ્ચીસ વર્ષનું અંતર હતું. હું એને ઓળખતી નહોતી,



એ વરમાળા ફાંસીની માળા હતી...... ખરી રીતે તે મૃત્યુના
ગળાની આસપાસ વીંટાળેલી ફાંસી જ હતી. [ પૃષ્ઠ ૧૭૫ ]

મને પરણવા આવનાર મને જાણતો નહોતો. પરંતુ અમારી ન્યાતમાં અમે લગ્ન કરી શકતાં નથી. અમારાં લગ્ન કરવામાં આવે છે.

હું મારી આસપાસ થતી ક્રિયાઓની ધમાલથીજ મુંઝાઇ જતી હતી. મારી એ મુંઝવણની કોઇને કશીયે પડી નહોતી, કેવળ તેમના એ નાટકનું હું એકાદ સયંત્ર પાત્ર હોઉં, તે રીતે સગાં વહાલાં, માતા, બ્હેનો, બ્હેનપણીઓ સહુ મારી સાથે વર્તતાં. ઘડીમાં અમુક જાતનાં વસ્ત્રો પહેરાવતાં તો ઘડીકમાં બીજા પ્રકારનાં આભુષણો સજાવતાં; કોઇક વખત ગણેશ આગળ લઇ જતાં; કોઇક વખત યજ્ઞ સમિપ બેસાડતાં; કેટલીયે વખત મને પીઠી ચોળી ચોળીને સ્નાન કરાવવામાં મુંઝવી નાખતાં. એજ રીતે મોઢે, માથે બોરાઢી અને ગાંસડાની માફક ઉંચકીને મારા એક દૂરના મામાએ મને લગ્ન-મંડપમાં એક બાજઠ ઉપર બેસાડી; વાજાંવાળાઓએ માથું ફાટી જાય તેવા સુરે વાજાં વગાડવા માંડયાં, ગાનારીઓએ બને તેટલા ઉચ્ચ સ્વરે ગીતો ગાવાં શરૂ કર્યાં અને એકઠા થયેલા મહારાજોએ આંખોમાં પેસી જાય એવા ધૂમાડાવાળા હવનની આસપાસ ઉભા રહી ન સમજી શકાય તેવી ભાષામાં શ્લોક લલકારવા માંડયા.

અને પછી લોકોએ કહ્યું કે મરૂં લગ્ન થઇ ગયું ! એટલું મને બરાબર સ્મરણમાં છે.

  

લગ્ન મંડપમાં મારા ગળાની આસપાસ વરમાળા લટકાવવામાં આવી હતી, અને તેનો બીજો ભાગ મને પરણવા આવેલા પુરૂષના ગળામાં હતો; પરંતુ એ વરમાળા ફાંસીની માળા હતી, અને મને પરણવા આવનારના ગળાની આસપાસ વીંટાળેલી વરમાળ ખરી રીતે મૃત્યુના ગળાની આસપાસ વીંટાળેલી ફાંસીજ હતી એવું હવે મને લાગે છે. ત્યારે તો એટલું સમજવાનીયે મારી શકિત નહોતી.

તે પછીયે બીજી કેટલીક વિધિઓ સાથે ગાજતે–વાજતે મને સાસરે વળાવવામાં આવી.

ત્યાં હું તદનજ નવી દુનિયામાં આવી પડી. મને પરણનારના કુટુંબમાં કોઇ નહોતું; ઘરમાંયે અમે બે જ. બાળા મટી વહુ બનનારીને એક દુનિયામાંથી નિકળીને નવીજ દુનિયામાં પ્રવેશ કરવો પડે છે. એની સ્વતંત્રતા એક સપાટે હરાઇ જાય છે; અને બોલવામાં, ચાલવામાં, ખાવામાં, પીવામાં તેના કરમે, પરતંત્રતાનાં બંધનો સરજાય છે.

અજાણ્યા પુરૂષની સાથે વાત કરવાની હિંદુ બાળાઓને ટેવ હોતી નથી, મને પણ એવી ટેવ નહોતી; પણ સાસરે આવ્યા પછી બિલકુલ અજાણ્યા પુરૂષની સાથે નિવાસ કરવાનું થયું. મારે માથે રસોઇનું અને ઘરનું તમામ કામ પડયું, તે પણ મેં ઉપાડી લીધું, પણ મોટી વયના પુરૂષની સાથે જેનાં લગ્ન થયાં હોય તે હિંદુ બાલિકાની 'વહુ' તરીકેની બીજી દશાની તો કલ્પના પણ સભ્ય માનવ સમુહને કંપારી લાવવા માટે પુરતી છે.

સંયમ અને બ્રહ્મચર્યનાં મહત્વ હિંદુ સમાજમાં સહુથી અધિક ગવાયાં છે. છતાં હિંદુ પુરૂષો જેટલો એનો ભંગ કોઇ કરતું નહિં હોય !

**મો**ટી ઉમ્મરનો વર, ઘરમાં બીજું કોઇ કામ કરનાર નહિં, એટલે સાસરવાસ એ જ મારે માટે પરણીને તુરતજ કાયમનું જ નિવાસસ્થાન થઇ પડયું.

મારો પતિ પરણ્યા પછી પુરા ૭ મહિના ઘેર રહયો. પણ એ ૭ મહિના મારે માટે નર્કયાતના સમા હતા. ૭ મહિના પહેલાં મને જોનાર કોઇ પણ તે વખતે મને ઓળખી ન શકે, તેટલો પલટો ત્યારે મારામાં થઇ ગયો હતો.

પરણતી વખતે મારા પિતાએ પૂરેપુરા પૈસા પડાવેલા, એટલે ૭ મહિનામાં તો ઘરમાં ખાવા ખૂટયું, અને ધન કમાવા એમણે પરદેશ તરફ પ્રયાણ આદર્યાં.

ત્યારથી મારે ઘેર હું એકલી રહેવા લાગી. પણ એકલી રહીને શું ખાઉં ? એ મારે માટે મુખ્ય પ્રશ્ન હતો. પિયરમાં ગરિબાઇનો પાર નહોતો. પરણાવેલી પુત્રિ તેવી પિતાને ઘેર પોષાય તેમ નહોતું; એટલે પછી થોડા દિવસ સુધી પોષણ માટે પરદેશથી પૈસા આવવાની વાટ જોઇને છેવટે થાકીને સગાંવહાલાનાં શરણાં શોધવાના ઉદ્યમે લાગી.

પરણનારે તો પરદેશ ગયા પછી ન મોકલ્યો કાગળ કે ન લીધી કશીયે ભાળ. અને જયાં પરણવા આવનારને પોતાને પત્નિની પરવા ન હોય, ત્યાં હિંદુ સંસારમાં નિરાધાર બનેલી સ્ત્રીની તો વહાર કોણ જ કરે ?

એટલે પિયરમાં રહીને મજુરી કર્યા વિના પેટની ભખ બીજી કોઇ રીતે ભાગે તેમ નહોતું. આમ હું મજુરણ બની.



**એ** વખતે દુ:ખના દોહયલા દહાડા કેમ ગયા તે તો ગરિબાઇનો અનુભવ જેને હોય તેજ સમજી શકે. સવારથી સાંજ સુધી જૂદા જાદા માણસોની મજુરી કરીકરીને થાકી જવા છતાં પેટનો ખાડો પૂરેપૂરો પુરાતો નહોય કે શરીર ઢાંકવા પૂરતાં વસ્ત્રો પણ ન મળી શકતાં હોય, તેવી સ્થિતિમાં બાર તેર વર્ષની બાળકી મુકાય, એટલે તેના દિલને શું શું ન થાય, તેનો તો આપ જ વિચાર કરી લેજો.

મારી સમોવડી સખિઓમાંની કેટલીકનાં તો હજુ સગપણે થયાં નહોતાં, કેટલીકનાં સગપણ થયાં હતાં તેઓ અનેક આશાના છોડને હૈયાની હુંફાળી કુંજોમાં ઉછેરતી અને ભાવિનાં સુખદ શમણાં જોતી જીવતી હતી, અને થોડી ઘણી પરણેલી સખિઓ સાસરે જઇ આવી, ત્યાંના વિલાસ વૈભવોની વાતો કરતી હોય, તેવે વખતે મારા જેવડી ઉમ્મરની બાલિકા સંસારના વિચિત્ર સંજોગોમાં સપડાય તેની શી દશા થાય, તે કોઇ પણ રીતે કલ્પનાથી સમજી શકાય નહિં તેવું છે.

એવા સંજોગોમાં સપડાયલું કોઇ પણ મનુષ્ય આરામ અને સુખસંતોષના માર્ગ માટે આતુર હોય તો તેને કોણ માફ ન કરે ?



**મ**ને પણ દુ:ખ અને નિરાશાના પ્રચંડ તોફાનોવાળા ખારા મહાસાગરમાં આશાની ટેકરી સમું એક વિશ્રાંતિ સ્થાન લાધ્યું.

એક વૃધ્ધ ડોશી આકસ્મિક સંજોગોનાં મને એક દિવસ મળી ગઇ. એની બોલવાની મિઠાશ, મારી સાથેનું એનું વર્તન અને એનો મમતાળુ સ્વભાવ: એ બધાએ મારૂં મન હર્યું. જીવનમાં ભાગ્યેજ મારી પ્રત્યે કોઇએ આટલી બધી મિઠી લાગણી બતાવી હશે.

ડોશીમા મધ્યમ કુટુંબની ખાનદાન હતી. દયા એના સ્વભાવમાં વાણે–તાણે ગૂંથાઇ ગયેલી લાગતી. પોળમાંની કોઇ બિલાડી એકાદ ખિસકોલીને પકડે તો ડોશીમા ખિસકોલીને બચાવવા દોડાદોડ કરતાં, અને ખિસકોલીને છોડાવ્યા છતાં જ્યારે તેને બિલાડીના તિક્ષ્ણ દંત પ્રહારથી પ્રાણ છોડી ગયેલી જોતાં ત્યારે બિલાડીના મોંઢામાંથી એનો શિકાર પડાવવાના ગુન્હા માટે ધર્મ રાજાના દરબારમાં મૃત્યુ પછી એમને કેવી શિક્ષા થશે તેના વિચારમાં પડી જતાં! એમના મકાનમાં ચકલી માળો કરે તો કંતાનનો કટકો બાંધી તેના માળાને સંરક્ષતાં, અને તેમ છતાં ચકલીનું એકાદ ઇંડું ગબડી પડીને ફૂટી જાય, તો માજી તે જોઇને રડી પડતાં; એ બધું મેં નજરો નજર જોયું હતું.

એ ડોશીમાંને મારી દશા માટે દયા આવ્યા વિના કેમ રહે?

મારી બધી હકીકત જાણી લીધા પછી એ ભલાં જીવ ઘણી વખત કહેતાં. "દીકરા! તું પૂર્વ જન્મની મારી દીકરી જ હોય, એવું મને લાગે છે. કેમકે મને તારી ઉપર એટલું બધું વહાલ આવે છે કે ન પૂછો વાત!"

મારી કષ્ટ કથા એમણે વળી વળીને મારી પાસેથી સાંભળી હતી; અને જ્યારે જ્યારે હું મારા દુઃખની વાર્તા એમને સંભળાવતી ત્યારે ત્યારે એમની આંખોમાંથી દડદડ આંસુ નીકળતાં.

તે પછી એમના ઘરડા મુખમાંથી અનેક વખત એવા શબ્દો નીકળતા કેઃ "બેટા! હું તને આવા દુઃખમાં સડવા નહિં દઉં; તારા જેવી સુકુમાર બાળાની દાદ લેવાયા વિના રહી જાય તો કુદરતનો ક્રમજ અવળો ઠરે!"



ડોશીમાનાં એ મરમાળાં વચનોનું રહસ્ય ત્યારે સમજી શકી નહોતી; પરંતુ થોડા જ વખતમાં બધો ભેદ ઉઘડી ગયો.

છતાં જ્યારે એ ભેદ ઉઘડયો ત્યારે તેની જાળમાંથી હું જરાપણ છટકી શકું તેમ રહયું નહોતું.

એ ભલી દેખાતી ડોશી ભલમનસાઇના ઢોંગ નીચે, એક જુના અને જાણીતા રાજ્યના મોટા લાગવગવાળા અમલદાર માટે જુવાન સ્ત્રીઓને ફસાવતી હતી.

હું અનેક રીતે દુઃખી હતી, પરંતુ કુદરતે મને છૂટે હાથે સૌન્દર્ય બક્ષ્યું હતું. અને તેથી મને ફસાવવા માટે ડોશીએ જાળ પાથરી હતી. ડોશીની લાલચોથી હું ફસી તેમાં મારો પણ કશો જ વાંક નહોતો. સહુથી મોટો દોષ લગનની હિંદુ પ્રથાનો હતો. પરણનાર જેને ઓળખતાં પણ ન હોય; તેવાં બન્નેની વચ્ચે ભયંકર અસમાનતા હોવા છતાં, લગનના નામ નીચે તેમને પરણાવી દેવાની ભવાઇ ભજવવી; એનું નામ માબાપની સંમતિપૂર્વકનો વ્યભિચાર નહિં તો બીજું શું કહેવાય?

અને મારા જેવી અસહાય બાળકી નિર્ધનતાનો પ્રતિકાર શી રીતે કરી શકે? સ્વતંત્ર રીતે જીવન ગાળવા જેટલું શિક્ષણ જો મને માતાપિતાએ આપ્યું હોત, વિચિત્ર જગતની વિકરાળ ખટપટો વિષે મને સહેજ પણ જ્ઞાન આપ્યું હોત, તો હું એ ડોશીના હાથમાં ફસી પડત નહિં, મારા તન મનને યોગ્ય એવા પતિ સાથે મને લગ્ન

કરવાની છૂટ હોત ( તો મારી કલંકિત કથા જ સર્જાઇ ન હોત.

પણ એ તો હિંદુ સંસારની આંખો ઉઘડે ત્યાં સુધી ચાલવાનુંજ, અને ત્યાં સુધી પેલા વ્યભિચારી અમલદાર જેવાઓના શિકાર મારા જેવી અનેક નિર્દોષ સ્ત્રીઓ બનવાની.

જ્યુરીના ગૃહસ્થો અને જજ્જની તરફ કરૂણ દ્રષ્ટિએ જોઇને બોલનારીએ જ્યારે પોતાની કથા આગળ ચલાવી, ત્યારે ભરીયે અદાલતની એકેક એક આંખ અને પ્રત્યેક શ્રવણેંદ્રિયનું તે લક્ષ્ય સ્થાન બની રહી હતી. કો ભેદભર્યા કોયડાની માફક, જેમ જેમ તેની જીવનકથાનો પ્રવાહ આગળ ચાલતો હતો, તેમ તેમ શ્રોતાઓ 'હવે શું સાંભળવા મળશે?' એવી લાગણીથી ખેંચાતા જતા હતા; અનેક વૃત્તિનાં મનુષ્યો એની એ કથામાંથી ભિન્ન ભિન્ન પ્રકારનો સાર તારવી રહ્યા હતા.

તેણે આગળ બોલવા માંડયું:

પેલા વ્યસની મનુષ્ય વિષયવાસનાનો કીડો હતો, મદિરાનો ગુલામ હતો, એક દેશી રાજ્યમાં તેનો હોદ્દો રાજાથીય વધુ હતો; કેમકે રાજાનોયે તે રાજા હતો—રાજા એનું ભરાવ્યું ડગલું ભરતો, અને એના પ્રત્યેક કામનો સાથી હતો, તેથી તો તેમની દોસ્તી જામી હતી.

એ માણસનો શિકાર ડોશીએ મને. બનાવી, હું હજી તો હમણાંજ કળી મટીને પુષ્પ બનતી હતી. ખુબસુરત હતી, મારી બધીએ આશાઓ કુવાની છાંયડીની માફક મનની મનમાં જ રહી ગઇ હતી, જગત જોઉં તેની પહેલાં જ સીનેમાના ચલિત ચિત્રની પેઠે મારી નજર આગળથી તેનું ચિત્ર ખસી ગયું હતું, જીવન માણું તે પહેલાં જીવન ઉપર કષ્ટનો ગાઢો પડદો ફરી વળ્યો હતો.

એટલે નવું જીવન મને અળખામણું કે અકારૂં ન લાગ્યું; પરંતુ પ્રિયકર થઇ પડયું. નીતિની વાતો કરનારા અનીતિ આચરવાથી કશો જ લાભ થતો નથી, તેટલા માટે અને ત્યાં સુધી જ નીતિની વાતો કરે છે, એવો મારો હવે તો અનુભવ છે. નીતિ એ સદ્‌ગુણ હોય તો પણ મનુષ્યના જીવન સાથે જડાયલો સદ્‌ગુણ તે નથી; એતો છે કેવળ સંજોગની રમત!

નવા જીવનના મારા આરંભના દિવસ જગતમાં કોઇ પણ નવજુવાન રૂપસુંદરી ઇચ્છે, તેવા જ જતા હતા. મને ફસાવનાર વિષયલોલુપ હતો એટલે તેની નજરે જેમ હું વધુ ખુબસુરત દેખાઉં તે તમામ કરવામાં એ જરાકે ઉણપ રહેવા દેતો નહિં. તે વખતે હું ભિખારણ મટીને રાણી બની હતી. ખરેખર મને તે રાણી કરતાંયે વધુ સુખસગવડથી રાખતો.

  

પરંતુ એ જીવનમાં વળી પલટો થયો. વાસનાનોજ ગુલામ બનેલ એના સ્વભાવ પ્રમાણે, ફુલે ફુલે ગુંજારવ કરતા અને રસની મોજ ચાખી બીજાં ઉપવન, બીજી કુંજો અને નવાં નવાં પુષ્પોની મજા ચાખવા રખડતા ભ્રમરના જેવી વૃત્તિવાળો હોવાથી બે એક વરસમાં તો મારાથી કંટાળ્યો.—ના, ખરી રીતે હુંજ એનાથી ત્રાસી ગઇ.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે એ ભેદ છે કે, સ્ત્રી જેને ચહાય છે તેને જીવન સમર્પણ કરે છે, ત્યારે પુરૂષ, કેવળ સ્વાર્થ દ્રષ્ટિથી લૂંટ ચલાવવાનીજ દ્રષ્ટિ રાખે છે.

હુ ઇચ્છતી હતી કે તે હમેશાં મારીજ તરફ મમતા રાખે, પણ જેણે પોતાની પરણેતર સ્ત્રીને દગો દીધો, તે મને વફાદારીથી ન્હાય એ કેમ બને?

આથી હું એનાથી કંટાળી, મને એ જીવન નિરસ, શુષ્ક લાગવા માંડયું, એટલે એક દિવસે હું ત્યાંથી ચાલી નીકળી, પણ ત્યારે મારૂં શું થશે એની મને કલ્પના યે નહોતી.

પેલા અમલદારની સાથે હતી તે વખતે કરાંચીમાં રહેતા કેટલાક માણસોની સાથે મારે પરિચય થયો હતો; એટલે મેં ત્યાં જવાનો નિશ્ચય કર્યો. પણ સિંધમાં સ્ત્રીઓનાં હરણ કરનારી ટોળકીનો હું ભોગ બની.

એ ટોળકીમાંની એક સ્ત્રી મને મુસાફરીમાં મળી, તેણે પોતાની સાથે જવા મને લલચાવી, અને ઘેર ગયા પછી મને કંઇક કેફી ચીજ ખવડાવી બેભાન બનાવી દીધી.

મને જ્યારે ભાન આવ્યું ત્યારે હું એક મુસલમાનના ઘરમાં હતી. એ મુસલમાન શ્રીમંત હતો, જાગીરદાર હતો અને મોટી સરકારી સંસ્થાઓમાં સભાસદ હતો એ મેં પાછળથી જાણ્યું. એ માણસ ભલો તેમજ સ્નેહાળ હતો,

હું ફસી તો હતી જ, પરંતુ હિંદુસમાજમાં મારી તરફ કોઇએ મમતાની લાગણી બતાવી જ નહોતી, તેથી મને એ ઇસંધી મુસલમાન હતો તેટલા માટે તેની તરફ તિરસ્કાર ન થયો. હિંદુઓની સ્ત્રીજાતિ તરફની તોછડી અને સખ્ત રિતભાતને લીધે, તેમજ સમાજની અનેક નાશકારક રૂઢીઓને લીધે કેટલીએ વિધવાઓ તેમજ બીજી સ્ત્રીઓ મુસલમાનોને હાથે ફસાને કે ઇચ્છાથી પરધર્મવાળાનો સાથ શોધે છે. એની જો બરાબર તપાસ કરવામાં આવે તો જ એ ઘટના પાછળ રહેલો ભયાનક ઇતિહાસ જગત જાણી શકે.

મને એ માણસની સાથે સારી રીતે ફાવ્યું, પરંતુ ત્રણેક વર્ષમાંજ દુર્ભાગ્યે તે આ દુનિયાં છોડી ગયો; અને વળી હું રખડતી બની ગઇ. મને ખબર નથી પણ સ્ત્રીઓને ઉંચકી જવાનો ધંધો કરનારી ગુપ્ત ટોળકીના આડતીયાઓની ભેદી હિલચાલ ગજબની છે. હું એકલી પડી એ વાતની એમને કોણ જાણે શી રીતે ખબર પડી ગઇ, પણ થોડાજ વખતમાં એક ઓળખાણવાળી બાઇએ મને ફસાવી અને એ ટોળીનો એક માણસ મને મુંબાઇ ઉપાડી ગયો.

  

મુંબાઇમાં મારી દશા ઘણીજ વિચિત્ર થઇ પડી. એ દશાનું સ્મરણ પણ મારા રોમેરોમને સળગાવી મૂકે છે.

બહારથી રૂડા-રૂપાળા દેખાતા મુંબાઇના ગર્ભમાં કેવાં કેવાં વરવાં કામ થાય છે, તે જગત હજી બરાબર જાણી શકયું નથી. સમાજના સારા મનાતા માણસો તે જોવાની દરકાર કરતા નથી, કેમકે તેમ કરવાથી 'રખેને અમારી પ્રતિષ્ઠા ઘટી જાય?' એવો તેમને ભય રહે છે પરંતુ મારો અનુભવ છે કે, એ 'સારા' કહેવાતાઓની પાછળજ અનેક જાતના ભેદ ભરમોથી ભરપૂર ઇતિહાસ રચાયલો હોય છે.

ઉંચકી લાવનારે મને કયાં મૂકી એની મને કંઇ જ ખબર નહોતી, પરંતુ એ ખબર પડવાને બહુ વિલંબ થયો નહિં. એક અઠવાડિઉં નહિં વિત્યું હોય તેટલામાં તો રક્ત માંસના જાહેર વ્યાપાર કરનાર દલાલના હાથમાં હું સપડાઇ હતી તેનું મને ભાન થયું.

એ ધંધામાં કોઇ પણ સ્વેચ્છાથી પડતી નથી, એની હું તમને ખાત્રી આપું છું. હું ગમે તેમ હોઇશ, પરંતુ વેશ્યાવૃત્તિ કરવા તૈયાર નહોતી. એટલે હું સહેલાઇથી કોઇને તાબે થઇ નહિં. પરંતુ તે પ્રતિકારનો બદલો મને કેવો મળ્યો, એતો મારા શરીરનું એકે એક હાડકું જો તેને વાચા હોય તો કહી આપે. આપ જોઇ રહ્યા છો એ શરીરનો તલ મૂકવા જેટલો ભાગ પણ ત્યારે રહેંસાઇ ગયા વિના રહ્યો નહિં હોય, ઉપરાંત બીજા રાક્ષસી જુલ્મ ગુજર્યાં તે તો જુદા જ! મને ગરમ સળીયાઓથી ડહામ દેવામાં આવ્યા, ભૂખે મારવામાં આવી, પેશાબ મારા મોંઢામાં રેડવામાં આવ્યો, અને તે ઉપરાંત જો હું તેમની એ રાક્ષસી વૃત્તિને તાબે થઉં નહિં, તો મારી ઉપર જે જુલ્મ ગુજારવાની તેમણે ધમકી આપી, એનું વર્ણન જ સાંભળીને રાક્ષસો પણ ત્રાસી જાય.

એ દશામાં ટકી રહેવાનું મારૂં શું ગજું? છેવટે ફરજિયાત મારે એ દુષ્ટ વૃત્તિનાં રાક્ષસોની પૈશાચિક વૃત્તિને તાબે થવું પડયું, હિંદુ સમાજની લગ્નની રાક્ષસી પ્રથાએ મને છેવટે બજારૂ વેશ્યા બનાવી!

બોલનારીની પાંપણો નીચેથી આ વખતે આષાઢની વર્ષાધારાની માફક અશ્રુધારા વહેવા લાગી. તેણે નીચું જોઇને સાડીના છેડા નીચે મોંઢું ઢાંકી દીધું. કેટલીક ક્ષણો સુધી તે એમજ ઉભી રહી, સ્થિર–અડોલ.

અને તે પછી તેણે બોલવું શરૂ કર્યું. આ વખતે કાળા અભ્રખંડે ચંદ્રમાને આવરી લીધો હોય તેમ, તેના મુખમંડળને ગમગીનીએ આવરી લીધું હતું, હજી એની પાંપણો ભીંની હતી, એનો અવાજ પહેલાં જેટલો સ્પષ્ટ સંભળાવાને બદલે થડકતો હતો.

અને તેમ છતાં, એ ધંધાથીએ હું મુકત થઇ શકું તેમ નથી એ વાત મને પાછળથી સમજાઇ.

મને ઉંચકી લાવનાર અને બીજી એક સ્ત્રીએ મળીને મારે નામે મારવાડીની પાસેથી કરજે નાણાં લીધાં; અને તેમાંથી મારે સારૂ થોડાંક નવાં કપડાં ખરીદયાં. પરંતુ એ દેવાની વ્યવસ્થા ભેદી ભૂતના મંત્રેલા પાણીની માફક, કદી પણ દેવું ખૂટેજ નહિં તેવી હતી, એ હું ઘણું મોડું થયા પછી સમજી શકી.

મારા રકત માંસના વ્યાપારમાંથી નિત્ય નિત્ય મળતાં નાણાં લઇ લેવા છતાં, મારા માથે ભરણપોષણ તેમજ ભાડાનું વ્યાજ ચડયાં જ કરતું હતું.

આવી સ્થિતિમાં જીવન નિભાવવું કેટલું દોહલું થઇ પડે, તે સમજાવી ન શકાય તેવું છે. પણ મારે માટે તો આ જુલ્મ ઓછા હોય તેમ કેદીની જ દશા નિર્માણ કરવામાં આવી હતી. તો પણ બે વર્ષ મેં એ નર્કયાતનામાં વિતાવ્યાં - અને છેવટે એક દિવસ તક મળી એટલે નાસી છૂટી, પરંતુ દુર્ભાગ્યે હું તેમની જાળમાંથી છટકી શકી નહિં.

પછી તો મારૂં જીવન સંપૂર્ણ રીતે એમનીજ મતા હોય, અને હું જીવતું મનુષ્ય નહિં પણ તેમના તાબાનું મડદું હોઉં તે રીતે તેમણે મને રાખવા માંડી.

ભયંકરમાં ભયંકર નર્કયાતનાનું વર્ણન કરો, તોપણ મારી તે વખતની દશા કરતાં એ યાતના ઓછી જણાશે, એટલુંજ કહેવું બસ છે.

એ દશામાં મેં બીજા ૭ મહિના વિતાવ્યા.



મરણ નહોતું આવ્યું. માટે જ હું ત્યારે જીવી શકી. એમની કમાણીનું સાધન ઓછું થાય નહિ તે માટે મને તે જીવાડતા. મારૂં જીવન ટકી શકે તેટલા માટેજ મને બળજબરીથી ખોરાક આપતાં. પરંતુ મને તે વખતે જીવનમાં જરાયે રસ રહ્યો નહોતો.

મારા જેવી દશામાં તો મુંબાઇમાં અનેક સ્ત્રીઓ જીવે છે. આવાં જીવતાં-મડદાંઓ મારફત વિષય વાસનાની તૃપ્તિ શોધનારા પુરૂષ વર્ગને માટે તો કશું જ કહી શકાય? મારે એમના સંબંધમાં કશુંજ કહેવાનું નથી. કેમકે ધર્મ અને રૂઢીને નામે મારા જેવી અનેક બાળાઓને બ્રાહ્મણો, ધર્માચાર્યો અને જ્ઞાતિપટેલો ધર્મ તેમજ શાસ્ત્રની મદદથીજ આ મોતના ચરખામાં ધકેલી મૂકે છે.

અમારા જેવી સંકટમાં ફસેલી સ્ત્રીઓની મુલાકાત લેનારા આટલા બધા પુરૂષો નીકળે છે, તેજ બતાવી આપે છે કે, શરીરના સ્વાભાવિક ધર્મો અને મનની નૈસર્ગિક લાગણીઓની ઉપર અંકુશ મકવાની વાતો કરનારા કાંતો મર્ખ છે, કાં તો હૈયા વિનાના છે અથવા તો જાણી જોઇને પોતાની સનાતનવૃત્તિને પકડી રાખવાનો આડંબર ચાલૂ રાખવા માટે જ તેઓ લાખ્ખો નિર્દોષ સ્ત્રીઓનો ભોગ લે છે.

આવાં સ્થાનોમાં આવનાર બધા જ મનુષ્યો અધમ હોય છે એમ પણ હું કહી શકતી નથી. કેમકે મારા જેવી સંકટમાં ફસેલી જે કોઇ પણ સ્ત્રી એ મોતના ચરખામાંથી છૂંદાતી બચે છે, તે કેવળ ત્યાં આવનારા પુરૂષોની દયાવૃત્તિને લીધે જ.

૭ મહિના પછી મને પણ એવાં એક દયાળુ વૃત્તિના પુરૂષે મદદ કરી અને હું ફરીથી ત્યાંથી છૂટી થઇ શકી. મને છોડાવનાર માણસ એકલો છે; તે રેલ્વેમાં માસિક એકસો રૂપિયા કમાય છે, તેણે મને મહિને દિવસે પચાસ રૂપિયા ખર્ચ માટે આપવાનું કહી, તેની રખાત તરીકે જૂદે સ્થળે રહેવાનો આગ્રહ કર્યો; પરંતુ મેં એવી અપમાનિત દશામાં રહેવાની સીધે સીધી ના કહી દીધી.

તેણે કહ્યું: "મને તારી સાથે રહેતામાં કોઇ જાતનો વાંધો નથી..."

"તો પછી..."

પણ હું કંઇ કહું તે પહેલાંજ તે બોલી ઉઠયો:

"પરંતુ હિંદુ સમાજ મને તેમ કરતાં અટકાવે છે."

"અને મને રખાત તરીકે રાખતાં સમાજને વાંધો નથી?"

"ના, કેમકે અમારા જ્ઞાતિપટેલો, શેઠીઆઓ, રાજા મહારાજાઓ અને ધર્માચાર્યો સુદ્ધાં તેમ કરવામાં શોભા માને છે!"

"તો પછી મને માફ કરો." મેં એને કહ્યું. "હું તમારી શોભા વધારનાર અને કામવાસનાની તૃપ્તિ માંટેજ જીવન વિતાડનાર મડદું બનવા કરતાં હમેશનું મડદું બનવાનું વધુ પસંદ કરીશ. હવે આ જીવનમાં મને કશોજ રસ નથી."

અને અમે છૂટાં પડયાં.



ત્યાંથી બારોબાર જ હું ચાલતી ચાલતી મરીનલાઇન્સના દરિયા કિનારે ગઇ અને આસપાસ નિર્જનતા જોઇ દરિયામાં કુદી પડી.

પરંતુ મારા કમનસિબે ત્યાંથી જતા બે ભાઇઓની દૂરથી મારા ઉપર નજર પડી અને તેમણે મને બચાવી.

જીવવાની ઇચ્છા ન હોવા છતાં તેમણે મને બચાવી મારી ઉપર અપકાર જ કર્યો છે એમ હું માનું છું. કેમકે તેમણે મને એમ ને એમ મારી મેળે મરવા દીધી હોત તો મારી આવી દશા થાત નહિં; અને પોલીસ મારી ઉપર આત્મહત્યાનો આરોપ મૂકી આ અને બીજી અદાલતોમાં ફેરવી, મારા જેવીને આટલી બધી જાહેરાતના પ્રકાશમાં મૂકત નહિ.

બસ્સ, મારે બીજો કશો જ બચાવ કરવાનો નથી. મેં જીવનથી કંટાળીને આત્મહત્યા કરવા માટે જ દરિયામાં કુદકો માર્યો હતો એ વાત ખરી છે; અને અહિંથી છૂટું તો ફરીથી પણ એવો પ્રયત્ન કરૂં એ પણ ખરૂં છે. માત્ર મારે એક શબ્દ હવે વધુ કહેવાનો છે અનેતે એ કે, સંજોગને આધીન થઇને મેં ગમે તેવું જીવન ભલે ગાળ્યું હોય, પરંતુ અદાલતમાં ચાલતા મુકદ્દમાથી મારી જે જાતની જાહેરાત વર્તમાન પત્રોમાં થાય છે; અને તેથી જનતામાં જે ભયંકર કુતુહલ વૃત્તિ પેદા થયેલી છે, તેની સામે મારો સખ્ત વિરોધ છે.

અને પછી તેણે ન્યાય મંદિરમાં એકઠા થએલા પ્રેક્ષકો તરફ જોઇને કંઇક મોટથી કહ્યું:

મોટે ભાગે સત્ય ઘટના ઉપરથી લખાયલી આ કરૂણ કથાની નાયિકા આજે પણ જીવંત છે.

નાયિકાના જેવી કેટલી એ નિર્દોષ બહેનો મોતના ચરખામાં હિંદાઇ રહી હશે ?

આવી સત્ય ઘટનાઓની ‘ નવયુગ ’ માટે અમને જરૂર છે.

તંત્રી.

જાહેર સમાજના ઓ લોકો ! મારા જેવી તમારી અનેક બહેનો તમારા સમાજના જ હાથે મોતના ચરખામાં કચડાઇ રહેલી છે. તેમનાં જીવનને કુતુહલ વૃત્તિથી જ ન જોશો. એ વૃત્તિ નરી અમાનુષિતા છે. જો તમારામાં માનવતાનો સહેજ પણ અંશ હોય, તો અહિંથી બહાર ગયા પછી તમારી નિર્ભાગી બહેનોને મદદ કરજો, અને હવે પછી મારા જેવી બાલિકાઓને તમારો સમાજ મોતના ચરખાઓમાં ધકેલી શકે નહિં, તે માટે લડત ચલાવજો.

⊛ ⊛

અને તે પછી જજે જ્યુરીના ગૃહસ્થોને પોતાના નિર્ણય આપવા જવાનું કહેતાં, ફરીથી એ આખાયે ભયંકર બનાવની સમીક્ષા કરી.

⊛ ⊛

જ્યુરીના સદ્‌ગૃહસ્થો, અનેક સંવાદ વિવાદ પછી કાયદાની કલમોને ધ્યાનમાં રાખીને એવા નિર્ણય ઉપર આવ્યા કે અપરાધી બાઇએ આત્મહત્યાનો ગુન્હો કર્યો છે એ વાત તો નક્કી જ છે. અને ભરી અદાલતમાં એ વાત સંભળાવતાં જ્યુરીના આગેવાને એ બાઇની કરૂણ કથા તરફ ધ્યાન આપી તેની તરફ દયા બતાવવા ભલામણ કરી.

⊛ ⊛ ⊛

ન્યાયમૂર્તિએ ફેંસલો આપ્યો. જ્યુરીના ગૃહસ્થોની ભલામણ ઉપર વજન મૂક્યું, પરંતુ કાયદો આવી ગંભીર બાબતમાં છેક જ નાખતી નજર કરી શકે નહિં. સમાજમાં ન્યાય અને વ્યવસ્થા જળવાય તે માટે જો આવા પ્રયત્નો કરનારને છોડી મૂકવામાં આવે તો, અનેક લોકો આત્મહત્યા કરવા તૈયાર થાય, માટે હું આરોપીને સાત દિવસની સાદી કેદની સજા ફરમાવું છું. *

* આ વાર્તા સત્ય ઘટનાને આધારે લખવામાં આવી છે માત્ર તેમાં સ્થળનાં નામ અને આત્મહત્યાના પ્રયત્નની કલ્પના નવી ઉમેરવામાં આવી છે.

---

યુરોપીય યાદવી સુધી ખેતિવાડીના કામમાં બ્રિટન અને જર્મની વચ્ચેનું પ્રમાણ આવું આવતું હતું: વાવેતર કરેલી ૧૦૦ એકર જમીન ઉપર બ્રિટિશ ખેડૂત ૪૫ થી ૫૦ માણસોનું પોષણ કરી શકે, ત્યારે તેટલીજ જમીનમાં પકવેલા અનાજથી જર્મન ખેડૂત ૭૦ થી ૭૫ માણસને અનાજ પુરૂં પાડી શકે.

૧૦૦ એકર જમીનમાં બ્રિટિશ ખેડૂત ૧૫ ટન અનાજ પકવે, તો જર્મન ખેડૂત તેટલીજ જમીનમાંથી ૩૩ ટન અનાજ પકવે.

બ્રિટિશ ખેડૂત ११ ટન બટાટા પકવી શકે, ત્યારે જર્મન ખેડૂત ૫૫ ટન બટાટા પકવી શકે.

બ્રિટિશ ખેડૂત એ જમીન ઉપર ઉછેરેલાં જનાવરોમાંથી ૪ ટન જેટલું માંસ નિપજાવી શકે ત્યારે જર્મન ખેડૂત ૪॥ ટન નિપજાવી શકે.

બ્રિટિશ ખેડૂત ૧૭॥ ટન દૂધ ઉત્પન્ન કરી શકે, ત્યારે જર્મન ખેડૂત ૨૮ ટન દૂધ મેળવી શકે.

બ્રિટિશ ખેડૂત નહિં જેવા જથ્થામાં સાકર ઉત્પન્ન કરી શકે, ત્યારે જર્મન ૨॥ ટક સાકર ઉત્પન્ન કરી શકે.

---

ગ્રેટબ્રિટનમાં ખેતિવાડીને યોગ્ય જમીન ૫૦,૦૦૦,૦૦૦ એકર જેટલી છે. તેની દર એકર દીઠ આવક સરેરાશ ૪ પૌંડ જેટલી છે, ત્યારે બેલ્જીઅમની એટલીજ જમીનમાંથી ખેડૂતો એકર દીઠ ૨૦ પૌંડની પેદાશ મેળવી શકે છે.

---

ગ્રેટબ્રિટનના કામદારો કરતાં અમેરિકન કામદારોને બે કે ત્રણ ઘણી વધુ મજુરી મળે છે. તેજ રીતે અમેરિકન કામદારો બ્રિટીશ કામદારો કરતાં બમણી કે ત્રણગણી વધુ ઉત્પાદનશક્તિ ધરાવે છે.

# યુદ્ધ પછીનું જર્મની.

**મિત્ર રાજ્યોને હાથે માર ખાઇ ખોખરૂં થયેલું જર્મની અનેક જાતની પ્રતિકૂળતાઓમાં પણ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં મહત્વનું સ્થાન મેળવતું જ જાય છે.**

ડૉ૦ તારકનાથદાસ એ. એમ. પી; એચ. ડી. ના લેખ ઉપરથી

લેખક: **શ્રી હીરાલાલ જોશી** બી. એ.

જગતમાં ઉત્સવો તો ઘણાયે ઉજવાય છે, અને ઘણીયે પ્રજા તેને માટે નાણાંને રેલમછેલમ કરે છે. હર્ષો-માદથી મસ્ત બનેલી પ્રજા મોજશોખ અને રંગરાગમાંજ કાળક્ષેપ કરે છે. પરંતુ ૧૯૨૮ ના નવેમ્બરની ૧૧ મી તારીખે જર્મનીએ તહનામાને દશમો ઉત્સવ ઉજવ્યો તે પ્રસંગે કેવળ ઉલટી પરિસ્થિતિનું ભાન થતું હતું. નહોતી તેમાં ધર્માચાર્યોની ધર્મ ઘેલછા કે મુડીવાદીઓના મુડી પ્રદર્શનનું ઘમંડ. આમાં તો પરાજીત પ્રજાનું દેશને ખાતર મૃત્યુને ખોળે સુતેલાં પોતાનાં દેશબાંધવોને માટે અંતરની ઉંડી લાગણીઓનું ભાન થતું હતું. મ્યુનિચમાંના યુધ્ધસ્મારક આગળ હજારોની સંખ્યામાં માનવમેદની જામી હતી. ચોમેરથી આ સંખ્યામાં વધારો થયે જતો હતો. શહેરનાં દરેક દરેક મોટાં મકાનોપર કાળા વાવટાઓ ઉડતા હતા. પ્રજાકીય વાવટાઓ અર્ધી કાઠી સુધીજ ચડાવવામાં આવ્યા હતા. દશ વરસ પહેલાં સુલેહને દિવસે જે જર્મનીને પોતાની ઇચ્છાઓને કોરે મુકીને દુશ્મનોની માગણીને વશ થવું પડયું હતું અને સંધીપત્રપર સહી કરવી પડી હતી; આજે તે જર્મનીની સમગ્ર પ્રજા મૃત સૈનિકોની કબ્રોને નમન કરવા બહાર પડી હતી. પ્રજાકિય પરાધિનતાના પ્રદર્શન તરીકે આ દિવસ મુકર કરવામાં આવ્યો હતો.

મ્યુનીચ શહેરનાં અને બાવેરીયાનાં રાજનાં યુધ્ધસ્મારક આગળ મૃત સૈનિકોને નમન કરવાની ક્રિયાને-વખત ૧૧—૩૦ નો મુકરર કરવામાં આવ્યો હતો; છતાં પણ નવ વાગતામાંજ મહોલ્લાઓમાં મોટી સંખ્યામા લોકોનાં ટોળાં આ ક્રિયામાં ભાગ લેવાં માટે એકઠાં થવા માંડયા હતાં. શોકલાગણીનું આથી વધારે માપ બીજું કયું હોઇ શકે? આથી વધારે સાદી તેમજ વધારે અસરકારક ક્રિયા કદીયે નજરે પડી નહિં હોય. એટલી પ્રચંડ મેદનીમાં શાંત સાગર સમી ગંભીરતા પ્રસરી રહી હતી. દરેકે દરેક વ્યકિત વિચારગ્રસ્ત હોય તેમ દેખાઇ આવતું હતું. કાળા વાવટાઓ તેમજ આજના પ્રસંગથી જે વાતવરણ ઉભું થયું હતું તેથી ખુલ્લે

ખુલ્લું દેખાઇ આવતું હતું કે, વર્સેઇલ્સની અન્યાયી સુલેહને આ પ્રજા કાયમને માટે વશ રહે-વાની નથી. ૧૮૭૧ માં ફ્રેન્કો-જર્મન લડાઇમાં ફ્રાન્સે અલ્ઝેકસ અને લોરેનના પ્રાંતો ગુમાવ્યા હતા; પરંતુ છેલ્લી લડાઇ વખતે તે તેને પાછા મળ્યા ત્યાં સુધી કદીયે ફ્રેન્ચ પ્રજાના તે પાછા મેળવવાના પ્રયાસો મંદ પડયા ન હતા. તેવીજ રીતે આ પરાજીત પ્રજા પણ પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે અવિરત શ્રમ કરતીજ રહેવાની તેને તેના અધઃપતનનું પુરતું ભાન છે. લડાઇથી તેની આર્થિક હાલત ખૂબજ કફોડી થઇ ગઇ છે. આ બધીયે વસ્તુનો પુનરૂધ્ધાર કરવા માટે તે હૃદયપૂર્વક મંડી પડવાથીજ અસલ સ્થિતિ પ્રાપ્ત થાય કે ન થાય, પરંતુ બીજી પ્રજાની બરોબરી કરે તેવું સ્થાન તો તે મેળવશે જ. આને માટે તેને અર્ધી સદી જેટલો સમય લાગે તો યે તેથી તેને કંઇ પરવાહ હોયજ નહિં કારણકે સજીવ તેમજ દૃઢ નિશ્ચયી પ્રજાને અર્ધી કંઇ વિસાતમાં છે ?

દસ વર્ષ પછી એટલું દેખાઇ આવે છે કે આ પ્રજા છુંદાએલ પ્રજા નથી; ઉલટું તેનામાં કામ કરવાની ધગશ વધી છે અને તેને પ્રથમનાથી વધારે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે. તેને પોતાના અધઃપતનનું ભાન છે. મહાન વિગ્રહને માટે "તેઓ એકલાજ જોખમદાર છે" એમ આ લોકોને કદી લાગતું નથી. જર્મન રાજદ્વારીઓની કેટલીક ભૂલોના પરિણામે તેમને જગતની રાજદ્વારી બાબતોમાંથી અલગ પડી જવું પડયું છે. તેને માટે તેમને લાગી આવે છે છતાં પણ ભૂતકાળ માટે પશ્ચાતાપ કરતી અથવા તો અત્યારની વિટંબનાઓ માટે સદાકાળ માત્ર બડબડાટ કે બુમ બરાડા પાડીને બેસી રહે તેવી આ પ્રજા નથી. તે તો આગામી પુનરૂધ્ધારને પોતાનું ધ્યેય રાખી અવિરત કાર્ય કર્યે જાય છે. આંતરિક તેમજ આંતર પ્રજાકિય મુશ્કેલીઓ વચ્ચે છેલ્લાં દસ વર્ષોમાં જર્મન લોકોનો કેટલા પ્રમાણમાં ઉધ્ધાર થએલ છે તે જોનારને તેમણે જાદુઇ પ્રગતિ કરેલ છે તેમ લાગ્યા શીવાય રહેશે નહિં. તેમની ફતેહના થોડા મુદ્દાઓ ચર્ચવા જેવા છે.

## રાજ્યબંધારણમાં પરિવર્તન.

વિગ્રહને અંતે જર્મનીમાં રાજ્ય બંધારણમાં મહાન પરિવર્તન થયું છે. શાહીવાદને ઉથલાવી પાડી ત્યાં પ્રજાકીય તંત્રની સ્થાપના થઇ છે. લશ્કરી અમલદારોની એવી માન્યતા હતી કે દેશને આંતરીક વિપ્લવ અને બહારનાં લશ્કરી દબાણમાંથી બચાવી લેવા ખાતર વીલિઅમ બીજાએ ગાદી ત્યાગ કરવાની જરૂર હતી; અને તેમની એવી સલાહને લઇને જ કૈસરે ગાદી છોડી હોલેન્ડને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. આમ ન થાય તો દુશ્મનો અને ખાસ કરીને અમેરિકાનાં લશ્કર દેશમાં ધસી આવી પ્રજાનું લોહી રેડવામ અને દેશને બેહાનમેદાન કરવામાં જરાયે પાછું વાળી જુએ તેનું તે વખતના સંજોગો જોતાં ન હતું. આ પ્રમાણે ફ્રાન્સમાં થએલ ખુનખાર વિપ્લવથી ઉલટી રીતેજ અહિં શાહીવાદને સ્થાને પ્રજાકીય તંત્રની સ્થાપના લોહીનું એક પણ બિંદુ વહેવડાવ્યા વિના થઇ હતી. આ પરિવર્તન થવાની

સાથેજ શાહી કુટુંબના માણસો અને અમીર વર્ગની સત્તાનો તેમજ સમૃધ્ધિનો અંત આવ્યો છે અને શહેનશાહની સત્તાની પુનઃ સ્થાપના કરી ગુમાવેલી સત્તા અને સમૃદ્ધિ ફરી પ્રાપ્ત કરવાની ઇચ્છા ત્યાં કદી પણ ફળીભૂત થવાની નથી તેમ ચાલુ સંજોગો પરથી દેખાઇ આવે છે.

જૂનાં તંત્રના હિમાયતીઓનું જોર દિન પ્રતિદિન નરમ પડતું જાય છે, છેલ્લી ચૂંટણી વખતે આ પક્ષે રીષ્ટેગમાં ઘણીએ બેઠકો ગુમાવી છે; જ્યારે સમાજવાદીઓ અને સામ્યવાદીઓનું સ્થાન દ્રઢ થતું જાય છે. શાહી સત્તાની હિમાયત કરનારાઓમાં પણ બે પક્ષ પડી ગયા છે. એક પક્ષ એમ માને છે કે આ બાબતમાં પ્રજાની સહાનુભૂતિ મળવી અસંભવિત છે, માટે આ સવાલને સદંતર પડતો મૂકી દેવો જોઇએ અને તેને સ્થાને સમાજ કે સામ્યવાદી તંત્રને ઉથલાવી પાડી કોન્ઝરવેટીવ સિધ્ધાંતોથી જર્મનીનું ઘડતર ઘડવા મથવું જોઇએ. ત્યારે બીજો પક્ષ આથી કેવળ વિરૂધ્ધ છે. ગમે તેમ હોય પરંતુ એટલું તો ચોક્કસ છે કે, બીજા પક્ષને નજીકનાં ભવિષ્યમાં વિજય પ્રાપ્ત થાય તેમ નથી. છેલા કેટલાએ બનાવોથી દેખાઇ આવ્યું છે કે, જો શહેનશાહના પક્ષવાળાઓ પ્રજાકિય તંત્ર ઉથલાવી નાખવાનો પ્રયાસ આદરે તો સામ્યવાદીઓ, સમાજવાદીઓ, કેથોલીક પક્ષ અને વિનિતો તેમજ બીજાઓ સાથે મળી, પ્રજાકિય તંત્રને જાળવી રાખવા સામા પક્ષની સામે ઝુંબેશ ઉઠાવશે. આ રીતે અત્યારનાં તંત્રને તોડી પાડવા કોઇ પણ પક્ષ પ્રયત્ન કરે તો જરૂર તેનો સામનો થવાનો. જર્મનીની આંતરિક સ્થિતિ તપાસતાં અત્યારે ત્યાં ઘણાએ પક્ષો પડી ગયા છે. અત્યારનું તંત્ર આ બધા પક્ષોના સહકાર કે સંપનું પરિણામ નથી, છતાં એટલું તો ચોક્કસ છે કે અત્યારનાં પ્રજાકીય તંત્રને માટે જરાયે ભય જેવું નથી. જર્મન પ્રજાની આ એક મહાન ફતેહ છે.

## આર્થિક મૂંઝવણ.

પ્રજાકિય આબાદીનાં ક્ષેત્રમાં જર્મન પ્રજાની કેટલે અંશે ફતેહ થઇ છે? એ વિષય ઉપર તો ઘણાયે પુસ્તકો લખાયાં છે. વિગ્રહ પછી પહેલાં પાંચ કે ૭ વર્ષો દરમીયાન જર્મનીની આર્થિક હાલત તેની રાજદ્વારી હાલતથીયે વધારે કફોડી અને ઢંગ ધડા વગરની થઇ ગઇ હતી. વિગ્રહનાં છેલાં બે વર્ષો દરમિયાન જર્મન પ્રજા અર્ધો ભૂખમરો વેઠતી હતી. આ ભૂખમરાના ભયથી અને અમેરિકાએ વિગ્રહમાં ભાગ લેતાં જે લશ્કરી દબાણ થવા લાગ્યું હતું તેને લઇનેજ જર્મન પ્રજા શરણે થઇ હતી.

દશ વરસ પહેલાં જર્મન પ્રજાને જીવન ટકાવી રાખવાને પુરતો ખોરાક મળતો ન હતો. તેમજ ઉદ્યોગગૃહો ચાલુ રાખવાને જોઇતો કાચો માલ ક્યાંથી લાવવો તે પ્રશ્ન પણ તેમને મુંઝવી રહ્યો હતો. વિદેશ જોડેનો વ્યાપાર પાછો ચાલૂ કરવાને તેમની પાસે નાણાં નહોતાં તેમજ પરદેશની બજારમાં તેમની સાખ પણ નહોતી. આમ આર્થિક સંકડામણથી જર્મની પાયમાલ થઇ ગયું હતું.

## આર્થિક પુનરોદ્ધાર.

પરંતુ ભૂખે મરતી જર્મન પ્રજાએ પોતાના અવિરત પ્રયાસ અને અગાધ

પરિશ્રમને અંતે છેલ્લાં પાંચ વર્ષમાં જર્મનીનો ફક્ત તેનો ઉદ્યોગ સજીવ કર્યો છે અને નાણાંપ્રકરણ સુધાર્યું છે એટલુંજ નહિ, પરંતુ વિદેશ જોડેના વ્યાપારમાં તે એટલું તો આગળ વધ્યું છે, કે તેની આર્થિક સ્થિતિ અત્યારે સંગીન થતી જાય છે અલબત્ત તેને આંતર-રાષ્ટ્રીય સહાય મળવાને લઇનેજ આમ થવા પામ્યું છે. અમેરિકાને આ પ્રજા માટે વિશ્વાસ ઉત્પન્ન થતાં તેણે તેને આર્થિક પુનઃરચનાને માટે લાખો . બલકે કરોડો ડોલરની સહાય કરેલ છે. વર્સેઇલ્સની સંધીને લઇને તેણે કોલસા તેમજ લોઢાંની કિંમતી ખાણો ગુમાવી છે; છતાં પણ તેનો અત્યારનો પોલાદનો ઉદ્યોગ લડાઇ પહેલાંના વખતના જેવીજ હાલતમાં છે. બીજા ઉદ્યોગો પણ સમૃદ્ધ થતા જાય છે. અને અત્યારે વળી ફરીથી વ્યાપારના ઉત્કર્ષમાં જર્મન પ્રજા બીજી બધી પ્રજાઓને મોખરે છે.

છતાં ગમે તેવાં વિપુલ સાધનો કે આર્થિક શક્તિથી પ્રજાની ઉન્નતિનું માપ બાંધી શકાતું નથી. પ્રજાનાં બુદ્ધિબળ અને દેશમાં જીવન રેડનારાં સાધનોદ્વારાજ તેનો અડસટ્ટો તો કાઢી શકાય. તે રીતે જોતાં વિગ્રહ પછી જર્મનીની સરકાર તેમજ જર્મન લોકો દેશમાં કેળવણીને ઉન્નત દશામાં લાવવા તેમજ પ્રજાને તંદુરસ્તી બક્ષનારાં સાધનોની યોજના પાછળ મંડી પડેલ છે. આ પ્રવૃત્તિઓમાં જર્મન પ્રજાએ જગતભરની ઘણીખરી પ્રજાઓને કોરે મૂકી દીધી છે.

## આંતરરાષ્ટ્રીય રાજકારણ:

કેટલાક રાજકર્માચારીઓની ભૂલોના પરિણામે સંપુર્ણ લડાયકબળ હોવા છતાં જર્મનીનો પરાજય થયો હતો. આથી આંતરરાષ્ટ્રીય રાજદ્વારી ક્ષેત્રમાંથી તેને પદભ્રષ્ટ થવું પડયું હતું. દસ વરસ પહેલાં જ્યારે જર્મનીને સુલેહ શોધતા જવું પડયું હતું ત્યારે જે શરતોને આધિન તેને થવું પડે તેમ હતું, તેથી ચોકખી રીતે જણાઇ આવતું હતું કે, તેની સ્વતંત્રતા પૂરેપુરી ઝુંટાઇ જવાની હતી. વર્સેઇલ્સની સંધી પર સહી થયા પહેલાં તો મિત્રરાજ્યો જર્મનીને રાજદ્વારી ક્ષેત્રમાંથી પુરેપુરી નાબુદ કરવાની નીતિ અખત્યાર કરવા માગતાં હતાં. હવે જર્મની આ હુમલામાંથી કેટલે અંશે બચવા પામ્યું છે તે જગતનાં બીજાં રાજ્યો સાથેના તેના સંબંધ પરથી દેખાઇ આવશે.

વ્યવહારિક તેમજ દીર્ઘ દ્રષ્ટીવાળો રાજદ્વારી પુરૂષ કોઇ દેશ સાથેનો ચાલુ સંબંધ તોડી નાખતાં પહેલાં તેને બદલે તેને સરસ સબંધની પ્રાપ્તી થાય છે કે કેમ તેનો જરૂર વિચાર કરે છે. બીસ્માર્કનાં પતન પછી જર્મન રાજદ્વારીઓએ રશિયા સાથેનો સંબંધ તોડી નાંખ્યો હતો; તેને સ્થાને બીજાં વધારે સારાં રાજ્ય સાથે સંબંધ બાંધવાનો પ્રયાસ તેમણે કર્યો નહોતો. ગ્રેટબ્રિટન, ફ્રાંસ સાથે થએલ કરારો પહેલાં કેટલેક પ્રસંગે જર્મની સાથે સંબંધ બાંધવા રશિયા પ્રયાસ કરતું હતું. છતાં પણ કેટલાક જર્મન રાજદ્વારીઓ અને તેમાં ખાસ કરીને પ્રીન્સ વોન બુલો અને કૈસર વિલ્હેલ્મ બીજાએ રશિયન સંબંધની ખાત્રી ન હોવા છતાં આ માગણીનો સ્વીકાર કર્યો નહોતો. જો આ સંબંધ બંધાયો હોત તો તો ગ્રેટબ્રિટને ફ્રાન્સ

અને રશિયા વચ્ચે થયેલ સંધી સામે એંગ્લો-જર્મન-જાપાનીસ સુલેહમાંજ સંતોષ માની લીધેલ હોત. આથી ઉલટું ગ્રેટબ્રિટન અને જર્મની વચ્ચે સહકાર થવાને બદલે જર્મન નૌકાબળની પ્રવૃત્તિઓ બ્રિટનની વિરૂદ્ધમાં હોવાને લીધેજ બ્રિટનને ફ્રાન્સ અને રશિયા સાથે જોડાવું પડયું હતું. જર્મની તરફ રશિયાનું વૈમનસ્ય એજ યુરોપીય લડાઇનું અને તેની પાયમાલીનું મુખ્ય કારણ હતું:

વિગ્રહની સમાપ્તી પછી જર્મન રાજદ્વારીઓને પોતાની એ ભૂલ સમજાવા લાગી છે, અને તે સુધારવાના પ્રયાસો હાથ ધરાયા છે. મર્હૂમ વોલ્ટર રેથેનોની અજબ કાર્યકુશળતા અને રાજદ્વારી કુનેહને લઇનેજ રશિયાની સોવીએટ સરકાર સાથે મિત્રભાવથી સમજાવટ થવા પામેલ છે. જીનોઆ પરિષદ્ વખતે ફ્રાન્સ અને ઇંગ્લેન્ડ જર્મની તરફ સમભાવી વર્તણુંક રાખવાની ના પાડતાં હતાં, તેમજ પ્રજાસંઘમાં સ્થાન મળવા માટેની તેની માંગણીને ઉડાવી દેતાં હતાં. આમ આ કોન્ફરન્સ પડી ભાંગ્યા પછીજ વોલ્ટર રેથેનો, અને એમ. ટીચરીને રેપેલો કરાર પર સહી કરી હતી. આ કરાર તે જર્મન-રશિયન સંબંધનું પ્રથમ પગથીયું હતું. આ બન્ને પ્રજાઓનાં સદ્ભાગ્યે અતિશય કઢંગા સંજોગોમાં પણ જર્મન રાજદ્વારીઓએ રૂસો-જર્મન મૈત્રી જતી કરવાની ના સુણાવેલ છે. લીગ ઓફ નેશન્સમાં પણ જર્મનીએ રશિયાના વિરોધી પક્ષમાં ભળવાની ચોખ્ખી ના પાડેલ છે. લોકાર્નો કરાર પર સહી થતી વખતે ઘણાએ એમ ધાર્યું હતું કે સોવીએટ રશિયાને છુટું પાડી દેવાની ફ્રાન્સ અને ગ્રેટ બ્રીટનની પ્રવૃતીઓમાં જર્મન રાજદ્વારીઓ જોડાશે: આ ધારણા એ પણ આખરે ખોટી પડેલ છે. રશિયા સાથેનો સંબંધ તોડી બ્રિટિશને પગલે ચાલવાની જર્મનીએ ના પાડતાં રૂસો-જર્મન મૈત્રી દેખીતી રીતે ચોકસ થઇ છે. આ મૈત્રી પરસ્પરને લાભદાયક છે અને જ્યાં સુધી તે ચોલું છે ત્યાં સુધી જર્મનીને જગતના રાજદ્વારી ક્ષેત્રમાંથી હાંકી કાઢવું કેવળ અસંભવિત છે.

## જાપાન.

ગ્રેટબ્રિટન અને રશિયાના મિત્ર તરીકે જો જાપાન ન હોત તો વિગ્રહમાં જર્મનીનો વિજય થાત તેમ ત્યાંના કેટલાક રાજદ્વારીઓને લાગે છે. સીંગટાઉ અને કીઆૈ-ચૌના પ્રદેશ ઉપરથી બધા હક ઉઠાવી લેવાની જાપાનની માગણીનો જો જર્મનીએ સ્વીકાર કર્યો હોત તો તે કદી જર્મની સામે લડાઇમાં જોડાત નહિ. આમ થતાં રશિયાને સાઇબીરિયામાં મોટાં લશ્કરને જમા કરી રાખવાની જરૂર પડત અને તેથી તે કદી પૂર્વ પ્રુશીયામાં ઘુસી શકત નહિ; અને જર્મનીને માર્નની લડાઇમાં હારવાનો પ્રસંગ આવતજ નહિ. ખરી રીતે તો અહિંયાંથી જર્મન પરાજયનો આરંભ થયો હતો. જાપાનને કેટલીક છુટછાટ આપીને જો લડાઇથી દૂર રાખ્યું હોત તો અમેરિકા પણ લડાઇમાં જોડાત નહિ અને તેમ થતાં જર્મન વિજયની પુરે પુરી ખાત્રી હતી. આ ભૂલ સુધારવા અને જાપાનની મૈત્રી પુન: સ્થાપવા માટે અત્યારે પ્રયાસ થયા છે.

## વ્યાપારી સુલેહ.

જર્મનીએ પોતેજ જાપાનને દુશ્મનાવટનું કારણ આપેલ છે. સીમોનોસકીની પહેલી સુલેહ પછી જર્મની, રશિયા અને ફ્રાન્સ સાથે જાપાન વિરૂધ્ધ જોડાયું હતું. ફ્રાન્કો-જર્મન-રશિયન સમજાવટ થાય એ હેતુથીજ આ પગલું ભરવામાં આવ્યું હતું એમ કેટલાકનું માનવું છે, પરંતુ પરિણામ ઉલટુંજ આવ્યું. એંગ્લો-જાપાનીસ સુલેહ થઇ અને જાપાનને જર્મની સાથે દુશ્મનાવટ ઉભી થઇ. વિગ્રહની પુર્ણાહુતી પછી જર્મન-જાપાનીસ સંબંધ દ્રઢ થતો જાય છે. તાજેતરની બન્ને દેશો વચ્ચેની વ્યાપારી સુલેહથી બન્ને પ્રજાઓને દેખીતો લાભ થએલ છે.

અમેરિકા જો મિત્રરાજ્યો સાથે જોડાયું ન હોત તો વિગ્રહમાં જર્મની પરાજય પામત નહિ. અને "વિજય વિના સુલેહ" એ સૂત્રને અનુસરીનેજ મિત્રરાજ્યોને લડાઇનો અંત આણવાની ફરજ પડત. વિગ્રહ પછી અમેરિકા આર્થિક અને ઔદ્યોગિક તેમજ લડાયક દ્રષ્ટિએ બળવાન પ્રજા ગણાય છે.

## જર્મન-અમેરિકન પરિસ્થિતિ.

અત્યારે આ બે પ્રજાઓ વચ્ચે રાજદ્વારી અથડામણો છે નહિ. કેલોગકરાર જેવી રાજદ્વારી બાબતોમાં પણ જર્મની અમેરિકાના પક્ષમાં ઉભું રહેલ છે. અમેરિકાએ ર્‌હાઇનલેન્ડમાંથી પોતાની મેળે જ લશ્કર પાછું ખેંચી લીધેલ છે અને આર્થિક તેમજ રાજદ્વારી બાબતોમાં તે જર્મનીને સહાય કરતું આવેલ છે. વખત જતાં આ સંબંધ વધારે દ્રઢ થવાનો દરેક સંભવ છે.

ત્યારે એંગ્લો-જર્મન સંબંધની વિપરીત દશા દેખાય છે. છેલ્લાં પાંચ વર્ષોમાં બ્રિટિશ રાજદ્વારીઓ કોઇ કોઇ વખતે ચોક્કસરીતે જર્મની સાથે સહકારની ઇચ્છા રાખતા હતા, પરંતુ સોવીએટ રશિયાને અલગ પાડી દેવાના પ્રયાસમાં તેણે બ્રિટિશ સાથે જોડાવાની નાપાડી ત્યારથી બ્રિટિશ કોન્ઝરવેટીવ રાજદવારી પુરૂષો એંગ્લો-ફ્રેંચ સંબંધનું પુનરાવર્તન કરી તેનો જર્મની સામે ઉપયોગ કરવા માગે છે. છતાં પણ બ્રિટિશ કોન્ઝરવેટીવ સરકારને એટલું તો જાહેર કરવું પડેલ છે કે, એંગ્લો-ફ્રેન્ચ નૌકાકરાર જર્મનો સામે યોજાએલ નથી. આ તેમજ તાજેતરમાં મિ૦ રામ્સે મેકડોનાલ્ડે બર્લીનમાં જર્મન રાજદ્વારીઓનો વિશ્વાસ મેળવવાના કરેલા પ્રયાસો બ્રિટન અને જર્મની વચ્ચે સારો સંબંધ થવાની ખાત્રી આપે છે.

## ફ્રાંસ અને જર્મની.

લોકાર્નો તહનામું અને જર્મનીને પ્રજાસંઘમાં સ્થાન મળવા છતાં, ફ્રાંસને જર્મની સામે સહાય માટે તેના મિત્રો બેલ્જીઅમ, પોલાન્ડ, ઝેકો-સ્લોવેકીઆ, અને રૂમાનીઆ પર આધાર રાખવો પડે છે. જર્મનીને અલગ પાડી દેવાની પ્વાંકારેની નિતિમાં તે માને છે અને આજ સુધી તેને વળગી રહેલ છે. વ્યાપારી સુલેહો, યુધ્ધદંડની ભરપાઇ વિગેરેથી ફ્રાન્કો-જર્મન સંબંધમાં સુધારો થવા પામેલ છે. છતાં પણ આમાં વિશ્વાસ રાખી શકાય તેવું નથી. ફ્રાંસ, બેલ્જીઅમ અને બ્રિટિશનાં લશ્કરો જ્યાં સુધી ર્‌હાઇનલેન્ડમાંજ છે ત્યાં સુધી જખમ રૂઝાય તેમ નથી. છતાં પણ આ પ્રજાઓ ર્‌હાઇનલેન્ડ ખાલી કરવા અને યુધ્ધ દંડની

ઓપ્પવટ કરવા નવી મસલતો કરવા માગે છે. તે ઉપરથી [રાજદ્વારી ક્ષેત્રમાં જર્મનીએ કંઇક સ્થાન પ્રાપ્ત કરેલ છે તેમ જણાઇ આવે છે.

## ઇટાલી અને જર્મની.

ત્રણરાજ્યોની મિત્રતાના એક પક્ષકાર તરીકે હોવા છતાં ઓસ્ટ્રીઆના કબજામાં ગએલા કેટલાક પ્રદેશો પાછા મેળવવા માટે ઇટાલી મહાન વિગ્રહમાં જોડાયું હતું. એડ્રીએટીક સમુદ્રમાં ઓસ્ટ્રીઆનું નૌકાબળ સત્તા ભોગવે તે ઇટાલીને પરવડતું નહોતું. પણ હવે ઓસ્ટ્રીઅન સામ્રાજ્ય પડી ભાંગતાં ઇટાલીને જર્મની સાથે વૈમનસ્ય રાખવાને કંઇ પ્રયોજન નથી. ઉલટું અત્યારની ફ્રાંસ અને ઇટાલી વચ્ચેની શંકાસ્પદ પરિસ્થિતિને લઇ, ઇટાલી અને જર્મની વચ્ચે સારો સહકાર થવા સંભવ છે.

પ્રજાકિય તત્વ પણ લડાઇનું એક કારણ હતું; પોલેન્ડ, ઝેકો-સ્લેવીઆ, યુગો-સ્લેવીઆ અને હંગરી તેમજ બીજી સ્વતંત્ર પ્રજાઓ આ પ્રજાકિય તત્વના પરિણામ રૂપેજ ઉભી થઇ છે. યુરોપના જર્મન ભાષા બોલતા લોકો વચ્ચે એકતાને ખાતર જર્મન-ઓસ્ટ્રીઆ અને જર્મની એ વખત જતાં એકત્ર રાજ્ય બનવું જોઇએ. અત્યારે તો આમાં ઘણાં વિઘ્નો છે; પરંતુ આ લોકો વચ્ચે જુદી જુદી જાતના સહકારથી ઐક્યની શરૂઆત થઇ ગઇ છે. અને એવો પણ વખત આવશે કે જ્યારે આ ઐક્યના વિરોધીઓ પોતાનાજ લાભને ખાતર તે ઐક્ય સાધવામાં સહાય કરશે અને ત્યારે જ જર્મનીની આશા ખુબજ સરળતાથી પાર પડશે.

## નૈતિક અસર.

લડાઇના અંત પછી સુધરેલી પ્રજાઓમાં જર્મન પ્રજાનું સ્થાન ઘણુંજ હલકું હતું. લડાઇની બધીયે જુમેદારી તેના પર ઢોળવામાં આવી હતી. અને તેને પ્રજાસંઘ જે ખરી રીતે વિજેતાઓની પરિષદ્ હતી તેના સભ્ય થવા દેવાની પણ છુટ આપવામાં આવતી નહોતી. પરંતુ અત્યારે તો આજ પ્રજાસંઘ જર્મની, ફ્રાંસ, ગ્રેટબ્રિટન, ઇટાલી અને જાપાનનું સમોવડીયું બનેલ છે. અને તેમાં તેને કાયમને માટે સ્થાન મળેલ છે. મેન્ડેઇટ રૂઢીને આધારે વિજયી પ્રજાઓએ જર્મન સંસ્થાનો લુંટાવી લીધાં હતાં; પરંતુ હવે તો પ્રજાસંઘના મેન્ડેઇટ કમિશનમાં પણ જર્મનીનો ખાસ પ્રતિનિધિ બેસે છે.

આજે પ્રજાસંઘમાંની બધી મહાન સત્તાઓ કરતાં નાની પ્રજાઓ પર જર્મનીની નૈતિક અસર ઘણીજ છે. કારણ કે લવાદ અને લશ્કર ઘટાડવાના સવાલોમાં તેણે ખુબજ મક્કમતા બતાવેલ છે. જર્મનીનો આ દેખીતો ઉત્કર્ષ છે.

સ્પેઇન અને સ્કેન્ડી નેવીઅન દેશો તો લડાઇમાં તટસ્થ રહ્યા હતા; એટલે લડાઇ પહેલાં જેવો સારો સંબંધ આ દેશો સાથે જર્મનીને હતો તેવો આજે પણ જળવાઇ રહેલ છે.

## એશિયાનો વિશ્વાસ.

લડાઇના પરિણામે જર્મનીએ તેનાં એશિયાનાં બધાં સંસ્થાનો ગુમાવ્યાં છે; તેને આ એક જાતનો છુપો લાભ છે. એશિયાની પ્રજાઓની સ્વતંત્રતાની સામે થવા માટે જર્મનીને કંઇ કારણ નથી એમ તેથી તમામ એશિયાવાસીઓને જણાય છે.

એશીયાના ૯૦૦,૦૦૦,૦૦૦ જાગૃત લોકોનું આ જાતનું વલણ પણ ભવિષ્યમાં જર્મની માટે લાભદાયક છે. ચિન સાથે પણ તેને સરસ સંબંધ છે. શીઆંગ-કઇ-સેકની સરકારે જર્મની સાથે વ્યાપારી સુલેહ કરી છે, એટલુંજ નહિં પરંતુ ચિનની પ્રજાકીય સરકારે જર્મન સલાહકારોની પોતાને ત્યાં નિમણુંક કરેલી છે. હિંદ માટે તેને કંઇ રાજદ્વારી મહત્વાકાંક્ષાઓ નથી; ઉલટું તે તો હિંદીઓની સ્વતંત્રતા પ્રાપ્તિની ઇચ્છાઓ માટે લાગણી બતાવે છે. અફઘાનિસ્તાન સાથે પણ તેની વર્તણુંક મિત્રના જેવી છે, જે અમાનુલ્લાહની યુરોપની મુલાકાત વખતે ચોકખું દેખાઇ આવ્યું હતું. ઇરાનમાં પણ આર્થિક અને વ્યાપારી દ્રષ્ટીએ જર્મનીનું સ્થાન છે. અમેરિકન સલાહકારની જગ્યાએ ઇરાનની સરકારે નાણાં પ્રકરણમાં સલાહકારક તરીકે એક જર્મનને નિમેલ છે. તુર્કી અને જર્મની વચ્ચે અત્યારે કોઇ સંધી હસ્તી ધરાવતી નથી, છતાં પણ આ પ્રજાઓ એક બીજા તરફ મિત્રભાવથી વર્તે છે. એશિયાની મિત્રતા અને જર્મનીમાં તેને આવેલ વિશ્વાસ એ જર્મનીના ભાવિ ઉત્કર્ષનાં ચિન્હો છે.

લડાઇ પછીનાં પહેલાં પાંચ વર્ષોમા જે જર્મન સ્થિતિ હતી તેમાં આ અજબ પરિવર્તન થએલ છે. રાજદ્વારી, નાણાં, વ્યાપાર અને ઉદ્યોગોનાં ક્ષેત્રમાં તેમજ કેળવણી અને પ્રજાની તંદુરસ્તીની બાબતમાં જર્મન પ્રયાસોનું પરિણામ ઘણુંજ સરસ આવેલ છે. યુરોપની બધી પ્રજાઓમાં વધારે ઉદ્યોગી અને આગળ ધસતા ૧૭૦૦૦૦૦૦ જર્મન લોકોને સદાને માટે પરાધિન રાખી શકાય એ કેવળ અસંભવિત છે. વખતના વહેવા સાથે જર્મની જરૂર નવીન અને બળવતર બનીજ રહ્યું છે.

હિંદીઓ જર્મનીના ઉત્થાનના આ ઇતિહાસમાંથી જરૂર સુયોગ્ય પ્રેરણાઓ મેળવી શકે તેમ છે.

---

નોકરઃ "સાહેબ, બાજુના ઓરડામાં આગ લાગી છે."

પ્રોફેસર; "મને કંટાળો શું કામ આપો છો? હું બાજુના ઓરડામાં તો નથી ને?"

---

રસ્તે ચાલતી ભલીબાઇ [એક માણસને પોતાના કુતરાને સોટી ફટકારતાં જોઇને]: "અરે એ ભાઇ! કુતરને આમ શું કામ મારો છો?"

કુતરાવાળો: "કુતરાંઓ તરફ માયા બતાવનારી સંસ્થાના સભાસદ તરીકેનું મારૂં કાર્ડ એ ચાવી ગયો છે!"

દાસીઃ શેઠાણી હમણાં તમને મળી શકશે નહિં કેમકે તે સ્નાનગૃહમાં છે.

મળવા આવનારઃ તો તો ઘણુંજ સારૂં. કેમકે હું સાબુનો વેપારી છું.

---

શિક્ષકઃ "સુરત જીલ્લામાં ભાગ્યેજ મળી શકે એવી વસ્તુનું નામ દઇ શકશો?"

વિદ્યાર્થીઃ "ઉરાંગઉટાંગ."

શિક્ષકઃ "પણ સુરત જીલ્લામાં ઉરાંગ-ઉટાંગ થતાં નથી."

વિદ્યાર્થીઃ "તો પછી તે ભાગ્યેજ મળતાં હશે!"

# રાષ્ટ્રભાષા અને સંસ્કૃતિનો વિકાસ

**કોઇપણ દેશની સાચી સંસ્કૃતિનો સંપૂર્ણ વિકાસ તેની પોતાની રાષ્ટ્રભાષા વિના થઇ શકેજ નહિં. સંસ્કૃતિના વિકાસમાંજ સ્વાશ્રયીવૃત્તિનો પાયો મંડાય છે અને એ પાયા ઉપર જ સ્વરાજની ભવ્ય મહોલાત સરજાવી શકાય છે.**

લેખકઃ **શ્રી ભાષાપ્રેમી.**

**પ્ર**જાના જીવનમાં ભાષા ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. પરસ્પરની લાગણીઓને પિછાનવાનું, વ્યક્તિના મનોભાવ વ્યક્ત કરવાનું તે પ્રબલ વાહન છે. જનતાની જાગૃતી, રાષ્ટ્રની અખંડ એકતા અને પ્રજાત્વનું સંગઠન એ બધાની સાથે ભાષાને બહુજ નિકટનો અને અગત્યનો સંબંધ છે. અને તેથીજ હિંદને માટે એક રાષ્ટ્રભાષાની જરૂરિયાત અત્યારે સહુને લાગે છે.

ગમે તેવા રાષ્ટ્રમતવાદીને પણ એ વાત તો સ્વીકાર્યેજ છૂટકો છે કે અંગ્રેજી ભાષાના પ્રચાર પછી હિંદના જુદા જુદા પ્રાંતવાસીઓની વચ્ચેનો પરિચય વધતો અને દૃઢ થતો ગયો છે. તે પહેલાં વ્યાપાર અને તિર્થયાત્રા એ બે પ્રસંગ પ્રાંત પ્રાંતની પ્રજાની વચ્ચેના પરિચયના સાધનરૂપ મનાતાં. એક ધર્મ પાળનાર હિંદુઓમાં સામાન્ય દૃષ્ટિએ જોઇએ તો ધાર્મિક દંતકથાઓ પ્રાંત પ્રાંતે એક જ સ્વરૂપે પ્રાંત પ્રાંતની ભાષામાં ઉતરેલી દેખાય છે; પરંતુ તેનું ઉગમ સ્થાન સંસ્કૃત ભાષા છે. અને અત્યારે તો એ ભાષા છેક જ મૃતભાષા બની ગયેલી છે.

આથી રાષ્ટ્રીય મહાસભાની મુખ્ય ભાષા તરીકે પણ અંગ્રેજી ભાષાનો જ સ્વીકાર થયેલો દેખાય છે, પરંતુ એ ભાષાથી ગમે તેટલા લાભ થયા હોય છતાં પણ, એ પરપ્રજાની ભાષા છે. અને સ્વતંત્રતા માટે પ્રયત્ન કરતી પ્રજા ભાષાની ગુલામી સેવીને સંપૂર્ણ સ્વાધીનતાની ભાવના ખીલવી શકેજ નહિં; તેથી હિંદને માટે આપણી પોતાની એવી એક રાષ્ટ્ર ભાષાની જરૂર છે જ.

આ માટે સ્વતંત્ર આયર્લેન્ડનું ઉદાહરણ જોવા જેવું છેઃ આયર્લેન્ડનો જે વિભાગ સામ્રાજ્યમાં સ્વતંત્રતા ભોગવી રહ્યો છે. તે વિભાગ—આયરિશ ફ્રીસ્ટેટ—ના સૂત્રસંચાલકો બ્રિટિશ પ્રજાની સાથે છેક જ છૂટાછેડા કરવાના મિ. ડી વેલેરાના વિચારો સામે હોવા છતાં, બ્રિટનની ભાષાની ગુલામીને તો છેલ્લા રામ રામ કરી લેવા માટે કમ્મર કસીને પ્રયત્ન કરી રહ્યા છે.

બીજી બધી રીતે બ્રિટન તરફ મિત્રભાવે વર્તી રહેલા એ આયરિશ નેતા-

એની પોતાની ભાષાના વિકાસ માટેની આ ચળવળને હજી અનેક અંગ્રેજો બરાબર ઓળખી શક્યા નથી, પરંતુ આયર્લૅન્ડમાં પ્રાચીન ગેલીક ભાષાને લોકવ્યવહારની અને રાજવ્યવહારની ભાષા બનાવવા માટેના પ્રજાકીય નેતાઓના પ્રયાસ બતાવી આપે છે કે, સાતસેં સાતસેં વર્ષ સુધી બ્રિટિશ રાજ્યદ્વારીઓએ મહાપ્રયત્ને આયરિશોના ગળાંમાં પેસાડેલી અંગ્રેજી ભાષા પણ ગેલિક ભાષા તરફની આયરિશોની મમતાને મારી નાખી શકી નહોતી, પરંતુ સ્વાધીનતાની પ્રાપ્તિની સાથે સાથેજ, સ્વભાષાનેસજીવન કરવાની હિલચાલ આયર્લૅન્ડભરમાં એકમતે, એકશ્વાસે, એકબળે શરૂ થઇ, એટલી એ સ્વભાષાભક્તિ જીવંત હતી.

સંત નિહાલસિંહ આ સંબંધમાં લખતાં એક સ્થળે કહે છેઃ ગેલીક ભાષાને સજીવન કરવાની લડત લડનારાં સંઘોએ જે જાતનું "રાષ્ટ્રભાન જાગૃત કર્યું" છે. તેવું રાષ્ટ્રભાન રેડમંડ કે પાર્નેલ એકલા રાજદ્વારી કાર્યક્રમથી કદીયે જાગૃત કરી શક્યા હોત નહિં." આજે પણ સુવિખ્યાત આયરિશ દેશભક્તો માને છે, અને વાજબી રીતે માને છે કે, "આયરિશ ભાષાને સજીવન કર્યા વિના, આયરિશ સંસ્કૃતિના સુતા આત્માને જગાડવો તે બિલકુલ અશક્ય છે. અને જ્યાં સૂધી આયરિશ સંસ્કૃતિ સજીવન ન થાય ત્યાં સૂધી, જે તંત્રના પંજામાંથી છૂટવા માટે તેમણે આટલા બધા વરસો સૂધી દુઃખ વેઠયું છે; તે બ્રિટીશ તંત્રની નકલ શિવાય આયરિશો બીજું કશુંજ કરી શકવાના નથી."

આજ દ્રષ્ટિએ હિંદને માટે પણ એક રાષ્ટ્રભાષાની જરૂર છે. જો કે એક દ્રષ્ટિએ જોતાં એ કામ અત્યારે ઘણું જ મુશ્કેલ છે, કેમકે અંગ્રેજી એ રાજભાષા હોવાને લીધે આર્થિક સગવડની ખાતર તેનો અભ્યાસ કરવા અનેક મનુષ્યો લલચાય છે; પરંતુ બીજી જે ભાષાને આપણે રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારીએ, તે ભાષા આર્થિક દ્રષ્ટિએ લાભ અપાવે તેમ ન હોવાથી એકલી રાષ્ટ્રભક્તિની લાગણી ઉપર તેનો પ્રસાર કરવો એ મુસ્કેલ કામ છે.

તેમ છતાં ગમે તેવા મુશ્કેલ કામને પણ રાષ્ટ્રિયહિત માટે પાર પાડયા વિના છૂટકો છે જ નહિં એવો આશાવાદ સેવનારા જેમ જેમ વધતા જાય છે; તેમ તેમ, તેના માર્ગમાં બીજાં અનેક વિઘ્નો ખડાં થતાં જતાં હોવા છતાં પણ આયરિશ દેશભકતોની માફક હિંદી નેતાઓનો પણ ઉપાય શોધી કાઢયા શિવાય છૂટકો થવાનો નથી.

એ કામ કેટલું મુશ્કેલ છે, છતાં કેટલું જરૂરનું છે, તે બતાવવા માટે હિંદમાં કેટલી બધી ભાષાઓ બોલાય છે તે જોવાની જરૂર છે. કેમકે જૂદી જૂદી જ્ઞાતિઓની માફક ભાષાઓની વિવિધતા પણ રાષ્ટ્રની સંગીન એકતામાં ભયંકર વિઘ્નકર્તા થઇ પડે છે

અત્યારે હિંદમાં જૂદી જૂદી ૨૫૧ ભાષાઓ બોલાઇ રહેલી છે. તેમાં ૨૨૨ હિંદનીજ ભાષાઓ છે. અને ૨૯ તેની સાથે સંબંધ ધરાવતી સજાતીય ભાષાઓ બોલાય છે. એમાં મુખ્ય ભાષાઓ [જે કમીમાં કમી દશ લાખ જેટલાં અને તેથી વધુ માણસો બોલતાં હોય] આ પ્રમાણે છેઃ પશ્ચિમ હિંદની હિંદી, બંગાળી, તેલગુ અથવા આંધ્ર, મરાઠી, તામિલ, પંજાબી, રાજસ્થાની, કાનડી, ઉરીયા, ગુજરાતી,

બ્રહ્મી, મલાયલમ, પશ્ચિમ પંજાબી, ખેરવાડી, સીંધી, ભીલી, આસામી, પશ્ચિમ પહાડી, ગોન્ડ, પુસ્તો, પૂર્વ હિંદની હિંદી અને કેશ્મીરી.

એક લાખથી માંડીને દશ લાખ સુધીનાં માણસોને મુખે બોલાતી ભાષાઓ આ પ્રમાણે છે: કુરૂખ અથવા ઓરાઓન, તુલુ, બલુચી, કાંદબી અથવા કુઇ, શીંગાલી, સ્ગો, પ્વો, મણીપુરી, મૈથેઇ, કાથે અથવા પોન્તુ, શાઉ, અંગ્રેજી, આરાકાની, પૂર્વ પહાડી અથવા નેપાળી, બોડો (મેચ, કચારી), યાન્બે, ગારો, ખાનદેશી, ટાન્ગ્યુ, ખાસી, મોન, તૈલંગ અથવા પેગુઆઇ, બ્રાહુઇ, સાવારા, તીપુરા અથવા મ્રોંગ, કાચીન અથવા સીંગપો, ખાતીયા, તાવોયાન, ચીનાઇ, કુરકુ, પાલોંગ, ચીન અને મીકીર.

દશ હજારથી એક લાખ માણસોમાં પ્રચલિત ભાષાઓ આટલી છે: કારેન, લુસેઇ અથવા દુલીએન, દાતુ, માલ્ટો અથવા માલેર, ચાંગ, રાઇજીમાદાર, ઇન્થા અંગામી (નાગા), અરબ્બી, કોડાગુ અથવા કુર્ગી, મૂર્મિ, સેમા (નાગા), કારેન્ની, આખા (કાવ), થાડો અથવા જાંગાહેન, પ્રુન, ગદાબા, આઓ (નાગા), શીના, ખામી, ખ્વેયમી અથવા કુમી, લુ, કુકી, તાંગખુલ (નાગા), કોલમી, શાન-ટાયોક, લીંબુ, લાહ (મુહસો), લાઇ, રાભા, નાગા, ટાન્ગ્યો, ફારસી, કનૌરી અથવા મુલતાની, સોકટે, મારૂ, રેંગ અથવા લેપચા, માગરી, કાદુ, લ્હોટા અથવા ટસોન્સુ, શાન્ગી, લાશી, કોળ, કાબુલ (નાગા), ઠામઠામ રખડતી પ્રજાઓની ભાષા, ઓ. પાડાઉંગ, વા, અબોર-મીરી, લીસા, સોપવોમા, યાંગલાએન, કારેન્બ્યા, ડીમા-સા, બ્રે, જુઆંગ, નેઠે, લાલુંગ, નેવારી અને યાહેવ.

પાંચ હજારથી દશ હજાર જેટલા લોકોમાં બોલાતી ભાષાઓ પણ ઓછી નથી. આ ભાષાઓ મોટે ભાગે આસામ, બ્રહ્મદેશ, બંગાળ, કેશ્મીર અને આંદામાન અને નીકોબારમાં બોલાય છે. તે ભાષાઓ નીચે પ્રમાણે છે:

એમ્પેસ અથવા કરચા નાગા, ખામટી, દૈયો, ચાઉંગથા, સીઆમી, કોમહાઉ, નિકોબારી, હમાર, મરૂ, તાશોન અથવા શીંકલા, બિહારી, સઇંગ બાઉંગ, કોહીસ્તાની, તાઉંગથા, સોમાલી, દાર્દીસ્તાની શેંગટાંગ, અટસી, રાલટો, ચો, યીઉ-બાવ, કેઝહામા, ગુરંગ, ચાતુન અને રેંગમા.

આ બધી ભાષાઓનાં મૂળ થોડી પ્રાચીન ભાષાઓમાં રહેલાં છે. પણ કબીરવડની માફક ભાષાઓના એ મૂળ વડની આસપાસ ફાલેલી વડવાઇઓનો ફાલ એવો થઇ પડયો છે કે, અત્યારે મૂળને શોધવા જતાં પણ પારાવાર મુશ્કેલી પડે તેમ છે. એ વટવૃક્ષને આપણે તપાસીએ, તો તેનો તાળો આમ નીકળે છે:

| મૂળ ભાષા. | તેના ફાલથી બનેલી ભાષાઓની સંખ્યા. | કેટલા લોકો તે બોલે છે? |
|---|---|---|
| હિંદની ભાષાઓ. | | |
| ૧ ઓસ્ટ્રો-નેશીઅન | ૨ | ૫,૫૬૧ |
| ૨ ઓસ્ટ્રો-એશિયાટીક | ૧૭ | ૪,૫૨૩,૭૯૦ |

| મુળ ભાષા. | તેના કુલથી બનેલી ભાષાઓની સંખ્યા. | કેટલા લોકો તે બોલે છે? |
|---|---|---|
| (અ) મોન-ખ્મેર | ૧૦ | ૫૪૯,૭૧૯ |
| (બ) મુંડા | ૭ | ૩,૯૭૩,૮૭૩ |
| ૩ ટીબેટી-ચીનાઇ | ૧૪૫ | ૧૨,૮૮૫,૩૪૬ |
| (અ) ટીબેટી-બર્મા | ૧૩૪ | ૧૧,૯૫૯,૦૧૧ |
| (બ) ટાઇ-ચીનાઇ | ૧૧ | ૯૨,૬,૩૩૫ |
| ૪ દ્રાવિડીયન | ૧૪ | ૬૪,૧૨૮,૦૫૨ |
| (અ) દ્રાવિડ | ૭ | ૩૭,૨૮૫,૫૯૪ |
| (બ) મધ્યમા ભાષાઓ | ૫ | ૩,૦૫૬,૫૯૮ |
| (ક) આંધ્ર | ૧ | ૨૩,૬૦૧,૪૯૨ |
| (ડ) વાયવ્ય ખંડની ભાષા | ૧ | ૧૮૪,૩૬૮ |
| ૫ કારેન | ૧૫ | ૧,૧૧૪,૦૨૬ |
| ૬ માન | ૨ | ૫૯૧ |
| ૭ આર્ય (ઇન્ડો યુરોપિયન) | ૨૫ | ૨૩૨,૮૪૬,૫૪૯ |
| ૮ વર્ગીકરણ થઇ ન શકે તેવી ભાષાઓ | ૨ | ૧૫,૫૯૮ |
| ૯ ન સમજી શકાયલી ભાષા | …… | ૫,૬૬૪ |
| કુલ … | ૨૨૨ | ૩૧૫,૫૨૫,૬૭૭ |
| એશિયા અને આફ્રિકા ખંડની પણ હિંદમાં બોલાતી ભાષાઓ. | | |
| ૧૦ ઇન્ડો યુરોપિયન | ૨ | ૨૫,૯૬૨ |
| ૧૧ સેમિટીક | ૩ | ૪૩,૮૬૮ |
| ૧૨ હેમિટીક | ૧ | ૬,૦૬૪ |
| ૧૩ ટિબેટી-ચિનાઇ | ૧ | ૧૨૭,૫૨૭ |
| ૧૪ મોંગોલિયન | ૨ | ૧,૦૩૯ |
| ૧૫ મલાયો-પોલીનેશીયન | ૧ | .૪૫ |
| ૧૬ ન સમજી શકાયલી ભાષા | …… | ૭,૩૮૯ |
| કુલ … | ૧૧ | ૨૧૧.૮૯૪ |
| યૂરોપની હિંદમાં બોલાતી ભાષાઓ. | | |
| ૧૭ ઇન્ડો-યૂરોપિયન | ૧૭ | ૩૧૨,૬૧૫ |
| ૧૮ મોંગોલિયન | ૧ | ૨ |
| ૧૯ ન સમજી શકાયલી | …… | ૬૪૯૫ |
| કુલ … | ૧૮ | ૩૧૯,૧૧૨ |
| એકંદર સરવાળો … | ૨૫૧ | ૩૧૬,૦૫૬,૧૮૩ |

આમ સમસ્ત હિંદમાં બોલાતી ઉપર જણાવેલી જુદી જુદી ૨૫૧ ભાષાઓનું ઇલાકાવાર વર્ગીકરણ પણ ભાષાની તેમજ રાજકીય દૃષ્ટિએ આપણી મુશ્કેલીઓ કેવી અને કેટલી છે તે બતાવવા માટે લેઇ જવાની જરૂર છે. પહેલાં આપણે બ્રિટિશ હિંદની તપાસ લઇએ. તે આ પ્રમાણે છેઃ

| ઇલાકાવાર બોલાતી ભાષાઓ. | વસતિ. |
| --- | --- |
| **મદ્રાસ:** | |
| તામીલ | |
| તેલગુ | ૧૬,૧૦૧,૫૨૮ |
| મલાયલમ | ૩,૨૨૬,૨૫૬ |
| ઉરીયા | ૧,૫૭૩,૩૪૪ |
| પશ્ચિમ-હિંદી | ૯૯૬,૯૫૫ |
| તુલુ | ૫૪૦,૪૫૭ |
| કાનૃધી | ૩૬૭,૨૩૧ |
| મરાઠી | ૩૦૨,૩૧૨ |
| ગુજરાતી | ૯૧,૦૬૩ |
| રાજસ્થાની | ૩૯,૯૫૦ |
| અંગ્રેજી | ૩૬,૯૯૪ |
| બીજી ભાષાઓ | ૩૨૧,૬૬૭ |
| **મુંબાઈ:** | |
| મરાઠી | ૮,૪૩૫,૭૪૦ |
| ગુજરાતી | ૩,૧૭૫,૬૫૨ |
| સીંધી | ૨,૬૪૫,૭૮૬ |
| કાનડી | ૨,૪૦૩,૪૪૮ |
| પશ્ચિમ-હિંદી | ૧,૦૫૫,૬૭૯ |
| ભીલી | ૪૨૨,૬૩૨ |
| રાજસ્થાની | ૨૪૦,૯૧૧ |
| ખાનદેશી | ૨૦૦,૨૨૪ |
| બલોચી | ૧૯૭,૯૧૩ |
| પશ્ચિમ-પંજાબી | ૧૫૭,૨૪૦ |
| અંગ્રેજી | ૫૬,૩૩૪ |
| બીજી ભાષાઓ | ૩૪૬,૬૬૦ |
| **બંગાળ:** | |
| બંગાલી | ૪૩,૦૭૧,૩૩૪ |
| પશ્ચિમ-હિંદી | ૧,૭૭૫,૮૯૮ |
| ખેરવાડી | ૮૧૩,૫૮૦ |
| ઉરીયા | ૨૯૩,૭૦૦ |
| ખુરક | ૧૮૩,૦૧૯ |
| અંગ્રેજી | ૪૬,૩૭૮ |
| બીજી ભાષાઓ | ૫૧૧,૬૨૭ |
| **સંયુક્ત પ્રાંત:** | |
| પશ્ચિમ હિંદમાં બોલાતી હિંદી | ૪૫,૨૫૫,૧૫૨ |
| પંજાબી | ૨૪,૮૪૪ |
| અંગ્રેજી | ૩૨,૨૨૧ |
| બીજી ભાષાઓ | ૬૩,૫૭૦ |
| **પંજાબ:** | |
| પંજાબી | ૧૨,૮૩૩,૦૦૮ |
| પશ્ચિમ-પંજાબી | ૩,૬૮૯,૮૩૮ |
| પશ્ચિમ-હિંદી | ૩,૦૬૧,૮૭૫ |
| રાજસ્થાની | ૫,૪,૬૩૪ |
| પશ્ચિમ-પહાડી | ૩૯૩,૮૩૧ |
| પુસ્તો | ૫૮,૫૩૮ |
| બલોચી | ૫૬,૨૧૫ |
| અંગ્રેજી | ૨૬,૧૯૧ |
| બીજી ભાષાઓ | ૫૦,૮૯૪ |
| **બ્રહ્મદેશ:** | |
| બ્રહ્મી | ૮,૪૦૦,૦૯૪ |
| સાંગાલી | ૪૭૪,૮૭૮ |
| સગ્વા | ૩૬૮,૨૮૨ |
| સ્વો | ૩૫૨,૪૬૬ |
| શાન | ૩૨૫,૫૧૫ |
| બંગાળી | ૩૦૧,૦૩૯ |

| | |
|---|---|
| યોન્ચ્યે | ૨૫૦,૦૧૮ |
| આરાકાની | ૨૪૭,૬૯૧ |
| ટાંગથુ | ૨૧૦,૫૩૫ |
| મીન, લેલઇંગ અથવા પેગુઆન | ૧૮૯,૨૬૩ |
| પશ્ચિમ-હિંદી | ૧૫૮,૮૯૯ |
| શીંગપો | ૧૪૫,૬૧૮ |
| પાલાઉંગ | ૧૧૭,૭૨૫ |
| ચીન | ૧૦૫,૪૯૦ |
| કારેન | ૯૮,૭૧૩ |
| ચીનાઇ | ૬૫ ૫૪૬ |
| અંગ્રેજી | ૨૪,૦૮૫ |
| બીજી ભાષાઓ | ૧,૩૩૧૭૪ |

**બિહાર અને ઓરીસાઃ**

| | |
|---|---|
| પશ્ચિમ-હિંદી | ૨૫,૧૦૫,૯૧૪ |
| ઉરીયા | ૪,૮૧૦,૩૦૮ |
| ખેરવાડી | ૧,૮૫૪,૦૭૨ |
| બંગાળી | ૧,૫૬૮,૧૩૮ |
| કુરૂખ | ૪૨૬,૨૩૭ |
| ખરીઆ | ૭૧,૫૯૮ |
| માલ્ટો | ૬૦,૯૬૭ |
| કાંધી | ૪૭,૧૦૯ |
| અંગ્રેજી | ૯,૦૫૪ |
| બીજી ભાષાઓ | ૪૮,૭૯૨ |

**મધ્યપ્રાંતો અને વરાડઃ**

| | |
|---|---|
| પશ્ચિમ-હિંદી | ૭,૫૦૭,૧૭૫ |
| મરાઠી | ૪,૭૭૩,૫૬૧ |
| ગોંડી | ૯૨૯,૩૮૯ |
| ઉરીયા | ૨૦૪,૯૩૭ |
| રાજસ્થાની | ૧૫૭,૯૪૮ |
| કુરકી | ૧૦૮,૬૧૨ |
| તેલન્ગુ | ૧૦૨,૦૯૫ |
| અંગ્રેજી | ૧૩,૦૩૬ |
| બીજી ભાષાઓ | ૧૧૫,૯૯૮ |

**આસામઃ**

| | |
|---|---|
| બંગાલી | ૩,૫૨૫,૨૨૦ |
| આસામી | ૧,૭૨૫,૬૮૯ |
| પશ્ચિમ-હિંદી | ૪૬૬,૩૮૨ |
| બોડો | ૨૫૯,૫૩૭ |
| ખેરવાડી | ૨૪૫,૫૬૩ |
| ખાસી | ૨૦૮,૮૪૦ |
| ગારો | ૧૭૨,૯૯૫ |
| ઉરીયા | ૧૬૧,૮૫૯ |
| બીજી ભાષાઓ | ૮૪૫,૨૩૫ |

**વાયવ્ય સરહદના પ્રાંતોઃ**

| | |
|---|---|
| પુસ્તો | ૧,૨૦૨,૩૨૬ |
| પશ્ચિમ-પંજાબી | ૯૨૬,૫૬૮ |
| પંજાબી | ૭૩,૬૮૭ |
| બીજી ભાષાઓ | ૪૮,૭૫૯ |

**બલુચિસ્તાનઃ**

| | |
|---|---|
| પુસ્તો | ૨૦૧,૦૬૫ |
| બલોચી | ૭૪,૪૦૩ |
| બીજી ભાષાઓ | ૧૪૫,૧૮૦ |

**અજમેર-મેરવાડાઃ**

| | |
|---|---|
| રાજસ્થાની | ૨૮૫,૪૯૧ |
| પશ્ચિમ હિંદી | ૧૯૯,૮૨૫ |
| બીજી ભાષાઓ | ૯,૯૫૫ |

**કુર્ગઃ**

| | |
|---|---|
| કાનડી | ૭૩,૧૬૮ |
| કુર્ગી | ૮૯.૬૮૧ |
| બીજી ભાષાઓ | ૫૦,૯૮૯ |

આટલી ભાષાઓ તો બ્રિટિશ હિંદના જૂદા જૂદા પ્રાંતોની થઇ, ઉપરાંત દેશી હિંદનાં જૂદાં જૂદાં રાજ્યોમાં પણ એજ રીતે જૂદી વસતિ જૂદી જૂદી ભાષાઓ બોલે છે. તે જોઇએ.

**દિલ્હી પ્રાંતનાં દેશી રાજ્યો:**

| | |
|---|---|
| પશ્ચિમ હિંદી | ૪૫૯,૬૧૦ |
| રાજસ્થાની | ૧૦,૭૬૫ |
| બીજી ભાષાઓ | ૧૭,૮૧૩ |

**આંદામાન અને નીકોબાર:**

| | |
|---|---|
| નીકોબારી | ૮,૬૫૬ |
| પશ્ચિમ હિંદી | ૭,૪૬૧ |
| બીજી ભાષાઓ | ૧૦,૯૬૯ |

**આસામનાં સંસ્થાનો:**

| | |
|---|---|
| મણીપુરી | ૨૪૩,૨૦૨ |
| બીજી ભાષાઓ | ૧૪૦,૮૧૪ |

**બલુચિસ્તાનનાં સંસ્થાનો:**

| | |
|---|---|
| બલોચી | ૧૫૦,૭૨૪ |
| બ્રહુઈ | ૧૧૭,૬૧૭ |
| બીજી ભાષાઓ | ૧૧૦,૬૩૬ |

**વડોદરા રાજ્ય:**

| | |
|---|---|
| ગુજરાતી | ૧,૮૬૭,૩૪૩ |
| બીજી ભાષાઓ | ૨૫૯,૧૭૯ |

**બંગાળી સંસ્થાનો:**

| | |
|---|---|
| બંગાળી | ૬૯૮,૦૬૦ |
| બીજી ભાષાઓ | ૧૯૮,૮૬૬ |

**બિહાર અને ઓરીસાનાં:**

| | |
|---|---|
| ઉરીયા | ૨,૯૪૦,૩૩૮ |
| ખેરવાડી | ૫૭૬,૮૦૮ |
| પશ્ચિમ હિંદી | ૧૧૬,૮૧૫ |
| કુરૂખ | ૧૧૫,૧૬૬ |
| બંગાળી | ૮૮,૮૫૨ |
| બીજી ભાષાઓ | ૧૨૧,૬૦૦ |

**મુંબઇ ઇલાકાનાં સંસ્થાનો.**

| | |
|---|---|
| ગુજરાતી | ૪,૨૩૦,૨૫૨ |
| મરાઠી | ૧,૫૪૧,૮૧૮ |
| ડીકાન | ૫૩૯,૧૧૨ |
| સીંધી | ૫૩૪,૫૨૭ |
| બીજી ભાષાઓ | ૫૬૩,૭૨૦ |

**મધ્ય હિંદનાં સંસ્થાનો:**

| | |
|---|---|
| રાજસ્થાની | ૧,૯૬૬,૦૮૧ |
| પશ્ચિમ હિંદી | ૧,૭૮૩,૨૩૨ |
| પૂર્વ હિંદી | ૧,૩૬૯,૫૯૧ |
| ભીલ ભાષા | ૪૯૩,૭૭૭ |
| ગોંડી | ૨૪૦,૧૨૨ |
| ગુજરાતી | ૫૬,૯૩૨ |
| મરાઠી | ૫૩,૦૩૯ |
| અંગ્રેજી | ૪,૦૦૪ |
| બીજી ભાષાઓ | ૩૦,૨૪૫ |

**મધ્યપ્રાંતીય સંસ્થાનો:**

| | |
|---|---|
| પશ્ચિમ હિંદી | ૧,૩૮૨,૨૩૭ |
| ગોન્ડી | ૨૪૭,૬૩૩ |
| મરાઠી | ૧૯૨,૩૪૦ |
| બીજી ભાષાઓ | ૨૪૪,૬૨૦ |

**હૈદ્રાબાદ:**

| | |
|---|---|
| તેલુગુ | ૬,૦૧૭,૩૪૧ |
| મરાઠી | ૩,૨૯૮,૭૩૩ |
| કાનડી | ૧,૫૬૬,૯૨૮ |
| પશ્ચિમ-હિંદી | ૧,૩૧૬.૮૧૫ |
| રાજસ્થાની | ૧૬૦,૧૨૪ |
| અંગ્રેજી | ૯,૨૮૫ |
| બીજી ભાષાઓ | ૧૨૨,૫૦૮ |

**કાશ્મીર:**

| | |
|---|---|
| કાશ્મીરી | ૧,૨૬૨ ૮૭૭ |
| પંજાબી | ૭૬૬,૨૮૯ |
| પશ્ચિમ-પહાડી | ૫૯૬,૯૬૮ |
| રાજસ્થાની | ૨૯૧,૬૦૨ |
| ભૂતીયા | ૧૮૧,૫૮૨ |

| | |
|---|---|
| બીજી ભાષાઓ | ૨૨૦,૬૦૯ |
| **મદ્રાસ ઇલાકાનાં સંસ્થાનો:** | |
| મલાયલમ્ | ૪,૨૩૨,૭૭૮ |
| તામીલ | ૧,૦૮૮,૦૫૧ |
| બીજી ભાષાઓ | ૧૩૯,૪૮૩ |
| **મૈસુરઃ** | |
| કાનડી | ૪,૨૫૭,૦૯૮ |
| તેલંગુ | ૯૨૧,૪૬૮ |
| પશ્ચિમ-હિંદી | ૩૩૦,૯૩૯ |
| તામીલ | ૨૬૫,૮૩૩ |
| અંગ્રેજી | ૧૪,૬૯૪ |
| બીજી ભાષાઓ. | ૧૯૯ |
| **વાયવ્ય સરહદનાં પ્રાંતોનાં સંસ્થાનો:** | |
| પશ્ચિમ પંજાબી | ૧૪,૪૦૪ |
| પંજાબી | ૧૧,૪૭૨ |
| પુસ્તો | ૭,૧૯૭ |
| બીજી ભાષાઓ | ૯૮૫૦ |
| **પંજાબી સંસ્થાનો:** | |
| પંજાબી | ૨,૩૭૪,૯૪૭ |
| પશ્ચિમ-પહાડી | ૭૦૨,૭૩૭ |
| પશ્ચિમ-પંજાબી | ૬૧૩,૬૩૩ |
| પશ્ચિમ-હિંદી | ૪૭૯,૧૧૩ |
| રાજસ્થાની | ૧૯૦,૩૫૮ |
| બીજી ભાષાઓ | ૫૪,૨૪૮ |
| **રાજપુતાનાનાં સંસ્થાનો:** | |
| રાજસ્થાની | ૭,૩૯૨,૬૮૯ |
| પશ્ચિમ-હિંદી | ૧,૯૨૭,૭૯૬ |
| ભીલી | ૪૨૧,૪૩૭ |
| સીંધી | ૫૫,૬૮૨ |
| પંજાબી | ૧૯,૭૬૯ |
| ગુજરાતી | ૧૮,૦૦૨ |
| બીજી ભાષાઓ | ૯,૫૦૯ |
| **સીક્કીમ:** | |
| નેપાલી | ૨૬,૮૮૭ |
| બાઇ | ૧૪,૯૫૮ |
| બીજી ભાષાઓ | ૩૯,૮૭૬ |
| **સંયુક્ત પ્રાંતનાં સંસ્થાનો:** | |
| પશ્ચિમ હિંદી | ૧,૧૩૩,૯૨૧ |
| બીજી ભાષાઓ | ૯૬૦ |

આપણા દેશમાં રહેલા ભાષાના આવડા ભયંકર ભેદ અને રાજ્યવ્યવસ્થાને અંગે પ્રાંતોની થયેલી કૃત્રિમ વહેંચણી, એ બધાથી, એકંજ હિંદના જૂદા જૂદા પ્રાંતોમાં વસતા, જૂદી જૂદી પ્રાંતીય ભાષા બોલનારા હિંદીઓને, એક જ સર્વ સામાન્ય રાષ્ટ્રભાષાથી સાંકળીને હિંદને એક રાષ્ટ્ર બનાવવા માટે, જેમ એક જ રાષ્ટ્રભાષાની જરૂર છે; તેટલી જરૂર હિંદની નવેસરથી, ભાષાના ધોરણે પ્રાંતિક રચના કરવાની પણ જરૂર છે. તે વિના ભાષાની નજરે હિંદની કરી નાખવામાં આવેલી છિન્ન વિચ્છિન્ન દશામાં સંગીન અને સુવ્યવસ્થિત એકતા સ્થપાવી સર્વથા અશક્ય છે.

આમ હોવા છતાં દુર્ભાગે કેટલાક આંગ્લભાષાના અંધભક્તો, રાષ્ટ્રભાષાની ચળવળમાં રાજદ્વારીપણાની ગંધ જોઇ રહ્યા છે, તો કેટલાકોને હિંદની કોઇપણ એક ભાષા રાષ્ટ્રભાષા બની શકે કે કેમ તે વિષે જ અશ્રધ્ધા છે. પણ એ અશ્રદ્ધા સેવનારાઓને દેશ તેમજ દેશજનોનો જોઇએ તેવો ખ્યાલ નથીઃ અને બીજાઓએ રાજદ્વારી રંગ આપનારાઓની રીતથી ગભરાવા જેવું આમાં કશું જ નથી. કેમકે આયરિશોની પોતાની ગેલિક ભાષાને રાષ્ટ્રભાષા બનાવવાની લડતમાં પણ એવીજ રાજદ્વારી ગંધ જોનારાં બ્રિટિશ નરનારીઓ પડેલાં

છે જ, પણ જેમને આયર્લેન્ડનો બરોબર અનુભવ છે, તેવા સંત નિહાલસિંગે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કેઃ "એમનો એ ભય માત્ર કાલ્પનિક બાઉ ઉપર ઉભો કરવામાં આવેલો છે." હિંદને વિષે પણ આ બાબતમાં એજ દલીલ ખરી છે.

અંગ્રેજી ભાષાનું હાલને સમયે આંતરરાષ્ટ્રીય નજરે જે મહત્ત્વ છે, તે મહત્ત્વનાં મૂલ્ય ઓછાં આંકવાની, અથવા તો અંગ્રેજી ભાષાનો અભ્યાસ બંધ જ કરી દેવાની, અને તે દ્વારા મળતા લાભથી હિંદને વંચિત કરવાનો પણ અમાં લગારે વિચાર નથી; પરંતુ હિંદમાં જો હિંદની જ ભાષાને રાષ્ટ્રીય ભાષાનું સ્થાન ન મળે તો સ્વાભાવિક રીતે જ, અભિમાની અંગ્રેજ જાતિ હિંદને છેક જ નિર્માલ્ય માનશે, અને હિંદનું સાહિત્ય કે ભાષાની દૃષ્ટિએ અંકાવું જોઇતું મહત્ત્વ કદી પણ અંકાઇ શકશે નહિં. એથી રાજકીય નજરે સ્વતંત્ર થયેલું હિંદ, ભાષાની નજરે તો બ્રિટિશોનું ગુલામ જ રહેશે; અને સ્વતંત્ર હિંદના હિંદીઓને પણ પૃથ્વીની પ્રજાઓની પરિષદોમાં માનહાનિ વેઠવી જ પડશે.

આપણે રાષ્ટ્રભાષાનો વિચાર કરતાં એ પણ ભૂલવું જોઇતું નથી કે અંગ્રેજી ભાષા આપણા દેશની કે જાતિની નથી, પણ બીજાજ ખંડની અને બીજીજ જાતિની એ ભાષાને, આપણી રાજદ્વારી પરાધિનતાનો લાભ લઇને બળજબરીથી આપણી ઉપર લાદવામાં આવી છે; એટલે એ ભાષાની અંદર આપણી ગુલામી દશાનું ગોઝારૂં સ્મરણચિન્હ અંકિત થયેલું છે. આપણી ભાષાને જગતમાં હલકી પાડવા માટે પરદેશીઓને જો કેઇ પણ કારણ મળ્યાં હોય તો, તે પણ આ રાજદ્વારી કારણમાં જ છૂપાં રહેલાં છે, એ વાત પણ ભારતવાસીઓએ ભુલવી ન ઘટે.

એટલે રાષ્ટ્રીય ભાષાની યોજનાની પાછળ કેવળ ભાવના જ રહેલી નથી, પરંતુ સ્વતંત્ર હિંદની એ પ્રાથમિક જરૂરિયાત છે. એમાં આપણી પરાશ્રયી વૃત્તિની જડ કાઢી; સ્વાશ્રયી વૃત્તિને સંપૂર્ણાંશે ખિલવવાનો કીમિયો રહેલો છે. જો હિંદને પોતાની રાષ્ટ્રભાષા ન હોય તો હિંદ ગુલામી મનોદશામાંથી કદીયે મુક્ત થઇ શકે જ નહિં; અને ત્યાં સુધી હિંદ પોતાનું વ્યક્તિત્વ ખીલવી પણ શકે નહિં.

બ્રિટિશ સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોના જેવો પણ હિંદ અને બ્રિટનની વચ્ચે સંબંધ નથી; તે પણ ભાષાના આ વિચાર વખતે ભૂલવું ન જોઇએ. હિંદની પોતાની સંસ્કૃતિ ખિલવવા તેમજ તેનો પ્રચાર કરવા માટે પણ હિંદને પોતાનીજ રાષ્ટ્રભાષાની અનિવાર્ય જરૂર છે. રાષ્ટ્રસંઘની બેઠકોમાં જૂદી જૂદી પ્રજાના પ્રતિનિધિઓ પોતપોતાની ભાષામાં બોલે છે, અફઘાનિસ્થાનના રાજા અમાનુલ્લાએ યૂરપની પોતાની મુસાફરીમાં પોતાનીજ ભાષાનો ઉપયોગ કર્યો હતો; તેજ રીતે, સ્વતંત્ર હિંદના પ્રતિનિધિઓ પણ જીનીવામાં હિંદની જ રાષ્ટ્રભાષામાં ભાષણ શા માટે કરી ન શકે?

એટલે રાષ્ટ્રભાષાની હિલચાલને રાજકારણના અટપટા રંગ નહિં આપતાં, સ્વતંત્ર રીતેજ તેની ચળવળ કરવાની જરૂર છે. તે વિના અનેક જ્ઞાતિઓમાં વહેંચાઇ ગયેલા, અનેક ધાર્મિક માન્યતાઓથી વિભક્ત બનેલ હિંદ, ભાષાની નજરે પણ છિન્નભિન્ન રહેવાનો; અને પોતાની રાષ્ટ્રભાષા વિના સાચી સ્વતંત્રતાનો આલ્હાદ તે અનુભવી નહિં જ શકવાનો.




ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

[૧]

## ઠંડી રાખ.

દરરોજ સવારમાં મીલનાં ભંગળાંનો ભયાનક અવાજ આખા મજુરલત્તાના વાતાવરણને વીંધી કારમી ચીચીયારી પાડતો, અને એ આદેશને માન આપી અનેક મજુરો પોતાના ગંદાં ઝુંપડાંઓ-માંથી બહાર નીકળી પડતા. અધુરી ઉંઘને પરિણામે એનાં માંસ વિનાનાં અંગો અક્કડ થઇ ગયાં હોય અને ગમ-ગીનીની રેખાઓ એમના ચ્હેરા ઉપર તરી આવતી હોય. છતાં સવારના પ્હો-રમાં સાંકડી શેરીઓ વટાવતા વટાવતા એ બિચારા શ્રમજીવીઓ ઉંચી દિવાલોથી સંરક્ષાયલા કેદખાના તરફ નિયત કરેલો પગાર મેળવવા માટે નીકળી પડતા. આખી દુનીઆ હજુ આળસ મરડીને ઉઠી ન હોય એ સમયે આ કામદારો ખડબચડા રસ્તાઓમાં થઇને મીલ તરફ કામે લાગી જવા ત્વરિત ગતિથી ચાલી નિકળતા. આપસ આપસમાં ગાળાગાળી કરતાં કર્કશ અવાજથી તીખી તમતમતી વાતો કરતાં, અને સહેજે પરસ્પર અથડાઇ પડતાં આ ટોળાંને આવકાર આપવા મીલનાં ભૂંગળાં અને એના યંત્રોનો નઠોર અને નિયમિત ધ્વનિ તો ચાલૂ જ રહેતો. આકાશમાં અતિ ઉંચાઇથી પોતાનું અસ્તિત્વ જગત આખાને પ્રગટ કરતાં આ ભંગળાંઓ આખા વિસ્તાર ઉપર ચોકી કરતાં હોય એમ લાગતું. સાંઝ પડે અને આથમતા સૂર્યનાં લાલ કિરણો જ્યારે બારીઓના કાચમાં એનાં પ્રતિબિંબ પાડે ત્યારે આ મીલો રાખની પેઠે માણસોને પણ બહાર કાઢી નાખતી અને ફરી એ થાકેલાં મજુરો શેરીઓ વળોટતા વળોટતા પોતાના શ્યામ ચ્હે-રાઓ સહિત ઘેર પાછા ફરતા. એમના અંગ ઉપર યંત્રના તેલની બદબો છુટતી અને ભખને લઇને એના દાંત પણ કચ-કચાટ મચાવતા. ઘર તરફ પાછા વળતી વખતે એક જાતનો ક્રૂર ઉલ્લાસ તો અલબત્ત, એ મજુરોના વદન ઉપર સ્પષ્ટ તરી આવતો; વૈતરાનો એ એક દિવસ તો પુરો થયો એમ માની એ જાતના સંતોષની રેખાઓ

એમના મ્લાન વદન ઉપર તરી આવતી. આરામ અને અન્નની આશાએ એ બિચારા છેક સાંઝે પોતપોતાના સ્થાને પાછા વળી જતા.

મીલનાં મશીનો એમનો આખો દિવસ આવરી લેતાં અને શરીરમાંથી જેટલું બને એટલું સત્વ એ યંત્રો નીચોવી નાખતાં. જીવનના અનેક દિવસોમાંથી એક ઓછો થાય છે, અને સાંઝ થતાં એ દિવસનું નામનિશાન રહેતું નથી; જાણ્યે અજાણ્યે મનુષ્ય પોતાની કબર તરફ કેવો પ્રયાણ કરી રહે છે! બિચારા મજુરોને તો આ મહેનતમાંથી બચી આરામ અને આનંદની અપેક્ષા માટે પીઠાંઓનુંજ શરણ શોધવાની ટેવ હતી.

રજાનો દિવસ હોય ત્યારે તો મજુરો સવારના મોડે સુધી સુઇ રહે. પછી માંડ માંડ બચત કરેલી રકમમાંથી કરાવેલા ભભકબંધ પહેરવેશને બને એટલી કાળજીથી પહેરી દેવદર્શન કે હડમાનની પૂજા માટે નીકળી પડે અને વળતી વખતે ખાવાનું લેવાને બદલે ખૂબ ઢીંચે; કારણ એમ કરવાથી એ ખૂબ ખાઇ શકશે એમ એને લાગે છે.

રજાના દિવસની સાંઝ એટલે એ મજુરોને લ્હેરથી લટાર મારવાનો સમય—આમથી તેમ સંખ્યાબંધ નાનાં મોટાં ટોળાંઓ શેરીમાં રઝળતાં હોય. એમનો વાર્તાલાપ મુખ્યત્વે કરીને મશીન કે મુકાદમ વિષેજ હોય, ફોરમેનને થોડીઘણી ગાળો પણ આ વાર્તાલાપમાં સંભળાવવાનું મજુરો કદી ચુકેજ નહીં, અને આમ નિયમિત રીતે એકધારી વાતોમાં ક્વચિતજ ગંભીર વિચારો પ્રવેશ પામી શકતા—આમ ખૂબ આથડયા પછી મોડેથી ઘેર જઇ આ મહેનતુ માનવો પોતાની સ્ત્રી સાથે વિના કારણ કલહ કરતા અને ઘણી વખત લાત કે પાટુનો પ્રહાર પણ કરી લેતા.

અર્જુન આવો જ એક મજુર હતો, એને જ્યારે જુઓ ત્યારે એ નિસ્તેજ મ્હેરો ચિંતાના ભારથી નીચો નમેલો જ હોય. જ્યારે એ બીજા કોઇ સામે તાકીને જુએ ત્યારે એ ક્રૂર સ્મિત કરી ખૂબ શંકાથી સામા માણસને કુટિલ ભ્રૂભંગ વડેજ નિહાળે. એ મીલમાં લુહારનું કામ કરતો અને આખા મીલવિસ્તારમાં એ ખૂબ મજબુત ગણાતો. એનો મિજાજ એટલો કરડાકી હતો કે એને સુપ્રિન્ટેન્ડેન્ટ કે ફોરમેન સાથે ભાગ્યેજ બનતું, અને એથી એની આવકના સાધન ઉપર હમેશાં કાપ પડયા કરતો. રજાનો દિવસ આવે એટલે એકાદ કોઇ પાડોશી કે મજુર સાથે એને મારામારી કે ગાળાગાળી થઇજ હોય. એન તરફ સૌ કોઇ ભીતિ અને ઘૃણાથી જોતા.

આ જાતની જહાંગિરી ઉપર સૌને રોષ હતો જ અને અર્જુનને ખોખરો કરવાના વિરોધીઓએ અનેક પ્રયત્નો કરેલા પણ ખરા; છતાં એમાં કોઇ ફાવતુંજ નહીં. જ્યારે જ્યારે અર્જુન ઉપર આવું કોઇ આક્રમણ આવતું ત્યારે એ એક પત્થર કે લાકડું કે જે કાંઇ તુરતજ હાથમાં આવે એવું હથિયાર હોય તે લઇને ધસી પડતો, અને નિર્ભયપણે દુસ્મનની સામે આવી, છાતી કાઢી, પગ પહોળા કરી ઉભો રહેતો, પણ કોની મગદૂર છે કે પહેલો ઘા એના ઉપર કરવાની હિંમત કરે? એની કાળી લમ્મર જેવી મૂછો અને ભરાવદાર મ્હેરો જોઇને દુશ્મનની

છાતી બેસી જતી, અને એના શરીર ઉપરની રોમાવલિ જોઇને સામા પક્ષને કંપારી વછુટતી. એની આરપાર ઉતરે એવી તિક્ષ્ણ દ્રષ્ટિને કોઇ મીટ માંડીને ઝીલી શકતુંજ નહીં. એ આંખોની ઉગ્રતાનો પ્રતાપ જેણે જેણે પારખ્યો છે એને અર્જુન માણસ નહીં પણ રાક્ષસજ લાગતો. એ નિર્દયપણે કયારે પ્રચંડ ઘા મારશે એ કહેવાયજ નહીં. "પામર જંતુ હવે જલદીથી નાસ, નહીં તો આવી બન્યું સમજજે," બસ એટલુંજ અર્જુનને બોલવું પડતું. એનાં જડબામાંથી પીળા દાંત કચકચાટી બોલાવતા જોઇને મનમાં ગાળો દેતા દુશ્મનોને પાછા હઠવુંજ પડતું.

જ્યારે આમ અરિદલ ઉપર એ વિજય મેળવતો ત્યારે એ ક્રર અટ્ટહાસ્ય કરતો, અને "પામર જંતુ !" એમ ઉદ્દગાર કાઢવાની એને ટેવ પડી ગઇ હતી. પણ આટલેથીજ અટકતું નહીં. એ એના દુશ્મનની પછવાડે પછવાડે થોડે દૂર સુધી જતો. "કોનું મોત ભમે છે?" "આવી જાવ" એમ એ પડકાર કર્યા કરતો. પણ દુર્ભાગ્યે કોઇને મરણ જોઇતું ન હતું.

એને ઘણુંજ થોડું બોલવાની ટેવ હતી, અને "પામર જંતુ" એ એનો પ્રિય શબ્દ હતો. મીલના અમલદારો અને પોલીસ માટે પણ એજ ઉપનામ આપવાની એની પ્રથા હતી, એટલુંજ નહિં પણ તે એની બૈરીને સુધ્ધાં એજ સંબોધનથી બોલાવતો. ઘેર આવીને તુરત તાડુકી ઉઠતો, "એ 'પામર જંતુ' જોતી નથી આ મારાં કપડાં કેવાં ગંદાં છે?"

એને એક ચૌદ વરસનો પુત્ર હતો, એનું નામ રાઘવ, આ પુત્રરત્નને જોઇ અર્જુનને એક વખત એના લાંબા વાળ ખૂબ જોરથી ખેંચવાની ઇચ્છા થઇ હતી, પણ રાઘવે જરા તતડાવીને સંભળાવ્યું કે "બાપુજી, આ કુહાડો જોયો છે કે? મને અડવાની તસ્દીજ ન લેશો."

"શું કહ્યું?" નાના છોડ ઉપર જેમ પડછંદ ઓછાયો પડે એમ એ અર્જુનને કદાવર દેહ એના પાતળી કાયાવાળા પુત્ર પર નમ્યો.

"ગમે તેટલી બીક બતાવો તોય હુ તમારા હાથમાં આવવાનો નથી", ગધવે ઉત્તર વાળ્યો અને પોતાના માથા ઉપર કુહાડો જોરથી ફેરવ્યો.

અર્જુને પોતાના બે હાથના આંકડા ખૂબ જોરથી પછવાડે બીડયા અને હી...ક એમ જરા કટાક્ષમાં હસીને બોલ્યો, અને છેવટે ઉંડો શ્વાસ લઇ "પામર જંતુ" એટલું ગણગણ્યો. આ વાત થયા પછી તુરતજ એણે એની સ્ત્રીને કહ્યું:

"હવે તારે મારી પાસે ઘરખચ માટે પૈસા માગવા નહીં, રાઘવ તારું જરૂર પુરું કરશે."

"ત્યારે તમારો પગાર તમે ઢીંચવામાં વાપરી નાખશો, એમ ને?"

એની સ્ત્રીએ પ્રત્યુત્તર વાળ્યો.

"પામર જંતુ, એ તારે વિચારવાનો વિષય નથી."

આ વાર્તાલાપ થયાને ત્રણ વરસ વીતી ગયાં અને અર્જુનનું મરણ નજીક આવ્યું, છતાં એણે એના પુત્રને બોલાવવાની કે જોવાની તસ્દીજ ન લીધી.

અર્જુનને એના જેવોજ ગુચ્છાદાર વાળવાળો ઝતુની કુતરો હતો. મીલમાં કામ પર જતી વખત એ એનો નિયમિત

સંગાથી હતો અને મીલના દરવાજા બહાર અર્જુન પાછો સાંજે આવે ત્યાં સુધી એ વફાદાર મિત્ર બેસી રહેતો. રજાને દિવસે એ જ્યારે પીઠાંઓમાં ચક્કર મારતો ત્યારે પણ એનો કુતરો તો સાથેજ હોય, ખૂબ દારૂ પીધા પછી અર્જુન ઘેર આવતો અને કુતરાને પોતાના ભાણામાંથી ખાવાનું આપતો. કુતરાને કદી એણે માર માર્યો ન હોતો, તેમ ઠપકો પણ આપ્યો ન હોતો. ખાણું ખલાસ કર્યા પછી એ થાળીને દૂર ફેંકી દેતો અને શીલકમાં રહેલો એકાદ બાટલો તોડી પીવાનું શરૂ કરતો. કર્કશ સ્વરે એકાદ ગીત લલકારતો અને દિવાલને અઢેલીને બેસી રહેતો. એમ કરતાં ઉંઘ આવી જાય તો ત્યાં ને ત્યાં નિદ્રાને આધીન થતો અને મીલના ભૂંગળાંનો અવાજ થાય ત્યારે ઉઠી કુતરાને હાકલ કરીને રોજી પર જતો.

જ્યારે અર્જુન મૃત્યુ પામ્યો ત્યારે એણે ઘણુંજ દુઃખ ભોગવીને પ્રાણ છોડયા. પાંચ દિવસ સુધી એની આખી કાયા કાળી પડી ગઇ. એ પથારીમાં આમથી તેમ આળોટતો અને દાંત કચ-કચાવી આંખો ખૂબ જોરથી બંધ કરી રાખતો. કયારેક એ પોતાની સ્ત્રીને ઝેર આપવાનો હુકમ કરતો. બિચારી સ્ત્રીએ ડોકટરને બોલાવ્યો, એણે દવા તો આપી પણ વાઢકાપ કરવી પડશે એમ અભિપ્રાય આપ્યો. દરદીને હાલ તુરત હોસ્પીટલમાં રહેવાની સૂચના કરી દાકતર ચાલ્યો ગયો.

"પામર જંતુ, હું તો પથારીમાંજ મરીશ, અને મારી જાતેજ મરીશ." અર્જુન અકળાઇ જઇને તાડુકી ઉઠયો.

જ્યારે એની સ્ત્રીએ ઓપરેશન કરાવવા માટે અનેક કાલાવાલા કરવા માંડયા ત્યારે અર્જુને પોતાની મુઠ્ઠીઓ ઉગામી અને બુલંદ અવાજે બોલી ઉઠયો,

"હું સાજો થઇશ તો એ તારે માટે શુભ સમાચાર નથી, સમજી."

અને જ્યારે મુડીવાદના મિનારામાંથી મજુરોને સવારનો સાદ પડયો ત્યારે અર્જુને પોતાના પ્રાણ છોડયા. એની દહનક્રિયા વખતે એની સ્ત્રી, પુત્ર, કુતરો, એક દારૂડીયો, એક ચોર અને કેટલાક બદમાશ ભિખારીઓ હાજર હતા. એના દેહની ખાખ થતાં સુધી માંડ માંડ આ સૌ થોભ્યાં. માત્ર એની ઠંડી રાખમાં માલિકના આત્માને શોધતો એનો વફાદાર કુતરો ઘણો વખત સુધી ત્યાં બેસી રહયો.

# સ્ત્રીઓના દુશ્મન



ઘુંઘટો અને શણગારનો ઠઠેરો.



રૂઢીના ગુલામ.
[ હિંદીપંચ ઉપરથી ].





ઘરડપણે પરણવાના
શોખીન.

## પતિ કે પિશાચ?



? બળતે બપોરે પત્નીને ખુલ્લા પગે સંતાન અને પેટી-બોચકાં
...થે ચલાવી પોતે છત્રી ઓઢી મલકાતા ચાલવામાં મર્દાઇ માને છે.

## પ્રાઇમસ કે મ્હોત?



બેદરકારી અને અજ્ઞાનતાને કારણે સગવડનું
આ સાધન સ્ત્રીઓના મૃત્યુનું કારણ બને છે.
[હિંદી પંચ ઉપરથી.




ગુજરાતીઓએ જગત ગુજરાત વસાવ્યું અને પછી ગુજરાતણોએ એ જગત ગુજરાતને શણગાર્યું...પ્રત્યેક ગુજરાતીની પ્રેરણામૂર્તિ એની ગુજરાતણ છે.

[ રા. ન્હાનાલાલ દ. કવિ. એમ. એ. ]

# નવયુગ કે નારીયુગ?

**યુગયુગથી છુંદાયલી સ્ત્રીઓ આજે દેશદેશમાં માથું ઉંચકી રહી છે. નવયુગની નોબતો સ્ત્રીઓ વગાડી રહી છે. સ્ત્રીજાગૃતિ, સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્ત્રીસમાનતા એ નવયુગનાં વા નારીયુગનાં ચિન્હો છે. આ મંગળ શુકનો આપણા દેશમાં જણાવવા માંડયાં છે ખરાં?**

લેખિકા: શ્રી. હંસા મહેતા બી. એ.

નવયુગના નારી વિભાગને માટે જ્યારે મને રા. શર્માએ લખવા કહ્યું ત્યારે મને લાગ્યું કે નવયુગને તે જૂદો નારી વિભાગ શા માટે? સ્ત્રીઓ માટે પુરૂષથી જૂદા વાંચનના નવયુગમાં જરૂર ખરી? ટાઇમ્સ ઓફ ઇન્ડિયામાં 'વીમેન્સ પેજ' હોય છે પરંતુ તે સ્ત્રીઓના કપડાંની ફેશન બતાવવા જ. બીજાં પણ ઘણાં વીલાયતી પત્રો સ્ત્રીઓ માટે ખાસ હોય છે. તેમાંનાં ઘણાં આવી ફેશનો બતાવવા; કેટલાંએક સ્ત્રીઓના કાર્યની માહિતી આપવા માટે કેટલાંએક સ્ત્રી સંસ્થાઓને અંગે પ્રચાર કામ કરવા વગેરે અમુક હેતુસર હોય છે. આપણા નારી અંકોને મહિલા અંકોમાં આવું ખાસ હેતુ નથી. માત્ર સ્ત્રી લેખકોથી ભરેલા એ સ્ત્રી અંકો હોય છે. એ સિવાય બીજી એની વિશિષ્ટતા હોતી નથી. આવા પડદા અંકો કહાડવાની આ નવીન યુગમાં જરૂર ખરી? જેમ બાળસાહિત્ય જૂદું પાડીયે છીએ તેમ સ્ત્રી સાહિત્ય ને પુરૂષ સાહિત્ય વિભક્ત રાખવાની જરૂર ખરી? સ્ત્રી કેળવણી પુરૂષ કેળવણીથી જૂદી હોવી જોઇએ એ સૂત્રમાં માનનારા કદાચ સ્ત્રી સાહિત્યને નોખું પાડવાની જરૂરિયાત જોશે. પરંતુ નવયુગના પૂજારીઓ તો આવા મનુષ્યોને જૂના વિચારનાજ ગણી કહાડશે.

સ્ત્રીનું માનસ પુરૂષ માનસ કરતાં હલકા પ્રકારનું છે, પુરૂષ કમાવવા શીખે છે માટે એનું શિક્ષણ જૂદું વગેરે વગેરે વિચારો જૂના જમાનાના છે. યુગ યુગથી છુંદાયલી સ્ત્રીઓ આજે દેશ દેશમાં માથું ઉંચકી રહી છે. નવયુગની નોબતો સ્ત્રીઓ વગાડી રહી છે. સ્ત્રી જાગૃતી, સ્ત્રી સ્વાતંત્ર્ય, સ્ત્રી સમાનતા એ નવયુગના વા નારીયુગનાં ચિન્હો છે. આ મંગળ શુકનો આપણા દેશમાં જણાવવા માંડયાં છે? મિસીસ ઉમા નેહરૂએ સંયુક્ત પ્રાંતની સામાજિક પરિષદ્ આગળ પ્રમુખ તરીકે ભાષણ કરતાં કહ્યું હતું કે: આપણી સામાજિક પ્રગતિ અતિ મંદ છે. જેટલા પ્રમાણમાં આપણે રાજકીય બાબતમાં આગળ વધ્યા છીએ તેટલા પ્રમાણમાં સામાજિક બાબતોમાં આગળ

# પ્રમદા

કે આભમાં ઉગ્યો પૂનમ ચંદ્રમા રે,
કે પોયણી ખિલે ઉર-સર માંહિં:
કે પ્રમદા પ્રેમનગર અધિકારિણી રે.

કે કુંજમાં કોકિલા ટહુકા કરે રે,
કે હૈડે જાગે જગ સન્દેશ:
કે પ્રમદા પ્રેમનગર અધિકારિણી રે.

કે વન વન ખિલ્યા વસંતી ફૂલડાં રે,
કે નયન ઉદ્યાને જગના નેહ:
કે પ્રમદા પ્રેમનગર અધિકારિણી રે.

કે વનમાં ટહૂકે મીઠા મોરલા રે,
કે પુરમાં સુંદરીનો પ્રતિઘોષ:
કે પ્રમદા પ્રેમનગર અધિકારિણી રે.

કે વેરે સૌરભ જગની વાડીઓ રે,
કે ગૃહકુંજે પ્રમદા પમરાટ.
કે પ્રમદા પ્રેમનગર અધિકારિણી રે.

કુંજવિહારી.

# સ્ત્રી અને પુરૂષ

**સ્ત્રી અને પુરૂષની વચ્ચેના સહકારની વૃદ્ધિ ઉપરજ જગતની નક્કર પ્રગતિનો આધાર છે.**

લેખકઃ શ્રી. સીતારામ જે. શર્મા

પુરૂષ અને પ્રકૃતિના સહકાર અને સંવાદી વર્તન ઉપર વિશ્વની પ્રગતિનો આધાર છે; તેમ છતાં નર-નારીનાં જોડકાં જૂદાં જૂદાં રહેવાને સર્જાયાં હોય તેવી માન્યતા મોટે ભાગે આપણા સમાજમાં ચાલતી આવે છે. અને એ માન્યતાનો આરંભ માત્ર મધ્યકાલીન અંધાધુંધીમાંથીજ થયો હોય તેવું પણ નથી. પુરૂષોએ સ્ત્રીજાતિને લગભગ આદિકાળથીજ કોઇને કોઇ અંશે પોતાનાથી ઉતરતી માની, પુરૂષ જાતિને મહત્વ આપવાના પ્રયાસ કર્યા છે. કાયદા અને ધર્મ શાસ્ત્રોમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચેના ભેદ એજ મનોદશાનું દિગ્દર્શન કરાવે છે.

આર્યોએ સ્ત્રી અને દ્ર એ બન્નેને જ્ઞાન બલની બાબતમાં સમાન અને દ્વિજો કરતાં ઉતરતાં ગણ્યાં છે. સ્ત્રી જાતિની સ્વતંત્રતાના હિમાયતી એવા શ્રી કૃષ્ણચંદ્રે પણ ગીતામાં આવાજ અર્થનાં વચનો ઉચ્ચાર્યાં છે.

સ્ત્રી જાતિ તરફની આ પ્રાચીન સંકુચિત મનોદશા મધ્યકાલીન યુગમાં વધુ વિકાસ પામી, અને સ્ત્રી જાતિની ઉપર પુરૂષોનું પુરેપુરૂં પ્રભુત્વ જામે, તેવી વિવિધ પ્રકારની યોજનાઓ ઘડાઇ.

આથી સ્ત્રી જાતિ અનેક જાતના અંકુશોનાં બંધનોમાં જકડાઇ ગઇ. એટલુંજ નહિં પણ જેને પ્રકૃતિ, શક્તિ, જગજ્જનની માનવામાં આવી છે તે પ્રકૃતિના નૈસર્ગિક વિકાસની વચ્ચે આડખિલીઓ ઉભી કરવામાં આવી, તે શક્તિને 'અબળા' બનાવી દેવામાં આવી અને એ જગજ્જનની ને પુરૂષની ગુલામડીની દશાએ ઉતારી પાડવામાં આવી.

મનુષ્યને સ્વતંત્ર બનવામાં મદદગાર બને તેવા શિક્ષણની બાબતમાં પુરૂષ જાતિની આપખુદીનો આ પ્રભાવ પહોંચી ગયો, સહ-શિક્ષણના વિરોધનાં મૂળ ત્યાં રોપાયાં.

જે દેશમાં સ્ત્રી અને પુરૂષોનાં દ્વંદ નિર્દોષ ભાવે અનેક રમતો રમતાં, રાસ મંડળીઓ રચતાં, વનલીલાઓ અનુભવતાં, ઋતુ ઋતુની રમતો રમી, પ્રકૃતિને ખોળે પ્રકૃતિનાં બાલકો સમાં ખેલતાં, ત્યાં ત્રણ વરસની પુત્રિને સમાન વયના બાલક સાથે રમવા જવામાં 'પાપ'નો ભય બતાવનારાં માતા-પિતા માતૃપદ અને પિતૃપદને યોગ્ય મનાવા લાગ્યાં!

પરંતુ કોઇ પણ જાતના અતિરેક કોઇનાય કદી ટકયા છે, કે સ્ત્રીજાતિ ઉપરના આ જાતના અંકુશોના 'અતિરેક પણ દીર્ઘજીવી રહી શકે? સ્ત્રીજાતિનો







શ્રીમતિ સરોજિની મહેતા બી. એ.

શ્રીમતિ ઉર્મિલા મહેતા બી. એ.

સાંતાક્રુઝ સ્ત્રીસમાજનાં સંયુક્ત મંત્રીઓ.

કુમારિ કપીલા ખાંડવાળા, બી.એ.

ફ્રેન્ડસ સર્કલનાં મંત્રી.

સૌ. લીલાવતી મંગળદાસ દેસાઈ.

કુમારિ પન્નાબ્હેન મનુભાઇ મહેતા



કુમારિ નિવેદિતા મનુભાઇ મહેતા.



કુમારિ તરંગિણી રમણભાઇ નીલકંઠ.

આત્મા એ ગુલામી બંધનો સામે-બળવો ઉઠાવવા પુરતો તો હજી આ દેશમાં સમર્થ થઇ શક્યો નથી; પરંતુ પશ્ચિમના સહવાસ અને શિક્ષણને પરિણામે, જૂનાં બંધનો સામે પોકાર કરવા તેમજ બની શકે ત્યાં ત્યાં શક્ય માર્ગો દ્વારા તે બંધનોમાંથી છૂટવા માટે સબલ-નિર્બલ પ્રયાસ કરવા જેટલી શક્તિ તેમજ સંઘબળ તો ગુર્જર સુંદરીઓય ખીલવી શકી છે.

પશ્ચિમમાં તો સ્ત્રીશક્તિનું સંઘબળ સ્ત્રી જાતિના સ્વાતંત્ર્ય માટે સર્વાંશે, વ્યાપક સ્વરૂપે સંગ્રામ ખેડવાની તૈયારી કરવા જેટલું બલ મેળવી શક્યું છે. એ બલની અસર બ્રિટન સમા રૂઢીચુસ્ત દેશમાંય પાર્લમેન્ટની આગામિ ચૂંટણીમાં થઇ છે. અને એ ચૂંટણી માટે તૈયાર થયેલ ૮૦ બહેનોની ફોજને લેઇને ગભરાઇ ગયેલા મુંબાઇના 'ટાઇમ્સ'ને પણ લખવું પડ્યું છે કે: "સ્ત્રી જાતિનું સંઘબલ ગ્રેટબ્રિટનને માટે બોલ્શેવિઝમ કરતાંય વધુ ભયપ્રદ છે."

અહિં-ગુજરાતમાં એવી દશા તો આવી નથી—પુરૂષ વર્ગ ચેતશે તો કદાચ આવશે પણ નહિં—છતાં જ્ઞાનબલમાં વિકાસ સાધતી જતી ગુર્જર સ્ત્રી શકિત અયોગ્ય તેમજ પોતાના વિકાસમાં વિઘ્નકારક બંધનો અને રીતોને તોડવાનો મંગલ આરંભ તો કરવા માંડી જ છે. એ આપણાં સમાજની પ્રગતિ માટે શુભ ચિહ્ન છે.

આવો જ એક પ્રયત્ન સાંટાક્રુઝના સ્ત્રી સમાજનાં સંયુકત મંત્રિણીઓ શ્રીમતિ સરોજિની મહેતા અને શ્રીમતિ ઉર્મિલા મહેતાએ તેમજ સાંટાક્રુઝના ફ્રેન્ડસ સર્કલનાં મંત્રિણી કુમારિ કપિલા ખાંડવાળાના સંયુકત સાહસ અને શ્રમથી મુંબાઇમાં ગયા મહિનામાં કરવામાં આવ્યો હતો, અને નવીનયુગનાં પ્રત્યેક વિચારશીલ નરનારીએ તે પ્રયાસને દિલભર સાથ દઇને સત્કારી લીધો હતો; તે બતાવે છે કે સમાજ જૂની, નકામી રૂઢીઓ અને આડખિલીઓને તોડાતી જોવા તત્પર છે.

એ પ્રયાસ એટલે જૂદાં જૂદાં કુમાર કુમારિકાઓ અને યુવક યુવતિઓ તેમજ સ્ત્રી પુરૂષોના મિશ્ર અભિનયવાળો સંગીત અને નાટ્ય પ્રયોગનો જલસો.

શ્રી. સરોજીની બહેનને માટે તો આ જાતનું સાહસ છેક જ નવીન નહોતું: કેમકે એમનાં માતા-પિતા સ્વ. સર રમણભાઇ નીલકંઠ અને લેડી વિદ્યાબહેન, ગુજરાતમાં પ્રખર સમાજ સુધારક હોઇ, તેમ જ એમનું મોસાળ પક્ષ પણ ગુજરાતના જાણીતા ભોળાનાથ કુટુંબ સાથે સંબંધ ધરાવતું હોઇ, અમદાવાદમાં તે કુટુંબે આ જાતના મિશ્ર-અભિનયના નાટ્ય પ્રયોગ કેટલાંક વર્ષો પૂર્વે જાહેરમાં ભજવી બતાવ્યા હતા, અને તેથી સનાતની વિચારનાં સ્ત્રીપુરૂષોની સ્ત્રી અને પુરૂષોને માટે ચાલી આવતી અતિસંકુચિત અને કેવળ મલીન ભાવના ઉપર રચાયલી મનોદશાને પ્રબળ પ્રહાર લગાવવામાં કારણભૂત બન્યાં હતાં. પરંતુ મુંબઇની ગુજરાતી આલમમાં આ જાતનો પ્રયોગ કદાચ સહુથી પહેલો જ હતો, તે જોતાં, તેમજ સુશિક્ષિત સમાજ તરફથી એ પ્રયાસને મળેલા ઉત્તેજનને જોતાં, નવયુગનાં ગુર્જર નરનારીઓ સાંટાક્રુઝની સુશિક્ષિત સન્નારીઓએ શરૂ કરેલા આ સુધારાનું અનુકરણ કરી, સ્ત્રી અને પુરૂષ જાતિની વચ્ચે મૂકવામાં આવેલી આડંભરી આડોને તોડી નાખી, સના-

તની સમુદાયને બતાવી આપશે કે, નિર્મલ મનનાં સ્ત્રી પુરૂષો સમાજના કલ્યાણ માટે સાથે મળીને કાર્ય કરે તેમાં, પાપના બાઉ જોઇને બીવાનું કશુંજ કારણ નથી.

સર મનુભાઇ નંદશંકર મહેતાનું કુટુંબ ગુજરાતના નીલકંઠ કુટુંબ જેટલુંજ સંસાર સુધારાનાં પુણ્ય કાર્યોમાં આગેવાની લેવામાં મશહૂર છે. એટલે કુમારિ પન્નાબહેને આ પ્રયોગમાં જશોદા, તેમજ યશોધરા તરીકે અને કુમારિ નિવેદિતા બહેને રાધા તરીકે જાહેરમાં ભાગ લઇ સ્ત્રી—પુરૂષના મિશ્ર અભિનયના નવીન સાહસમાં સહકાર આપ્યો, તે એમને માટે પણ નવીન ન હોવા છતાં, ગુજરાતી બહેનોને એ નવે ચીલે ચાલવાની હિંમત આપવામાં કારણભૂત થશે જ.

આજ રીતે કુમારિ તરંગિણી નીલકંઠ મહેરૂન્નિસા તરીકે અને કુમારિ કપિલા ખાંડવાળાએ કામદાર નેતાનાં પત્ની તરીકે અભિનયયુકત કાર્ય કરીને, ગુજરાતની આવતી કાલની સ્ત્રી શકિતની હિંમત તેમજ નિડરતાની ખાત્રી આપી હતી.

તેજ પ્રમાણે પરિચિત તેમજ અપરિચિત એવાં અનેક સ્ત્રી પુરૂષોના શ્રોતૃવૃંદની સમક્ષ સૌ. લીલાવતી દેસાઇએ શાસ્ત્રીય પદ્ધતિએ સંગીત ગાઇ બતાવીને, તેમજ શ્રીમતિ સરોજીની મહેતાએ મહેરૂન્નિસાની માતા તરીકે, અને કુમારિ સુનીશા દરૂએ સલીમની માતા તરીકેનો ભાગ ભજવીને, જુવાન છતાં જૂના વિચારની ગુજરાતણોની પુરૂષ સમુદાય સાથેના સહકાર માટેના અનેક વિભ્રમો ભાગી નાખ્યા હતા.

અને આ સાહસમાં માત્ર આટલીજ બહેનોએ હિંમત બતાવી હોય એમ પણ ન હતુ. અનેક બહેનો રાસલીલામાં પુરૂષોની સાથે ભારતના પ્રાચીન નૃત્યમાં ભાગ લઇને વહેમી મનોદશાવાળાંઓનો ખોટો ભો' ભાગવામાં કારણભૂત બન્યાં હતાં; તેજ રીતે સૌ. મધુરિકા મહેતાની સરદારી નીચે રાસ ગાનારા સ્ત્રીવૃંદે પરપુરૂષોથી ભયંકર રીતે ભય પામનારાંઓનો ભય કેટલો નિરાધાર અને અવ્યવહારૂ છે તે બતાવી આપી, ગુજરાતણોને માટે નવીન દિશા ઉઘાડી છે.

કલાની નજરે આ પ્રયોગ સફલ થયો હતો કે કેમ તે જોવા કે બતાવવા હું અત્યારે બેઠો નથી; માત્ર હું તો એજ બતાવવા માગું છું કે, વિના કારણે સ્ત્રી સમાજની આસપાસ આપણા સનાતનીવેડાએ, જે મિથ્યા અંકુશની આડંબરી વાડો ઉભી કરી છે, તે ખોટી છે; એ વાત હવે ગુજરાતની સુશિક્ષિત બહેનો સમજવા માંડી છે, અને તેની સામે થવાના તેમણે સફળ પ્રયાસ આદર્યા છે. તેમના આ સદ્પ્રયાસનો ચેપ ગુજરાતના ગામે ગામે વ્યાપે એ જરૂરનું હોઇ, હરેક નવયુવક તેમજ નવયુવકે જૂદે જૂદે પ્રસંગે તેનું અનુકરણ કરવાની જરૂર છે.

———

## વાવેતરની નજીક આવતી સીઝન.

### શાકભાજી તથા ફુલઝાડની ખેતી કરનારાઓને માટે ખાસ સસ્તા ભાવોની ઓફર.

દરેક નીચે જણાવેલ જાતના પચીસ પચીસ પાકીટો મંગાવનારને
ખાસ લાભ માટે નીચે જુવો.
(એક જાતના ૨૫ પાકીટ માટે નહીં.)

દરેક જાતના ૨૫ પચીસ પાકીટ મંગાવનારને એક રૂમાલ ભેટ. સાથે પોસ્ટ ખર્ચ માફ. જલદી કરો. આ લાભ તા૦ ૧૫-૫-૨૯ સુધી જેઓના ઓર્ડરો હશે તેઓને મળશે. સાથે એક રેશમી રૂમાલ ભેટ.

ચોમાસુ.
વીલાતી ફુલઝાડ.
પાકીટ ૧૦૦ ના રૂ. ૧૨—૦—૦
પાકીટ ૫૦ ના રૂ. ૬—૮—૦
પાકીટ ૨૫ ના રૂ. ૩—૮—૦
છુટક પાકીટ ૧ ના રૂ. ૦—૩—૦

**કોબીજની ખેતી.**
કોબીજના સસ્તા ભાવો.
કોબીજ શેર ૧ ના રૂ. ૧૦-૦-૦
ઔંસ એકના રૂ. ૦—૧૨—૦
પોસ્ટ માફ.

**ઉત્તમ ખેતી.**



શાકભાજી. ફુલઝાડનાં બી.

ચોમાસુ.
દેશી શાકભાજી
પાકીટ ૧૦૦ના રૂ. ૭—૦—૦
પાકીટ ૫૦ ના રૂ. ૪—૦—૦
પાકીટ ૨૫ ના રૂ. ૨—૪—૦
છુટક પાકીટ ૧ ના રૂ. ૦—૩—૦

ચોમાસુ.
વીલાયતી શાકભાજી.
પાકીટ ૧૦૦ ના રૂ. ૧૨—૦—૦
પાકીટ ૫૦ ના રૂ. ૬—૮—૦
પાકીટ ૨૫ ના રૂ. ૩—૮—૦
છુટક પાકીટ ૧ ના રૂ. ૦—૩—૦

દરેક જાતના રસાયણીક ખાતર માટે પુછો, ઉપર લખેલ તારીખે ઓફર બંધ થશે, જલદી કરો. વેલા તે પેલા.

મોસમ જશે, આજેજ લખો.

## મેસર્સ દેવરામ રામજી,

સીડઝ મરચન્ટ, ભાજી બજાર, ભાયખલા, મુંબઈ નં૦ ૮.

# વસંતનાં રમણ

હાંરે, વસંત રમણે ચડી, રમણે ચડી!
નવલ સુંદરીની નયન ફ્રીકી માંહિ:
વસંત આજ રમણે ચડી, રમણે ચડી!

એના તાજા, ગુલાબી, ગૌર ગાલે,
એના ટીલડી સોહંત ભવ્ય ભાલે;
એની હરિણી લજાવણુ ચાલેઃ
વસંત આજ રમણે ચડી, રમણે ચડી!

એનાં ફૂલડાં વેરંત મધુર હાસ્યે,
એના સૌરભભર્યા પ્રતિ શ્વાસે;
એનાં લલિત સુમોહન લાસ્યેઃ
વસંત આજ રમણે ચડી, રમણે ચડી!

એના કંઠ માંહિ કોકિલા પુકારે,
એનાં નયનોમાં સૂર્ય શશી મ્હાલે;
મ્હોર્યાં આમ્ર શમી મૃદુ દેહ ડાળેઃ
વસંત આજ રમણે ચડી, રમણે ચડી!

ઝીલો ઝીલો જગતના લોકો!
વસંત આજ રમણે ચડી, રમણે ચડી!
ખેલો ખેલો જગતના લોકો!
વસંત આજ રમણે ચડી, રમણે ચડી!

યશવંત.

# હ્હેરીઆં

**સૌ. ચંદ્રિકા દેસાઇ, ગુજરાતી સાહિત્યમાં પહેલવહેલો દેખાવ દે છે. છતાં એમની નોંધપોથી અનેક નવા વિચારો જગાડનારી છે. 'નવયુગ'ના વાંચકોને ચંદ્રિકાબ્હેન અનેક નવા વિચારોના પ્રવાહમાં દોરવી જશે એટલી શક્તિ એમનામાં દેખાય છેજ.**

લેખિકાઃ—સૌ. ચંદ્રિકા દેસાઇ.

હમારા ચક્કરભાઇને અજબ શોખ હ્હેરીઆનો. મારી પેટી જુઓ તો પોણેભાગે એમાંથી હ્હેરીઆંજ નીકળે. વાર-તહેવારે એ સૌને હ્હેરીઆનીજ ભેટ આપે. ક્યાં ક્યાંથી મંગાવે, કંઇ કંઇ રંગના મંગાવે, ને કંઇ કંઇ કીંમત આપે.

ચક્કરભાઇ એનું ખરૂં નામ નહી, પણ બધાજ એને ચક્કરભાઇ કહેતા. મારે ને એને કંઇ વર્ષોનો સ્નેહ, ભાગ્યેજ હમને એક બીજા વીના ચાલે.

હમે સૌ દરિઆ કિનારે રહેતા. ક્યાં તે તો નહી કહું. કદાચ મને કે ચક્કરભાઇને મળવા તમે દોડી આવો. પણ રોજ રાત્રે જમીપરવારી ટાઢે પ્હોરના ગપ્પાં ચાલતાં ત્યાં ચક્કરભાઇનો સપાટો ઘણીવાર સાંભળવા જેવો થતો. પહેલાંની તો મેં એની કંઇ પણ નોંધ રાખી નથી; પણ હવે તો મંડળી જામે, ને ત્યાં કંઇ લવારા કરે તો છાનીમાની એક ખુણામાં બેસી ટપકાવી લઉં.

હમારૂં મંડળ પણ કંઇ નાનું ન સમજશો. બધો જાતજાતનો મસાલો એમાં એકઠો થતો. પણ બધામાં ચક્કરભાઇ એક્કા. એ કંઇ પણ કરે તે માફ. એ કંઇ પણ કહે તે સાંભળીએ, હસી પણ કાઢીએ.

આ લખું છું ને એમની સવારી સામેથી પધારે છે. અડી નજર પડી તો બારજ વાગશે. ના, આજે તો મિજાજ ખસ્યો લાગે છે.

"બાયલાપણાની હવે હદ આવી ગઇ લાગે છે. તમે પ્રોફેસર થયા છો ખરૂં ને?—"

પ્રોફેસર રમણલાલના બાર વાગ્યા લાગે છે આજે.

" તમે તમારા દિલપર હાથ મુકી બોલો, આ બધું જે થાય છે તે તમારાથી કેમ ખમાય છે ? "

નવીન હમારી મંડળીમાં ટીખળીમાં ગણાતો. મોટા પણ એને બધા તુંકારથી

બોલાવતા. માથે હાથ ફેરવતો એક ખુણામાં એ બેઠો હતો ત્યાંથી તડુકી ઉઠયો.

"એ ચક્કર! તું શું કહેવા માંગે છે તે તો કહે. અમસ્થો શેનો દમ ભરાવે છે રમણભાઇને?"

"આ તમારી પરીક્ષાઓની મોંકાણ. મને કહો તો, ઉનાળાની રજા શાને માટે આપવામાં આવે છે?"

"ઉનાળો આવે એટલે" મેં વચ્ચે કહ્યું.

"તું મૂંગી રહે, તું નહી સમજે એ. ઉનાળો આવે એટલે તાપ લાગે. એટલે શું? બરાબર ભણાય નહીં. અને છોકરાંઓ બ્હારગામ જાય—ફરવા જાય—આરામ લેવા જાય, દરિઆ કિનારે જાય, જાય કે ન જાય, પણ તાપમાં ભણી તો ન જ શકે. પ્રોફેસરો ભણાવી ન શકે ને હવા ખાવા જાય તો પછી છોકરાં તો કેમજ ભણી શકે! અને એમ છતાં આ સખતમાં સખત તાપમાંજ બધી પરીક્ષા! એટલે શું? અને તે પણ અગિઆરથી ૭. ખાસ્સાં ૭. લખ લખ લખ લખ કર્યાંજ કરે. વારુ, એ તો સમજ્યા. પછી લુચ્ચાઇ જુઓ. કોઇ પરીક્ષાના ત્રીસ રૂપીઆ લે. કોઇના પચાસ લે. એ શેના ભાઇ? કાગળના, શાહીના, પરીક્ષકોની તપાસ—મહેનતના, તો ગણોની હિસાબ, કેટલા થાય? અડધા પણ નહી. અને એના બદલામાં શું? હવા ન આવે એવી તબેલા જેવી જગ્યાઓમાં છોકરાઓનો ખીચડો બાફે છે. ત્યાં ખુરશીઓ એવી કે બે પાંચ તો રોજ ભાંગેજ. ટેબલ તો રમકડાંજ. અને પછી મોટા ખાં પરીક્ષકો વર્તમાનમપત્રના વધારા જેવાં મોટાં મોટાં સવાલપત્રો કઢે. હું ખાત્રીથી કહું છું કે એ લોકોને ખુદ લખવા બેસાડયા હોય તો એ પરીક્ષકોથી પણ એ ત્રણ કલાકમાં લખી શકાય નહી."

નવીને બાંગો મારી, "નહીજ નહીજ."

"અને પછી નીચી મુડીએ છોકરો ઘસડયોજ જાય. નહી એને પાણી પીવાનો પણ વખત મળે પુરો—અને જરા સમજ ન પડી ને પેલા પાંચ રૂપયડીના પગારદાર રખવાળને કંઇ પુછવા જાય તો તો શું નાકનું ટીચકું ચઢાવી બોલે જાણે, જગતની અપ્રમાણિકતાનો અટકાવ એના ત્યાંના ધરખમ પગલાંએ અને હોંશીઆર આંખોને લીધેજ ન અટકયો હોય!'

મનસુખે તાજીજ મેટ્રીકની પરીક્ષા આપી હતી. એણે પણ જરા વધાર કરી દીધો. "હારે, ચક્કરભાઇ! હમને તો જાણે ચાન્સેલર કે વાઇસચેન્સેલરનાં લગન હોય એમ માંડવામાં બેસાડયાં હતા. માથે ધોળું કપડું ને ઉપરથી તાપ, તે ઝાંખ તો એવી વળે! અમારા મંડપમાં બિચારી બે પારસી છોકરીઓ તો બેભાન થઇ ગઇ હતી."

ઠંડકથી સાંભળી રહેનાર પ્રોફેસર રમણલાલ હવે બોલ્યા: "અરે, તમે બધા એમ શું ત્રટી પડો છો? મંડપ આગળ રેડક્રોસ સોસાયટીની ગાડી એ લોકો તૈયારજ રાખે છે અને એ બે છોકરીઓને એમાં તરત લઇ જવામાં આવી હતી, એ તો મેં નજરે નજર જોયું છે."

"નજરે નજર જોયું તેમાં શું વળ્યું?" ચક્કરભાઇના ધાંટામાં તેલ પુરાતું હતું. "બિચારીઓના મહેનત બગડી, પૈસા બગડયા, તબિયત બગડી, વરસ બગડયું,

માબાપને કેટલું લાગ્યું હશે—એની કોઇએ કંઇ ગણત્રી કરી? એ જમલેણ ગાડી ઉભી રાખવાનો વખતજ શા માટે આવે? તમે પણ ઠીક બચાવ કરો છો તો."

નવીને વળી પાછું ઉમેર્યું: "અને એ બિચારી બેભાન થઇ ગઇ, તે અમારો બેરામ પણ ઉભો થઇ ચાલવા માંડયો."

"કેમ?" એ તો મેં પૂછ્યું.

"કેમ શું વળી. વીસમી સદીમાં તે કેવાં શીરી ફરહાદ જોઇએ છે?"

"મુરખો" રમણભાઇએ ચુકાદો આપ્યો.

"રમણભાઇ, તમે તો જડ અને જીદ્દી થઇ ગયા છો. આજનો પ્રોફેસર એટલે નિરસતાનો અવતાર. તમે જ્યારથી પંતુજી થયા છો ત્યારથી ઉત્સાહ આનંદને તિલાંજલી આપી બેઠા છો. અમુક માન્યતાંઓ તો એવી જડ કરી બેઠી છે તમારામાં કે—" ચક્કરભાઇ વધારે ન બોલ્યા, પણ રમણભાઇના દેહમાં ચેતન આવવા માંડયું.

"એ મુરખો નહીં તો બીજું શું? વિદ્યાર્થીઓને પહેલું ભાન હોવું જોઇએ પોતાની ફર્જનું. પરીક્ષા આપવા ગયો હતો એ, છોકરીઓ પાછળ Chivalrous (સ્ત્રી સન્માનવૃત્તિ બતાવનાર) થવા ન્હોતો ગયો."

"રમણભાઇ! એ શું વાહીઆત વાત કરો છો? ગઇ કાલે તમે પેલું શું થોથું વાંચતા હતા—ને પેલો નાનો બચુ ત્યાં ઘૂંટણીએ આવ્યો તે કેમ ઉચકી લીધો, રમાડયો, ઉછાળ્યો, શા માટે? એ કંઇ ન્હોતો તમારો છોકરો કે તમારા સગાનો; અને વળી તમે વાંચતા હતા તમારી કોલેજનું—કંઇ—કામનું. તમારી ફર્જ ચોપડું વાંચવાની. છતાં પેલાને રમાડવા ગયા—કંઇ કારણ?"

રમણભાઇ ઠંડકથી હસ્યા—ખૂબ હસ્યા. એવું ચાલત તો એટલા હસવાથી એ જવાબ આપી દેવાનો સંતોષ ધારત. પણ ચક્કરભાઇ કંઇ છોડે નહી, એટલે બોલ્યા.

"આ શી સરખામણી? ચક્કર જેવી વાતો ન કરો. છોકરાં રમાડવાં ને છોકરીઓ પાછળ રવડવું, એમાં કંઇ ફેર ખરો કે?"

"ફેર તમારી આંખનો—તમારા મનનો. કોઇ બેરામ કોઇ એક શીરીન પાછળ ઉભો થઇને ચાલ્યો, એમાં એણે શું ખોટું કર્યું? કેમ જાણ્યું કે એ એની પાછળ ગાંડોજ હશે? કેમ જાણ્યું કે કેવળ દયાની લાગણીથી એ ઉભો નહી થઇ ગયો હોય. પારસી બિરાદરોનાં એમ તો હૈયાં કેટલાં પોચાં ને પરગંજુ હોય છે તે કયાં તમને અનુભવે નથી શીખવાડયું?"

ચક્કરભાઇનો વિચારવંટોળ ક્યાં ક્યાં દોડશે એ તો કોઇજ કહી શકે નહિ, પરંતુ આ પ્રકરણ આટલું લંબાયું.

"ના, ના. તમે પરીક્ષકો સેતાન છો, તમારી દાનતજ બુરી, તમે શિક્ષકો હેવાન છો, તમારી ધારણાજ ખોટી!"— ..

પ્રોફેસર ખી ખી ખી હસ્યા. 'અલ્યા ચક્કર જીભમાં હાડકું છે કે?' પણ એ કંઇપણ બોલે એ ચક્કરભાઇ શેના સાંભળે?

"શિક્ષકો શીખવે કંઇ—પરીક્ષકો પુછે કંઇ. શિક્ષકો કસાઇ—તે છોકરાઓની કલ્પનાજ કાપી નાંખે. 'લખો,' 'લખો,' 'લખો,' નોટસ ઉતરાવ્યાજ જાય. પોતે અહીંથી તહીંથી તફડાવેલું હોય તે ઉતારાઓનો

સરવાળો એ તેમની નોટસ-પછી પરીક્ષા આવે એટલે 'ગોખો' 'ગોખો' ગોખો', એ એમનો વિદ્યામંત્ર. પોતે લખાવેલું હોય તે કોઇ લખી લાવે તે છોકરાઓ મામા માશીના કરતાં પણ વ્હાલા. પોતાના મનનું લખી લાવે એને આપે મીંડુ. મીંડું-'સા-એ વાંન્યુજ નથી.' એમ કહે. પરીક્ષકોની તો દાનતજ એ કે કેમ હું છોકરાને નાપાસ કરૂં! એમાં એની મોટાઇ. ૫૦ જોઇતા હોય તેના ૪૯ મુકી નાપાસ કરનારાઓ આજે વધારે. ૪૯ ના ૫૦ કરનારા તો કોઇકજ; પણ તેનું નામ યુનીવર્સિટીમાં કાળે પાને. આ દાનત બુરી કે સારી? રસ્તે કોઇ ચાલ્યો જતો હોય તેના પગ આગળ એક ખાડો પડે ને પેલો એમાં દટાઇ જાય, એવી ધારણા રાખી કોઇ ચાલે તે દાનત સેતાનની કે સધુની?"

પંડેરાવ પટપટે હમારી મંડળીમાં એક નામ ગણાવવાને દક્ષણી, પણ બોલે ગુજરાતી, ગમે બધું ગુજરાતી, ને ચીકણાપણું બીલકુલ નહી. એના જેવા દક્ષણીઓ બધા હોય તો પછી જોઇએ શું? એ પણ છાનામાનાં કયારે આવે ને કયારે બેસે એ કંઇ ખબરજ ન પડે. સાધુ-શયતાનનું સાંભળી એમનું શેરી. લોહી ઝંતુને ચઢયું.

"અરે ચક્કરભાઇ! વળી સાધુની કયાં વાત કરો છો? એ સાધુ તો આ દુનીઆમાં કોઇ બી છેજ નહી. પરીક્ષક બી સેતાન, ને પરીક્ષા આપનાર બી સેતાન, ને પરીક્ષા આપવા મોકલનાર બી સેતાન સાધુ છે જ કોણ? તમે સાધુ કહો છો. કોને? અરે બધાજ સેતાન."

---

એક મિત્રઃ "દોસ્ત, તારી પત્નીની જન્મ તિથીએ તેં એને શું ભેટ આપી?"

બીજો મિત્રઃ "સુંદર કુતરો-અને તેં શું આપ્યું?"

પહેલો મિત્રઃ "મેં એના રબ્બરના ઓશિકામાંથી નીકળી ગયેલી હવા ફરીથી ભરી આપી."

ન્યાયાધિશઃ "તેં એક હજાર રૂપિયા ઉપરાંત ઘડીઆળો, ઝવેરાત, વીંટીઓ અને બીજા દાગીના પણ ઉચાપત કર્યા છે?"

કેદી [ગંભીરપણે]: "હા સાહેબ, કેમકે એકલો પૈસો મનુષ્યને સુખ આપી શકતો નથી, એવું મેં કથામાં સાંભળ્યું હતું."

# પ્રગતિને પંથે

**ભારતવર્ષની મહિલાઓની પ્રગતિને પંથે થતી કુચની સમીક્ષા પ્રત્યેક મહિને આ વિભાગમાં આવશે.**

સમયના પ્રવાહમાં નારી જગતની પ્રગતી ધીરી છતાં દ્રઢતાભરી રીતે થતી જ રહી છે શ્રીમતિ સરોજિની નાયડૂએ અમેરિકાને ભારતનો સંદેશો સંભળાવીને સ્વદેશ તરફ પ્રયાણ



શ્રીમતિ સરોજિની નાયડૂ

આદર્યું છે. ત્યારે શ્રીમતિ કમલાદેવી ચટ્ટોપાધ્યાય જીનીવામાં મળનારી આંતરરાષ્ટ્રીય મહિલા શિક્ષણ પરિષદમાં હિંદી સન્નારીઓના પ્રતિનિધિ તરીકે મે મહિનાના આરંભમાં આપણા દેશનો કિનારો છોડી ગયાં છે. પ્રગતિના પ્રવાહમાં ગુજરાતણોનો ફાળો પણ યોગ્ય ગતિએ ચાલ્યાંજ કરે છે. કુમારિ



શ્રીમતિ કમલાદેવી ચટ્ટોપાધ્યાય.

વિનોદિની રમણભાઇ નીલકંઠ બી. એ. થઇને અમદાવાદના વનિતા વિશ્રામ—મહિલા વિદ્યાલયમાં અધિષ્ઠાતીનું કામ કરે છે, તેમને અમેરિકાની મિશીગન યુનિવર્સિટીની શિષ્યવૃતી મળી છે. આ શિષ્યવૃત્તિ ખાસ પૂર્વની મહિલાઓ માટેજ છે. તે શિષ્યવૃત્તિ પહેલી વખતજ એક ગુજરાતી કુમારિએ મેળવી તે ગુજરાતીઓ માટે ગૌરવ ભર્યું છે. કુમારિ વિનોદિની થોડાજ વખતમાં મિશીગન યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્ર



કુમારિ વિનોદિની નીલકંઠ.

તેમજ શિક્ષણ શાસ્ત્રનો અભ્યાસ કરવા ઉપડી જવાનાં છે.

સૌ. સુરભીબહેન દીલીપસિંહ રાયજી એ સીનેમાનાં ચિત્રપટ માટે 'સ્નેહ સમાધિ' નામની વાર્તા લખવાની પહેલ કરી છે, સીનેમા માટે વાર્તા લખનાર જેમ આ બહેન પહેલાં છે, તેમ એ રીતે લખયલ વાર્તા ઉપરથી સુશિક્ષિત ગુજરાતી કુટુંબના કલાપ્રેમી ગૃહસ્થોએ તે ચિત્રપટ ઉતારવામાં ભાગ લેવાનો પ્રસંગ પણ ગુજરાતમાં હજી નવો જ છે.

હિંદમાં રાજપુતાનાનો પ્રદેશ ખાસ કરીને શિક્ષણની બાબતમાં પછાત મનાય છે. ત્યાં સ્ત્રી જાતિ ઉપર ભારે સામાજિક અંકુશો લદાયલા છે. ત્યાંથી પણ કુમારિ પી. ગાહલોટ મારવાડી કોમનાં પહેલાં સ્ત્રી દાકતર તરીકે પસાર થયાં છે.



કુમારિ પી. ગાહલોટ.

આ બહેન પંજાબની સ્ત્રીઓ માટેની વૈદક કોલેજમાં સબ-એસીસ્ટંટ સર્જનની પરીક્ષામાં પસાર થયાં છે; અને તેમને અત્યાર પહેલાં જોધપુરની સ્ત્રીઓની ઇસ્પીતાલમાં નીમવામાં આવ્યાં છે.

કુમારિ આશા સેન દિલ્હી યુનિવર્સિટીના રેજીસ્ટ્રાર મિ૦ એન. કે. સેનનાં



કુમારિ આશા સેન.

પુત્રિ થાય છે. તે બહેન ચાલૂ વરસે માન સાથે. બી એ. ની પરીક્ષા પસાર કરનાર પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ છે.



કુમારિ સાવિત્રી દેવી.

સિંધી સન્નારીઓ પણ પ્રગતિના પ્રવાહમાં પોતાનો ફાળો આપવામાં પાછી પડી નથી. કુમારિ સાવિત્રીદેવી નામનાં સિંધી બહેન હૈદ્રાબાદ [સિંધ]ની સ્કૂલ બોર્ડનાં પ્રમુખ નિમાયાં છે. સમસ્ત હિંદમાં આ જાતનું સ્થાન મેળવવાનું પહેલુંજ માન કુમારિ સાવિત્રીદેવીએ મેળવ્યું છે.

લગ્નની વિધિમાં સુધારા કરાવવાના પ્રયત્ન કરનારા સર હરિસીંગ ગૌરે પોતાનાજ ઘરેથી શુભ કાર્યની શરૂઆત કરીને સંસાર સુધારાના કાર્યને એક



કુમારિ પ્રતાપગૌર.

ડગલું આગળ ધપાવ્યું છે. તેમનાં પુત્રિ કુમારિ પ્રતાપબહેનનું લગ્ન શીખ જાતના એક નવજુવાન, હિંદી સરકારના પરદેશખાતાંના સેક્રેટરી હરકીશનસીંઘની સાથે કરીને ગૌર બીલ પ્રમાણે થનાર વર્ણાંતર લગ્નનું ઉદાહરણ જનતાને બતાવ્યું છે.

આમ આજનો નારીયુગ પ્રગતિની દરેક દિશામાં પોતાનો પ્રભાવ બતાવી રહ્યો છે.

# જગતની જ્વાલાઓ

જગતની ભભૂકતી જ્વાલાઓમાં હિંદુ સ્ત્રીઓ ભડભડી રહી છે. અનેક પ્રકારના સામાજિક ત્રાસથી તે હિણાઇ રહી છે. પ્રતિમાસે એના થોડાક નમૂના 'નવયુગ'ના નારી વિભાગના વાંચકો સમક્ષ, એટલાજ ઉદ્દેશથી ધરવામાં આવશે; કે જેથી સમાજની આંખ કંઇક ઉઘડે, અને સામાજિક જુલ્મની મહાજ્વાલાઓમાં જલતી બ્હેનોને શાંતિ આપવામાં તે મદદગાર બને.

## એક વિધવાની કહાણી.

એક ત્રીસ વર્ષની વિધવા બાઇ જેણે પોતાનાં નામઠામ મોકલ્યાં છે તે લખે છેઃ

"હું એક બાળવિધવા છું. હાલ મારી ઉંમર ત્રીસ વરસની છે. મારું લગ્ન તેર વરસની વયે થયું હતું. લગ્ન થયું ત્યારે મારા પતિને ક્ષય રોગ હતો. પરણ્યા પછી દોઢ વરસે હું વિધવા થઇ. આ વાતને આઠ વરસ થઇ ગયાં. મારે સાસરામાં એક વૃધ્ધ સાસુ હતાં. તે પણ હાલ ત્રણ-ચાર મહિનાથી ગુજરી ગયાં છે. હવે મારે સાસરામાં કોઇ નથી. તેથી મારા એક વૃધ્ધ કાકા તથા ત્રણ ભાઇઓ છે તેમની પાસે રહું છું. મારા કાકા ઘણા જુના વિચારના છે. મારી ઉપર પુત્રી સમાન પ્રેમ રાખે છે. મારા વિચાર કંઇક સુધારા તરફ છે. હું ખાદી પહેરૂં છું તથા 'નવજીવન' વાંચું છું, તે તેમને ગમતું નથી. પણ તેઓ મારું મન દુભાવતા નથી. હાલ ત્રણ વરસ થયાં મને પુનર્લગ્ન વિષે વિચારો આવતા, પણ હું તે દાબી દેતી અને પ્રભુમાં મન પરોવતી. ગીતાજીનું વાચન રાખું છું. ગીતાજીના શ્લોકો તો બધા મને મોઢે થઇ ગયા છે. પરંતુ મનના સંસ્કાર જતા નથી. મારાં સાસુ ગુજરી ગયા, પછી હાલ ત્રણચાર મહિનાથી આ વિચારો બહુ આવે છે. મનમાં બળ્યા કરું છું. મારા મનની તાદૃશ સ્થિતિ આ પત્રમાં લખીને મારા મનનો ભાર હળવો કરું છું. એક બાજુથી સમ જનો ડર તથા કાકા અને બંધુઓનો પ્રેમ ખેંચે છે, અને બીજી બાજુ ભાઇભાભીને જોઇને તે સુખ માટે મન ખેંચાય છે. એક તરફથી કાકાના આબરૂ તથા તેમને વૃદ્ધાવસ્થામાં નીચું જોવું પડે તે માટે દુઃખ થાય છે. વળી અમારી જ્ઞાતિમાં ત્રણચાર પુનર્લગ્ન થયાં, પણ તેમનો બિચારીઓનો પોતાનાં ભાઇભાંડુ કે સ્નેહી સાથે મળવાનો પણ અધિકાર ગયો. વિધવા રહીને ગમે તેવાં કુકર્મો કરે છે તે સમાજ સાંખી શકે છે. અને જો કોઇ સારી સંસ્કારી વિધવા પુનર્લગ્ન કરે તો તેનો સમાજ બહિષ્કાર

કરે છે. વળી તેનાં ભાંડુને તેની સાથે મળવા ન દે. જો તેઓ મળે તો તેની પણ નિંદા કરે છે. પુનર્લગ્ન કરનાર વિધવાથી તો ઉંચું જોઇ પણ ન શકાય. ખરાબ પાપ કરનાર વિધવાને કોઇ કંઇ ન કહે. આવી સમાજ ઘાતકી છે. આવી ત્રિશંકુ સ્થિતિ મારી છે. જો પુનર્લગ્ન કરૂં છું તો ઉપરની બધી વાતોની પીડા છે. ભાઇ, કાકા, વગેરેનો તિરસ્કાર વહોરવો પડે છે. અને નથી કરતી તો મનમાં બળ્યા કરૂં છું. વળી આત્મા ડંખે છે કે હું બધાને ઉપરનો ડોળ કરી ઠગું છું. જો ભાઇ અને કાકાના તાબામાં રહું છું તો મારૂં કંઇ કલ્યાણ થઇ શકતું નથી. તેઓ મને મારૂં મન અભ્યાસ આગળ વધારવામાં પણ રોકવા દેતા નથી. એટલે નવરે બેઠે આવા વિચારોથી બળ્યા કરૂં છું. આવી હાલતમાં મારે શું કરવું તે આપ જરૂર કૃપા કરીને લખજો. આનો ઉત્તર 'નવજીવન'માં આપો તો સારૂં કે જેથી બીજા વાંચનારને પણ લાભ મળે."

આ અને આવી બહેનોને મારી સલાહ એવી છે કે તેમણે અવશ્ય પુનર્લગ્ન કરવાં ને જે અડચણો આવે તે વહોરી લેવી. યોગ્ય પતિ મળવાથી કાકા અને ભાઇઓના સાથની ઓછી જ જરૂર રહેશે. મનથી વિષય સેવવાના કરતાં શરીરને સગવડ કરી દેવામાં ભલું છે. મનમાં વિષય આવે છતાં તે ન ગમતા હોય ને તેને રોકવાનો પ્રયત્ન થતો હોય એ તો ઉત્તમ સ્થિતિ છે. પણ શરીરના સંજોગના અભાવે મન વિષયોમાં રચ્યુંપચ્યું રહેતું હોય, જેમ આ બહેનનું લાગે છે, તો ધર્મ શરીરને સંતોષવાનો છે એ વિષે મને શંકા નથી. વિધવાવિવાહમાં કશું પાપ નથી અથવા એટલુંજ પાપ છે જેટલું વિધુરના વિવાહમાં હોય. વૈધવ્ય એકાંતિક ધર્મ નથી. જે પાળી શકે તેને સારૂ તે ભૂષણરૂપ છે. આ બાઇની હિંમત હોય તો તેણે કાકા અને ભાઇઓની આગળ પોતાની વાત રજૂ કરવી ને તેમની મદદ માગવી. જો તેઓ મદદ આપવા અસમર્થ હોય તો તેણે તેમનું ઘર તજવું ને વિધવાને મદદ આપનારી સંસ્થાનો આશ્રય લેવો. આ બાઇનાં સગાં જે સ્થિતિમાં છે તેવી સ્થિતિમાં મુકાયેલા કાકા અને ભાઇઓને મારી સલાહ છે કે તેઓ યુગને ઓળખે અને આ બાઇ જેવી ગરીબડી ગાયોને દુઃખમુક્ત કરે.

**મો. ક. ગાંધી**

[ નવજીવન ]

ગીતાના શ્લોક મોઢે કરવાથી કે હરિકથા સાંભળવાથી અથવા માળાઓ ફેરવવાથી સંસાર સુખ ભોગવવાની લાગણી મરી જતી નથી, એ વાત પુનર્લગ્નના વિરોધીઓએ આ વિધવા બહેનની કહાણીમાંથી જરૂર શીખી લે.

---

## કુંવારી કન્યાની કરૂણકથા.

અમદાવાદની ઓસવાળ જૈન કોમના રા. જેસીંગભાઇ મગનલાલને પોતાની જુવાન પુત્રી રામબાઇનાં, રા. પુરૂષોત્તમદાસ નામના ૪૯ વર્ષની ઉમ્મરના પુરૂષ સાથેનાં લગન કરવાની મનાઇ કરતાં અમદાવાદના જીલ્લા જજ મી૦ ડેવીસે અગત્યનો ફેંસલો આપ્યો છે. તેનો મહત્વનો સાર ભાગ આ પ્રમાણે છેઃ

" એમ કહેવામાં આવ્યું છે કે, પુરૂષોત્તમને ૪૯ વર્ષ થયાં છે અને આ વાત ખરી લાગે છે. વધુ એમ કહેવામાં આવે છે કે તેને દમનું કે કફનું દર્દ નથી, તેનું લગ્ન ન્યાતના રિવાજથી

વિરુદ્ધ નથી અને પુરૂષોત્તમદાસે જેસીંગભાઈને કાંઈ પૈસા આપ્યા હોય એ વાત ખોટી છે. કોઈ માણસની શારીરિક ખામીઓ તપાસવી એ કામ આનંદજનક નથી, પણ આ કેસમાં તે જરૂરનું છે. આમાં સગીરના હિતનો મુખ્ય વિચાર કરવાનો છે તેથી એ દુઃખદ કામ પણ કરવું પડે છે. માંદગી શબ્દના અર્થમાં જ લઈએ તો પુરૂષોત્તમ માંદો ન પણ હોય. એમ કહેવામાં આવ્યું છે કે તેને દમ કે કફનું દર્દ નથી. એ શબ્દોના ચોક્કસ અર્થ મુજબ એને એ દર્દો નહિ હોય, પરંતુ આ આક્ષેપ કાંઈ અરજદારોની કલ્પનામાંથી જ કેવળ ઉપજ્યો નથી. જ્યારે પુરૂષોત્તમ બોલે છે ત્યારે તેને જે મુશ્કેલી પડે છે તેનું વર્ણન કરવાને એ દર્દની વાત અચોક્કસ છતાં સભ્ય રીતે કહેવામાં આવી છે તેમાં મને શંકા નથી. ડૉ૦ નાણાવટી તરફનું એક સર્ટીફિકેટ રજુ કરવામાં આવ્યું છે. તે ઉપરથી કોઈને એમજ લાગે કે પુરૂષોતમદાસને કોઈ કોઈવાર અજીર્ણ થઈ આવતું હશે. આ સર્ટીફિકેટ જો તેની શારીરિક સ્થિતિ સાચી રીતે દર્શાવવા માટે રજુ કરવામાં આવ્યું હોય તો હું કહું છું કે તે માત્ર ઠગવા માટેજ રજુ થયું હોવું જોઈએ. મેં પુરૂષોત્તમને નજરોનજર જોયો અને બોલતો સાંભળ્યો તે પહેલાં તે સર્ટીફીકેટ રજુ થયું હતું. તે વખતે કદાચ એમ ધારવામાં આવ્યું હશે કે એથી હું તેને જોઈશ કે બોલાવીશ નહિ. તા૦ ૨૨ મીએ પુરૂષોત્તમ મારે બંગલે આવ્યો. મેં તેની જુબાની લખવા માંડી પણ તેનો વકીલ વચ્ચે પડયો. મેં જોયું અને નોંધી લીધું કે તે દુબળો અને અસ્વસ્થ દેખાતો હતો. મારી પાસે તે કશું બોલ્યો નહિ. તા૦ ૨૩ મીએ મેં કહ્યું કે તેણે મારા સવાલોના જવાબો આપવા જ જોઈશે. તેણે જવાબો આપ્યા. તેનો વકીલ વારંવાર વચ્ચે આવતો હતો તેનું કારણ હવે સ્પષ્ટ સમજાયું. મને માલુમ પડયું કે તેને કાંઈ ગળાનું દર્દ હતું અને તેથી જ્યારે તે બોલતો ત્યારે સાંભળનારને તેનાથી શારીરિક કંટાળો ઉપજતો. મારે ઉમેરવું જોઈએ કે તે ગળાના કાંઈ દર્દથી પણ પીડાતો હોવો જોઈએ. કારણ કે તે વિચિત્ર ઘૃણાજનક ખોખરા સ્વરથી બોલતો અને બોલતાં વારંવાર ખોંખારા કરીને ગળાને સાફ કરતો. પણ મેં પૂરૂં જોઈ લીધું હતું અને પૂરતું સાંભળ્યું હતું. આવી જુવાન, ભણેલી, ચતુર અને સુંદર છોકરી લોભ-લાલસાનું બલિદાન બને, જો જીવે તો વૈધવ્યનાં લાંબાં વર્ષોનો ભોગ થઈ પડે અને અનિષ્ટ લાલચોના માર્ગમાં મૂકાય, એ બનાવની કલ્પના કાંઈ આનંદજનક નથી. પુરૂષોત્તમદાસને ચાર બાળકો થયાં હતાં અને તે બધાં મરણ પામ્યાં છે એ વાતથી વસ્તુસ્થિતિમાં કાંઈ સુધારો થાય તેમ નથી. પુરૂષોત્તમદાસના સલાહકારોને એક પછી બીજું સર્ટીફિકેટ રજુ કરવાની જરૂર લાગી તે સર્ટીફિકેટ ડૉ. ગાંધીનું છે. તેમાં લખ્યું છે કે પુરૂષોત્તમદાસની તબિયત સારી છે. સિવાય કે તેને જન્મથી ચીરાયલા તાળવાનું દર્દ છે અને લગ્ન કરવામાં તે કાંઈ વાંધા પડતું ન લેખાય. આમાંના કોઈ ડાકટરોને સાક્ષીઓ તરીકે બોલાવવામાં આવ્યા નથી. આ એક કે બધાં ડાકટરી સર્ટીફિકેટો પુરૂષોતમની શારીરિક સ્થિતિ પૂરી રીતે રજુ કરતાં હોય તે પ્રકારનો

સંતોષ મને ઉપજ્યો નથી. તેના દેખાવ ઉપરથી તેનું અજીર્ણનું દર્દ સખ્ત દેખાય છે અને જણાય છે કે તેનામાં એવી શારીરિક ખામીઓ છે કે જેથી રામબાઇ જેવી એક જુવાન બાળાને તિરસ્કાર અને કંટાળાની લાગણી ઉત્પન્ન થાય. તેના જેવી બાળાને તેનો દ્રષ્ટિપાત કે તેની વાણી પણ તિરસ્કરણીય થઇ પડે.

હું કહું છું કે પુરૂષોત્તમદાસ જેવા પુરૂષની સાથે રામબાઇ જેવી બાળાને પરણાવવામાં આવે તે કરતાં તે મરણ પામે તે વધુ બહેતર છે. આ કમનસીબ છોકરીની પાછળ આટલા વિચિત્ર આગ્રહથી પુરૂષોત્તમ શા માટે પડયો તેનું કારણ સમજવું મુશ્કેલ નથી. જો છોકરી પોતાના પતિને પસંદ કરવા માટે સ્વતંત્ર હોય તે પુરૂષોત્તમને કદાચ પસંદ ન કરે. જે બાપ પોતાની દીકરીને એવા લગ્ન માટે દબાણ કરે તેવો બાપ ભાગ્યેજ કોઇ હશે."

---

## સધવા નારીનો સળગતો સંસાર.

ભાવનગર સંસ્થાનના છાપરી ગામના ખસીયા જાતના ગામેતી લાખાભાઇ ભગુભાઇ જેની ઉમર ૫૪-૫૫ વરસની છે, તેણે પોતાની ૨૦-૨૨ વર્ષની ઉમ્મરની જુવાન સ્ત્રી મોંઘીબાઇની કરેલી દુર્દશાની વિગત ભાવનગર સંસ્થાનના સર ન્યાયાધિશના ફેંસલામાં જાહેર થઇ છે; તે જોઇને હિંદુ પતિ પોતાની પત્નીની ઉપર કેટલી હદ સુધી જુલ્મ ગુજારી શકે છે તે જણાઇ આવે છે, લાખાભાઇને મોંઘીબાઇ શિવાય બીજી બે મોટી ઉમ્મરની સ્ત્રીઓ હજી હયાત છે, તે પણ જાણવા જેવું છે.

મોંઘીબાઇએ પોતાની ઉપર ગુજરેલા જુલ્મની વિગત અદાલતમાં રજુ કરેલી તે વિષે અદાલતના ફેંસલામાં લખ્યું છેઃ

"ફરિયાદણની હકીકત એવી છે કે તેણીના ૭ વરસ ઉપર લગ્ન થયા પછી તેણી તેના ધણી તહોમતદારના ઘરમાં રહી હતી. પરણ્યા પછી ત્રણ ચાર મહિને રિસાઇને તેણી એકલી તેના પિયરના ગામ સનખડે ભાગી ગઇ હતી. તેની પછવાડે તહોમતદાર તેડવા આવ્યો હતો. તહોમતદાર મોંઘીબાઇને દુઃખ ન દે તેના જામીન લઇ તેણીને તહોમતદાર સાથે છાપરી મોકલી હતી. છાપરી લાવ્યા પછી તહોમતદારે તેણીને રીબાવવા અને દુઃખ દેવા શરૂ કર્યું હતું. તેણીને પૂરી રાખવા એક પાંજરૂં બનાવ્યું હતું, જે એટલું નાનું હતું. કે તેણી સુઇ શકે કે ઉભી થઇ શકે તેવું ન હતું. અઢી ફુટ લાંબુ ને સવા દોઢ ફુટ પહોળું હતું. તેમાં તેણીને તહોમતદાર પૂરી રાખતો અને ખાવા માટે સુકા રોટલાના કટકા અને પીવા માટે શેર પોણોશેર પાણી આપતો હતો. પેશાબ પાણી અને ખરચુ પણ તેણી ત્યાં જતી હતી. જે માટે ઠામો તેણીને આપ્યાં હતાં. તેણી તેને પિયરથી પાછી આવી ત્યારે તેણીને ૭ એક મહિનાનો ગર્ભ હતો. પછી છોકરો અવતર્યો હતો છોકરાને પણ તેણી પીંજરામાં રાખતી. બે અઢી વર્ષનો થઇ છોકરો મરી ગયો હતો. ફરિયાદણ વધુમાં એમ પણ કહે છે કે ત્રણ વરસ આ પ્રમાણે પાંજ રામાં રાખ્યા પછી તહોમતદારે તેને બહાર કાઢી હતી તે વખતે તેણીને સાંકળે તહોમતદાર બાંધી રાખતો હતો. તહોમતદાર સિવાય બીજા કોઇને તેણીની પાસે તહોમતદાર આવવા દેતો નહિ...જે બંગલીમાં તેને

રાખેલ તેનાં તમામ બારણાંને તહોમતદાર તાળાં દેતો હતો. તેનાં માબાપ મળવા આવતાં તેને મળવા દેતો નહિ...આ સ્થિતિમાં તેણીને પાંચેક વરસ રાખી હતી. પરિણામે તેણીનું શરીર તદ્દન સોસાઇ ગયું હતું; પગ સીધા થઇ શકતા ન હતા. વજન ઘટી ગયું હતું. અને હરી ફરી શકે કે ઉભી થઇ શકે તેવી સ્થિતિમાં રહી ન હતી. ગયા નવેમ્બર મહિનામાં તેણીનાં માબાપ ઘણાં કરગર્યાં એટલે તહોમતદાર તેમને ઉપર બાઇ પાસે લાવ્યો હતો. પણ બાઇને કાંઇ હકિકત ન કહેવા ડારો દીધો હતો. તહોમતદાર બાઇના કહેવાથી પાણી લેવા બહાર ગયો, ત્યાં તેણીએ તેના માવતરને કહ્યું કે "ગાયને ગાળેથી છોડાવો" ... બાપે મહુવે આવી તા૦ ૧૪:૧૧:૨૮ ના રોજ બાઇને છોડવવા મહુવા કોર્ટને અરજી આપી હતી.........

તા૦ ૧૨:૧૨:૨૮ ના રોજ પોલીસ ઇન્સ્પેકટર મી૦ દેવરામ છાપરી ગયા હતા ... અને પો. ઇ. સાહેબે પંચો સાથે તહોમતદારના ઘરમાં દાખલ થઇ મોંઘી બાઇને જે મેડીમાં રાખી હતી, ત્યાં તહોમતદારે વાસેલાં તાળાં ઉઘડાવી, તહોમતદાર સાથે પોલીસ ઇન્સ્પેકટર અને પંચો ગયાં હતા અને તે જગ્યાનું પંચાતનામું કર્યું હતું. સદરહુ પંચાતનામામાં ફરિયાદણને જે જગ્યામાં અને જે સ્થિતિમાં રાખવામાં આવી હતી તેનું આબેહુબ વર્ણન આપવામાં આવેલ છે. જે ઉપરેથી જણાય છે કે મોંઘીબાઇને તહોમતદારે મકાનની આથમણી બાજુની મેડીમાં રાખી હતી. મેડીમાં જવાને દાદરે તાળું માર્યું હતું, જે તહોમતદારે ઉઘાડયું હતું. મેડી ઉપર જતાં મેડીના વચલા ભાગમાં મજબુત દીવાલ હતી. અને તે દીવાલની બન્ને બાજુએ બેવડા લાકડાનાં અને સરીયાની જાળીનાં બારણાં હતાં. તે બધાં વાસેલાં હતાં. અને મોઢા આગળના બારને તાળું હતું તે તહોમતદારે ઉઘાડયું. પછી અંદર દાખલ થતાં ખાટલા ઉપર મોંઘીબાઇને પડેલ જોવામાં આવી. મેડીના સદરના ભાગમાં જ્યાં મોંઘીબાઇને રાખેલ હતી, તે ભાગમાં જે બારીઓ બહાર પડતી હતી તે તમામ સળીયાથી બંધ કરેલી હતી. એટલે મોંઘીબાઇને રાખેલ બંગલીનો ભાગ બંધ એક કેદખાના જેવો હતો. બાઇની સ્થિતિ હાલહવાલ હતી. કંઇ પણ લુગડાં પહેર્યાં વિના એક લુગડું ઓઢી તેણી ત્યાં ખાટલા ઉપર પડી હતી. પાસે ખાવા માટે રોટલાના ટુકડા અને થોડા ડાળીયા હતા. એક કળશામાં થોડુંક પાણી વાસી પીવાનું હતું. ટબુડીમાં પેશાબ ભર્યો હતો. અને બીજા એક બે ઠામ ખરચુ જવાનાં પડયાં હતાં. આવી સ્થિતિમાંથી તેણીને પોલીસ ઇન્સપેકટર મહુવા તા૦ ૧૩:૧૨:૨૮ ના રોજ ખાટલામાં નાખી લાવ્યા હતા. અને બાઇને કોર્ટ પાસે રજુ કરી હતી. કોર્ટે બાઇની હકીકત લીધી હતી."

[અદાલતે આ ગંભીર ગુન્હા માટે લાખાભાઇને ત્રણ વર્ષની સખ્ત કેદ અને રૂ. ૭૫૦ ના દંડની શિક્ષા કરી છે.]

---

## ગૃહસ્થાશ્રમનું કરૂણ ચિત્ર.

નડીઆદમાં એપ્રિલના છેલ્લા અઠવાડિયામાં મળેલી પાટીદાર યુવક પરિષદના પ્રમુખ દરબારશ્રી ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇએ પોતાના ભાષણમાં પાટી-

(અનુસંધાન પેજ ૨૩૫)

રહ્યું. આજે તે નિર્ધન વિધવા આખો દહાડો મજુરી કરે, તો ય વેઠીયા જેવો અને જેટલોય રોટલો ના પામે. અને ત્યારે એ કઇ આશાએ સંસારને પોતાનો માને? વિધુર રોટલો ઘડવાને માટે પચાસ વરસની ઉમરે પણ ઘરમાં નવી વહુ વસાવે આ બિચારીને રોટલાના ય સાંસા, ત્યાં શી આશાએ આપણા સ્વાર્થી સંસારને એ પોતાનો કરી માને? અને વળી એ પણ ભૂલવું ના ઘટે કે એ પણ પુરૂષની પેઠે વાસનાવિશિષ્ટ પ્રાણી છે. કામસંતોષને માટે પુરૂષ ગમે તે વયે ફરી લગ્ન કરે, ઘરમાં નાની કુમળી વિધવા પુત્રી હોય તેના કરતાંયે નાની નવી વસાવે, પણ પેલી વિધવા પુત્રીને બ્રહ્મચારિણી રહેવાની ફરજ પાડે. અને તે પણ પોતાની કુલીનતાને ઝાંખપ ના લાગે એટલા માટે! આ શું હડહડતો અન્યાય નથી?"

# ખાદીનું અર્થશાસ્ત્ર.

## KHADDAR UNDER SERCH=LIGHT

:: લેખક: શ્રી અનિલ બરન રોય ::

એકલી ખાદી દેશની આર્થિક તેમજ રાજકીય ઉન્નતી માટે કેટલી નિરૂપયોગી છે; તે શ્રી અનીલ બરન રોય જેવા પ્રખર ખાદીભકતના શબ્દોમાં વાંચવા માટે આ નાનકડી પત્રિકા જરૂર વાંચો અને વિચારો.

મુદ્રક અને પ્રકાશક: રા. રા. ગોવિંદલાલ ઘેલાભાઇ ભટ્ટ ઠે૦—એડવોકેટ ઓફ ઇન્ડીઆ પ્રેસ, ૨૧, દલાલ સ્ટ્રીટ કોટ, મુંબઇ.

# ADVERTISEMENT RATES

FOR

# "NAVAYUGA"

## *MONTHLY MAGAZINE.*

| Reading Matter | | Ordinary Position | |
|---|---|---|---|
| One page Monthly | Rs. 15/- | One page Monthly | Rs. 10/- |
| ½ " " | " 8/- | ½ " " | " 6/- |
| ¼ " " | " 4/- | ¼ " " | " 4/- |

*WRITE TO—*

Manager **NAVAYUGA.**

21, DALAL STREET, FORT, BOMBAY.

---

## નવયુગ માટેની જાહેર ખબરના ભાવ.

| વાંચન ભાવ સાથે. | | વાંચન ભાગ બહાર. | |
|---|---|---|---|
| એક પાનું-દરમાસે | રૂ. ૧૫ | એક પાનું દરમાસે | રૂ. ૧૦ |
| અરધું પાનું " | રૂ. ૮ | અરધું પાનું " | રૂ. ૬ |
| પા પાનું " | રૂ. ૪ | પા પાનું " | રૂ. ૩ |

લખોઃવ્યવસ્થાપક નવયુગ,

૨૧ દલાલ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# હિંદુસ્થાન અને પ્રજામિત્ર

એટલે

હીંદના કુટ પ્રશ્નોનું નીરાકરણ લાવવા અથંગ ઉત્સાહ ધરાવતું પ્રજાકીય પત્ર.

તમારા હૃદયમાં મંથન મચાવતા સામાજીક પ્રશ્નોની ખુબ કડક રીતે ચર્ચા કરતું આગેવાન પત્ર.

સમાચારો રજુ કરવાની કલામાં સઉથી ચડીયાતું સમીસાંજનું સુંદર પત્ર.

વ્યાપારના સઉથી છેલ્લા અને ઉપયોગી ખબરો, ભાવો તેમજ અભીપ્રાયો આપતું વર્તમાનપત્ર.

જાહેર ખબર આપવાનું સઉથી સારામાં સારૂં સાધન વાંચો એટલે એનું વ્યસન થશે.

# :નવયુગ:

તંત્રી : સીતારામ જે. શર્મા

પુસ્તક : ૧] શ્રાવણ : ૧૯૮૫ [અંક : ૫

## અનુક્રમણિકા


| લેખાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | ચેતનની ચીનગારી | તંત્રી | ૪૭૯ |
| ૨ | ધર્મકથાઓનાં ધતીંગ! [સચિત્ર] | શ્રી સુયશ | ૪૮૧ |
| ૩ | મહાભારતના યુગની સમાજ વ્યવસ્થા | શ્રી સમાજ સુધારક | ૪૮૯ |
| ૪ | ગુજરાતી રંગભૂમિ | શ્રી ભરત | ૪૯૯ |
| ૫ | આગ [સચિત્ર નવલિકા] | શ્રી સીતારામ શર્મા | ૫૦૫ |
| ૬ | હિંદુ વિધવા : સમાજનો કુટ પ્રશ્ન | શ્રી સુધાકાન્ત ભટ્ટ | ૫૧૨ |
| ૭ | દેવદ્રવ્ય: ધર્મ સ્થળો અને સાધુ સમાજ | શ્રી જામદગ્નેય | ૫૧૮ |
| ૮ | પરીક્ષકની પરીક્ષા | શ્રી ચંદ્રવદન મહેતા બી. એ. | ૫૨૨ |
| ૯ | પડનો પંથ [સચિત્ર નવલિકા] | શ્રી આનન્દ | ૫૨૭ |
| ૧૦ | યૌવનનું સત્યદર્શન [સચિત્ર] | શ્રી સુંદરજી ગો. બેટાઇ બી. એ. | ૫૩૪ |
| ૧૧ | ઉત્થાન [કાવ્ય] | શ્રી મોહિનીચન્દ્ર | ૫૩૫ |
| ૧૨ | શ્રીમતી સરોજીની નાયડુ [સચિત્ર] | શ્રી હીરાલાલ જોશી બી. એ. | ૫૩૮ |
| ૧૩ | નવયુવકની નોંધપોથી [સચિત્ર] | શ્રી નવયુવક | ૫૪૫ |
| ૧૪ | કેટલીક જીવતી બલાંઓ [સચિત્ર] | શ્રી મસ્તફકીર | ૫૪૯ |
| ૧૫ | સમાજવાદના પડદા પાછળ [સચિત્ર] | શ્રી ચતુર્ભુજ આણંદજી | ૫૫૫ |
| ૧૬ | ચીનગારી [ચાલુ નવલકથા] | શ્રી જ્યોતિધર | ૫૬૪ |
| | **: : નારી વિભાગ : :** | | |
| ૧૭ | પુરુષોનું પશુબળ [સચિત્ર] | શ્રી ઇંદુલાલ ક. યાજ્ઞિક | ૫૬૯ |
| ૧૮ | લગ્નવિચ્છેદ [સચિત્ર] | શ્રીમતી સરોજિની મહેતા બી. એ. | ૫૭૦ |
| ૧૯ | પુરુષોના ઓળા | સતી સીતા | ૫૭૬ |
| ૨૦ | એક કોયલડી [રાસ] | શ્રી મંગળદાસ કવિ | ૫૭૯ |
| ૨૧ | સ્ત્રીનાં તપ | શ્રી રમણભાઇ ઉમરવાડિયા | ૫૮૦ |
| ૨૨ | પતિ માટે તપ | કુમારી જયવતી દેસાઇ | ૫૮૧ |
| ૨૩ | સ્ત્રીની સ્વતંત્રતા | સૌ. સુધા શર્મા | ૫૮૨ |

: આથમતા યુગનાં સંભારણાં :





[ ખાસ નવયુગ માટે ]

જે વસ્ત્રો અને શસ્ત્રોમાં શોભા માનવાની મનોદશા અસ્ત પામતી જાય છે: 'નવયુગ'નો પ્રભાવ એ ક્ષેત્રમાં પૂરેપૂરો પડી ચૂક્યો છે.

નશીબ, દુષ્ટબુધ્ધિના મનુષ્યો, ગુસ્સે થયેલા દેવો અને બીજાં બધાં કારણો બિહામણાં સ્વરૂપ ધારણ કરીને તમને ડરાવે છે, ઇજા પહોંચાડે છે અને તમારા હૃદય ઉપર આઘાત પણ કરે છે; પરંતુ તમારા પોતાના શિવાય તેમાં પણ બીજું કોઇએ કારણભુત છે નહિં. તમારી જાતને નમાવનાર, નુકશાન કરનાર અને તોડી પાડનાર, એક તમે અને તમે પોતે જ છો.

જગત બીજું કંઇ જ નહિં પણ તમારા પોતાનો અરિસો છે. જાતે પવિત્ર બનો અને સકળ વિશ્વના મનુષ્યો તમને પવિત્ર દેખાશે.

જાતે આનંદી થાઓ અને પછી જુઓ, તમારી આસપાસ સારી યે આલમ હસતી, રમતી, કુદતી, મજા કરતી, આનંદ કરતી, દેખાશે.

માણસોથી અને પ્રસંગોથી ભય પામવાનું છોડી, નિર્ભય થાઓ, અને પછી તમે જે ગ્રહની ગતિ સામે જોઇ જોઇ નિરંતર ગભરાઓ છો, તે ગ્રહો અને ઉપગ્રહો જ, અંદર અંદર આથડીને તમને ગભરાવતા મટી જશે.

આખી દુનિયા ભલે તમને તિરસ્કારતી હોય—પરવા નહિં; તમે પોતે તમારી જાતનો તિરસ્કાર નહિં કરો ત્યાં સુધી સારી આલમ રહીને તમને કશું જ નુકશાન કરી શકવાની નથી.

તમે ગઇ કાલ સુધી—આજ સુધી ગમે તેટલી ભૂલો કરી હોય, ભુતકાળ ગમે તેવો ભયંકર હોય—કંઇ ભય નથી. આજથી અત્યારથી જ સ્વાશ્રયી બનવાનો આરંભ કરો. બીજાના અભિપ્રાયની, મદદની, ભયની પરવા છોડી દો, તમારી અંદર જે ઉત્તમમાં ઉત્તમ તત્ત્વો રહેલાં છે, તેને પિછાનતા થાઓ, તમારી પોતાની અંદર શ્રેષ્ટતર અને ઉચ્ચતમ તત્ત્વો રહેલાં છે, તમારા હૈયાના ઉંડાણમાં ઉતરો ત્યાં જ ડૂબકી મારો અને તમારામાં રહેલા મૂલ્યવાન મણી સમાં ઉન્નત અને શ્રેષ્ટ તત્વો ત્યાંથી જ તમને લાધશે.

તમારા ઉધ્ધાર માટે તમારે બહાર ફાંફાં મારવાની જરૂરજ નથી. તમે પોતે નિરાશાવાદી અને પરાશ્રયી વૃત્તિને તમારામાંથી હાંકી કાઢો, અને તમારામાં રહેલ ચેતનની ચીનગારી ઉપર ફરી વળેલ ભસ્મ ઉડી જતાં, સારી આલમને સળગાવી મૂકે, તેવો પ્રખર અગ્નિનો ભડકો તમાંથી ઉત્પન્ન થશે.

ખડા થઇ જાઓ! ટટાર થાઓ! એક તસુ, પણ નમશો નહિં! કોઇથી પણ ગભરાશો નહિં! તમારી જાતને જ એકનિષ્ટ રહેજો! અને અત્યારથી જ તમારા જીવનની નાવડી બીજી જ દિશામાં વહેવા માંડશે. તમે પોતે ગઇ કાલે નહોતા તે આજે બની જશો.

એ વાતમાં એકસો એક ટકા સત્ય છે કેઃ મનુષ્ય જાતેજ પોતાનો શત્રુ બને છે અને મિત્ર પણ બની શકે છે.

---

# ધર્મકથાઓનાં ધતીંગ!

——:o:——

લેખકઃ-શ્રી સુયશ.

——(o)——

ધાર્મિક કથાઓને નામે જે સાહિત્ય પ્રસિધ્ધ થઇ રહ્યું છે, તેમજ કથાકારો, માણભટ્ટો, બ્રાહ્મણો અને આચાર્યો જે વિચારોનો સ્વચ્છંદે પ્રચાર કરી રહ્યા છેઃ તેનો વિચાર આપણા સુશિક્ષિત સમાજે કર્યો નથી; તેથી સમાજને પારાવાર નુકશાન થયું છે, થતું જાય છે અને તે હજી પણ નવયુવકો આ દિશામાં બેતમા રહેશે અને બેદરકારી બતાવશે તો, પ્રજાસમુહના માનસને હીન માર્ગે દોરવી જનારૂં એ કાર્ય, ઘણુંજ નુકશાનકારક નિવડશે. જેમ મંદિરોનાં ધતિંગો અને અનાચારોની વાતોથી નવા વિચારનો સુશિક્ષિત વર્ગ મંદિરોથી અલગ થઇ ગયો, તેથી લફંગા પૂજારીઓ અને આચાર્યોને પોતાની શયતાન લીલા સ્વચ્છંદે ચલાવવાની તક આપોઆપ મળી ગઇ, એથી છેલ્લાં થોડાંક વર્ષોમાં અનાચારીઓને જોઇતી નિરાંત અને નિર્ભયતા વિના પ્રયાસે મળી ગયા; તે જ રીતે ધાર્મિક કથાઓના ઢોંગ સમજી જવાથી સુશિક્ષિત સ્ત્રી-પુરૂષોએ, તેમાં ભાગ લેવાનું અનેક વર્ષોથી બંધ કર્યું છે; તેથી હિંદી સરકારની તુરંગોમાં ચાલતા અનાચારો અને અત્યાચારોની માફક, કથાઓને ધર્મકાર્યનું આચ્છાદન ઓઢાડી, પ્રભુકથા અને હરિકથાને નામે અનાચારો તેમજ અત્યાચારો ચલાવવાની સંપૂર્ણ અનુકૂળતાઓ સાંપડી ગઇ છેઃ તેથી એ ક્ષેત્ર તરફ નવજુવાનોએ પૂરતું ધ્યાન આપવાની જરૂર છે.

આ બધી ધર્મકથાઓની કસોટી બે દ્રષ્ટિએ કરવી જોઇએઃ

[૧] જે ધર્મકથાઓનો જનતામાં પ્રચાર થાય છે, તે પ્રજાના માનસ ઉપર કેવી અસર કરે છે; અને

[૨] ધર્મકથાના પ્રચારકોના વર્તનથી સમાજમાં કેવી જાતનો સડો પેસે છે અને વ્યાપે છે?

## કથાઓને નામે ચાલતાં જૂઠાણાં!

કેટલાક ભણેલા પણ ભોળા દિલના ભલા માણસો એવું માનવાની ભૂલ કરે છે કે, આ જાતની કથાઓએ હિંદુઓની સંસ્કૃતિને ટકાવી રાખી છે. પરંતુ એવા વિચારોની અંદર ભયંકર પોકળ રહ્યું છે; માત્ર સંસ્કૃતિના સુંદર નામથી તેમાં સંગીનતા પૂરવાના પ્રયાસથી, એ જાતનો ભ્રમ જનતામાં પ્રચારી શકાયો છે. વસ્તુતઃ એ દલીલમાં કંઇ માલ જેવું છે જ નહિં.

આમ છતાં જેઓ જુનવાણી વિચારો, વાર્તાઓ કે માન્યતામાં સંગીન સંસ્કૃતિ હોવાની કલ્પનાની દોરવણીએ, કેવળ લાગણીને વશ થઇને દોરવાઇ રહ્યા છે, તેમને સંસ્કૃતિ કોને કહે છે તેનું જ જ્ઞાન નથી.

એવા વિચાર ધરાવનારા પોતે જેને સંસ્કૃતિ માની રહ્યા હોય તેનો સ્પષ્ટ ખ્યાલ આપવા તત્પર થવું જોઇએ છે. [ લેખકના મત સાથે અમે સર્વાંશે મળતા થઇએ છીએ. જે બહેન કે ભાઇને આ રીતે સંસ્કૃતિની વ્યાખ્યા આપવી હોય, તેમના તે વિચારોને નવયુગ 'માં અમે જરૂર સ્થાન આપીશું. **તંત્રી** ] તેમ કરવા બેસતાં જ તેમને આપોઆપ પોતાની ભૂલ સમજાશે.

મહાભારત, રામાયણ, ઓખાહરણ, જાલંધર આખ્યાન કે એકાદશી વ્રત જેવી પૌરાણિક રીતે, અનેક પ્રકારનાં જુઠ્ઠાણાંથી ભરેલી વાતો, અને વહેમી વિચારોના પ્રચારથી, પ્રજાના માનસ ઉપર જે અસર થાય તેને જો સંસ્કૃતિ કહેવામાં આવે તો, જરૂર કહેવું પડશે કે, એવી સંસ્કૃતિનો જેમ બને તેમ વેળાસર જ નાશ કરવો જોઇએ.

હિંદુ માન્યતાઓ અને કથાઓની રીતમાં ઇશ્વર અને ઇશ્વરી અવતારોના દૈવીવાદની આસપાસ હાનિકારક વિચારોના જે જાતનાં જાળાં ગૂંથવામાં આવ્યાં છે; તેથી "કથા સાંભળી ફૂટ્યા કાન, તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન!" એ અખાની અનુભવવાણીની માફક, કથાનાં નાયક–નાયિકા કે બીજાં ગૌણપાત્રો પાસેથી કથા સાંભળનાર કોઇ પણ જાતનું શિક્ષણ લઇને જીવનમાં ઉતારી ન જ શકે. કેમકે હિંદુ કથાઓનો પ્રત્યેક મૂખ્ય નાયક કાં તો ઇશ્વર હોય કે ઇશ્વરતૂલ્ય મનાતો ઇશ્વરાવતાર હોય; અને તેને માટે તો એકેક એક શ્રોતાના મનમાં એક વાત બરાબર વસી જ ચૂકી હોય કે, આપણે તો માણસ રહ્યાં, માણસથી કંઇ ઇશ્વરનાં જેવાં કામ થાય ખરાં? અને બીજાં ગૌણપાત્રો ઇશ્વર કે ઇશ્વરાવતારનાં કૃપાપાત્ર મનાય; એથી તેમણે જે કંઇ સાહસ કે શૌર્ય બતાવ્યાં હોય, તે તો પ્રભુની મદદથી!' એવાં કામ પણ સાદા માણસથી કેમ થઇ શકે? પરંતુ આવી કથાઓમાંથી કે તેનાં પાત્રો પાસેથી વર્તમાનયુગના માનવીને કશું જ શીખવાનું મળે તેમ નથી. કેમકે એ બધી જ કથાઓ પ્રાથમિક યુગની હોવા ઉપરાંત તેમાંના પાત્રોનાં જીવન એકધારાં અને સુસંગત ઉત્કૃષ્ટ ચારિત્ર્યથી ઘડાયલાં હોતાં નથી. આવી કથાઓમાં મોટે ભાગે વ્યભિચારની, જુઠ્ઠાણાંની, છળકપટની, જુગારની અને એવી જ વાતો મુખ્ય હોય છેઃ અને તેમાં માણભટ્ટો તેમજ કથાકારો પોતાની તરફથી વિશેષ મરચું–મીઠું ઉમેરી તે કથાઓને ધડ માથ વિનાની કલ્પનાતીત અલાદ્દીનની વાતો જેવી બનાવી મૂકે છે.

## રામ ચડે કે રાવણ?

**રા**માયણનીજ કથા લો. જનતાની સમક્ષ રામરાજ્યની ઘણી વાતો કરવામાં આવે છે; છતાં રાજા તરીકેના રામચંદ્રજીએ પ્રજાને આપેલી સુખ સગવડોની અને તેમની રાજનીતિની વિગતવાર નોંધ કશી નથી. તેને બદલે, એક ધોબી ગુસ્સે થઇને પોતાની પત્ની સાથે પોતાના ઘરની અંદર વાત કરતો હતો તે સાંભળીને ગર્ભવંતા જાનકીનો વિશ્વાસઘાત કરી, તેમની પાસેથી કંઇ પણ ખુલાસો માગ્યા વિના તેમને અરણ્યમાં મોકલાવી દે છે. એ જાતના ન્યાય [?] ની વાતો તેમાં ટાંકેલી દેખાય છે.

તે સમયની પ્રથા અનુસાર સુર્પંખા રામની પાસે આવી પ્રેમ દાનની યાચના કરે છે, તેને યોગ્ય રીતે સમજાવી શાંત પાડવાને

બદલે, રામચંદ્ર લક્ષ્મણની દ્વારા તેનાં નાક-કાન કપાવી નાખે છે!

રાવણની સામે લડવા માટે સુગ્રીવની મદદ મેળવવા માટે તેમણે વાળીને મારી નાખવામાં મદદ કરી, અને તેની સ્ત્રીને તે સમયના નિયમ પ્રમાણે સુગ્રીવ સાથે પરણાવીને તેને કિષ્કિંધા નગરીની ગાદીએ બેસાડયો.

અને છેવટે રાવણના તાબામાંથી સીતાજીને છોડાવ્યાં, ત્યારે પણ એમના વચન ઉપર વિશ્વાસ નહિં રાખતાં, રાવણના ત્યાં તે નિર્મળ ચારિત્ર્યવાન રહ્યાં છે કે કેમ તેની આકરી પરીક્ષા પણ લીધી!

આ બધા ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે કે, રામ સ્ત્રી જાતિ તરફ સન્માનની વૃત્તિ બતાવવામાં ઘણાજ સંકુચિત વિચારના હતા, ત્યારે જે રાવણને દુષ્ટતાની મૂર્તિ લેખવામાં આવે છે, તે રાવણે રામના ભોળપણનો લાભ લઇને, તે જમાનાની રીત પ્રમાણે સીતાજીનું હરણ કર્યું, તે છતાં, અને બાર બાર વર્ષ જાનકીજી તેના કબજામાં રહ્યાં તો પણ, તેણે જાનકીજીનું અપમાન કર્યું નથી કે તેમની ઉપર અત્યાચાર ગુજાર્યો નથી. ધર્મ ઘેલછાની લાગણીથી ઘેરાયલા, તે માટે એવી દલીલ આપશે કે, સીતાજી સતી હતાં અને તેના શાપથી રાવણ ડરતો હતો. પરંતુ સતિઓના શાપથી તો હિંદુ કથાઓના દેવો પણ ડર્યા નહોતા, [જે હકીકત આગળ આવશે જ] તો પછી રાવણ જેવો રાક્ષસ ડરી જાય, અને એ ડરને લીધે જ સંયમ શીલ રહે એ કેમ માની શકાય? જો એમ જ હોત તો તે જાનકીજીને ઉપાડી જ ગયો ન હોત.

આ ઉપરથી જોઇ શકાય છે કે રામ કરતાં સ્ત્રી સન્માનની વૃત્તિ રાવણમાં વિશેષ હતી.

સારાંશે રામાયણનો સાર: રામ એક પત્નીવ્રતને પાળનારા હતા, ઉત્તમ રાજા હતા અને આજ્ઞાપાલક પુત્ર હતા એ બતાવવામાં આવે છે, તે યુગમાં જનતાની સ્થિતિના પ્રમાણમાં એ વાત ખરી હશે, પરંતુ અત્યારની દ્રષ્ટિએ જોઇએ તો જેમ દશરથ રાજા વચનના બદલામાં રામને અયોધ્યાની રાજગાદી આપી શક્યા નહિં, અને પિતાના વચનને માટે રામ વનમાં ગયા, તેવું તો વર્તમાનમાં શેર, રૂ, ચાંદી, સોનું અને બીજી જાતના સટ્ટા કરી કરોડોની મિલ્કત એક વચનની ખાતર ગુમાવી દેનારા અનેક માણસોના દીકરા પિતાના વચનના પાલનની ખાતર ભિખારી હાલત ભોગવે જ છે. છતાં જેઓ રામને આજ્ઞાપાલક પુત્ર માનતા ને મનાવતા હોય તેવાઓએ આટઆટલા દિવસના કથા શ્રવણમાંથી કશો જ સાર શોધ્યો હોય તેવું જણાયું નથી.

રામના એક પત્ની વ્રતમાં ઉપર જણાવી ગયા તે ધોબીવાળા એક જ ઉદાહરણથી, એટલો ભયંકર ભંગ પડે છે, કે જેથી એમની રીતનું અનુકરણ કરવા આજે કોઇ પણ તત્પર થતું નથી. પરંતુ સીતાજી તરફના રામના એ જાતના ઘણાપૂર્ણ વર્તનની વાત બાદ રાખીએ તો પણ, રામચંદ્રને કયો ભકત મન, વચન અને કર્મથી એક પત્નીત્વની ભાવનાને સ્વીકારે છે? એમ થવાનું કારણ, કથાઓ સાંભળવાથી સ્વર્ગ મળે છે, એ એક જ વાત સસ્તા સ્વર્ગના દલાલો ભોળી જનતા સમક્ષ ધરે છે તે છે.

## મહાભારત અને શ્રી કૃષ્ણ

હિંદુ જનતામાં રામાયણની જ કોટિમાં મહાભારત મૂકાય છે; અરે, તેનાથી પણ તે વધુ લોકપ્રિય છે. કારણ રામાયણની કથાઓ કરનારા કરતાં 'રામલીલા' નામની ભવાઇઓ ભજવવામાં તેનો વિશેષ ઉપયોગ છે; જ્યારે મહાભારતની કથાઓ ગામે ગામ માણભટ્ટો એક વખત કરતા અને હજી પણ કરે છે. આવી કથાઓ કરનારા જનતાના હૃદયમાં કહેવાતી સંસ્કૃતિનો રોપાને સજીવન રાખવાની ભાવનાથી નહિ, પણ મિષ્ટાન્ન સાથે ધન મેળવવાના જ મૂખ્ય ઉદ્દેશથી ફરતા હોય છે. માટે લાગે તેવા કથાકારોનાં ચારિત્ર વખોડવા જેવાં હોય છે, વ્યભિચાર માટે તેઓનો મોટો ભાગ પંકાયલો હોય છે, એથી મહાપુરુષોને નામે રળી ખાનારા, સંસ્કૃતિ અને ધર્મ બન્નેને માટે લાંછન રૂપ બને છે. તેઓ તેથી જ મૂખ્ય કથામાં અને તેને અંગે કહેવાતી ઉપકથાઓમાં સ્ત્રીઓને રાજી રાખવાની દ્રષ્ટિ મૂખ્ય રાખે છે.

મહાભારતની કથા ગમે તેટલી લાંબી હોય, વિદ્વાનો મૂળ સંસ્કૃતમાંથી ગમે તે સારતત્ત્વ સારવી કાઢતા હોય, પરંતુ જનતા જે કથાને જાણે છે, જનતાના માનસ ઉપર જે કથાઓની છાપ પડે છે તે તો આ છે: પાંડવો નામના પાંચ ભલા ભાઇઓ હતા. તેમને કુંતા નામનાં માતા હતાં. પાંચ ભાઇઓ વચ્ચે એક સામાન્ય પત્ની દ્રૌપદી હતી, ઉપરાંત અર્જુન ભીમ વગેરેને પોતાની અલગ પત્નીઓયે હતી. તેમના પિત્રાઇ કૌરવો પાંડવોનું રાજ્ય પચાવવા દગાથી જુગટું રમે છે. ભલા પાંડવો રાજ્યપાટ ને પત્ની તમામને જુગટામાં હારી જાય છે. તેથી શરત પ્રમાણે ૧૩ વર્ષ વનમાં જાય છે. વનવાસ પુરો કર્યા પછી પણ કૌરવોને પાંચ ગામ પણ આપવાની ના પાડે છે, આથી કુરુક્ષેત્રનું યુધ્ધ થાય છે. તેમાં કૌરવો હારે છે, પાંડવો હિમાલય ગળવા જાય છે, યાદવ સ્ત્રીઓ ભ્રષ્ટ થાય છે ને મદાંધ યાદવો વ્યભિચાર અને મદ્યપાનથી પોતાનો નાશ સર્જે છે. કૃષ્ણ પણ પ્રભાસપાટણ પાસે બાણ વાગવાથી મૃત્યુ પામે છે.

આ કથાની સાથે અનેક ઉપકથાઓ જોડીને મહાભારતનું કદ વિસ્તારવામાં આવ્યું છે. અને માણભટ્ટો તે કથા પ્રસંગોને જે રીતે વર્ણવે છે તેમાં ભીમ એ વિદુષક, ભોળો છતાં બળવાન; કૃષ્ણ એટલે ખટપટી, સતિઓનાં સતિત્વ નષ્ટ કરનાર, નિર્દોષ બાલાઓને વિધવા બનાવવા માટે ઉંદરડા અને બિલાડા થનાર, ૠષિઓ એટલે વ્યભિચારી, પૈસા માટે સિદ્ધાંત છોડનારા, મહાપુરૂષો એટલે ગેરકાયદેસર મનાય તેવી રીતે ઉત્પન્ન થનાર અને ત્યારનો સમાજ એટલે નૈતિક અધઃપતનનો નમૂનો એવી જ જાતની છાપ શ્રોતાઓના મન ઉપર પડે છે. મહાભારતનાં અઢાર પર્વ વાંચે તે મરી જાય, એવો વહેમ ફેલાવી શાંતિ પર્વના ઉપદેશને અજામાં રખતો અટકાવે છે, અને છળકપટ તેમજ ભેદભરમોના જ સંસ્કાર જનતાના મન ઉપર પાડતા જાય છે.

## સત્તાવાદના સાથીઓ !

આજે કથાઓ જોઇએ તો તેમાં બીજું કશું જ નહિ, પણ ભગવાનના અવતાર કે ભગવાન રૂપે કલ્પાયલી વ્યક્તિ સત્તાવાદના જ સાથી તરીકે પુરવાર થાય છે. અને એ સત્તાવાદને ટકાવી રાખવા માટે ભગવાન મનાતા પણ બુરાં કામો કરવા તત્પર થયેલા દેખાય છે.

એકાદ ઋષિ તપ કરે છે, તેથી ઇંદ્રને ભય લાગે છે. કેમકે અમુક તપ કરનારને ઇંદ્રાસન મળે તેવી કલ્પના છે. આથી ઇંદ્ર પોતાની સ્ત્રી સૈનિકોની ટુકડીમાંથી ઋષિ, મુનીઓ અને તપસ્વીઓનો છળ કરી, તેમને કામવાસનાના ગુલામ બનાવી તપમાંથી ચલિત કરવાની તેવડ કરે છે. તેમાં ન ફાવે તો દેવોને બોલાવે છે, તેમની મદદ લે છે અને દેવો ઇંદ્રનો સત્તાવાદ કાયમ રાખવા, તેના ઇંદ્રાસનના હુકમ ઉઠાવનારા બનતા દેખાય છે! આ બધું છતાં ઇંદ્ર દેવાધિદેવ ગણાય છે, કેમકે "એ તો બધી ભગવાનની લીલાઓ" મનાય છે!

જાલંધર તપ કરીને સત્તા મેળવવા મથતો હોય, ત્યાં સુધી એણે ઇંદ્ર અથવા તો બીજા તપસ્વીઓ કરતાં કંઇ ખરાબ કામ કર્યું ન કહેવાય. છતાં તેનો નાશ કરવાની બારીઓ શોધવામાં આવે છે. છેવટે કહેવાય છે કે, તેની પત્ની વૃંદાના શિયળનો નાશ કરવામાં આવે તો જાલંધરનો નાશ થાય; અને તેવું અત્યારના સમાજમાં અતિ હલકું મનાતું કામ કરવા કૃષ્ણ તૈયાર થાય છે!

ધર્મકથાઓ પ્રમાણે તો બીજા રાક્ષસ જાતિના લોકોને સત્તા ઉપર આવતાં અટકાવવા શ્રીકૃષ્ણ સ્વરૂપવાન સ્ત્રી બની તેને લલચાવે છે, કોઇને પોતાના તપનું ફળ મેળવતી વખતે ભાન ભૂલાવી ઇંદ્રાસનને બદલે નિંદ્રાસન માગવાની હાલતમાં મૂકવાનું કૂપટ કરે છેઃ ઋષિ મહર્ષિઓ ક્રોધના એટલા ગુલામ જણાય છે કે ઘડી ઘડી નજીવી બાબતમાં ગુસ્સે થઇ જાય છે, અને શાપની કલાની સહેલી કલાનો સોંઘારત કરી નાખે છેઃ આમ કૃષ્ણ જેવાને આ કથાઓ અત્યંત હલકા સ્વરૂપમાં પ્રજાની સમક્ષ રજુ કરે છે.

કૃષ્ણના બાલ્યકાળની ગોપલીલાઓ જેવી એકાદ લીલા કરનારને પણ અત્યારની અદાલતો ભયંકર શિક્ષાઓ ફરમાવે છે. આવી તો અનેક કથાઓ અને ઉપકથાઓની ગાથાઓ સમાજને ઉપદેશ રૂપે પાવામાં આવે છે!

કેટલેક સ્થળે બ્રાહ્મણો પોતાનો કાબુ હાથમાં સરી જતો જોઇને ચમકી ઉઠે છે. તે માટે તેઓ ભગવાનને પ્રાર્થના કરે છે. ભગવાન નવો અવતાર ધારણ કરવાનું વચન આપે છે, તેમ કરે છે અને બ્રાહ્મણી સત્તા ચાલૂ રાખવામાં તેમને મદદ કરે છે!

## દેવોની વ્યભિચારવૃત્તિ.

સનિઓનાં મહત્ત્વ વધુંધવા માટે કહેવાતી કથાઓમાં દેવો નામથી પંકાયલી જાતિ ઉપર વ્યભિચારવૃત્તિનું ભયંકર આરોપણ કરવામાં આવે છે. જેમકે અનસુયાની પાસે નગ્ન દશામાં ભોજન પીરસવાની માગણી કરનારા દેવો, દમયંતીની સાથે લગ્ન કરવા માટે બહુરૂપી કલામાં નિષ્ણાત એવા નળનું સ્વરૂપ ધારણ કરીને ગયેલા દેવોઃ આવી તો અનેક કથાઓ સમાજમાં વિધ વિધ નામે અને વિવિધ સ્વરૂપે પ્રવર્તે છે.

તે કથાઓની પાછળ દેવો કરતાં પણ સ્ત્રી ચડે એવું બતાવવાનો હેતુ નથી. હોતો, પરંતુ પૃથ્વી ઉપરના પ્રભુની અંધ પૂજા કરનારી સ્ત્રી, દેવો કરતાંય ચઢી જાય છે, માટે પતિની આજ્ઞા તન, મન અને ધનથી માનવીઃ એ જાતની મનોદશા સ્ત્રી વર્ગમાં ઉત્પન્ન કરી, તેમને હમેશને માટે પુરુષની ગુલામડી રાખવાનો નિંદ્ય પ્રયાસ છે. પ્રત્યેક સતિનું મહાત્મ્ય જુવો અને તમને આવી જ વાતો મળશે. પતિ ખાતર પોતાનો દેહ પર પુરુષને સમર્પવાની તૈયારી કરનાર સતિ અને

પતિ પરસ્ત્રી પર મોહી પડ્યો હોય, ત્યારે તે સ્ત્રીને પોતાના પતિની દુષ્ટ ઇચ્છા તૃપ્ત કરવા માટે પોતાની ચંચળ બુધ્ધિનો ઉપયોગ કરનારી સતિઓ હિંદુ સમાજના 'સતિમંડળ'માંથી જડી આવે છે!

## એકાદશીનું બુદ્ધિહીન મહાત્મ્ય

હિંદુસમાજની પ્રાથમિક દશામાં વૈદક દ્રષ્ટિએ ઉપયોગી સિધ્ધાંતો પ્રજાજીવનમાં ઉતારવા માટે પણ સ્વર્ગની લાલચ અને નર્કના ભયનાં દ્વંદ્વ ઉભાં કરવામાં આવેલાં દેખાય છે. તેમ કરવા માટે પણ ધર્મકથાઓનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે! અને તેને વ્રતોનું મહાત્મ્ય બતાવનારી કથાઓથી ઓળખવામાં આવે છે.

એકાદશી એ હિંદુઓનું સર્વ સામાન્ય વ્રત છે. એ વ્રતનું મહાત્મ્ય બતાવવાને કથાઓ કલ્પી કાઢવામાં આવી છે, તે ઉપરથી તે સમયના સમાજને દોરનારાઓની પોતાની બુધ્ધિનું માપ અંકાઇ જાય છે.

એક કથા આવી છે:

એક ગામના રાજાનો બગીચો સરસ હતો. તેનાં ફૂલ ચોરીથી વીણી જવા એક દેવ નિત્ય વિમાન લઇને આવતો. એક દિવસ કોઇએ બાળેલ હુંગળીના છોડાંનો ધુમાડો લાગવાથી વિમાન ઉડી શક્યું નહિં. આથી ફૂલનો ચોર પકડાયો. બાગ રક્ષકે ચોરને જોવા રાજાને બોલાવ્યો. રાજાને જોઇ દેવે પોતાની હકીકત કહી અને જણાવ્યું કે, ગઇ કાલે જ એકાદશી ગઇ છે; તે જેણે કરી હોય એવી એકાદ વ્યકિતનો સ્પર્શ થાય તો વિમાન ઉડે,—પણ રાજા કે તેની પ્રજા એકાદશીને જ જાણતાં નહોતાં, એટલે દેવે કહ્યું કોઇપણ માણસ ગમે તે કારણે ગઇ કાલે ભૂખ્યું રહ્યું હશે, તોપણ તેના અડવાથી વિમાન ઉડશે. આથી રાજાએ પડો વગડાવ્યો. શોધ કરતાં જણાયું કે એક બાઇ સાસુની સાથે તકરાર થવાથી કાલે ભૂખી હતી. તેને બોલાવવામાં આવી, અને તેના સ્પર્શથી વિમાન ઉડી ગયું!

કેવી બુધ્ધિહીન દલીલ! આમ છતાં આવી વાતોના ઝેરી ઘેનમાં પડેલાં અનેક નરનારીઓ આજે પણ સ્વર્ગની સીધી ટીકીટ મેળવવાનીજ ભાવનાથી એકાદશી કરે છે! તંદુરસ્તીની સુયોગ્ય સમજથી નહિં જ!

આવી જ અક્કલશૂન્ય કલ્પનાઓ બીજાં વ્રતોની પાછળ પણ રહેલી છે, તે ઉપરથી પ્રાથમિક યુગનાં મનુષ્યોની બુધ્ધિનો વિકાસ કેટલો ઓછો થયો હતો તે જણાય છે, એટલુંજ નહિં પણ, એ બુધ્ધિહીન કલ્પનાઓને અક્ષરસઃ અનુસરવામાં ધર્મકૃત્ય જોનારાઓ અત્યારે પણ બીજું બધું ભલીને પણ, પેલી અક્કલશૂન્ય કથાઓને માનવામાં તેટલીજ મૂર્ખતા આચરી રહ્યા છે તે પણ દેખાઇ આવે છે!

## સત્યનારાયણની કથા.

એકાદશીના વ્રતની માફક સત્યનારાયણની કથાએ પણ સાચી સમજણ વિનાં વ્યાપક રૂપ લઇ બેઠી છે. સત્યનારાયણની પૂજાનો ખરો અર્થ સત્યનું પૂજન એટલો થઇ શકે; તેને બદલે જે કથા અનેક વર્ષોથી આમવર્ગને સંભળાવવામાં આવે છે તે સત્યનારાયણને નામે જનતામાં ભય અને ત્રાસ ફેલાવી, બ્રાહ્મણવાદની મહત્તા સ્થાપવાનીજ ગુપ્ત પેરવીરૂપ છે. તેમાં સત્યનારાયણની કથાનું અપમાન કરનારને ભગવાને કેવાં કષ્ટ દીધાં અને વળી ભૂલ સુધાર-

સ્વાથી કષ્ટ કેમ ક્ના કરી નાખ્યાં; એની પ્રાથમિક માનસની કલ્પનામાંથી જન્મે તેવી કથા છે. જેમાં શીરો કેમ કરવો ને બ્રાહ્મણને દક્ષિણા કેમ આપી તેની રીતો પણ આપવામાં આવી છે.

આ કથાનો જેટલો દુરૂપયોગ થાય છે તેટલો બીજા કશાનો થતો નહિં હોય.

બાબર દેવા જેવાઓને ચોરી કરવા જવું હોય તો તે પણ સત્યનારાયણની કથા કરે, ખૂની પણ "જો હું નિર્દોષ ઠરીને છૂટી જઈશ તો હે સત્યનારાયણ ભગવાન તમારી કથા કરાવીશ." એવી બાધા રાખી 'સત્ય' ના કહેવાતા સ્વામીને લાંચ આપી અસત્ય આચરવાના યત્ન આદરે! વ્યભિચાર કરનારી વિધવા, ગુપ્ત ગર્ભનું પતન કોઈ ન જાણે તેવી સરળતાથી કરી દેવા માટે પણ સત્યનારાયણને કથા કહેવડાવવાની લાલચ આપે!– આમ અનેક અનીતિભર્યાં કામો માટે પણ આ કથાનો જ ઉપયોગ થાય!

## ભ્રમભર્યું જાદુઈ.

સારાયે સમાજની અધોગતિ કરનાર હીન માનસ રચવામાં ધર્મકથાઓને નામે ચાલતાં આવાં ધતીંગો એ ભયંકર ભાગ ભજવ્યો છે. એથી પ્રજા કર્મકાંડોમાં રચી પચી રહેનારી, વાતોથી રાચનારી, વર્તનમાં પાણી વચ્ચે રહેતા પત્થર સમા અને દંભી બની ગઈ છે.

એ દંભ શીખવનારી કથાઓ પણ જોવા જેવી છે:

એક વેશ્યા હતી. જીવનભર વેશ્યાવૃત્તિ કરી. તેણે એક પોપટ પાળ્યો હતો. પોપટને તે 'રામ' એ શબ્દ શીખવતી હતી. તેટલામાં તેને નાગ ડસ્યો, તે મરી ગઈ પણ મરતાં મરતાં તેના મુખમાં રામનું નામ હતું તેથી તેનો ઉધ્ધાર થઈ ગયો! તે સ્વર્ગમાં ગઈ!

એક ખાટકી હતો. જીંદગીમાં એક જ ધંધો કરતો–પ્રાણીઓના સંહારનો. તેને બે છોકરાં હતાં. એક છોકરો, એક છોકરી–છોકરાનું નામ હતું નારાયણ. છોકરીનું નામ પ્રાણી. તેને સ્ત્રી નહોતી. મરી ગઈ હતી. એ માણસ માંદો પડ્યો. એની ચાકરી કરનાર પણ કોઈ નહિં. ખૂબ રિબાયો. મરવાની ઘડી આવી પહોંચી. એવામાં નાની છોકરી રડવા લાગી. ગમે તેવો તો ય બાપ ને? પથારીમાંથી ખેંચાઈ જતા અવાજે પોકાર કર્યો: "નારાયણ પ્રાણીને લે."–બરાબર તેજ વખતે એનું મરણ થયું. ભોળો ભગવાન સમજ્યો મને તેણે બોલાવ્યો અને તેને સ્વર્ગ સોંપડયું!

એક અઠંગ ચોર હતો. કથાના વાયરે પણ તે ન જાય. કથા ચાલતી હોય ત્યાંથી નીકળે તો આંગળીઓ વડે કાન બંધ કરે. એક દિવસ એક કથાસ્થાન આગળથી તે ચોરી કરવા જતો હતો. કાન બંધ કર્યા હતા, અકસ્માત તેને કાંટો વાગ્યો. તે કાંટો કાઢવા તેણે હાથ લંબાવ્યો તેટલો વખત કથાનાં વચન તેના કાનમાં પ્રવેશ્યાં. બસ્સ, એટલા કથા સ્મરણથી ય તે માણસ સુધરી ગયો ને તેનો ઉધ્ધાર થઈ ગયો!

એક રીતે જોઈએ તો વેશ્યા, ખાટકી કે ચોર ને પણ હલકાં ન માનો, તે બધાં સંજોગોનાં શિકાર થયાં છે. તેમને ઉદાર ભાવે એક જ તક આપો અને જરૂર તેઓ, સમાજના સારામાં સારાં મનાતાં સ્ત્રી પુરૂષ જેવાં બની જશે: એ અર્થ વાસ્તવિક મનાય. પરંતુ કથાકારો તેટલી ઉદારતા બતાવવા તૈયાર નથી, કેમકે તેમની બુધ્ધિનો વિકાસ જ

અટકી ગયેલા છે. તેઓ તો માત્ર કથા અને રામ નામનાં મહત્ત્વ બતાવવા માટે જ આવી વાતો જનતામાં ફેલાવે છે!

આવી કથાઓ ઉપરથી કેવી જાતના વિચારો સ્ફુરાય, તે સહજે સમજી શકાય તેમ છે, અને તેથી આવી જાતની ધર્મ કથાઓ સંસ્કૃતિ સર્જે છેઃ એવી ઉંધી માન્યતાને સાચી તરીકે માનનારા અને મનાવનારાઓની બુધ્ધિને માટે વિચાર થઇ પડે તેમ છે.

## કથાકારોનાં ધતીંગ.

આવી કથાઓનો ધંધો લઇ બેઠેલાઓ હજ્જારો રૂપીયા કમાય છેઃ પરંતુ તેઓ એકલા ધનથી કે મિષ્ટાન્ન અને પ્રતિષ્ઠાથીજ સંતોષ પામતા નથી. અનેક સ્થળે તપાસ કરવાથી મને જણાયું છે કે, આવા કથાકારો ભોળી સ્ત્રીઓને ઠગીને તેમના ધનનું હરણ કરે છે અને સાથે સાથે તેમના તનનો ય ભોગ લે છે! એટલે જેને સંસ્કૃતિના મશાલચીઓ માનવાની ભૂલ કરવામાં આવે છે, તેઓ કામવાસનાની તૃપ્તિ માટે શિકાર શોધનારા બદમાશો છે, અને વિના પ્રયાસે સહેલાઇથી ધન પ્રાપ્તિ માટે ધંધા કરીને, સમાજના વિકાસને રૂંધે છે.

અને તેથી નવયુગ રચવાના આશાવાદીઓએ આવાં ધતીંગોને દફનાવી દઇ, પ્રજાના માનસના વિકાસ માટે નવા જ યુગને અનુકૂળ, વિકાસવાહક, વધાવી લેનારા અને પ્રાથમિક યુગની સંકુચિત બુધ્ધિના પરિણામ રૂપ નહિં, પણ વર્તમાનયુગની બુધ્ધિની ખીલવટની પ્રસાદી રૂપ, વિચારોનો ફેલાવો કરવા માટે તૈયાર થઇ, ધર્મકથાઓના નામે ચાલતા તમામ સડાને સાફ કરવાની જરૂર છે.

: માણભટ્ટની કથા :



જે સ્વાર્થ સાધના સાથે અનીતિનો પ્રચાર કરવામાં કારણભૂત બને છે.

# મહાભારતના યુગની સમાજ વ્યવસ્થા

:: લેખક: શ્રી સમાજસુધારક ::

**ભૂતકાળના ભક્તો વર્તમાનને ઉતારી પાડી, ભૂતકાલિન ભવ્યતા અને દિવ્યતાની પારાવાર પ્રશંસા કરતાં સારાયે સમાજને હિણવામાં મહત્તા માને છે. તેવા માનસના માનવ સમુહના હિસાબે, કળિકાળ એટલે પાપ, અનીતિ, અનાચાર અને અત્યેક પ્રકારની નબળાઇનો યુગ. તે પહેલાંના યુગ વંદવા યોગ્ય, પૂજવા લાયક! એ મનોદશા કેવી વિચારશૂન્યતામાંથી જન્મી છે, તે પ્રસ્તુત લેખમાં બતાવવામાં આવ્યું છે.**

---

પ્રજા સમુહની પામરતા તેના વિચાર દૌર્બલ્યમાંથી જન્મે છેઃ દુર્બલ વિચારોવાળાઓ હમેશાં પરાશ્રયી હોય છેઃ પરાશ્રયી માનવ સમુહ નશીબવાદી હોય છેઃ નશીબવાદ કાયરતાની જનની છેઃ આમ અવનતિની પરંપરા નીસરણીનાં પગથીયાંની માફક ચાલી જાય છે.

વર્તમાન હિંદુ સમાજના ઘણાજ મોટા સમુહની માન્યતા પ્રમાણે અત્યારે કળિયુગ ચાલે છે. કળિયુગ એટલેજ ઘણો ખરાબ યુગઃ તેમાં તો તમામ જાતનાં ખરાબ કામોજ થવાનાંઃ મનુષ્યમાંથી માનવતા ચાલી જવાનીઃ પૃથ્વીમાંથી રસ-કસ શોષાઇ જવાનાઃ વૃક્ષોનાં ફળ બે સ્વાદાં બનવાનાંઃ સગાંઓનો સ્નેહ કરમાઇ જવાનોઃ એવી કંઇ કંઇ કલ્પનાઓ કળિયુગને માટે પ્રવર્તે છે.

કળિયુગ પહેલાં ત્રણ યુગ થઇ ગયાઃ સત્યયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગ. સત્યયુગ એટલે તો સર્વ પ્રકારનાં પુણ્યનો પાપના લવ માત્રે અંશથી રહિત નિર્મળતમ યુગ: દ્વાપર એટલે અમુક અંશે બગડેલો પણ ઘણે અંશે નિર્મળ રહેલો તેવો યુગ : ત્રેતા એટલે પાપ-પુણ્યના સમાન અંશવાળો યુગ. આ વ્યાખ્યા તે તે યુગના માનવ સમાજને લાગુ પાડવામાં આવે છે. તેમનાં વિચાર-વાણી અને વર્તનને લાગુ પાડવામાં આવે છેઃ તે સમયના સંસ્કાર, શિક્ષણ અને વાતાવરણને માટે પણ તે જ નિયમ ઘટાવં-વામાં આવે છે. અર્થાત્: કળિયુગનાં મનુષ્યો ખોટાં, તેમના સંસ્કાર ખરાબ, કાર્ય ખરાબ, બધુંજ ખોટું, સડેલું!

આવી વિચારપ્રણાલિકાને લીધે પરિણામ એ આવ્યું છે કેઃ હિંદુ સમાજનો મોટો ભાગ પોતાની સર્વાંગે થયેલી અવનતિને પણ નશીબવાદી 'બનીને બનવાનું' માટે બન્યું'-ગમે તેમ કંયું' હોત તોપણ તેમ થવા વિના ન જ રહેત: એમ માનીને છેક જે

ચેતન વિહોણો બની ગયો છે. પોતાની પડતીનાં કારણ તેથી તે શોધી શકતો નથી, પોતાની દુર્દશાનું વાસ્તવિક ભાન થતાં એ વિચાર તેને અટકાવે છેઃ તેને લીધે દુર્દશામાંથી છૂટવા માટે પ્રયત્ન કરવાની લાગણી તેનામાં જન્મતી નથીઃ કેમકે થવાનું છે તે કદી મિથ્યા થવાનું નથીઃ પુરૂષ ગમે તેટલા પ્રયત્ન કરે પણ ઇશ્વરની કૃપા વિના તે કદી સફળ થતા જ નથીઃ કરોડ પ્રયાસ કરો પણ પ્રભુનું જ ધાર્યું થાય છેઃ ગમે તેમ કરો પણ નશીબમાં મોહયું હશે તો, ભલાભલા વિરોધીઓ પણ અટકાવી શકવાના નથી!

આવી માન્યતાથી અંગ્રેજોનું આ દેશમાં રાજ્ય સ્થપાયું તેને પણ હિંદુ સમાજ વિધિના લેખ, નશીબના ખેલ, પ્રભુની મરજી માને છે. અને આ બધી માન્યતાઓની પાછળ સત્યયુગ અને બીજા યુગો કરતાં કળિયુગ ખરાબ યુગ છે એ જાતની જે ભ્રમણા રહી છે તે પ્રબલ કામ કરી રહી છે.

પ્રણાલિકાવાદની વાત જવા દઇએ, અને વિકાસવાદના નિયમે, તેમ જ ઐતિહાસિક દૃષ્ટિ એ જોઇએ તો, ચાલી આવતી તમામ માન્યતાઓ નિરાધાર, અસત્ય અને અશક્યજ લાગવાની.

સમયની વિભાગણીની સગવડ માટે ચાર યુગમાં અમુક અમુક સમયને વહેંચી નાખવામાં આવે તેમાં કંઇ ખોટું નથી, પરંતુ તે વિભાગણીની સાથે માનવ સમાજની શ્રેષ્ઠતા અને અધમતાની ઘડ માથા વિનાની કલ્પનાને જોડી દેવામાં આવે, તે કલ્પના ખોટી અને પ્રજા સમુહના હિતની વિરોધી હોવાથી તેને માનતા બંધ પડવાનીજ જરૂર ઉભી થાય છે.

અણુ પરિમાણુઓના વિકાસવાદની નજરે સામાન્ય જંતુઓમાંથી, પ્રાણીનો વિકાસ થતો ગયો, તેનું હાલનું છેવટનું સ્વરૂપ માનવ પ્રાણીમાં પરીણમ્યું: એવી કલ્પનાને માનવી કે કેમ તે વિવાદગ્રસ્ત પ્રશ્નને બાજુપર મૂકીને માત્ર, માનવજાતિના આદિ મનુષ્ય અને હાલના મનુષ્યની સરખામણી કરીએ તો, કદમાં ક્રૂરતામાં, સામર્થ્યમાં વર્તમાનકાળનો માનવી, આદિકાળના મનુષ્યથી ઉતરી ગયો છે એ વાતને સ્વીકારી શકાય; પરંતુ, પ્રાથમિક કાળના મનુષ્ય કરતાં વર્તમાનકાળની મનુષ્યની બુધ્ધિનો વિકાસ પારાવાર થયો છે. તેની તો કોઇ પણ બુધ્ધિમાન મનુષ્યથી ના પાડી શકાશે જ નહિં.

એટલે કહેવાતા સત્યયુગના મનુષ્ય કરતાં વર્તમાનયુગનો મનુષ્ય બુધ્ધિમાં કુદરતી તત્વો ઉપરના કાબુમાં અને વ્યવસ્થાશક્તિમાં ઘણો જ વિકાસ પામેલો છે એ નિર્વિવાદ છે.

બીજું: દેવો અને રાક્ષસોની પાછળ જે પ્રકારના ભવ્ય અને બિહામણી કલ્પનાઓ ખડી કરવામાં આવી છે, તે કલ્પનાઓ અવાસ્તવિક છે. આદિ કાળથી દુનિયામાં માણસો જ વસે છે અને માણસો જ રહેવાના છે. દેવ દાનવની કલ્પનાઓમાં દ્રાવિડનું વર્ચસ્વ આ દેશના મૂળ વતનીઓ ઉપર સ્થાપવાનો પ્રયત્ન છે. તેટલુંજ પ્રાથમિક યુગમાં વિકાસ નહિં પામેલી બુધ્ધિનું યે તેમાં નિદર્શન છે. જે કંઇ ન સમજાય તે તમામ વસ્તુમાં «દિવ્યગૂઢતા»નું આરોપણ કરવું, એ પૃથ્વીના પ્રત્યેક ખંડના આદિ મનુષ્યોનો સ્વભાવ છે. એટલે સત્યયુગ ચાલ્યો ગયો, હવે તો કળિયુગ ચાલે છે, તેથી બધું એમ જ

ચાલવાનું ! એવી એવી માન્યતાઓના ભ્રમનું નિરસન થવાની જરૂર છે.

તે માટે મહાભારતના કાળમાં કેવી સમાજ વ્યવસ્થા હતી, તે યુગના સમાજના નેતાઓ કેવા હતા, લગ્ન પ્રથા કેવી હતી, નીતિનાં બંધનો કોને માનવામાં આવતાં: તે બધું ઐતિહાસિક નજરે બતાવી ને, એ સિધ્ધ કરવાનો ઉદ્દેશ છે કે, મહાભારતના યુગ કરતાં–કે જે યુગની ભવ્યતા અને દિવ્યતાની હિંદુ સમાજમાં ભારે પ્રશંસા થાય છે, કથા સ્વરૂપે તેને વારંવાર યાદ કરવામાં આવે છે, એ માની લીધેલી એ પ્રાચીન મહત્તાનાં તૂટી પડેલાં ખંડેરો ઉપર, નશીબવાદ અને નિરાશાવાદના થાંભલા મૂકી, પરાશ્રયી વૃત્તીમાં સંતોષ તેમજ સમાધાન માનનાર માનસ મંદિરને તેની ઉપર ખડું કરવાની હિણુ ભાગી રૂઢીઓની પૂજા કરવામાં આવે છે.—વર્તમાનયુગના મનુષ્યની નીતિની ભાવનાનો, સમાજ વ્યવસ્થાની ભાવનાનો, માનવતાની ભાવનાનો, તેમજ બુદ્ધિનો વધુ અને વધુ વિકાસ પુરવાર કરે છે.

મહાભારતનું સામાન્ય વર્ગમાં બહુ માન છે, કેમકે, તેના લેખક કહે છે તેમ, મહાભારતને "શ્રદ્ધાયુકત થઇને નિત્ય સાંભળશે, તે લાંબું આયુષ્ય, કીર્તિ ને સ્વર્ગને પ્રાપ્ત થશે." એ વાતને તેઓ સાચી માને છે, પરંતુ મહાભારતનો લેખક કહે છે: "પૂર્વે સર્વે દેવોએ મળીને એક તરફ ચારે વેદો અને એક તરફ મહાભારત મૂકીને તુલના કરી હતી, તેમાં રહસ્યો સાથે ચારે વેદો કરતાં પણ મહાભારત અધિક થયું". એ માન્યતાને તમામ હિંદુઓ સ્વીકારતા નથી, તો પણ શિક્ષિત છતાં શ્રધ્ધાળુ વર્ગ મહાભારતને, હિંદના ઐતિહાસિક ગ્રંથ તરીકે ગણાવે છે: એ દષ્ટે પણ સહુથી પહેલાં મહાભારત ઉપર દ્રષ્ટિ નાખવાનું યોગ્ય માન્યું છે.

## મહાભારતના યુગની સમાજ વ્યવસ્થા

મહાભારતના આદિપર્વના અનુક્રમણિકા પર્વના પહેલા અધ્યાયમાંજ નીચેના ત્રણ વચનો આવે છે:

[૧] "માતા સરસ્વતી અને ધર્માત્મા તથા બુધ્ધિમાન એવા ગંગાના પુત્ર ભીષ્મની આજ્ઞાથી, વિચિત્રવીર્યની અંબિકા વગેરે સ્ત્રીઓમાં, વીર્યવાન કૃષ્ણદ્વૈપાયને ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર નામના અગ્નિ જેવા ત્રણ કુરવંશીય પુત્રોને ઉત્પન્ન કર્યા" [મહાભારત, આદિપર્વ અ. ૧ લો.]

[૨] આપત્તિ સમયમાં સ્ત્રીઓએ સંતતિને માટે શ્રેષ્ટ પુરૂષની પ્રાર્થના કરવી, એ ધર્મનો સ્વીકાર કરીને, કુંતિ તથા માદ્રિએ દુર્વાસાની મંત્ર વિદ્યાનો પ્રયોગ કર્યો, તેથી ધર્મ, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમારો રાણીઓની પાસે ગર્ભાધાન કરવા આવ્યા અને તેઓએ રાણીઓમાં પુત્રો ઉત્પન્ન કર્યા." [આદિ.–અ. ૧ લો.]

[૩] "દુષ્કર્મ કરનાર દુર્યોધનની સ્ત્રીઓથી પણ કોઇ મહાત્મા પુત્ર ઉત્પન્ન કરશે નહિ" [આદિ: અ–૧ લો]

એ વચનો ઉપરથી સહજે જણાઇ આવે છે કે, તે યુગમાં જીવંત પતિની હયાતિ છતાં, બીજા પુરૂષો તે હયાત પતિની પત્ની સાથે સહવાસ કરીને સંતાનોત્પત્તિ કરી શકતા હતા. અને તેમ કરનાર પુરૂષનુ-

શ્રેષ્ઠત્વ કે મહાત્માપણું તેથી હણાઇ જતાં નહિં; તેવી સ્ત્રીઓ પણ સમાજમાં બહુમાન પામતી; તેમજ તેમનાં સંતાનોના વારસા હકકના સંબંધમાં કશું જ વિઘ્ન ઉભું થતું નહિં.

વર્તમાનમાં—જેને કળિયુગ કહીને નિંદવામાં આવે છે, તે કાળમાં સ્ત્રી જાતિ તરફ દૃષ્ટિ બદલાઇ છે, અને મહાભારતના યુગનો પતિ જેમ તેને એની ઇચ્છા હોય કે ન હોય છતાં પરપુરુષના સમાગમની આજ્ઞા કરતો તેમ, આજના સમાજના છેલ્લા થરનો અજ્ઞાન પુરુષ પણ કરતો નથીઃ અને તેમ કરે તોપણ કળિકાળની સ્ત્રી તેવી આજ્ઞાને માથે ન ચડાવે એટલી સ્વતંત્ર તો જરૂર બની છે જ.

તે વિષે વિશેષ વિસ્તારથી જોવાથી વધુ ખાત્રી થાય છે. આદિપર્વના, પૌલોમપર્વ નામના પાંચમા અધ્યાયમાં અગ્નિસંવાદથી જણાય છે કે, ભૃગુ ઋષિનાં પત્ની પુલોમાને ભૃગુ ઋષિ સાથેનાં લગ્ન પહેલાં પુલોમા નામના રાક્ષસ સાથે વરાવવામાં આવી હતી. અને જ્યારે તે પત્ની કોની એનો તોડ પુલોમા રાક્ષસે અગ્નિદેવ પાસે માગ્યો ત્યારે ભૃગુ ઋષિના શાપના ભયથી, દેવ મનાતા અગ્નિએ જૂઠાણાનો આશરો લીધો હતો! તેથી રાક્ષસ ઋષિપત્નીનું હરણ કરી ગયો હતો! આમ છતાં પુલોમાની પવિત્રતા, ભૃગુનું મહત્ત્વ કે અગ્નિનું દેવત્ત્વ ત્રણેમાંથી એકેનું મૂલ્ય તે યુગમાં ઘટ્યું ન હોતું.

આઠમા અધ્યાય ઉપરથી જણાય છે કે, મહાત્માઓના નામે ઓળખાતા ઋષિઓએ અપ્સરા નામની વારાંગના જાતિની સ્ત્રીઓ સાથે સમાગમ કરી પુત્રો ઉત્પન્ન કર્યા હતા અને તે પુત્રો, ઋષિ પુત્રો જ મનાયા હતા—જેમકે પ્રમતિએ ધૃતાચીથી ઉત્પન્ન કરેલ રૂરૂ. એ રૂરૂએ મેનકાની હાલ જેને ગેરકાયદેસર ગણવામાં આવે, તેવી રીતે જન્મેલી યુવાન થયેલી પુત્રિ પ્રમદ્વરાને સ્થૂલકેશ ઋષિના આશ્રમમાં જોઇ અને તે "ધર્માત્મા તે વખતે કામથી પીડિત થયો.

"બુધ્ધિમાન અને મુનિ શ્રેષ્ઠ પરાશર," માછી મારની સત્યવતી નામની રૂપાળી કન્યાને નદી તીરે જોઇ, તે સાથે જ તેના ઉપર મોહ પામી, નદીને સામે તીરે ઉભા રહેલ ઋષિઓની પણ પરવા ન કરતાં તેની પાસે કામવાસના તૃપ્ત કરવાની માગણી કરી, તે વખતે તે બુધ્ધિમાન ઋષિ સત્યવતીને એવું આશ્વાસન આપે છે કેઃ

"મારૂં પ્રિય કર્યા પછી પાછી તું કન્યા ભાવને જ પ્રાપ્ત થઇશ."

અને વળી તેને મનગમતો વર લાવી આપવાની પણ એ 'ઋષિ શ્રેષ્ઠ' પરાશરે ખાત્રી આપી.—આ સમાગમથી ઉત્પન્ન થયા તે દ્વૈપાયન. તે ઋષિએ " વેદનો શાખા ભેદથી વિસ્તાર કર્યો તેથી તેમનું નામ વ્યાસ અથવા વેદવ્યાસ કહેવાયું."

પાંડવોની માતા કુંતી જ્યારે 'કન્યા હતી' ત્યારે તેને પેટે કર્ણનો જન્મ થયો હતો. દ્રોણી નામની સ્ત્રીના ભરદ્વાજ સાથેના સમાગમથી દ્રોણમુનિનો જન્મ થયો હતો.

આજ રીતે ગૌતમ ઋષિએ એક પુત્ર અને એક પુત્રી ઉત્પન્ન કર્યાં હતાં. એ પુત્રી તે અશ્વત્થામાની માતા કૃપી, અને પુત્ર તે કૃપાચાર્ય.

વિદુરજીનાં માતા શૂદ્ર જાતિનાં હતાં, તેમની સાથે દ્વૈપાયન ઋષિના સમાગમથી વિદુરજીની ઉત્પત્તિ થઇ હતી.

પાંડવો પાંડુ રાજાના પુત્રો કહેવાયા, પરંતુ ધર્મ, વાયુ, ઇંદ્ર અને અશ્વિની-કુમારના વીર્યથી તેમની ઉત્પત્તિ થઇ હતી.

દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની હતી, અને તે પ્રત્યેકથી તેને પ્રતિવિંધ્ય, શ્રુતસોમ, શ્રુતકીર્તિ, શતાનિક અને શ્રુતસેન નામના પાંચ પુત્રો ઉત્પન્ન થયા હતા.

એ બધું ૬૩ મા અધ્યાયમાં છે.

૬૪ મા અધ્યાયમાં લખ્યું છે કે, પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કરી ત્યારે "ક્ષત્રિયાણીઓ પુત્રની ઇચ્છાથી બ્રાહ્મણોનો સમાગમ કરવા લાગી અને તેમની સાથે ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણો પ્રત્યેક ઋતુકાળમાં સમાગમ કરવા લાગ્યા. તે બ્રાહ્મણોથી હજારો ક્ષત્રિયાણીને ગર્ભ રહ્યા અને તેઓએ મહાન પરાક્રમી એવા ક્ષત્રિય કુમારો અને કુમારિકાઓને પુનઃ ક્ષત્રિયોની વૃધ્ધિને માટે ઉત્પન્ન કર્યાં!"

એટલુંજ નહિં પણ દૈત્ય નામની જાતિ પશુ સમાગમથી ઉત્પન્ન થઇ હતી તેવું પણ એ જ અધ્યાયમાં બતાવ્યું છે.

અધ્યાય ૧૦૨, ૧૦૩ અને ૧૦૪ માં શાંતનુના નાના પુત્ર [ સત્યવતી અથવા મત્સ્ય-ગંધાથી થયેલ ] વિચિત્રવીર્યની કથા છે. ભીષ્મે કાશીરાજને હરાવ્યો, તે પછી તેની બે પુત્રિઓ અંબિકા અને અંબાલિકાને પોતાના નાના ભાઇ વિચિત્રવીર્યની સાથે પરણાવી. તે કામાત્મા થયો અને "બન્ને કામિનીઓ સાથે સાત વર્ષ વિહાર કરતાં તે જુવાન રાજા વિચિત્રવીર્ય ક્ષયનો ભોગ થઇ પડયો...અને મૃત્યુ પામ્યો." [અ. ૧૦૨].

"પછી દીન તથા કૃપણ થયેલી અને પુત્રની આકાંક્ષા કરતી સત્યવતીએ બન્ને વહુઓને સાથે રાખીને પુત્રની ક્રિયા કરી." અંબિકા અને અંબાલિકાને લઇને ભીષ્મ પાસે ગંઇ અને તેને કહ્યું: "હે ધર્મધારીમાં શ્રેષ્ટ! તારા પ્રત્યે અત્યંત વિશ્વાસ રાખીને તને હું એક કાર્યમાં યોજું છું. તે સાંભળીને તું તેમ કરવા માટે યોગ્ય છે. હે પુરૂષ શ્રેષ્ટ! મારો પુત્ર અને તારો ભાઇ વિચિત્રવીર્ય જે વીર્યવાન અને તને ઘણો વહાલો હતો તે સંતતિ ઉત્પન્ન કર્યા વિનાજ બાલ વયમાં મૃત્યુ પામ્યો છે. હે ભારત! આ કાશિરાજની બે પુત્રીઓ જે તારા ભાઇની રાણીઓ છે, તે રૂપ યૌવનથી સંપન્ન પવિત્ર તથા પુત્રની કામનાવાળી છે. હે મહાબાહુ! આપણા કુલની વૃધ્ધિને માટે તે બન્નેથી તું પ્રજા ઉત્પન્ન કર." ત્યારે ભીષ્મે કહ્યું. "હે માતા! તમે કહો છે તે પરમ ધર્મ છે એમાં સંશય નથી; પરંતુ પ્રજોત્પત્તિના સંબંધમાં મારી તિવ્ર પ્રતિજ્ઞા છે તેને તમે જાણોજ છો." ત્યારે સત્યવતીએ ભીષ્મને આપદ્ધર્મ જાણીને પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરવા કહ્યું [અ: ૧૦૩]

તે વખતે ભીષ્મે અપર માતાને દીર્ઘત-માની પ્રાચીન કથા આ પ્રમાણે કહી:

"પૂર્વે ઉતથ્ય નામના પ્રસિધ્ધ અને બુધ્ધિમાન ઋષિ થઇ ગયા. તેમને મમતા નામની બહુ માનીતી ભાર્યા હતી. એ ઋષિના નાના ભાઇનું નામ બૃહસ્પતિ. તે દેવોના પુરોહિત હતા. એકદા કામવૃત્તિથી પ્રેરાઇને તે મોટા ભાઇની પત્ની મમતા પાસે ગયા. ત્યારે દિયરને મમતાએ કહ્યું: "તમારા મોટા ભાઇથી મને ગર્ભ રહેલો છે, માટે તમે શાંત થાઓ. હે મહાભાગ્યવાળા બૃહ-સ્પતિ! આ ઉતથ્યનો ગર્ભ મારા પેટમાં

રહીનેજ ષડંગ વેદનું અધ્યયન કરે છે. તમે પણ અમોઘ વીર્યવાળા છો અને બે પુત્રનો અહિં સમાસ થાય તેમ નથી; આમ હોવાથી તમારે આજે વિરામ પામવું ઘટે છે...તો પણ પ્રૌઢબુધ્ધિવાળા બૃહસ્પતિ કામથી વ્યાકુળ થયેલા ચિત્તને વશ કરવા સમર્થ થયા નહિં, તે કામી બૃહસ્પતિ નિષ્કામ વૃત્તિવાળી મમતાની સાથે સંબંધમાં આવ્યા." પછી ગર્ભમાંના બાલકે પણ તેમને કહ્યું: "તમે કામપરાયણ થશો નહિં, કારણ કે અહિં બે ને રહેવાનો સંભવ નથી. અવકાશ અલ્પ છે અને હું પ્રથમથી જ અહિં આવેલો છું. તમે સફળ વીર્યવાળા છો માટે મને પીડા કરવી તમને ઉચિત નથી...પણ તેનાં વાક્યને ન સાંભળીબૃહસ્પતિ સુંદર નેત્રવાળી મમતાની સાથે મૈથુન ભાવને પામ્યા જ."

એ ગર્ભમાંનો બાલક તે ગૌતમનો પુત્ર ઋષિ દીર્ઘતમા. તે જન્માંધ હતા, પરંતુ આશ્રમના કોઇપણ મુનિઓની પરવા કર્યા વિના તે ખુલ્લી રીતે સ્ત્રી સમાગમ કરતા હતા. આથી મુનિશ્રેષ્ઠો તેમના ઉપર ગુસ્સે થયા, તે વખતે તેમની પત્ની પ્રદ્વેષીએ પણ તેમનો તિરસ્કાર કર્યો, અને તેમને છોડીને બીજા પતિ કરવાની ધમકી આપી અને પુત્રોની મદદથી તેમને ગંગામાં હડસેલી મુક્યા.

[આ ઉપરથી તે યુગમાં ઋષિ પત્નીઓ એક પતિ જીવતો છતાં અનેક પતિ કરી શકતી. તે પ્રમાણે મારિષા દશ પ્રચેતાઓની પત્ની હતી. શ્રુતિઓમાંથી પણ એકી સાથે ઘણા પતિ કરવાની રીતને જ્યાં નિંદી છે, ત્યાં પણ ક્રમ પ્રમાણે એકથી વિશેષ પતિ કરવાની રીતનો તો સ્વીકારજ કરેલો છે.]

ગંગામાં તણાતા એ ઋષિને બલિરાજાએ બચાવ્યા અને પછી ઋષિને કહ્યું: "હે મહાભાગ! હે માનવ! તમે મારા વંશની વૃધ્ધિને માટે મારી ભાર્યાથી ધર્માર્થમાં કુશળ એવા પુત્રો ઉત્પન્ન કરવાને યોગ્ય છો. આ પ્રમાણે રાજાનું કહેવું સાંભળીને તે તેજસ્વી ઋષિએ કહ્યું: 'ભલે તેમ થાઓ.' ત્યારે રાજાએ પોતાની સુદેષ્ણા નામની ભાર્યાને ઋષિની પાસે જવાની આજ્ઞા કરી પણ તે અંધ ને ઘરડો છે, એમ માનીને સુદેષ્ણા ગઇ નહિં અને પોતાની દાસીને મોકલી અને તે શૂદ્ર જાતિની દાસીમાં ધર્માત્મા ઋષિએ કાક્ષીવાન આદિ અગિયાર પુત્રો ઉત્પન્ન કર્યા." પછી બલિરાજાને પાછળથી કેટલાંક વર્ષો બાદ એ વાતની ખબર પડી ત્યારે તેણે "તે ઋષિશ્રેષ્ટને પ્રસન્ન કર્યા અને પુનઃ પોતાની ભાર્યા સુદેષ્ણાને ઋષિની પાસે મોકલી." તેથી રાણીને અંગ, વંગ, કલિંગ, પુંડ્ર અને સુહ્મ નામના કુમારો થયા" [અ. ૧૦૪] વગેરે કહીને ભીષ્મે માતાને કહયું કેઃ "તમે કોઇ ગુણવાન બ્રાહ્મણને ધન આપીને બોલાવો કે જે વિચિત્ર વીર્યની રાણીઓમાં પુત્રો ઉત્પન્ન કરે." [અ. ૧૦૫]

તે વાત સ્વીકારી સત્યવતીએ પોતાની કૌમાર દશામાં પરાશરના સમાગમથી દ્વૈપાયન અથવા વ્યાસની ઉત્પત્તિ થઇ હતી તે વાત ભીષ્મને કહી. એ કથા આ પ્રમાણે છેઃ "મારા ધર્મયુક્ત પિતાની એક હોડી હતી. જે ધર્માદા ફેરવવામાં આવતી હતી. એક વખતે પ્રથમ યૌવનમાં આવેલી હું તે નાવ ફેરવતી હતી; તે વખતે ધર્મવેત્તામાં શ્રેષ્ટ અને બુધ્ધિમંત એવા પરમર્ષિ પરાશર મુનિ યમુના નદી તરવાને માટે તે નાવમાં આવ્યા. જ્યારે

તેમને હું યમુના નદીની પાર લઇ જતી ત્યારે કામાર્ત થયેલા તે મુનિશ્રેષ્ટ મારી પાસે આવી શાંત્વન પૂર્વક મધુર વચનથી મને પોતાનું જન્મ તથા કુલ કહેવા લાગ્યા. મેં તેમને કહ્યું: હું માછીની પુત્રી છું, પછી એક તરફ ઋષિના ક્રોધથી ડરતી અને બીજી તરફ પિતાથી ભય પામતી, અને ઋષિએ આપેલી અનેક લાલચોથી લોભ પામેલી, હું તેમને રોકવા સમર્થ થઇ નહિં. તે વખતે તે ઋષિએ મારો—બાલાનો નાવમાંજ પરાભવ કરી મને વશ કરી. પછી તેમણે મને કહ્યું કે મારાથી રહેલ ગર્ભવાળા બાલકને તું આ નદીના દ્વીપમાં જ મૂકજે, અને તેમ થવાથી પણ તું કન્યા જ ગણાઇશ."

આ રીતે ઉત્પન્ન થયેલ વ્યાસને વિચિત્ર વીર્યની સ્ત્રીઓમાં પુત્રોત્પત્તિ માટે બોલાવવાનું તે પછી બન્નેએ મળીને ઠરાવ્યું. અને વ્યાસને તેડાવી 'કુલની વૃધ્ધિને માટે' વિચિત્ર વીર્યની બન્ને રાણીઓમાં પ્રજા ઉત્પન્ન કરવાનો આગ્રહ કર્યો. અને ધામધૂમથી વ્યાસે પ્રથમ કૌસલ્યા [અંબિકા]ને ગર્ભાધાન કરાવવાનો નિશ્ચય જણાવતાં કહ્યું: "કૌસલ્યાએ શુધ્ધ વસ્ત્રાલંકાર ધારણ કરી, શયનસ્થાનમાં જઇને મારા સમાગમની આકાંક્ષા કરવી." [અ. ૧૦૫]

એ પ્રમાણે કરવાનું પુત્રવધને સમજાવતાં સત્યવતીએ કહ્યું: "હે કૌસલ્યે! તને ક્રીડા આપનાર છે તે તારા ગર્ભમાં પુત્રનો પ્રવેશ કરશે. તે મધ્યરાત્રિએ આવશે માટે તું સાવધ થઇને તેની વાટ જોજે." તે પ્રમાણે વાટ જોતી અંબિકાના દીવાઓથી ઝળહળતા શયનખંડમાં વ્યાસ ગયા અને અને 'તેની સાથે સમાગમ કર્યો."

ત્યાર પછી અંબાલિકા સાથે તેમણે નિયોગ કર્યો. અને તેથી ધૃતરાષ્ટ્ર અને પાંડુનો જન્મ થયો. તેમ છતાં "સત્યવતીએ ઋતુકાલમાં ફરી મોટી વહુ અંબિકાનો વ્યાસ જોડે નિયોગ કરાવવાની તજવીજ કરી" પણ અંબિકા વ્યાસના દેહમાંથી નીકળતી દુર્ગંધ અને તેના બિહામણા શરીરથી કંટાળેલી હોવાથી, પોતાની દાસીને વ્યાસના શયનખંડમાં મોકલી; તેથી વિદુરની ઉત્પત્તિ થઇ. [અ. ૧૦૭.]

## પુરાતન ધર્મતત્વ !

આગળ ચાલતાં પુત્રોત્પાત્તની ક્રિયાથી હણાયલા પાંડુને પુત્રોની વાંચ્છના થઇ તે પ્રસંગ આવે છે. ત્યારે તેણે પોતાની સ્ત્રી કુંતીને, નિયોગ કરવાની સલાહ આપતાં, બાર પ્રકારના પુત્રોનું વર્ણન કરતાં કહ્યું છે કે: "હે પૃથા! પોતાના શુક્રથી પ્રજા ન થાય તો પોતાનાથી જે શ્રેષ્ઠ હોય તેના વીર્યથી પુત્ર લેવો. ધર્મફળ આપનાર તે પુત્ર શ્રેષ્ઠ છે, એ સ્વયંભુવ મનુએ કહેલું છે." [અ.–૧૨૦–શ્લો–૩૬] તે પછીના પાંચ શ્લોકમાં પાંડુ કુંતીને આમ કહે છે: "માટે હે યશસ્વિનિ! હું પોતે પુત્ર ઉત્પન્ન કરવાને અયોગ્ય હોવાથી તને આજ પ્રેરણા કરૂં છું કે, આપણા સમાન અથવા આપણાથી શ્રેષ્ઠ હોય તેવાથી તું પુત્ર પ્રાપ્ત કર. હે કુંતિ! આ સંબંધમાં શારદંડાયનની સ્ત્રીની કથા તું સાંભળ. તે વીરપત્નીને તેના પતિએ પુત્ર જન્મને માટે આજ્ઞા કરી હતી. હે કુંતિ! ત્યારે તે સ્ત્રી ઋતુવ્રત પામી સ્નાન કરીને રાતે ચકલામાં ગઇ અને ત્યાંથી એક બ્રાહ્મણને બોલાવી લાવી...પછી તે બ્રાહ્મણ સાથે રહી અને ત્યાં તેણે દુર્જય વગેરે ત્રણ મહારથી પુત્રો ઉત્પન્ન કર્યા હતા

હે કલ્યાણિ! તેમ તું પણ મારી આજ્ઞાથી તપ વડે શ્રેષ્ઠ એવા બ્રાહ્મણથી પુત્રોત્પત્તિને સારૂ તત્કાલ યત્ન કર." અને પોતાની એ દલીલના ટેકામાં તે વધુ કહે છે: "હું તને ધર્મવેત્તા મહાત્મા ઋષિઓએ જોએલું પુરાતન ધર્મતત્ત્વ કહું છું તે સાંભળ: **હે સુંદરમુખ! પૂર્વે સ્ત્રીઓને કોઇ જાતનું બંધન ન હતું. એટલે સર્વે તેને જોઇ શકતા હતા; તથા હે સુંદર હાસ્યવાળી! તેઓ સ્વતંત્ર અને ઇચ્છામાં આવે તેમ રતિસુખ માટે વિહાર કરતી હતી. હે સુભગે! તેઓ કૌમારવયથી જ પતિને ત્યજી વ્યભિચાર કરતી હતી; તો પણ હે વરારોહે! તે અધર્મ કહેવાતો નહિ; કારણ તે પહેલાં ધર્મ ગણાતો હતો ......હે રંભોરૂ! આ પ્રમાણે દ્રષ્ટ ધર્મ છે. મહાર્ષઓ પણ તેને માને છે અને ઉત્તર કુરુદેશમાં હજી પણ તે ધર્મ માનથી પ્રવર્તે છે. સ્ત્રીઓના ઉપર અનુગ્રહ કરનારો તે પુરાતન ધર્મ છે."** એમ કહીને પાંડુએ કુંતિને ઉદ્દાલક નામના મહર્ષિની કથા કહી. તેનો સાર એ છે કે, એક મહર્ષિને શ્વેતકેતુમુનિ નામનો પુત્ર હતો. પિતા-પુત્ર અને ઋષિપત્ની બેઠાં હતાં, તેવામાં એક બ્રાહ્મણે આવીને શ્વેતકેતુની માતાનો હાથ પકડ્યો ને કહ્યું: 'ચાલ આપણે જઇએ.' આ જોઇને ઋષિપુત્રને કોપ થયો, પણ ઋષિએ પુત્રને શાંત કરતાં કહ્યું: "હે વત્સ! તું કોપ કરીશ નહિ. કેમકે આ સનાતન ધર્મ છે. સર્વ વર્ણની સ્ત્રીઓ બંધન રહીત છે."

વળી પાંડુ રાજાએ કુંતિને બીજાં ઉદાહરણ આપતાં કહ્યું: "સૌદાસ રાજાએ પુત્ર જન્મ માટે પ્રેરેલી મદયંતી પણ વસિષ્ટની પાસે ગઇ હતી, અને તેથી તેને અસ્મક નામનો પુત્ર થયો હતો." અને પછી કુંતિએ પતિની આજ્ઞા પ્રમાણે ચાર પુરુષો સાથે નિયોગ કરી પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. [અ, ૧૨૧-૧૨૨] આ માટે પાંડુએ જુદી જુદી વખતે કુંતિને વધુ પુત્રો ઉત્પન્ન કરવાનો આગ્રહ કર્યો હતો. [અ. ૧૨૩-૧૨૪.]

## સુવર્ણયુગનાં ખોટાં શમણાં.

**આ** બધાં અવતરણો લંબાણથી ઉતારવાનું એ જ કારણ છે કે, તેથી આપણને એ ખ્યાલ સહજે આવી શકે કે, જે યુગને સુવર્ણયુગ માનીને તે યુગમાં પાછા ફરવાથી આપણી ઉન્નતિ થશે, એવાં ખોટાં શમણાં સેવવાની જે પ્રત્યાઘાતી વલણનું સેવન આપણા સમાજમાં કરવામાં આવે છે. તે યુગ પ્રાથમિક દશામાં હતો: તે યુગની સમાજ વ્યવસ્થા સંપૂર્ણ ખીલેલી નહોતી, એટલું જ નહિં પણ અનેક અવળી માન્યતાઓ ઉપર આધાર રખાને, પોતાને સમાજના નેતા તરીકે માનનારા-મનાવનારાઓ પણ તે જ રીતે ચાલતા હતા.

આર્યોના આ દેશમાંના આગમનના આદિ કાળમાં વસતિના વધારા માટે પ્રજોત્પત્તિ તે પ્રત્યેક સ્ત્રી-પુરૂષનો ધર્મ મનાયો હશે: તે ભાવનાને છેક ત્રીજા યુગ સુધી એ જ રીતે માનવામાં આવતી દેખાય છે; તે પણ બતાવે છે કે, સામાજિક વ્યવસ્થાના બાબતમાં, પ્રાચીનકાળના આર્યોનો માનસિક વિકાસ બહુ થયો ન હતો; પરંતુ તે સમયે પણ તેઓમાં સામાજિક વ્યવસ્થાની બાબતમાં અર્ધ ખિલેલા પ્રાથમિક દશાના જ વિચારો ચાલતા હતા.

મહાભારતને અપૂર્વ ઐતિહાસિક ગ્રંથ તરીકે ઓળખાવવામાં આવે છે, એટલે તેની ઉપર આધાર રાખીને તે યુગની સામાજિક વ્યવસ્થાને જોતાં, કામવાસનાનું પ્રાધાન્ય તે વખતે વિશેષ દેખાય છે. અને અત્યારે કામી સ્ત્રી–પુરૂષની તરફ સમાજ તિરસ્કારની કરડી દષ્ટિ રાખે છે, તેને બદલે તે યુગમાં તેવાં સ્ત્રી પુરૂષની તરફ બહુમાનની નજરે જોવાતું. સમર્થ ધર્મવેત્તાઓ અને ઋષિવરો પણ કોઇક યુવાન સ્ત્રીને જોઇને વિવશ બની જતા, અને તુરત જ તેની પાસે શરીર દાનની માગણી કરતા, એનાં તો અનેક ઉદાહરણો મહાભારતમાંથી મળે છે.

તે યુગની સમાજ વ્યવસ્થાનાં આટલાં મુખ્ય અંગ ખાસ કરીને સ્પષ્ટ રીતે આગળ તરી આવે છે:

[૧] મહાભારત યુગમાં અને ત્યાર પહેલાં સ્ત્રી જાતિને ઘણીજ સ્વતંત્રતા હતી. [પાંડુના કહેવા પ્રમાણે તો–તેઓ સ્વતંત્ર અને ઇચ્છામાં આવે તેમ રતિસુખને માટે વિહાર કરતી. તેઓ કૌમાર વયથીજ તેમ જ પતિને ત્યજીને વ્યભિચાર કરતી તો પણ તે અધર્મ કહેવાતો નહિં.]

[૨] સ્ત્રી જાતિ એક પતિની હયાતીમાં પણ તેના પતિના દેખતાં, પરપુરૂષની સાથે સમાગમ કરી શકતી.

[જુઓ ઉદ્દાલક ઋષિવાળું ઉદાહરણ.]

[૩] સ્ત્રીઓ ગમે ત્યારે પતિનો ત્યાગ કરીને ચાલી જતી [શાંતનુ અને ગંગાના સંબંધમાં ગંગા પતિને કહે છે: "હે મહિપાલ ! હું તમારી પટરાણી થઇશ. પણ હે રાજન્ ! હું અશુભ અથવા શુભ જે કંઇ કરૂં તેમાં તમારે મને રોકવી નહિં, તેમ જ અપ્રિય પણ કહેવું નહિં. હે પાર્થિવ ! આ પ્રમાણે તમે વર્તશો ત્યાં સુધી હું તમારી સાથે રહીશ; પણ જ્યારે તમે મારા કાર્યમાં મને રોકશો અથવા અપ્રિય કહેશો ત્યારે હું નિઃસંશય તમને ત્યજી જઇશ." મહાભારત આદિ અ. ૯૮ શ્લો. ૨–૪].

[૪] તે યુગની આર્ય સ્ત્રીઓ એકી વખતે એક કરતાં વધુ પતિ રાખી શકતી, અને એક પછી એક એમ તો ગમે તેટલાં પતિ કરી શકતી.

[૫] સધવા સ્ત્રીઓની પાસે તેમના પતિ પરપુરૂષથી પ્રજોત્પત્તિ કરાવતા.

[૬] વિધવાઓ એકથી વધુ વખત નિયોગ કરીને પુત્રોત્પત્તિ કરતી અને તે સનાતન ધર્મ ગણાતો.

[૭] કૌમારાવસ્થામાં યુવતિઓ પુરૂષ સમાગમ કરી, સંતાનોત્પત્તિ કરતી, છતાં તે કન્યા મનાતી. અને કૌમાર દશામાં થયેલાં સંતાનોનું જેમ સમાજમાં બહુમાન થતું તેમ તે સ્ત્રીને પણ શ્રેષ્ઠ પુરૂષો લગ્ન કરીને પોતાની પત્ની તરીકે સ્વીકારતા.

આ સ્થિતિ અત્યારે કોઇ પણ દેશમાં લઇ ચલાવવામાં આવે નહિં. જ્યાં છુટાછેડા ઘણીજ સહેલાઇથી થઇ શકે છે, ત્યાંયે તે માટે કાયદાની થોડી ઘણી વિધિની પણ જરૂર પડે છે. અને અનેક ઋષિ મુનિઓની તેમજ ક્ષત્રિય રાજાઓ અને યોધ્ધાઓની જે રીતે ઉત્પત્તિ તે વખતે થઇ હતી, તે રીતે આજે જો કોઇ બાળક ઉત્પન્ન

થાય તો તેને ગેરકાયદેસર ગણવામાં આવે છે: એટલું જ નહિં, પણ તેવાં સ્ત્રી પુરૂષોનો સમાજ તિરસ્કાર કરે છે.

## છેવટનો નિર્ણય

એટલે છેવટનો નિર્ણય એજ કરી શકાય છે કે, મનુષ્યનો બૌધ્ધિક વિકાસ ક્રમે ક્રમે થતો જાય છે. અને તેથી અગાઉના બહુ વખણાયલા ત્રણે યુગોનાં મનુષ્યો કરતાં કળિકાળના મનુષ્યના માનસનો ઘણો વિકાસ થયેલો છેજ: તે માનવું જ પડશે. અને તેથી પ્રાચીન યુગ એ સુવર્ણ યુગ કે સત્યયુગ હતો, એવી માન્યતાની ભ્રમણામાંથી છૂટવું પડશે.

આમ છતાં જેઓ તે માનવાને તૈયાર ન હોય, પ્રાચીન-પ્રાથમિક અને આદિ કાળની નીતિ રીતિવાળા સમયને સત્યયુગ તરીકે માનવાનાજ આગ્રહી હોય, તેમણે ઉપર જે અનુક્રમે ૭ તત્ત્વો-તે યુગના ખાસ લક્ષણ તરીકે-આપ્યાં છે, તેનો સ્વીકાર કરી આચારમાં ઉતારવા તૈયાર થવું જોઇએ. કેમકે જે યુગને આદર્શ તરીકે મનાવવામાં આવતો હોય, તે યુગની નીતિ રીતિને પણ આદર્શ માનીને તે પ્રમાણે વર્તવું જ જોઇએ. તેમાંના અમુક ભાગને સર્વશ્રેષ્ઠ તરીકે મનાવી, બીજા કાર્યને પ્રતિકૂળ કે વર્તમાન જમાનાને માટે અયોગ્ય કહી શકાય નહિં.

*જો તેવું માનવું હોય તો તો* પછી, વર્તમાન યુગને જ જે અનુકૂળ હોય તેજ પ્રમાણે ચાલવાનો નિરધાર કરીને, જૂનું તેજ સારૂં અને તેનેજ અનુસરવામાં સંસ્કૃતિનું સંરક્ષણ થઇ શકે બીજી રીતે નહિંજ-એ માન્યતાને પ્રત્યેક હિંદુએ તિલાંજલિ આપી, જીર્ણતાની જરી પુરાણી મનોદશાની ગુલામીમાંથી સર્વાંશે છૂટવા, સંપૂર્ણાંશે તત્પર થવુંજ જોઇએ.

---

પ્રજાસત્તાનો પ્રભાવ મહાન છે, જેણે કૈસર અને ઝારના સિંહાસન પદચ્યુત કીધાં છે, તે આં બ્યુરોક્રસીના જોરને શા માટે દુર ન કરી શકે?—**સરરઝાજ હુશેનખાં.**

પંજાબી, શીખ અને રજપૂતોના શૌર્યની બક્ષીસ તેઓનાં બચ્ચાંઓ માટે જમાનાના લાભો અને ઉચ્ચ જ્ઞાનના દ્વારો બંધ કર્યાથી અપાઇ છે. —**લજપતરાય.**

# ગુજરાતી રંગભૂમિ

લેખક : શ્રી ભરત

પ્રજા સમુહના મનરંજનની સાથે સાથે, પ્રજાના માનસને ઓપ આપવા માટે રંગભૂમિનો ઉપયોગ, ખંડખંડની પ્રજાએ લાંબા સમયથી કરેલો છે.

હિંદુસ્થાનમાં રંગભૂમિની સંસ્થા જગતની બીજી કોઇપણ પ્રાચીન પ્રજા કરતાં યે પ્રાચીન છે. ભરતમૂનિએ રંગભૂમિને શાસ્ત્રીય પધ્ધતિ પર ચલાવવા માટે નાટ્ય શાસ્ત્ર રચ્યું, ત્યારથી એને શુધ્ધ શાસ્ત્રીય સ્વરૂપ મળ્યું હતું.

અત્યારે રંગભૂમિની સાથે ઓતપ્રોત થયેલાં અભિનયકલા, નૃત્યકલા, સંગીતકલા અને લેખનકલા એ તમામ કલાઓની સ્થાપના, હિંદમાં પ્રાચીનકાલથી થઇ હતી.

સંગીતકલાને નારદે વ્યવસ્થિત સ્વરૂપ આપ્યા પછી ગાંધર્વ નામની જાતિ એ વ્યવસાયમા પડી હતી, કિન્નર, અપ્સરા વગેરે નૃત્યકલા અને સંગીતકલાને જ જીવનનો સ્વીકૃત ધર્મ માનતી હતી. [જાતિએ શબ્દ અહિં કોમ જેવા ભાવમા નહિં પણ વ્યવસાયના અર્થમા વાપરવામાં આવ્યો છે.]

તેજ રીતે ગ્રીક, રોમન આદિ પ્રાચીન પ્રજા પણ રંગભૂમિની રચના અને વ્યવસ્થા કરતાં સારી રીતે જાણતી હતી. જો કે પ્રાચીનતામા હિંદ ચઢી જાય છે, અને પ્રાચીન આર્યાવર્તની કેટલીય પ્રાચીન નગરીઓ જમીનદોસ્ત થઇ ગઇ છે, એટલે નાટ્યગૃહોની પ્રાચીન આર્યવ્યવસ્થા કેવી હશે તેનો ખ્યાલ કરવા માટે આપણી પાસે પ્રત્યક્ષ સાધન નથી, અને તક્ષીલા જેવી પ્રાચીન નગરીઓ પણ હજી આપણને તેનો ખ્યાલ આપી શકે તેટલે અંશે પૃથ્વીના પેટમાંથી બહાર આવી શકી નથી. પરંતુ રોમનો અને ગ્રીકોની ભવ્ય તેમજ વિપુલ નાટકશાળાઓ કેવી હશે તેના પુરાવા તો આજેય ખડા છે. આ ઉપરથી એવા અનુમાન ઉપર આવવાને કારણ મળે છે કે, તે સમયના આર્યાવર્તની નાટકશાળાઓ રોમનો અને ગ્રીકોની નાટકશાળાઓ કરતાં પ્રમાણમાં નાની હશે.

સંસ્કૃત યુગનાં જે નાટકો અત્યાર સુધી આપણને ઉપલબ્ધ થયા છે, તે જોતાં જણાય છે કે, નાટ્યશાસ્ત્રની પાછળ બ્રાહ્મણવાદ અને ક્ષત્રિયવાદ એટલે બુધ્ધિવાળાઓ તેમજ બાહુ બળવાળાઓના વર્ચસ્વને સમાજ ઉપર કાયમનાં ટકાવી રાખવાની જ વૃત્તિ પ્રાધાન્યપણે હતી. વૈશ્યોને તે યુગમા ક્વચિત જ યાદ કરવામાં આવતા અને જ્યારે યાદ કરતા ત્યારે પણ હંસી માટે જ, શૂદ્ર વર્ગને ઉતરતો માનવાની ભાવના—આર્યોના આર્યાવર્તમાના આગમન કાળે જેટલી પ્રબલ હતી તેટલી જ પ્રબલ, પણ ત્યારે વધુ વ્યવસ્થિત થતી દેખાય છે.

ગ્રીક અને રોમન નાટકોમાં પણ એ જ ભાવના પ્રબળપણે તરવરી આવતી જણાય છે.

એકહથ્થુ–આપખુદ રાજસત્તાના એ પ્રાચીન યુગમાં તમામ કલાઓનાં સંરક્ષક અને પોષક રાજાઓ જ મનાતા. તેઓ પ્રજાને તેની મજા ચાખવા દેતા–પરંતુ પ્રજા એટલે મોટે ભાગે દરબારીઓ જ હોય તેમ લાગે છે. ગ્રીસ અને રોમમાં પ્રજાત્વની ભાવના જ્યારે વધુ વ્યાપક અને વિસ્તારી બની હતી ત્યારે, આનંદનાં સ્થાનોમાં આમવર્ગને વધારે છૂટથી ભાગ લેવા દેવામાં આવતો હતો.

નાટ્યકલાનો પ્રસાર અને વિકાસ તે પછી સકલ વિશ્વના ખંડેખંડ અને દેશે દેશમાં, પોત પોતાના સંજોગ, શિક્ષણ, સ્વભાવ તેમજ વાતાવરણને અનુકૂળ થતો ગયો છે અને હજુ થાય છે. તેમાં અનેક દેશોમાં રંગભૂમિએ પ્રજાને ઘડવામાં, ઇતિહાસ શીખવવામાં, ગુલામી મનોદશા દૂર કરવામાં, સ્વતંત્ર થવામાં અને સ્વતંત્રતાના સિધ્ધાંતોને વિકસાવી તેનો પ્રસાર કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

પરંતુ બીજી અનેક બાબતોની માફક આપણે એ દિશામાં પણ પાછળ પડી ગયા છીએ. ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ ઘણો જૂનો નથી. તે પહેલાં પ્રજાને આનંદ પ્રાપ્તિ માટે રામલીલાઓ, રાસધારીઓની મંડળીઓ અને પાછળથી તો છેક ભવાઇ ઉપરજ આધાર રાખવો પડતો હતો: અને એ ભવાઇનું પતન એટલું બધું થઇ ગયું હતું કે, સ્ત્રીજાતિ તે જોવા પણ જઇ જ શકે નહિં; એટલું તો નહિં પણ સમાજના શિક્ષિત અને સંસ્કારી વર્ગ પણ તે જોવા જતાં શરમાય.

આપણી ગુજરાતી રંગભમિ–રંગભમિની ક્ષતિઓ અને નબળાઇઓમાં બીજી રંગભમિઓ કરતાં ઘણી આગળ નહિં વધતી હોય તો પાછળ તો પડી ગઇ જ નથી; પરંતુ ઉપયોગિતા અને વિકાસ બંનેની નજરે તો ઘણી જ ઉતરી ગઇ છે.

મૂડીવાદ, બ્રાહ્મણવાદ, શાહીવાદ, સત્તાવાદ, પુરાણવાદ તેમજ બીજા એકહથ્થુ સત્તાવાદને ઉત્તેજન આપવું તે તો વર્તમાન રશિયન રંગભૂમિ શિવાય પૃથ્વી ઉપરના પ્રત્યેક દેશની રંગભમિનો ઓછા કે વધારે અંશે ધર્મ થઇ પડયો છે જ. પરંતુ ગુજરાતી રંગભમિની આ દિશાની નબળાઇ તો છેક જ અક્ષમ્ય છે. લગભગ એકેકે એક નાટક કાં તો પુરાણોની કોઇક કથાને મારી મચડીને, અથવા તો એકાદ ઐતિહાસિક પ્રસંગમાંથી ખરો ઇતિહાસ ઉડાવી દઇને લખવામાં આવે છે! તેમાં એકસોમાં નવ્વાણું નાટકમાં સામાજિક સુધારાને ભયંકર જડ્ડી રીતે ઉતારી પાડવામાં આવ્યા હોય છે: સ્ત્રી જાતિને માટે અનેક અસત્યો જેમાંથી ઉભરાઇ રહ્યાં હોય તેવા પ્રસંગો યોજી, સ્ત્રી જાતિને છેક જ અન્યાય કરી, પુરૂષોનું વર્ચસ્વ જ નહિં, પણ તેમની ભીષણ આપખુદી સ્ત્રી જાતિ ઉપર ચાલૂ રહે તેવી ભાવના બતાવવામાં આવી હોય છે: રાજા વિનાનું ગુજરાતી નાટક તો ભાગ્યે જ જોવામાં આવે છે! રાજા આવ્યો એટલે રાજદરબાર આવવાનો અને જ્યાં દરબાર આવ્યો એટલે દરબારીઓ અને નાચનારીઓ પણ આવવાની: પુરાણકાળનું નાટક હોય છતાં દરબારીઓ અને નાચનારીઓના પોશાક ઢંગધડા વિનાના તેમજ વારાંગનાઓના મુખે ગવાતું ગાયન ઉર્દુ જબાનમાં! આવું આવું સમય સંજોગને પ્રતિકૂળ એવું તો આરંભથી અંત સુધી પ્રત્યેક નાટકમાં જોવા મળવાનું! પણ એ

તો ગૌણ બાબત છે, મુખ્ય બાબત તો આપણી રંગભૂમિ પ્રેક્ષકોનાં માનસ ઘડવામાં કેવો ફાળો આપે છે તેજ છે: અને તે દ્રષ્ટીએ જોતાં તેની અસર જો કંઇ પણ હોય તો, તે બધી જાતના અનિષ્ટ અને આપખુદ સત્તાવાદને નિરંતર માન આપી નિભાવી લેવાના જ સંસ્કાર આપે છે!

ગુજરાતી રંગભૂમિના હાલના સૂત્રધારો કેવળ વ્યાપારી નજરે જ એ ધંધો ચલાવનારા મૂડીવાદી મનોદશાવાળા, ઘણું ખરૂં ઓછામાં ઓછા શિક્ષણ પામેલા માણસો જ હોય છે. તેમને સમાજની કે દેશની ઉન્નતિને માટે લગભગ કશી જ લાગણી હોતી નથી, એથી માત્ર બીભત્સ અને ભયાનક મનોવૃત્તિને પોષવાના જ ત્યાં પ્રયત્નો થાય છે. એજ દ્રષ્ટીએ વર્તમાન રંગભૂમિ માટે નાટકો લખાવવામાં આવે છે અને શૃંગારને નામે બીભત્સ રસનાં પૂર રંગભૂમિ ઉપર વહેવડાવવામાં આવે છે.

આથી સાહિત્ય, સંગીત અને અભિનય કલાનું અને નાટકશાળાને અંગે જરૂરી એવી ચિત્રકલાનું વર્તમાન રંગભૂમિ ઉપર નિત્ય ખૂન જ થાય છે.

મૂડીવાદના એકહાજ વાદથી પ્રેરાયલા ગુજરાતી રંગભૂમિના ચાલકો અને માલિકો, નટોને માટે પણ સોંઘાં બજાર શોધે છે. આ ધંધામાં તેથી સુશિક્ષિત માણસો પડતા નથી. નાટકશાળાઓના માલિકોને તે પસંદ પણ નથી. કેમકે, તેમને પોતાના નોકરો ઉપર જુલમ ગુજારવાની ટેવ પડી ગઇ છે, અને એ જુની ટેવ તેમના સહજ સ્વભાવ જેવી થઇ ગઇ છે: એટલે સંસ્કારી તેમજ સુશિક્ષિત માણસો તેમને પોષાય તેમ નથી.

આપણી રંગભૂમિના નટ સમુદાયની પાસે કરાવવામાં આવતાં ખર્તા અને તેમની સાથેનાં વર્તન બગીચાના ગોરા માલિકોના વર્તનથી ઉતરે તેમ નથી. કારખાનાંઓમાં બાલમજુરો માટે કંઇ પણ દેખરેખ રખાય છે; પણ રંગભૂમિ રૂપી કારખાનાંના બાલ શ્રમજીવીઓના સંરક્ષણ માટે કશી જ વ્યવસ્થા ન હોવાથી, ઉજળી ભપકાદાર દેખાતી રંગભૂમિના પડદા પાછળ બનતા ભીષણ કાણ્ડો જનતા જાણી શકતી નથી. હમણાં હમણાં નટવર્ગમાંના કેટલાકોએ રંગભૂમિના માલિકોની દમનનીતિથી કંટાળી, સંઘબળ ખીલવવાના પ્રાથમિક પ્રયત્ન કરેલા, પરંતુ સુવ્યવસ્થિત મૂડીવાદના ખડક સાથે અથડાઇને તેમની ઉગતી આશાની નૌકાનો ભુક્કો નીકળી ગયો!

રંગભૂમિને યોગ્ય દિશામાં દોરવવામાં આવે, તો વર્તમાનપત્રો અને વ્યાસપીઠ કરતાં જનતાની જાગૃતિમાં તે સંગીન ફાળો આપી શકે; પરંતુ ગુજરાતી રંગભૂમિના સંચાલકોની પાસે એ આશા જ વધારે પડતી ગણી શકાય. વર્તમાનપત્રોને જેમ 'પ્રેસ એક્ટ'થી ડરતા રહેવું પડે છે, તેમ રંગભૂમિના સંચાલકોને છૂપી પોલીસના એક વિભાગથી નિરંતર ડરતા રહેવું પડે છે. પરંતુ વર્તમાનપત્રોના તંત્રીઓ તેમજ મુદ્રકો સુશિક્ષિત, સંસ્કારી અને દેશદાઝવાળા હોવાથી, તેઓ કાયદાના ડરથી એટલા ભયભીત રહેતા નથી કે, જેથી તેઓ પોતાના સ્વીકૃત સિધ્ધાંતનો ભંગ કરે: પરંતુ રંગભૂમિના સંચાલકોમાં માત્ર વ્યાપારી દ્રષ્ટી હોવાથી, છૂપી પોલીસના સેન્સરખાતાના

સાંડસામાંથી વિના વિઘ્ને નીકળી શકે તેવાં જ નાટકો તૈયાર કરાવે છે. અને 'નાટક પરીક્ષક' નામ છૂપી પોલીસના ખાતાની નજર તો, માત્ર કંઇ રાજ્યદ્રોહી વસ્તુ પેસી ન જાય તેટલું જ જોવા માટે ઉઘાડી રહે છે. સીનેમાં અને નાટકો બન્નેની પસંદગીમાં એ એક જ દૃષ્ટિ પ્રાધાન્યપણે રખાતી જણાય છે. રંગભૂમિના સંચાલકો પ્રજાના સીધા સંસર્ગમાં રહેતા નથી, તેમજ એમના કયાં નાટકો કયા કારણસર એ ખાતાએ નામંજુર કર્યાં તે જનતાને જણાવતા નથી. પરિણામે એ આખી ઘટના ઉપર સદાકાળ ગાઢો અંધાર પછેડો ઓઢાડેલો રહે છે.

.:.

**રં**ગભૂમ જે કવિતાઓને ઉત્તેજન આપે છે તે મોટે ભાગે કવિતા નામને પણ લાયક હોતી નથી, એટલું જ નહિં પણ તેમાં વિચારો પણ ઘણી વખત અધમાધમ હોય છે. અને તેમ થવામાં પણ રંગભૂમિના સંચાલકોની ભીષણ મનોદશા જ મૂખ્ય કારણભૂત હોય છે. એમની ઇચ્છા આગળ સામાન્ય લેખકો ચું કે ચાં કરી શકતા નથી, પણ એમ. એ. થયેલા પ્રોફેસરો સુદ્ધાં, પોતાના મંતવ્યની એમની ઉપર છાપ પાડવામાં ભયંકર રીતે નિષ્ફળ નિવડે છે; અને તેથી તેમની એ ભયાનક કરુણતામાંથી "લવ સીનમાં લપસી પડયાં" જેવાં ગંદાં ગાયનો - કૉલેજ સુધીના અભ્યાસમાં આગળ વધેલી ગુજરાતની યુવતીઓને મુખે, પ્રેક્ષક સમુહ સમક્ષ ગાવા જન્મી પડે છે!

સીન અને સીનરીને નામે આપણી વર્તમાન રંગભૂમિમાં કલાની સાથે સુરુચિનો પણ ભંગ થાય છે, ઐતિહાસિક સત્યો તેમાં દટાઇ જાય છે, અને કંગાળ ચિત્રકલા તેમજ પ્રેક્ષકોની દૃષ્ટિને આંજી નાંખે તેવી વિદ્યુત્પ્રભતીઓના ઝકઝમાળવાં ... પોતાના ઠેરાની સ્વાર્થી હરિફાઇ વૃત્તિમાં તણાઇને રંગભૂમિના સંચાલકો પ્રેક્ષક સમુહની બુધ્ધિની ભયંકર ઠેકડી કરે છે! વસ્ત્રો અને રાચરચીલાની એમની પસંદગી રંગભૂમિના સંચાલક થવા માટેની એમની નાલાયકાતે બતાવી આપે છે. આ કક્ષામાં તેમનામાં જે ઐતિહાસિક દૃષ્ટિ હોવી જોઇએ તેનો તો હજી જન્મ જ થયો નથી. તેથી રામચંદ્ર સાથે અરણ્યમાં વસતી જાનકી, છેલ્લામાં છેલ્લી કટની ઝરી ભરેલી ચોળી; વીસમી સદીનાં બુટ અને બંગડી તેમજ તેવી જ સાડી પહેરીને, વીજળીના દીવાઓથી શણગારેલા રસ્તા ઉપર ફરતી દેખાય છે! આ જાતનું સમયનું ભયંકર અપમાન માત્ર ગુજરાતી પ્રેક્ષકો જ સહન કરી લે.

તેના જેવી જ અજ્ઞાનતા રંગભૂમિના સંચાલકો પાત્રોની પસંદગી વખતે બતાવે છે. આથી અનેક વખત ૯–૧૦ વર્ષનો છોકરો યુવતિના વેશમાં રંગભૂમિ ઉપર આવી પ્રૌઢાના મોંઢામાં શોભે તેવી વાતો કરે છે! કુમુદસુંદરીનું કામ ગમે તેવા નાનકડા છોકરાને મળે છે! માતા કરતાં પુત્રી ઘણી વખત વયમાં મોટી હોય છે! એમને કોણ સમજાવે કે જે પાત્રનું કામ કરવાનું હોય તેને જ મળતો આવે તેવા ચહેરાના નટની શોધમાં પશ્ચિમની રંગભૂમિના સંચાલકો કેટલી મહેનત લે છે અને પૈસાનો પણ કેટલો ભોગ આપે છે! [વાસ્તવિક રીતે તે એ ભોગ નથી, પણ ખરી કીંમત છે.]

પુરૂષો સ્ત્રીનાં વસ્ત્રોમાં સજ્જ થઇ રંગભૂમિ ઉપર આવે, તે તો એટલી માનવ જાતિનું જ નહિં પણ કુદરતનું યે ભયંકર

અપમાન છે, અને તે દિશામાં પ્રેક્ષકોએ જ રંગભૂમિના સંચાલકો પાસે સુધારો માગવો ઘટે છે.

આપણી રંગભૂમિની આ બધી ખામીઓ દૂર કરવા માટે, તેમાં મૂળભૂત પરિવર્તનની જરૂર છે. તેમ કરવા માટે સહુથી પહેલાં રંગભૂમિના સંચાલકો રંગભૂમિને છેક જ અધમ પંક્તિએથી ઉંચી કક્ષાએ લઇ જવા માટે પોતાના કાર્યની પાછળ સિધ્ધાંત બળ રાખવું પડશે. જ્યાં સુધી તેમ નહિં થાય ત્યાં સુધી બુધ્ધિમાન વિદ્વાન માણસોનો તેમને સાથ મળશે નહિં. અને તેમના સાથ વિના રંગભૂમિના પ્રાણુસમાં નાટ્યાલેખનો સારાં થશે જ નહિં.

∴

**આ**જ સુધી પુરાણવાદ, સત્તાવાદ, વડીલવાદને ઉત્તેજન આપી, સામાજિક સુધારાની જ નહિં, પણ પ્રત્યેક જાતના નવા વિચારની ભયંકર ઠેકડી કરવામાં રંગભૂમિનો ઘણો દુરૂપયોગ થયો છે. હવે તે પ્રણાલિકાના જુના ચીલાની ગંદી ગરેડમાંથી નીકળીને સમાનવાદ, સહિષ્ણુતાવાદ, સમાજવાદ, પ્રજાવાદને પ્રબોધવાની, તેમજ સ્ત્રીજાતિની શકિત જનતાને બતાવવાની જરૂર ખડી થઇ છે! તે જાણી, તેવા મતને ઉત્તેજન આપનારાં નાટકો લખાવીને ભજવવાની જરૂર છે.

રંગભૂમિનો સુધારો આ શિવાય બીજાં પણ ઘણાં વાનાં માગી લે છે. દાખલા તરીકેઃ પ્રત્યેક નાટકની સાથે ગાયનો આવવાં જ જોઇએ એવો આગ્રહ શા માટે જોઇએ! તેજ રીતે દરેક નાટકમાં નાચ, ગરબો, દરબાર, દરબારીઓ એ બધું વિના કારણે પણ લાવવાની જીદની શું જરૂર છે?

હાલ સીન-સીનરી, બત્તીઓ અને પોશાક પાછળ જે આંધળો ખર્ચ થાય છે, તે માલ વિનાનાં વસ્તુને બાહ્ય ભપકાના ઠેકરાથી આંજી નાખવા માટેજ હોય છે. એમાંનો ઘણો બધો ખર્ચ સહેલાઇથી ઘટાડી શકાય અને સીન તેમજ કપડાં હેતુવાળાં રાખવા માટે વધુ કાળજીભર્યું ધ્યાન આપી શકાય. વિચારશીલ માણસો ખોટા આડંબરથી રાચતા નથી, ઉત્તમ વસ્તુથી રાચે છે. આમ કરવા જતાં કમાણી ઘટવાનો ભય રંગભૂમિના સંચાલકો રાખે છે; પરંતુ તેમનો એ ભય મિથ્યા છે, તે સમજવા માટે વધુ દૂર નહિં—માત્ર મરાઠી રંગભૂમિ સુધી જવાની જરૂર છે.

સમયની લંબાઇની બાબતમાં પણ હવે પ્રણાલિકાવાદને વળગી ન રહેતાં, રાત્રિના છેક દોઢ વાગ્યા સુધી સેંકડો માણસોને રોકી રાખવાને બદલે બાર વાગ્યા સુધીમાં પુરાં થાય તેવાં નાટકોની ગોઠવણ અત્યારના સમયે ઉદ્યોગી માણસોને માટે વધુ અનુકૂળ થઇ પડે, અને તેથી પ્રેક્ષકો વધુ સંખ્યામાં આકર્ષી શકાય, એ તો સીનેમામાં જતા પ્રેક્ષકોના સમુહ ઉપરથી પણ સમજી શકાય તેમ છે.

હાલનાં નાટકોમાં બધા જ રસ લાવવાનો મિથ્યા પ્રયત્ન થાય છે. તેને લીધે ધડ, માથાના સંબંધ વિનાનાં એક નાટકમાં બે નાટકો ભજવાય છે. તેમ નહિં કરતાં હાસ્ય ઝરાવતાં નાટકો, કરુણાન્ત નાટકો, શુભપરિણામી નાટકો જૂદાં જૂદાં યોજનીને ભજવવાં જોઇએઃ તેજ રીતે સંગીતવાળાં અને સંગીત રહિત નાટકો ભજવવાનો પણ આરંભ કરવો જોઇએ.

આમ થાય તો પશ્ચિમમાં જેમ બુધ્ધિમાને અને સંસ્કારી સ્ત્રી પુરુષો રંગભૂમિ સાથે સહકાર કરી તેને ઉચ્ચ કક્ષાએ લઇ ગયા છે, તેમ અહિં પણ જરૂર બને; વખોડાતી રંગભૂમિ વખણાવા લાગે અને હાલની માફક તે માત્ર કમાણીનું એકલું સાધન ન બનતાં પ્રજાનું માનસ ઘડવામાં સમર્થ ફાળો આપનાર સંસ્થા થઇ પડે. એ સંસ્થા દેશની આર્થિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય ગુલામીની બેડીઓ તોડવામાં યોગ્ય હિસ્સો આપે એટલું જ નહિં, પણ સાહિત્ય, સંગીત, અભિનય, નૃત્ય અને ચિત્રકલાની ખીલવણીમાં યોગ્ય અંજલિ આપી શકે.

---

હું માનું છું કે મધ્યમ પક્ષ એટલે બેદરકાર અને સ્વાર્થ-બીકણપણું છે. હિંદને હિંમતવાન ઉત્સાહી ચારિત્રોની જરૂર છે. ઝાંખી આશાઓ કે મધ્યમ ઇચ્છાઓવાળાની નહિ પણ હિંમતવાન સ્વભાવ, અને દેશને માટે મરીફીટનારાની.

**—બીશન નારાયણ ધાર.**

કેવળ સાંધાસુંધી કે થાગડ થીંગડા કામ નહિ આવે; છુટી છવાઇ રાજકીય બક્ષીસો અને છુટી છવાઇ છુટો હવે પ્રજાને બીલકુલ સંતોષ નહિ આપે.

**—અખીલચંદ્ર દત્ત.**

અડગ દ્રઢતા એજ સાચામાં સાચું ડહાપણ છે. **—નેપોલિયન.**

આખી દુનીઆના દેશો કરતાં હિન્દુસ્થાનમાં કરનું પ્રમાણ સૌથી વિશેષ છે.

**—ફેઝલુલ હક.**

જ્યાં સુધી હાલની (બ્યુરોક્રસી) સરકાર ચાલુ રહે ત્યાં સુધી દેશમાં કદી પણ શાંતિ ફેલાવાની નથી.—**સ્વામી શ્રધ્ધાનંદજી.**

હિન્દને જીવવું હોય અને (વેપારી) હરિફાઇની શરતમાં જીતવું હોય તો પ્રજાએ આત્મસંયમ અને પોતાનામાં વિશ્વાસ રાખવો જોઇએ. **—રામસ્વામી આયર.**

પરદેશી ઉપર તમારી કેળવણીનો ભરોસો રાખશો નહિં. આશ્રયની આશા ફક્ત દેશી આત્મા અને દેશી હસ્તોપર અવલંબે છે.

**—હીરેન્દ્રનાથ દત્ત.**

તમારા જુવાનો કેવા ધોરણપર ચાલે છે એ મને કહો તો નવી પ્રજા કેવા લક્ષણવાળી થશે તે હું કહું. **—બર્ક.**

તમારી જાતે વિચાર કરો, જોઇએ તો ખોટા વિચાર કરો પણ તમારી જાતે વિચાર કરો. **—લેસીંગ.**

# આગ

[નવલિકા.]

:: લેખક: શ્રી સીતારામ શર્મા ::

આ લેકના હૃદય સમી શરદની રાત્રિની નિર્મલ અને ઉજમાળી ચંદ્રિકામાં સૌદાસ ગામને પાદરે, ગ્રામ્ય સુંદરીઓ લાંબા-મીઠા હલકે નવરાત્રિનાં ગરબા ગાઇ રહી હતી.

સૌદાસના નવજુવાનો ટોળે મળી ગરબાઓ સાંભળતા શરદોત્સવની સાદી રીતે મઝા માણી રહ્યાં હતા.

ફૂલની કળીઓ જેવાં બાળકો કલંકિત નીશાનાથની નિષ્કલંક ચાંદનીદોળ્યા પૃથ્વી પટ ઉપર કંઇ કંઇ રમતો રમી રાચી રહ્યાં હતાં.

નવરાત્રિના અનેરા આનંદની લીજ્જત આખું ગામ સારૂં યે સૌદાસ ચાખી રહ્યું હતું.

તે વખતે કોઇને પણ જાણ ન થાય તે રીતે પ્રબલ પ્રેમનાં કેફમાં મસ્ત બનેલી રૂપાં ગરબામાંથી છટકીને રૂડાની સાથે સૌદાસિનીના કાંઠે ફરી રહી હતી.

પાલવડો પકડયો તો

પાર ઉતારજે

સૌદાસના ગોંદરે ગવાતા ગરબાના એ પડઘા દૂર દૂર રૂપાં અને રૂડાના કાને આવી આવીને અથડાતા હતા.

નદીને કાંઠે મોટા પત્થર ઉપર આત્મા સાથે આત્માનું સંલગ્ન સાધી બન્ને બેઠાં હતાં. બે જુદા દેહ જાણે એક થઇ ગયા હતા, બે નિરાળાં હૃદયમાં એકજ પ્રબલ શક્તિની ગતિએ એકી સાથે થતાં ધબકારની ગતિમાં નવો જુસ્સો આવ્યો હતો, પ્રેમના નશાથી બન્ને ઘેલાં બની ગયાં હતાં. હાથમાં હાથ બીડી રૂડો રૂપાંના અર્ધ શરીરને પોતાના ખોળામાં લઇને બેઠો હતો. બન્નેના લટકતા પગને પખાળતી સૌદાસિની એ પ્રેમી યુગલને રિઝવવા ઝીણું-મધુરૂં-શાંત-સંવાદી ગીત ગાતી હતી, બે પ્રેમી આત્માઓને એકાંત આપવા કુદરત બે ઘડી સૌદાસિનીનાં કોતરોમાં સંતાઇને બેસી ગઇ હતી. નીશાનાથ એક વિપલ રંથલીને એ પ્રેમીઓની પ્રેમચેષ્ઠા છાની છાની જોઇ રહ્યો હતો.

સૌદાસના ગોંદરેથી ગરબો ઝીલનારીઓના ફરીથી પડઘા પડયા:

પાલવડો પકડયો તો

પાર ઉતારજે

"રૂડા" પ્રણયમત્ત રૂપાંનો થડકતો સ્વર સંભળાયો.

"સાંભળ્યું ?"

"શું, રૂપાં?"

પ્રેમના નશાની કેફમાં ચકચૂર બનેલો રૂડો નિદ્રાધીન માણસ સફાળો જાગી ઉઠે તેમ જાગી ઉઠીને બોલ્યો.

"સૌદાસની સ્ત્રીઓ ગાય છે તે"

"ના. મને અત્યારે એ કશું સાંભળવાની પરવા નથી. જીવનમાં પહેલ વહેલાં જોયેલાં આ સુખના ઘેનમાં હું એટલો બેભાન બની ગયો છું કે, મને મારી યે ખબર નથી. મારી રૂપાં! રૂપાં! આજે કેટલા દહાડાની હોંશ આમ પુરી થઇ? અને મારી રૂપાં મળી એટલે મારે કશાની પરવા નથી."

તેણે પ્રેમોન્મત્ત બનીને રૂપાંના શરીરને પોતાના હૈયા સાથે જોરથી ભચડી નાખ્યું. તેના વણ-બોટાયલા તંદુરસ્ત હોઠ ઉપર એણે પહેલ વહેલી પોતાના પ્રણયની છાપ પાડી.

"રૂપાં, આ સુખ ઓછું છે, કે તને બીજું સાંભળવાની ફુરસદ મળે છે?"

ફરી ફરીને તેણે રૂપાંના હોઠને, કપાળને, મસ્તકને આંખને કેટલાંય ચુંબન કર્યાં.

પ્રણયીના એ ચુંબન દાનના મધુરા ઘેનમાં રૂપાં પોતાની જાતને ભૂલી, રૂડાને એકચિત્તથી જોઇ રહી હતી. સમસ્ત વિશ્વમાં એને રૂડા શિવાય બીજો કોઇ પુરુષ જીવતો નહોતો જણાતો.

કેટલીયે વિપળો એ પ્રણયમસ્ત વાતાવરણ ટકી રહ્યું. તેના નશાનો ઉભરો શમતાં, રૂપાંએ રૂડાની વિશાળ છાતીમાં પોતાના વિખરાઇ ગયેલા વાળવાળા ખુલ્લા માથાને શમાવી દઇને, તેના માંસલ ખભા ઉપર મમતાથી ધીરે ધીરે હુંફાળા હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું; "રૂડા, ગરબે ગાનારીઓ કહે છે:

પાલવડો મેં પકડયો તો
પાર ઉતારજે.

અને હું તને પૂછું છું કે, મારો પાલવડો પકડયો છે તે પાર ઉતારીશને?"

"તને મારો વિશ્વાસ હજી યે નથી? રૂપાં, મારી ઉપર તને હજી શંકા છે?"

રૂપાંના મસ્તકને પોતાના મજબૂત હસ્તો વડે મમતાથી પકડી, તેની કીકીઓમાં પોતાનું પ્રતિબિંબ જોતા રૂડાએ પૂછ્યું.

"રૂડા, મને તારામાં વિશ્વાસ ન હોત તો આટલું સાહસ કેમ કરીને ખેડત? જીવનમાં પહેલી વખત હું રાતને વખતે, પર પુરૂષ સાથે આમ એકલી નીકળી છું. મારા બાપા અને બા ને તું ક્યાં નથી જાણતો રૂડા? પણ એ બધાંનો ભો ભલીને સટકી નીકળી તે તો તારે ખાતર જ રૂડા!" રૂડાના ખોળામાં ઢળી પડેલી રૂપાં, રમતિયાળપણે તેના જાડા પહેરણના લબડી ગયેલા ચીંથરાના બોરીયાને રમાડતી રમાડતી બોલતી હતી. "પણ રૂડા, મારી સાહિયરો કહેતી હતી કે ભાયડાઓનો વિશ્વાસ નહિં. એ તો આજે આમ ફરે ને કાલે તેમ ફરે. રૂડા! તું તો એવો નથી જ, મારી ખાત્રી છે. પણ આજે જે પાલવડો તારા હાથમાં સોંપ્યો છે, તે કદી ન છોડતો.."

રૂપાંની કીકીઓમાં તે વખતે અનેક વીજળીઓ નાચી ગઇ. તેના સુખમંડળ ઉપરે શરમના કંઇ કંઇ ભાવો તરવરી રહ્યા.

"મારી રૂપાંને છોડું?—હું?—એ શું બોલી રૂપાં! મારો પ્રાણ છોડું પણ તને?..."

નિર્જન એકાંતમાં, એ પ્રણયઘેલાંની બેલડીને એકલી જ રહેવા દઇ, પ્રેમી આત્માઓની રસમસ્તીની કલ્પનાજ કરીને સંતોષ માનવો પડશે!

રૂડો કદાવર, અલમસ્ત અદ્ભુત હતો. સોદાસની પાસેના માણેકપુરના મકન પટેલને ઘેર ઉછર્યો હતો. વરસો પહેલાં માણેકપુરની ભાગોળે, કણબીવાડની પાછળના વાડાઓની વાડ અને ઉકરડાઓની વચ્ચેથી કપડામાં વીંટાએલું એક બાળક મળ્યું હતું. અને મકન પટેલની દૂરની સગી એક જુવાન વિધવા, જેની તરફ ગામની સ્ત્રીઓ શંકાની નજરે જોતી તે એ જ દિવસે નાશી ગઇ હતી. તેથી મકન કાકાએ તે બાળકને પોતાને ત્યાં રાખીને પાળી પોષીને મોટો કર્યો હતો. એ ગુન્હા માટે માણેકપુરના લોકો રૂડાને અંતરથી ધિઃકકારતા હતા.

રૂડો એકલો ખેતરમાં બેઠો હોય ત્યારે ઘણી વખત માતાની કલ્પના મન્તિઓ ખડી કરતો. કોઇક પુરુષથી ઠગાયલી, એને કપડામાં વીંટી વાડ નીચે મૂકીને પાછું વાળીને જોવાની હિંમત કર્યા વિના, છાની છાની અડધી રાતે ચાલી જતી માડીને તે કલ્પતો અને કલ્પનાની એ માતાની દયા ખાતો—અંતરથી તેને પૂજતો.

સંજોગનો ભોગ બનેલી વિધવાને ફસાવનાર માણેકપુરનો જ ભીરુ પુરૂષ સમાજમાં માનપ્રદ રીતે રહી શકતો, પણ પોતાનો જેમાં કશો જ વાંક ન હોતો એવા રૂડાની તરફ એ સમાજ, એની માના નામે વેર વાળતો હતો. રૂડો અનેક વખત એ કષ્ટની વેદનાથી પિડાઇને એકલો એકલો ગામના ગોંદરે લેરલાની વડવાઇઓ નીચે બેશીને, કે મકન કાકાની ભેંસો ચારતાં આંબાની આમરાઇ નીચે ધરતીને ખોળે સૂતાં સૂતાં, રૂદન કરતો અને સંભાળે માની લીધેલાં માતાના પાપને પોતાનાં અશ્રુજળથી ધોઇ નાખવા મંથતો.

જેની માનસિક મુર્તિને અનેક દિવસોથી મન મંદિરમાં પ્રેમ અને સન્માનથી પધરાવીને તે પૂજા કર્યા કરતો હતો, તે રૂપાળી રૂપાં અત્યારે એકાંત આકાશ નીચે, સુતેલી કુદરતની શાંતિમાં એના ખોળામાં—એની બનીને આરામ લેતી હતી, ત્યારે રૂડાની નજરે સમક્ષ કેટલાય જૂના પ્રસંગો જાગૃત સ્વપ્નની માફક તરવરી રહ્યા હતા. માણેકપુરના લોકોની ટીકાઓથી કંટાળી પહેલ વહેલો તે સોદાસમાં રામા પટેલને ત્યાં સાથી તરીકે રહેવા માટે આવ્યો, ત્યારે રામાભાઇની લાડકી પુત્રી રૂપાંને પહેલ વહેલી જોતાં તેના હૈયામાં વિજળીનો જે ઝબકારો થયો હતો—એ ઝબકારાના તેજમાં અંજાઇ, તેણે જે અનેક મિઠી કલ્પનાઓ કરી હતી તેનું તેને સ્મરણ થયું. ભેંસોને ઘાસ નાખતી, વિખરાયેલા વાળવાળી રૂપાં, ગ્રામ્ય કન્યાની નિર્દોષ બેદરકારીથી કાંચળી અને ચણીઓ પહેરીને ફરતી, સૂર્યોદય સમે ખીલેલા કમળ જેવી દેખાતી, ફુટતી યુવાનીને ઢાંકવાનો સહજ પણ પ્રયાસ કર્યા વિના આમતેમ ફરતી, રૂડા સામે નિષ્કામ આતુરતા ભરી દ્રષ્ટિ ફેંકતી, પિતાની વાત સાંભળવા કુતુહલ વૃત્તિથી ઉભી હતી, તેને જોઇને જુવાન રૂડાના દિલને અજાણે પણ જે આકસ્મિક ગલીગલીયાં થઇ ગયાં હતાં તે પછી નીરંતર તે રૂપાંનાજ છાંયડામાં જીવન ગાળતો હતો; તે જીવનના જૂદા જૂદા પ્રસંગ તેને સાંભરી આવ્યા.

રામા પટેલે તેને પોતાને ત્યાં સાથી તરીકે રાખ્યો, ત્યારથી, જ્યારે જ્યારે તે રૂપાંને જોતો ત્યારે ત્યારે આશાભર્યે હૃદયે, આતુર નયને તે એનાં પગલાં ગણતો. એને હૃદયેશ્વરી માનીને છાનોછાનો પૂજતો. કોઇ ન જાણે તે માટે તેણે હૈયાના ગુપ્ત ભાગમાં

રૂપાંની મૂર્તિને સંતાડી રાખી હતી. અને ખેતરમાં હળ ખેડતો હોય, બળદ ચારતો હોય, ઘાસ કાપતો હોય; ગાડું કે કોસ હાંકતો હોય, ત્યારે એ મૂર્તિને કુંળા કુંળા ભાવથી પંપાળતો. રૂપાંને એની ખબર નહોતી. ખબર હોય તોપણ પોતાના ઘરના નોકરને પ્રેમી તરીકે સ્વીકારવા તે તૈયાર પણ નહોતી. પણ પરિણામે પ્રેમીની દૃષ્ટિને પૃથ્વીના પટ ઉપર કોણ પારખી શક્યું નથી? રૂપાંને પણ એ પરખ પડી. રૂડાની આંખીઓમાં તેણે હરણાં દોડતાં દેખ્યાં. રૂડો ન જાણે તેમ તેના દિલમાં પણ રૂડા માટે કોમળ ભાવનાનો ઉદય થયો. રૂપાંને પણ એ પરિવર્તનની ખબર ન પડી. પછી તો રૂપાં રૂડાનું 'ભાત' લઈને જાય, કે રૂડો કોસ હાંકતો હોય ત્યારે રૂપાં પાણોત કરવા જાય, ત્યારે પોતાની વાંસે વાંસે ફરતી રૂપાની નજરનો તે એ જ ભાવે પ્રત્યુત્તર વાળવા લાગી. રૂડાની દૃષ્ટિની મૌન આજીજીઓની, પ્રેમની આગથી જલતા તેના વદનની રૂપાં ઉપર અસર થઈ. પ્રેમીએ પ્રેમનો પ્રત્યુત્તર વાળવા માંડ્યો.

રૂપાં તે પછી જ્યારે જ્યારે રૂડાને જુવે ત્યારે તેની દૃષ્ટિમાં કોમળતા અને શરમાળપણું જણાતાં. રૂપાની સાથે કામ કરવું તેને ગમતું. રૂપાં તે પછી તો રૂડાને અનેક વખત શમણામાં પોતાના સાથે લેતી. તેના મજબૂત ભૂજબંધ નીચે ભચડાતી, તેની જ બની ને એનામાં તન્મય બનતી તે પોતાને જોતી. રૂડાનું સ્મરણ કરતાં, તેના ચંચળ ચિત્તને આરામ મળતો નહિ અને રાતોની રાતો ઉંઘ વિનાની ચાલી જતી. એના હૃદયમાં રૂડાએ સ્થાન લીધું ત્યારથી તેની મનોદશા જ પલટાઈ ગઈ હતી. તેની સખિઓ તે માટે અનેક વખત એની મશ્કરીઓ કરતી. પાણી ભરતી વખતે રૂડાનું ચિંતન કરતી. તે ઘ ખેંચતાં ખેંચતાં સ્થંભી જતી, કે માટલી બદલે ઘડાનું પાણી બહાર ઢાલવી દેત એથી કુવા કાંઠે પનિહારીઓ અંદર અં એની અનેક ટીકાઓ કરતી. કોઈ કો બટક બોલી તેને મોઢે પણ કહી નાખત ખેતરમાં કે ખેતરથી આવતાં સહ એકાંત મળે ત્યારે બન્ને અંતરમાં ભ રાખેલી આવી આવી વાતો કરીને દિલ ઉભરા ઠાલવતાં. એ તમામ પ્રસંગો રૂડા આંખ આગળથી પસાર થઈ ગયા.

...

રામા પટેલ જમાનો જોયેલ હતે સૌદાસમાં તે ડાહ્યો ગણાતો. એમ અનુભવી, આંખ રૂપાંમાં થયેલા ફેરફાર કંઈક અંશે કળી ગઈ હતી. એટલે દીક ઉપર બને તેટલો જાપ્તો રાખતો. બહુ હો હા થાય ને પોતાની આબરૂ જાય તે રૂડાને એકાએક રજા નહિ આપવા તેણે કુટુંબની આબરૂ સાચવી હતી એ માનતો, પણ રૂપાં તરફ તેની બાજ નજ નિરંતર રહેતી.

રૂપાં અને રૂડાને આથી કદી એકાંત મળ નહિં. પરંતુ પ્રેમીઓના માર્ગ નિરાળા હો છે. કૃષ્ણઘેલી ગોપીઓ આહિરોને ઉંઘા પોતાના પ્રિય પુરૂષને મળવા ઉપડી જતી તેમ તક મળતાં રૂપાં અને રૂડાએ નવરાત્રિ લાભલેવાનો નિશ્ચય કર્યો હતો.

સંતલસ પ્રમાણે રૂડો નવરાત્રિના આરંભમાં જ દશ દિવસની રજા ઉપર ગયો, જતાં જતાં રૂપાંને તેણે સુદ સાતમની રાતનો વાયદો આપી, સૌદાસિંનીના માર્ગે જતાં આવતાં વડલાનાં એંધાણ આપ્યાં. રૂડો ગામમાં નહિં હોવાથી રામા પટેલ

તરફથી રૂપાંને ગરબા રમવાની છૂટ મળી, અને એ છૂટનો લાભ લેવામાં સફળ થયેલ બન્ને મિત્રોએ સૌદાસિનીના કાંઠે જતાં હસીહસીને એજ વાતો કરવામાં વખત વિતાડયો.

બે પ્રણયઘેલા આત્મા પ્રણયની સૌરભ ભરી માધુરીના ઘેનમાં કેટલીયવાર ભાન ભૂલી ગયાં. ત્યારે આકાશમાંના ચંદ્ર અને પગ નીચે થઈની વહેતી સૌદાસિનીનાં જળ શિવાય તમામ કુદરત તંદ્રાવશ બની ગઈ હતી. નદીના કોતરોને કાંઠે ઉભેલાં વૃક્ષોનાં પલ્લવો સ્થિર થઈ ગયાં હતાં. દૂર દૂરથી આવતા સૌદાસની ગ્રામ્ય સુંદરીઓના ગાનના આછા આછા પ્રતિધ્વનિઓ સંભળાતા હતા.

રસમસ્તીમાં મશગૂલ બનેલી રૂપાંને એ પ્રતિધ્વનિએ જાગૃત કરી. 'હવે જલ્દી જવું જોઈએ.' એવું તેને લાગ્યું.

તેણે મીઠા હલકે કહ્યું:

"રૂડા, હવે આપણે છૂટાં પડવું જોઈશે. નહિં તો બાપા બધું જાણી જશે. પણ તું મને વચન આપ કે પાલવડો પકડયો..."

"રૂપાં" રૂડાના અવાજમાં વિષાદની ઝાંખી છાયા હતી. "હું તો જીવન સુધી તારાથી જૂદો થવા ઇચ્છતો નથી; પણ તારા બાપાને તું કયાં ઓળખતી નથી? મેં મારી બધી વાત તને કરી જ છે. મારી પાસે મારા બે હાથ શિવાય કશી મિલ્કત નથી. મારે માટે લોકો પણ કેટલી બધી ટીકાઓ કરે છે? મારા જેવા માણસને રામા પટેલ પોતાની દીકરી દેવા તૈયાર થાય ખરા?"

રૂડાના શરીરે ચંપાઈને લપ્પાઈ રહેલી રૂપાંને રૂડાના એ વચનનો સાંભળી ને દુઃખ થયું. તે એકદમ બોલી ઉઠી:

"રૂડા, આમ છેક જ હિંમત શું હારી બેસ છ? ભલે ને બાપા ફાવે તે કરે: હું તને ચાહું છું, મારે તારી સાથેજ રહેવું છે....મને તું લઈ જા..."

[૨]

રામો પટેલ ગરબા જોવા ગયો હશે કે કોણ જાણે કેમ, પણ એણે તે પછી રૂપાંને ખૂબજ જાપ્તામાં રાખવા માંડી. વખતે રૂડા સાથે સૌદાસિનીને કાંઠે જીવનનો રસ રાખ્યા પછી એનામાં પરિવર્તન થયું હોય, તે રામો પટેલ સમજી ગયો હોય કે કેમ, પણ તેણે રૂપાંને ત્યાર પછી ઘરમાં ને ઘરમાં જ પુરી રાખવા માંડી.

અને તે પછી એણે રૂડાનો વાંક શોધી કાઢીને એને પોતાને ત્યાંથી કાઢી મૂકયો.

બિચારી રૂપાં!–ઘરમાં કેદીની માફક એકલી એકલી રહેવા લાગી. પ્રણયીને મળવાની, ચુપચુપ એની સાથે સાદાસિનીને કાંઠે ફરવા જવાની, પ્રેમની મીઠી મીઠી વાતો કરવાની તો શું પણ પ્રેમીને જોવાની ય એને છૂટ ન હોતી.

એકાદ વખત રૂપાંએ ઘરમાંથી નાસી જવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં ફાવી નહિં ને રામાભાઈ તરફથી સખ્ત માર પડયો, એટલો માર પડયો કે પૂછવાની વાત નહિં.

"મારા કુળની આબરૂ ઉપર પાણી ફેરવવા બેઠી છે?–એ કોણ?–એની મા એને વાડમાં મૂકીને નાશી ગઈ હતી–મજુરી કરીને પેટ ભરે તેની સાથે તાકાને માંડયાં છે?"

રામાભાઈ ઢોરને ઝુડે તેમ રૂપાંને ઝુડતો ગયો, ને હૈયાની વરાળ ફાવે તેમ બહાર કાઢતો ગયો.

રૂપાં મારથી બેભાન બની ગઇ, જમીન ઉપર પડી ગઇ. એનું આખું ડીલ સોટીઓના અને ગડદા પાટુના મારનાં ચિન્હોથી રંગાઇ ગયું.

રૂપાં તે પછી બિલકુલ નમ્ર બની ગઇ. બાપની આજ્ઞાને તે પૂરેપૂરી માનતી હોય તેમ બતાવવા લાગી. પણ ખરી રીતે તો ત્યારથી જ બળવાની આગ તેના અંતરમાં પ્રજ્વલી રહી હતી. પોતાનું અને પોતાના પ્રિયજનનું ભીષણ અપમાન કરે તેવાં જે વચનો પિતાએ કહ્યાં હતાં, તે આખો વખત એના મગજમાં ઘોળાતાં અને તેના નાનકડા માથામાં બળવાની આગ સળગાવવામાં કારણભૂત બનતાં હતાં. દાંત કચકચાવતી, ગુસ્સામાં મૂઠી વાળી હવામાં ઉછાળતી, તે પોતાની વચ્ચે આવનાર પિતાની ઉપર અનેક શાપ વરસાવતી.

રાત્રે તેના માથામાં ભનાવળની માફક રૂડાને માટે અનેક વિચારોની પરંપરા ઉઠતી, ત્યારે પ્રણયીના વિયોગની લાગણીની ઉષ્માથી તેનું આખું શરીર ધીખી જતું, તેનાથી રડી જવાતું, આમ તેમ આળોટી આળોટીને પાસાં ઘસી નાખતી, તો પણ ઉંઘ આવતી નહિં, ત્યારે ઘણી વખત તો ગુસ્સામાં ને ગુસ્સામાં દીવાની બની ગઇ હોય તેમ તે તકીયાને મુક્કા લગાવતી, બડબડતી, રાત્રિની શાંતિમાં આખું મકાન નિદ્રાધીન બની ગયું હોય, ત્યારે હૃદય વિહ્વળ વેદનાઓથી ધ્રુસ્કાં ભરતી ઉઘાડી આંખે વહાણુંવાય ત્યાં સુધી વલોપાત કરતી.

[ ૩ ]

મનુષ્યોની ઉભી કરેલી આડખિલીઓ પ્રેમીઓના પ્રેમબંધનમાં સર્વથા સફળ થઇ શકતી નથી. પહાડો તોડીને, પ્રબળ પૂરથી ગાંડી બનેલી વિશાળ નદીઓ ઓળંગીને પણ પ્રેમીઓ પરસ્પરના મિલનના માર્ગ સહેલા બનાવી દે છે.

રૂડાએ પણ એ પ્રમાણે રામાભાઇના ઘેરથી જવા છતાં રૂપાંને મળવાના માર્ગ શોધી કાઢયા. અનેક વખત તે આતુર આંખે ને ધડકતે હૈયે રૂપાંને મળવાની તક શોધતો રામાભાઇના મકાનની પાછળ ભમતો.

એક વખત તેને તક મળી ગઇ. રામો પટેલ ખેતરમાં ગયો હતો, તેમનાં વહુ ઘરકામમાં ગુંથાયાં હતાં. રૂપાં પાછલા મેડાની નાનકડી જાળીબારી આગળ બેઠી બેઠી પોતાની દશા માટે આંસુ સારી રહી હતી. કેમકે રામા પટેલે તેને પરણાવી દેવાની તજવીજ કરી નાખી હતી.

રૂપાંને શોધતો, ગાંડા જેવો બનેલો રૂડો તે વખતે દૂર ઉભો ઉભો, મકાન તરફ જોતો જણાયો.

રૂપાંએ તેને જોયો. જાળીમાંથી બીજું કોઇ જોઇ શકે નહિં તેમ તેણે રૂડાને ઇશારત કરી.

રૂડો નજીક આવ્યો. ધીમેથી તેણે કહ્યું: "આજથી ત્રીજે દિવસે રાત્રે વડલા હેઠ હું તારી વાટ જોઇશ. આપણી એ છેલ્લી મુલાકાત...તું નહિં આવે તો સોદાસનાં જળમાં હું ડૂબી..."

પાછળ કંઇક ખડખડાટ થયો ને રૂપાં એકદમ અંદર આવીને બેસી ગઇ.

. .

રૂડાએ વાયદો આપ્યો હતો તે પછી ત્રીજા દિવસે રૂપાંનાં લગ્ન હતાં. ઘરમાં બધી તૈયારીઓ ચાલતી હતી.

: આગ :



“ આપણા લગ્નનું દારૂખાનું ”
રૂપાંએ ભીષણ હાસ્ય કરીને કહ્યું.

રૂપાં પછી તો બધાં જુએ તેમ પણ હૈયાફાટ રૂદન કરતી. એની માતા ગમે તેટલી સમજાવે પણ તેનું મન માનતું નહોતું.

"આના કરતાં તો મને તમે જીવતી સળગાવી શું કામ નથી મકતાં?"

રડતાં રડતાં રૂપાં કહેતી.

અને એ જીદ્દી છોકરીને સમજાવી નહિં શકવાથી નિરાશ થઈને એની માતા કામે વળગતી.

સૌદાસના કણબીવાડમાં રામા પટેલનું મકાન અંધારામાં સળગી રહ્યું હતું. પવનથી તેના ભડકા ઉંચે ઉંચે ઉડતા. આસપાસનાં મકાનોને પોતાની રક્ત વરણી ભીષણ જીભથી ભરખી જવા તત્પર બની રહ્યા હતા. મકાનનું છાપરું તૂટવા લાગ્યું હતું, અંદર ભરેલા ઘાસમાંથી નીકળતા ભડકાથી ગગન મંડળ ઘેરાઇ ગયું હતું. આખો મોહલ્લો દોડાદોડ કરી રહ્યો હતો. ગાયો, ભેંસોને બળદ ખીલાં તોડીને કે કોઇનાં છોડી મૂકવાથી ગભરાટમાં દોડાદોડ કરી રહ્યાં હતાં, ભયભીત બનેલા શેરીનાં કુતરાં ગાડાં ઉપર ચઢીને કે એકાદ દૂરના ખૂણામાં ઉભાં રહીને ભસતાં, રડતાં, દેખાવની ભયંકરતાને વધારી રહ્યાં હતાં. આગ બુઝાવવા આવેલાં સ્ત્રી પુરુષો પાણી છાંટતાં, બને તેટલું રાચરચીલું બહાર કાઢતાં, અકળાટ ગભરાટમાં અથડાતાં હતાં, રામાભાઇ અને તેની પત્ની બેબાકળાં બની દીવાન જેવાં રોકકળ કરી રહ્યાં હતાં. તેજ વખતે સૌદાસિનીના બાગમાં ઉભેલા વિશાળ વડલાની અનેક વડવાઇઓથી બનેલી કુંજની વચ્ચે, રૂપાં રૂડાને દેહે વીંટળાઇને બેઠી હતી. પ્રેમીને મળવાના આનંદથી તે વિજેતાની વાણી ઉચ્ચારતી હતીઃ

"રૂડા, રૂડા, તારો કોલ મેં પાળ્યો...એ કોલને માટે જે ઘરમાં હું ઉછરી હતી તેને જ આગ મૂકી. એ બધાને નુકશાન થશે તેને માટે મને દુઃખ થાય છે. પણ રૂડા! એ બધું તારી ખાતર. મારા શરીરને તારા શિવાય બીજાને સોંપી દેવાનો એમને શું. અધિકાર હતો...રૂડા! એ લોકો પરમ દિવસે મને પરણાવી દેવાનાં હતાં."

રૂપાં એમ કહેતી, રૂડાને આગથી સળગી રહેલા પિતાના મકાનમાંથી નીકળતા ભડકા બતાવી રહી હતી.

"મારી મરજી વિરૂધ્ધ એમને લગ્નના લ્હાવા લેવા હતા. મારા રૂડાનો તિરસ્કાર કરી...લ્યો લ્યો લગ્નના લ્હાવા લ્યો..."

અને ભીષણ હાસ્ય સાથે તે બોલીઃ

"રૂડા! આપણાં લગ્નની પ્રથમ રાત્રિએ આનાથી વધારે સુંદર દારૂખાનું તું ક્યાંથી લાવી શકત?"

અને તે ભયથી કંપતી હોય તેમ રૂડાના શરીર સાથે લપેટાઇ ગઇ.

"ઓ મારી રૂપાં...!"

રૂડાથી વધુ બોલી શકાયું નહિં. તેણે દિવાનાની માફક રૂપાંના તાજગી ભર્યા હોઠ ઉપર કેટલાંએ ચુંબન કર્યાં.

રૂડો અને રૂપાં વડલા નીચે મધુરજની ઉજવી રાત્રીનો અંધકાર આછો થાય તે પહેલાં ક્યાંય અદ્રશ્ય થઇ ગયાં.

ગાય દ મોંપાસાંની Margot's Tapers નામની નવલિકા ઉપરથી સૂચિત.

# હિંદુ વિધવા: સમાજનો કૂટપ્રશ્ન

—(૦)—

લેખક: શ્રી. સુધાકાન્ત ભટ્ટ.

વિધવાઓનો પ્રશ્ન વર્તમાન હિંદુ સમાજનો કૂટપ્રશ્ન છે.

એ પ્રશ્નને બીજી કોઇ પણ રીતે જોવાને બદલે કેવળ માનવતાની દૃષ્ટિએ જ વિશેષ જોવા ઘટે છે. વૈધવ્યનું ફરજિયાત પાલન એ ધર્મ નથી. રૂઢી ધર્મ છે.

રૂઢીઓ સમય અને સંજોગો પ્રમાણે ઘડાય છે તેમજ તૂટે છે. એને ઘડતી વખતે જેમ કેવળ કામ અને સ્થાનના પરિવર્તનનો વિચાર થાય છે, તેજ રીતે તેને તોડવાની જરૂર જણાતાં પણ તેનો જ વિચાર કરવાનો હોય.

જ્યારે આપણે વિધવાઓના વૈધવ્ય પાલનના ફરજિયાતપણાનો વિચાર કરીએ છીએ, ત્યારે વિધવાઓ પણ મનુષ્ય છે એ વાતનો વિચાર કરવાનું ભૂલી જઇએ છીએ.

આપણે માણસ છીએ. માણસના કલ્યાણ માટે ધર્મ હોય, માણસના કલ્યાણ માટે રૂઢી ધર્મ હોય; એટલું તો સહુ કોઇ સમજે છે.

અને એટલું સમજનારા એ વાત પણ બરાબર પિછાને છે કે, કોઇ પણ ધર્મ કે રૂઢી મનુષ્યનું અકલ્યાણ કરી ન જ શકે. અકલ્યાણ કરે તે સાચો ધર્મ કે સાચો રૂઢી ધર્મ ન જ ગણાય.

અને જો તેમ હોય તો સમજવું રહ્યું કે તેમાં ક્યાંક ભૂલ થઇ છે, ક્યાંક ગોટાળો થયો છે.

માનવ સમાજ એ મોટા યંત્રવત છે.

મોટા યંત્રને ચાલૂ રાખવા માટે, તમામ નાનાં નાનાં યંત્રોને સફાઇદાર, સુવ્યવસ્થિત, નિમર્ળ રાખવાં જોઇએ.

કાટ વળે તો યંત્ર કટાઇ જાય. અને એકાદ નાનામાં નાનું યંત્ર કટાય તો આખું મહાન યંત્ર ચાલતું અટકી પડે. તે ત્યારે જ ચાલી શકે કે પેલા કટાયલા યંત્રનો કાટ કાં તો દૂર કરવામાં આવે કે, કાં તો તેને બદલે નવા યંત્રની ત્યાં ગોઠવણ કરવામાં આવે.

માનવસમાજ રૂપી યંત્રને પણ એ જ ધર્મ લાગુ પડે છે. ધર્મ કે રૂઢી ધર્મ સમાજના યંત્રને સુવ્યવસ્થીત રીતે ચલાવવા માટે જ છે એ યંત્ર સુવ્યવસ્થીત ચાલતું અટકે તો જાણવુંજ રહ્યું કે અંદર કોઇક યંત્રો કટાયાં છે, બગડયાં છે. તેનો કાટ ઉતારવો જોઇએ, તેનું સમારકામ કરવું જોઇએ, અથવા તો તે સુધરી શકે તેમ ન જ હોય તો તેને સ્થાને નવાં યંત્રો લાવીને ગોઠવવાં જોઇએ.

વિધવાઓ માણસ છે, એટલે માણસ જેવી તેમને લાગણી હોય છે.

આપણે મહાન સમાજ યંત્રના એક અંગ, વિધવાઓનો આજે વિચાર કરીએ છીએ. એ વિધવાઓનો વિચાર કરતાં સમાજ એક બીજી વાત એ ભૂલી જાય છે તે એ કે, વિધવાઓને

લાગણી છે. જેટલી લાગણી પુરૂષને છે તેટલી લાગણી સ્ત્રીને છે. જેટલી લાગણી વિધુરને છે તેટલીજ લાગણી વિધવાને પણ હોય છે.

વચ્ચે વર્તમાનપત્રોમાં ખુબ જ ચર્ચાયલી અમદાવાદની ઔદીચ્ય કોમની યુવાન વિધવા બ્હેન યશસ્વતીના પ્રસીધ્ધ થયેલા પત્રોમાં અક્ષરોની અંદરથી બોલતા એના બળતા હૃદયના સ્વરો જે સાંભળી શક્યા હશે તે જોઇ શક્યા હશે, જાણી શક્યા હશે કે વિધવાઓને પણ વિધુરોના જેવી જ લાગણી હોય છે.

"પરમેશ્વરે હૃદય આપ્યું છે એટલે લાગે તો ખરૂં. હાથમાં બે પૈસાની કાચની બંગડી હોય તો હાથ ઢાંકવો પડે અને માથે ફુલની વેણી હોય તો કોઇ દેખી ન જાય એમ સંતાડવી પડે, શું એવી નિર્દોષ ક્રિયાઓ કરવાનું પણ મને મન ન થાય? પ્રભુએ રસિકતા અને કાંઇક કળા આપ્યાં તેનો ઉપયોગ શું કદીય આ શરીરને માટે કરવાનું મન ના થાય? બાર વર્ષની બાળા એ બધો વૈરાગ્ય શી રીતે કેળવી શકે?"

આ તો સામાન્ય લાગણીની વાત થઇ.

પણ વૈધવ્ય પાલનની બાબતમાં વિધવા *સ્ત્રીઓની લાગણી સમજવા જેવી છે.*

બ્હેન યશસ્વતીને જ એવા તે કહેવા દોઃ "મોટાભાઇ ત્રીસ વર્ષના હતા, હું બારની હતી. એમણે દશ વર્ષ વિજ્યાં ભાભીના સહવાસમાં સુખચેનમાં ગાળ્યાં હતાં. મેં દસ દિવસે ય નહોતા ગાળ્યા. અમે બે એક જ માસમાં વિધુર થયાં. એમને આગ્રહ કરી ફરી પરણાવ્યા. આ બ્હેનનો ભાવ પુછ્યો કોને સાંભરે?"

વીંછીનું બધું ઝેર તેનાં ડંખમાં હોય છે, તેમ બ્હેન યશસ્વતીના વૈધવ્યથી સળગતા હૈયાની ભભકતી જ્વાલાઓની વચ્ચેથી હૃદયને વિછોળી નાંખનાર કરૂણ લાગણીનું પ્રદર્શન "આ બહેનનો ભાવ પૂછ્યો કોને સાંભરે?" એ એકજ વાક્યમાં થઇ જાય છે.

અને તે બતાવી આપે છે કે, વિધુર પુરૂષોનાં પુનર્લગ્નના પ્રશ્નની સાથે જ વિધવાઓના પુનર્લગ્નનો વિચાર થવો જરૂરી છે.

કારણ વિધવાઓ પણ મનુષ્ય છે, વિધવાઓને પણ સુખ અને દુઃખને પારખવાની લાગણીઓ છે. તેમને ય હૃદય છે, તેઓ પણ કલા અને રસિકતાને ઓળખે છે અને તેના ઉપભોગ માટે એમનાં કુમળાં–આશાભર્યાં–મહત્વાકાંક્ષાઓથી લદબદતાં હૈયાં તલસે છે.

ફરજિયાત વૈધવ્યના વૈરાગ્યને સહન કરવા એમનાં હૃદય અશક્ત છે. એમની ઉછળતી ઉર્મિઓને આપણે કચડી નાખીએ છીએ, તેને સ્વાભાવિક રીતે બહાર નીકળવાનો પ્રવેશ માર્ગ આપણે આપતા નથી.

વિધવાથી "પરપુરૂષની સામે પણ ન જોવાય! વિધવા હસીને બોલે એમાં પણ ભ્રષ્ટતા આવી જાય!"

પરદેશ સિધાવતા ભાઇને કુંકુમ તિલક કરવા જેટલોય વિધવા બ્હેનને સમાજ અધિકાર ન આપે.

ભાઇ જેવો ભાઇ પરણતો હોય, પાડોશણો આવીને તેને પીઠી ચોળે, પણ કેવળ વૈધવ્યને કારણે મા જણી બહેન 'ખુણે બેઠી બેઠી જુએ અને હૈયું ભરાઇ આવે તો રૂએ!'

વ્હાલો ભાઇ પરણીને આવતો હોય પણ તેને અપશુકન થઇ જાય તેટલા માટે, એની સગી મા જણી બ્હેનથી, એટલે ઉભાં

કહીને એને આવતો જોવાય પણ નહિં. કારણ તે વિધવા થઇ છે! અને વિધવાઓના એટલા અધિકાર સમાજે છીનવી લીધા છે!

શું વિધવા થવું એ માણસના હાથની વાત છે?

ના,

તો પછી જે વાત માણસના હાથની નથી, તેને માટે માણસોના એક સમહે, તેની દયા ખાવાને બદલે દુઃખ શા માટે આપવું?

પણ, માણસને માણસની દયા ખાવાનો શો અધિકાર છે?

એક માણસ બીજા માણસ સાથે જે વર્તન કરે, તે વર્તનમાં દયા નહિં પણ સમભાવ જોઇએ: મહેરબાની નહિં પણ માનવતા જોઇએ.

માણસને માણસ ઉપર દયા કે મહેરબાની બતાવવાનો જરાકે અધિકાર નથી.

અને જેઓ અહિંસાનેજ ધર્મનો મુખ્ય પાયો માને છે, માનવતાનાં સાચાં મૂલ્ય આંકવામાં જીવનની સિધ્ધિ માને છે, 'સર્વ આત્માઓની સમાનતાનો જ જે નિરંતર બોધ સાંભળે છે, એવા હિંદુ સમાજથી તો આ વિધવા–દુઃખી વિધવા બહેનોની તરફ હિંસક ભાવ, બેતમાપણું કેમ જ રાખી શકાય?

નાનકડી બાળકીનો પતિ ગુજરી જતાં તેને જીંદગીભર એની ઇચ્છા ન હોવા છતાં વૈધવ્ય પાલનની ફરજ પાડવી એનુંજ નામ અહિંસા. એનુંજ નામ માનવતાના ધર્મો તરફ ભયંકર બેદરકારી.

હા, જેમની ઇચ્છા પુનર્લગ્ન કરવાની ન હોય તેમને પુનર્લગ્ન કરવા મથવું એ ઠીક નથી.

તેજ રીતે,

જેમની ઇચ્છા પુનર્લગ્ન કરવાની હોય તેમને તેમ કરતાં અટકાવવાં એ તેથીએ ભયંકર પાપ છે.

એટલેજ કહું છું કે:

**વિધવાઓનો પ્રશ્ન વર્તમાન હિંદુ સમાજને માટે માનવાનો મહાપ્રશ્ન છે, કૂટપ્રશ્ન છે તેનો તોડ કાઢેજ આપણો છૂટકો છે.**

માનવતાની દ્રષ્ટિએ તેમજ ધાર્મિક નજરે પણ વિધવાઓ સાથેનું આપણું વર્તન અઘોર અને રાક્ષસી છે, તેજ રીતે ન્યાતનાં બંધારણની નજરે જોતાં પણ એ સુકુમાર નિર્દોષતાના નમૂનાઓ સાથેનાં આપણાં રાક્ષસી વર્તનનો કશો જ બચાવ થઇ શકે તેમ નથી.

ધર્મને નામે વિધવા વિવાહ અટકાવવાની વાતો કરનારા કાં તો જૂઠા છે અથવા તો તેઓ ધર્મની ક્રૂર મશ્કરી કરે છે. કેમકે તેમનું એકકે એક જાતનું વર્તન હમેશ ધર્મનો અવિનયી ભંગ કરનાર હોય છે.

આજે એક વાત ખાસ ધ્યાન ખેંચે છે તે એ કે, હિંદુ સમાજે આ બાબદમાં તદ્દનજ પક્ષપાતી વલણ રાખ્યું છે, જે બિલકુલ અકુદરતી હોઇ, કોઇ પણ પ્રામાણિક મનુષ્યનો એ ધર્મ થઇ પડે છે કે, તેણે એ પક્ષપાતનો ભૂકેભૂકો ઉડાવી નાખવા માટે તૈયાર થઇ જવું.

મીરતમાં ગયે વરસે મળેલી સ્રી પરિષદમાં એક નવાઇ પમાડનારી વાત બહાર આવી હતી. તે એ કે, એક એક ૬૦ વર્ષની વયના પુરૂષે છવ્વીસમી વખત લગ્ન કર્યું છે, અને તેમાંથી તેની કેટલીક સ્રીઓ તો જીવતી પણ છે.

પુરૂષને આમ એક ઉપર બીજી સ્રી કરવાની છુટ, એક સ્રી મરી જતાં સ્મશાનમાંજ ચાંલ્લો કરવાની છુટ, અરે, કેટલીક ન્યાતમાં તો ત્યાં સુધીની કરપીણતાની રીત ચાલે છે કે, એક સ્રીનું મુડદું ઘરમાં પડ્યું હોય તે વખતે જ એ તેના વિધુર પતિને બીજી વખતનો ચાંલ્લો ન થાય, અને મુડદું એમને એમ ઘર બહાર જાય તો તે માણસના કુળને કલંક લાગે; તેથી જે સ્રી સાથે તેનું જીવન પહોંચ્યું ત્યાં સુધી તેણે તમામ સુખનો ઉપયોગ કર્યો, તેના મૃત્યુની બીજીજ ઘડીએ એ પુરૂષ નિષ્ઠુર બનીને નવી સ્રીનો ચાંલ્લો કરાવવા નીકળે! કેટલું કરૂણ અને છતાં હાસ્યાસ્પદ.

શું જીવદયાની વાતો કરનાર, અને વાછડા, વાંદરાની દયા ખાનારા કહેવાતા અહિંસક હિંદુઓનું આ વર્તન હિંસાથી ભરપૂર અને રાક્ષસી નથી?

એવો કોઇ એક તો દાખલો બતાવો કે જ્યાં કુદરતે સ્રી અને પુરૂષને માટે પક્ષપાત બતાવ્યો હોય? પશુ, પંખી કે કીટકોનીમાં નર અને માદા માટે કુદરત પક્ષપાતી બની હોય? એટલે હિંદુઓનું વિધવાઓ તરફનું જ નહિં પણ સ્રી જાતી તરફનું વર્તન જ અકુદરતી, પાપી, એકપક્ષી, જુલ્મી અને અન્યાયી છે.

હું એમ પુછું છું કે ૬૦ વર્ષ સુધીમાં ૨૬ સ્રીઓ કરનાર પુરૂષને લગ્ન કરાવનાર બ્રાહ્મણ, તેની જાનમાં જનાર તેના ન્યાતીલા, પોતાના કુટુંબની એકાદ સ્રી ૬૦ વર્ષની થાય ત્યાં સુધીમાં ૨૬ મી વખત સુધી પરણવા નીકળે તો તેના એ કાર્યમાં ભાગ લેવા નીકળશે ખરા કે?

અને પેલા ઘરમાં મૂડદું પડ્યું હોય ત્યારે નવા સંબંધની ગોઠવણ કરનારાઓની ન્યાતમાં, એકાદ હિંમતવાન સ્રી પોતાના પતિના મૃત્યુ પછી તુરત જ, બીજા પુરૂષ સાથે લગ્ન સંબંધ જોડવા નીકળશે, તો તેથી તેનાં વખાણ કરી કુળ અજવાળ્યાની હિમાયત કરવા તેનાં સગાં અને જ્ઞાતિજન તૈયાર થશે કે?

તો તો જાણે હિંદુ સમાજ ઉપર આભ ફાટી પડ્યું હોય તેવી ચારે તરફ બુમાબુમ કરી મકવામાં આવશે. પેલી હિંમતવાન બહેનના પરાક્રમથી જાણે આખો હિંદુસમાજ પૃથ્વી ઉપરથી નાશ પામી ગયો હોય તેવી ઢોંગી, દંભી અને આડંબરી મિથ્યાં હો–હા કરી મૂકવામાં આવશે!

આમ કરવાનું કારણ કોઇ સમજાવી શકશે? આ લેખ વાંચતાં હોય તેવાં સર્વ બહેન ભાઇઓને મારી 'ચેલેન્જ' છે કે તેઓ વિધવાઓને ફરજિયાત વૈધવ્ય પળાવવાના અને પુરૂષોને માટે છુટ મૂકવાના પક્ષપાતી વર્તનને ન્યાયી, ધાર્મિક અને યોગ્ય પુરવાર કરી આપે!

એમ બની શકવાનું જ નથી. કેમકે વિધવાઓ તરફનું હિંદુ સમાજનું રાક્ષસી વર્તન બિલકુલ જ અકુદરતી પુરવાર થઇ ચુક્યું છે. અને પરિણામે આજે અનેક ઘેર શિયળ વેચવાનાં કારખાનાં ઉઘડ્યાં છે, અનેક ધર્મ ક્ષેત્રો ભ્રણહત્યાનાં રક્તથી કલંકિત બનેલાં છે

અનેક ગલીઓ તાજાં જન્મેલાં બાળકોની મૃત્યુભૂમિ બનેલી છે. અનેક મકાનોના ખુણા કૃત્રિમ રીતે પાડવામાં આવેલા ગર્ભોનાં દટણસ્થાન બન્યાં છે.

અને આ બધું વીસમી સદીમાં! બુદ્ધિની, વિદ્યાની, વિજ્ઞાનની, શોધખોળની અનેક વાતો કરવાના સંસ્કારી યુગમાં? આ ભયંકર ક્રૂરતાનો સહેજ પણ વિચાર કરનારને હિંદુ સમાજની ઉપર ભયંકરમાં ભયંકર ગુસ્સો ચડયા વિના રહે તેમ નથી. પ્રત્યેક હૃદયમાંથી એકજ વાત નીકળે તેમ છે કે, બસ હવે તો જુલમની હદ થાય છે,

પાપને, જુલ્મને, અત્યાચારને પણ હદ હોય છે. અને જ્યારે તે ધર્મને નામે, શાસ્ત્રને નામે, માનવતાને નામે સંસ્કારિતાને નામે, સભ્યતાના નામે ચાલે છે ત્યારે તો એમ જ સમજવું જોઇએ કે એ જાતના ઢોંગ ચલાવી રહેલા સમાજનું હવે છેક જ આવી બન્યું છે. પોતાના જ પાપના ભારથી ક્ષણે ક્ષણે અવનતિના ઉંડા ખાડામાં દબાતો અને ડૂબતો જતો એ સમાજ પોતાની પ્રાચીનતાની ગમે તેવી બડાશો મારતો હોય તો પણ થોડાજ સમયમાં વધતો અને વધતો ડૂબતો જ જવાનો છે.

એને સારૂ ઉગરવાનો માત્ર એકજ ઉપાય છે અને તે પોતાનાં પાપના ભારને હળવો કરતા જવું, અને ધીરે ધીરે, ખ્રિસ્તી સંપ્રદાયના અને સમસ્ત વિશ્વના વખણાયલા પેલા 'પીલગ્રીમ્સ પ્રોગ્રેસ, [યાત્રાળુની મુસાફરી]માંના યાત્રાળુની માફક એ પાપ ભારમાંથી સદંતર મુક્ત થતા જવું. તેમ કરવાથીજ સમાજ અવનતિના કળણમાંથી બચી શકે તેવી આશા રહે છે.

એક સમય એવો હતો કે જ્યારે ફૂલની ઉગતી કળી સમી સુકુમાર વિધવા બાળા, સમાજની રૂઢીની સામે થઇને પુનર્લગ્ન કરવા તૈયાર થતી નહોતી. સમાજના દુઃખી દબાણથી તેનામાં એટલી તાકાત જ નહોતી રહી. એટલે તે બાપડી છાના પાપ પંથે વળતી! અલબત્ત એથી હિંદુઓનાં વૈધવ્ય પળાવવાનો તમામ પ્રયાસ તો અફળ જ જતો, પણ છૂપાં પાપને નિભાવી લેવાની હિંદુ રીતી પ્રમાણે ત્યારે બધું છાવરી વાળવામાં આવતું. તે દિવસે સુધારકોની સામે થનાર રૂઢી રક્ષકો એક જ દલીલ કરતા. જો વિધવાઓને કષ્ટ પડતાં હોય તો તે શું કામ બોલતી નથી? તમને પુરૂષોને સ્ત્રી હૃદયની શું ખબર પડે?

વારૂ, પણ આજે શું છે? આજની હિંમતવાન બહેનોમાંની ઘરડા ઠચ્ચર સાથે પાપી માબાપે લગ્ન કરાવ્યું હોય તેથી જુવાનીમાં પગ મુકતા પહેલાં વિધવા બનેલી અનેક ગુપ્ત વ્યભિચાર કરવાનો ઇનકાર કરે છે, પરંતુ સમાજની આગળ આવીને પુનર્લગ્ન કરવા દેવાની છૂટ માગે છે.

અને ત્યારે પેલા સુધારકોના સામે દલીલો કરનારા રૂઢી રક્ષકો શું કરે છે? અન્યાયી, દુષ્ટ અને જલ્લાદના જેવા લાગણી વિહીન બનીને તેઓ એવી બાળાઓની ભયંકર ઠેકડી કરવા નીકળે છે!. અરે! શરમની વાત તો એ છે કે, ચિતાએ ચડવાની તૈયારી વખતે ટોકડાના દામે બાર વર્ષની બાળા ખરીદી લાવેલો કો નરપિશાચ પણ આવે પ્રસંગે પેલી વિધવાને ફરજિયાત વૈરાગિણી બનવાનો આગ્રહ કરવા તૈયાર થાય છે.

એને તે વખતે કયા ઉછળતા લોહીના નવયુવાનોને નહિં લાગે કે, જન્મ-જન્મમાં જાઓ તમારો આ દંભી, જુલ્મી, રાક્ષસી, એક પક્ષી સમાજ! વિનાશ થાઓ તમારી એ ગુલામી મનોદશાનો, છિન્નભિન્ન થઇ જાઓ તમારી એ રૂઢીઓ અને સાતમે પાતાળે પહોંચો તમારાં એ અન્યાયી અને ક્ષેપક શાસ્ત્રો!

**ઓ નવયુવકો! આપણા જડ બની ગયેલાં રૂઢીપજકોની આ હેવાનીયતને હવે ઓળખો અને તેને જડ મળમાંથી ઉખેડી નાખવાને કમર કસીને તૈયાર બનો!**

**નક્કી માનજો કે સામાજિક વિપ્લવ વિના હિંદુ સમાજનાં પાપ કદી પણ ટળવાનાં નથી.**

---

કદાચિત તમારા પ્રાણ જાય તો પણ તમારા જેવા નિર્દય લોકો દ્વારા મારા ખેડુતોને હું લુંટાવા દઇશ નહિ.

—એબટ એડમંડ.

આપણે પરદેશી રાજકીય ટોળી પાસે કંઇ પણ મેળવવાની આશા રાખવી જોઇએ નહિ. એ તો દેખીતું જ છે કે આપણો સ્વાર્થ તેમના સ્વાર્થની આડે આવે છે. આપણો નફો તે એ લોકોને નુકશાન સિવાય બીજું હોઇ શકે નહિ.

**—મોતીલાલ નેહેરૂ.**

હિંદુસ્થાનમાં યુરોપિયનોની નોકરીનો રિવાજ હિંદુસ્થાનના બધાં દુઃખોનું મૂળ કારણ અને શાપ છે.

**—દાદાભાઇ નવરોજી.**

અમો એમ કહેવાની સ્વતંત્રતા માગીએ છીએ કે સ્વદેશાભિમાન એ કંઇ ગુન્હો નથી. અમે એમ કહેવા માગીએ છીએ કે સ્વદેશાભિમાન અમારો જન્મસિધ્ધ હક છે; અને અમારાં કારાગ્રહો સ્વતંત્રતાના સ્વપ્ન જોનારા યુવકોની અંતિમ નેમ નથી.

**—સરોજિની નાઇડુ.**

તેની ઝુંપડી ક્વચિતજ ફરીથી સમારવામાં આવે છે. વર્ષાદ કે ઠંડીમાંથી તેને નહિ જેવું રક્ષણ મળે છે. તેની સ્ત્રી ફાટ્યા તુટ્યા ગાભા પહેરે છે, નાનાં બાળકો નગ્ન ફરે છે, તેની પાસે કંઇ પણ રાચરચીલો હોતો નથી...વર્ષોના વર્ષો સુધી હિન્દી ખેડુતો અને તેમના કુટુંબો ભુખમરાથી પીડાય છે. એ અલંકારિક વર્ણન નહિ પણ સત્ય હકીકત છે.

**—રમેશચંદ્ર દત્ત.**

# દેવ દ્રવ્ય: ધર્મસ્થળો અને સાધુ સમાજ

:: લેખક : શ્રી જામદગ્નેય ::

ધર્મને નામે અને ધર્મના નિમિત્તે જગતમાં જેટલાં પાપ, જેટલા અત્યાચાર, જેટલી આપખુદીઓ, જેટલી કાપાકાપી અને જેટલી લડાઇઓ થઇ છે તેટલું બીજા કશાથી જ થયું નથી.

એમ થવામાં મુખ્ય ભાગ ઇશ્વર અને ધર્મગ્રંથોએ ભજવ્યો છે.

એ યુધ્ધો અને ઝઘડા ચાલૂ રાખવામાં ધર્માચાર્યો, બ્રાહ્મણો, સાધુઓ, પાદરીઓ, મૌલાના અને મૌલવીઓનો જ મોટો હિસ્સો છે.

આમ શા માટે હોવું જોઇએ?

શું ઇશ્વર અમુક જ જાતિનો કે અમુક જ દેશનો છે અને તે અમુકજ ધર્મના અનુયાયીઓને જ મદદ કરી બીજાઓ તરફ પક્ષપાત બતાવે છે?

અને ઇશ્વરે જાતે કે પોતાના કોઇ સગા વહાલા અથવા તો અનુયાયી મારફત, પોતાના તમામ જ્ઞાનનો ભંડોળ માત્ર એકજ પુસ્તકમાં ઉતાર્યો છે; અને બીજામાં તેમ થયું નથી?

આ પ્રશ્નો તદન જ સરળ અને નિખાલસ ભાવથી ચર્ચવા જેવા છે.

જગત હમેશાં વિકાસ અને વિકાસ પામતું જ જાય છે, માનવી પોતાની બુધ્ધી આગળ અને આગળ ખીલવતો જ જાય છે, કુદરતી તત્વોને જોઇને જ તે બેસી રહેતો કે રાચતો નથી, પરંતુ તેના તાણાવાણનો પીંજી નાખીને તેની ઉપર પોતાનો કાબુ જમાવીને મનુષ્ય જાતિની સેવા માટે એ કુદરતી તત્વોનો ઉપયોગ કરે છે.

અને આમ નવા સાધનોની મદદથી તેમ નવી બુધ્ધિના પ્રકાશથી માણસ જાતિએ વિચાર કરીને જૂના જમાનાની અનેક માન્યતાઓ તેમજ વ્યાખ્યાઓ બદલી છે.

તો પછી વિજ્ઞાનનાં હાલના સાધનોની મદદથી ધર્મ અને ઇશ્વરની વ્યાખ્યાને પણ શા માટે ન તપાસી જેવી?

આપણે એટલું જોઇ શકયા છીએ કે વ્યાપારની કે રાજ્યની લાલસાથી હરિફાઇ શરૂ થાય ત્યારે પ્રજા પ્રજા વચ્ચે યુધ્ધ મચે છે, તો ધર્મ અને ઇશ્વરને નામે લડાયલાં યુધ્ધોનો વિચાર કરતાં પણ એ જ નિર્ણય ઉપર આવી શકાય છે કે, એ બન્નેની ઢાલ પાછળ રહીને પોતાની સત્તા તેમજ સાધન વધારનારા અમુક વર્ગોએ જ આ બધા ઝઘડા ચાલુ રાખ્યા છે. અને તેથી ઝઘડા સળગાવનાર તેમ જ વધારનારાઓના એ હેતુને બરાબર સમજાવવાની જરૂર છે.

તેમ કરવાથી કોઇપણ વિચારશીલ મનુષ્યને લાગ્યા વિના નહિં જ રહે કે, ધર્મ તેમજ ઇશ્વર એ બીજું કશું જ નહિં પણ કેવળ કલ્પના છે. તે કલ્પનાઓ માનવ જાતિના હૃદય અને માનસ ઉપર કાબુ

મેળવવામાં આચાર્યો, બ્રાહ્મણો, પાદરીઓ અને મૌલવીઓને ઘણીજ મદદ કરે છે. અને તેથીજ દેશમાં એ કલ્પનાને વિવિધ રંગે રંગીને જોરશોરથી પ્રચારવામાં આવે છે.

પરંતુ સ્વાર્થી માણસોએ રચેલી ઇંદ્રજાળોને અળગી કરતાં જણાયા વિના રહેતું નથી કે, ધર્મ તે બીજું કશું જ નહિ પણ એક પ્રકારનો માનસિક નશો છે, અને ઇશ્વર એ નશો ચડાવવામાં મદદ કરનારી કાલ્પનિક માયા છે.

ઘણાઓને આ વિચાર બહુ જ ઉદ્દામ લાગશે, પરંતુ જેમને એ જાતનો આઘાત થાય તેમણે, મનનું સાંકડાપણું બે ઘડીને માટે અલગ કરીને આટલા મુદ્દાઓનો વિચાર કરી લેવો—

(૧)-હું મને પોતાને આસ્તિક કહેવડાવું છું એ વાત ખરી? તેમ છતાં દુનિયામાં ઇશ્વર હોય એવી માન્યતાથી જીવનમાં નાના મોટાં કોઇ પણ પાપ કરતાં ઇશ્વર સર્વવ્યાપી છે માનીને તે કરતાં અટકયો છું, ખરો?

(૨) હું અમુક ધર્મનો અનુયાયી છું એમ મગરૂરીથી કહેવડાવું છું, અને તેની સામે કોઇક કશી ટીકા કરે ત્યારે તેની સામે મને ચીડ પણ ચડે છે એ વાત ખરી? અને તેમ છતાં મનુષ્ય જાતિના સાથેના વર્તનમાંજ નહિં, પણ પ્રભુ અને ધર્મ માટેની મારી માન્યતાઓના સંબંધમાં પ્રમાણિકપણે મેં ધર્મને કદીએ ગણકાર્યો છે ખરો?

આ વિચાર કરતાં દરેક મનુષ્યની પોતાની ખાત્રી થશે કે ધર્મ તેમજ ઇશ્વરની તેની વાતો માત્ર વાતો ખાતેજ હોય છે. તેમજ ઇશ્વર અને ધર્મ કૃતિના કોઇપણ કામમાં કદી આડા આવતા નથી કે તેની સામે નિયમિત બંડ ચાલુ રાખવા છતાં માનવ જાતિને તે કંઇપણ નુકશાન અથવા લાભ કરી શકતા નથી.

થોડા સમય પહેલાં લાહોરમાં પ્રિન્સીપાલ સેઇનદાસે "વર્તમાન વિજ્ઞાન અને પ્રાચીન હિંદુ વિચારો" સંબંધમાં વિદ્વત્તાપૂર્ણ નિબંધ વાંચીને, પ્રાચીન હિંદુ વિચારો ને નવા પ્રકાશમાં જોવાનો તટસ્થ પ્રયોગ કર્યો હતો. તેમાં પણ તેમણે આ દેશની જનતાની ધાર્મિક અને તત્વજ્ઞાનને લગતી માન્યતાઓ વિષે ઉલ્લેખ કરતાં કહ્યું હતું કેઃ "એમના એ બધા સિદ્ધાંતો માત્ર તત્ત્વવેત્તાઓની કલ્પના જ છે."

પરંતુ વિજ્ઞાન એવી કલ્પના ઉપર આધાર રાખતું નથી અને તેથી જેમાં આપણે ગઢ તતો અને દૈવી ભાવનું આરોપણ કરીએ છીએ એવી કેટલીએ વસ્તુઓનું પૃથક્કરણ કરીને તમામ ગૂઢતા અને દૈવી ભાવના પુરેપુરી ઉડાવી દીધા છે.

અગ્નિનો ગુણ દાહક છે. તેમાં હાથ મકો એટલે દાઝો જ. તેમ છતાં હાથ ઉપર તેનાથી ઉલટા ગુણના પદાર્થોનું પડ ચડાવવાથી દાઝી ન જવાય; તેવી શોધ વિજ્ઞાન કરી બતાવે છે, અને તેમાં કંઇ ચમત્કાર ગણાતો નથી.

વિજળીના જીવંત તારને અડવાથી માણસના શરીરમાં વીજળી ઉતરી જાય છે, પરંતુ લાકડાં ઉપર ઉભા રહો કે રબ્બરના મોજાથી સ્પર્શ કરો તો વીજળી કશી જ અસર કરી શકતી નથી. જુના જમાનામાં આ બાબતને ચમત્કાર ગણવામાં આવત,

પણ વિજ્ઞાનના યુગમાં તેને કોઇ ચમત્કાર કહેતું જ નથી.

આવી જ આત્માના અમરપણાની, પુનર્જન્મની અને પ્રભુની કલ્પનાઓનાં પણ પૂરતાં પૃથક્કરણ કરીને વિજ્ઞાને બતાવી આપ્યું છે કે, જુના વિચારો માત્ર કલ્પનાના આધારે રચાયલા અને બુદ્ધી આગળ ન વધે ત્યાં ચમત્કાર માનીને અટકેલા હોવાથી, તેને લગતા અનેક ભૂલભર્યા સિધ્ધાંતો પ્રચલિત છે, પરંતુ તે સાચા નથી.

વળી ઇશ્વર નામની શકિતને સર્વ શકિતમાન તેમજ કુદરતી વિરૂધ્ધ પણ વર્તનારી માનવામાં આવે છે, તે પણ પરંપરાની માન્યતા ઉપર જ છે. દાખલા તરીકે માણસે રેલ્વે એન્જીન શોધ્યું. એ એન્જીનને દોડાવવાની કળ દબાવવામાં આવે એટલે વરાળના જુસ્સાથી એન્જીન ચાલવાનુંજ. પછી એન્જીનનો બનાવનાર આવીને દોડતા એન્જીનને થોભાવવાની ગમે તેટલી આજ્ઞાઓ કરે તો પણ દોડતું એન્જીન થંભી નહિંજ જાય. તે રીતે જુદી જુદી જાતનાં તત્વોના સંબંધથી ચાલતું જગત જ્યાં સુધી તે તે તત્વોનો સંબંધ ચાલુ હોય ત્યાં સુધી કદી પણ અટકી શકે જ નહીં—તેને કોઇ શકિત અટકાવી પણ શકે નહિં.

**આ** ટલે સુધી આવ્યા પછી ઇશ્વરને લગતી કલ્પનાનો થતો દુરૂપયોગ જોઇએ. ઇશ્વર એટલે અક્કલ વિનાનો કોઇક દંડુકાવાળો સિપાહી હોય તેમ, તેની કલ્પનાના પ્રચારકોએ તેને ભયની જ મૂર્તિ સમો, હાથમાંના દંડુકાનો નિરંતર પ્રહાર કરતો જ કલ્પ્યો છે. અને એ કલ્પનાની આસપાસ રિતરિવાજો તેમજ વિધિઓની વાતોનાં ભયંકર જાળાં રચવામાં આવ્યા છે. પરંતુ સહે જ સ્વતંત્ર બુદ્ધિથી વિચારવામાં આવે તો તમામ જાળાં આપો આપ છેદાઇ જાય છે.

સાધુ, સન્યાસીઓ, આચાર્યો, અને મંદિરોની કલ્પનાનો આધાર પણ આ માન્યતાઓ ઉપર રહેલો છે અને ઉઘાડી આંખવાળા તે જોઇ શકે છે કે, એ બધો વ્યાપાર, ધર્મ અને ઇશ્વરની કલ્પનાઓના નિરંતર ભંગની ઉપર જ ચાલી રહ્યો છે.

સોળમી સદી સુધી યરોપમાં પણ ધર્મને નામે આવી અનેક અંધાધુંધીઓ ચાલુ હતી (અને આજે પણ છેક તો તે ટીટી ગઇ નથી જ.) પરંતુ વિજ્ઞાનની શોધ પછી ત્યાંની જનતાએ બુદ્ધિપૂર્વક વિચાર કરવા માંડયો; પરિણામે જે ધર્મગુરૂઓ પૈસા લઇ સ્વર્ગમાં જવાની સીધી હુંડીઓ ફાડી આપતા હતા, તે થોડે કે ઘણે અંશે લોકસેવક બનીને, શિક્ષક, દાકતર, સમાજસેવક રૂપે કામ કરવા લાગ્યા, અને દેવળોનાં દ્રવ્યોનો ઉપયોગ પણ કૉલેજો નિભાવવામાં, દવાખાનાં ચલાવવામાં, સમાજસેવાનાં કામોનો ફેલાવો કરવામાં થઇ રહ્યો છે.

હિંદમાં પણ જનતાએ વિચાર કરીને, સાધુઓને શિક્ષકો, સમાજસેવકો અને દાકતર બનવાની ફરજ પાડવી જોઇએ, દેશમાંના અનગળ દેવદ્રવ્યને નકામું વેડફાતું બચાવી, તે દ્રવ્યનો જુદી જુદી વિદ્યાઓના પ્રચાર અને વિકાસ માટે, દેશને ઉપયોગી શોધખોળો પાછળ તેમજ ખેતિવાડીના સુધારામાં ઉપયોગ કરવા તૈયાર થવું જોઇએ છે. એક વખતે સમાજે સાધુઓને અજ્ઞાન-

તાને વશ થઇ નિભાવ્યા, પરંતુ અત્યારે તો તે બોજારૂપ, અને ભગવાં વસ્ત્રોનેય શરમાવનાર થઇ પડ્યા છે, એટલે સાધુઓની આસપાસ રહેલા ધાર્મિક ભાવનાના મિથ્યા વાતાવરણને ખસેડી, તેમને નરી આંખે જોતા થઇ, જે સાચા સાધુ [સજ્જન] હોય તેમને નિભાવવાં, તેમજ ધાર્મિક મકાનો, તેમજ દેવદ્રવ્યને રાષ્ટ્રીય મિલ્કત ઠરાવી, દેશદ્રવ્ય અને દેશનાં મકાનોના ઉપયોગ દેશહિત માટેજ કરવાનો દ્રઢ નિશ્ચય કરવો જોઇએ. જેટલાં જેટલાં ધાર્મિક મકાનો હોય તેમાં ઇસ્પિતાલો, શાળાઓ, કોલેજો, વિવિધ પ્રયોગ શાળાઓ અપોંડા, દેશી વસ્તુના પ્રદર્શનો, આર્ટ ગૅલેરીઓ કાઢવામાં આવે તો, હાલના ધર્મસ્થળો કરતાં દેશને તે વધુ ઉપકારક થઇ પડે, અને કહેવાતું દેવદ્રવ્ય જે ખરેખર તો દેશદ્રવ્ય છે તે દેશને અર્થે વપરાય તો ધાર્મિક કારણોસર છેક જ પડેલા દેશ પ્રગતિના પુણ્યપંથે કુચ કરી, જગતના અન્ય દેશોની હરોળમાં આવવા અગ્રેસર થઇ શકે.

---

પ્રજા કંઇ ધર્મના પંથની બનેલી નથી પણ એક રાજકીય ગાંઠથી સાથે બંધાયલી જાતોની બનેલી છે અને તેટલા માટેજ આપણે એક પ્રજા બનીએ છીએ.

**—રાજેન્દ્રલાલ મિત્ર.**

જ્યાં સુધી જુલમ સહન કરવામાં આવે છે ત્યાં સુધીજ તે સત્તા ચલાવે છે અને ઘર બળાવે છે. **—શેકસપીયર.**

જ્યાં દેશી વસ્તુ ચાલી શકે ત્યાં પરદેશી વસ્તુ વાપરીને તમે તમારા દેશબંધુના મ્હોંમાંથી રોટલો ખેંચી લો છો.

**—માયરન ફેલ્પ્સ.**

અસંતોષ અને બેવફાદારી માટે સ્વતંત્રતા સારામાં સારો ઉપચાર અને ઔષધ છે.

**—એસ્કવીથ.**

બીકનું તર્કશાસ્ત્ર સાદાઇમાં મનપસંદ છે પણ તેને રચનાર ભુલી જાય છે કે વિચારને બીકથી ફેરવી શકાતા નથી; તેઓ કાયદા ઘડી લોકોને વફાદાર બનાવી શકતા નથી.

**—રાસબિહારી ઘોષ.**

આપણે જાહેરનામાની કે ઢંઢેરાની જરૂર નથી આપણને ઘણાં વચનો અપાયાં છે પણ પળાતાં નથી. આથી કાયદા મારફતે આપણને આ (આપણા જન્મસિધ્ધ) હકક મળવા જોઇએ. **—ગોકુર્ણનાથ મિશ્ર.**

# પરીક્ષકની પરીક્ષા

## [ માસિકોમાં ન લખવું જોઇએ એવું અવલોકન ].

:: લેખકઃ **શ્રી. ચંદ્રવદન મહેતા,** બી. એ. ::

### "ઝરણાં, ટાઢાં અને ઉનહાં."

**આ** અવલોકન લખતાં, એના કર્તા અહીં તહીંથી ખેંચીને બે ચાર સારા વાક્યો 'નવયુગ'ના અભિપ્રાયને નામે ન ગણાવે એ માટે ખાસ કાળજી રાખવામાં આવી છે.

શરૂઆતમાં જ કહેવું પ્રાપ્ત થાય છે કે, આ પુસ્તકનું અવલોકન લખી એને એટલીયે જાહેરાત આપવા જેવું એમાં કંઇ જ નથી, પરંતુ આ પ્રયત્ન કરવાનો મૂળ હેતુ તો એ છે કે ગુજરાતી સાહિત્યમાં નકામાં પુસ્તકો તો હદપારનાં વધ્યાં જ જાય છે, અને એ સ્થિતિને હમણાં તો કોઇથી હાથ દેવાય એમ નથી જ, પરંતુ રા. રા. જયેન્દ્રરાય દુરકાળ જેવા વિદ્વાન, સાક્ષર, પંડિત અને મુંબાઇ યુનિવરસીટીના બી. એ. ના અભ્યાસ માટે નિયત થયેલા ગુજરાતી અભ્યાસક્રમના અધ્યાપક અને વળી પરીક્ષક, આવાં લખાણ લખતાં કંઇક અટકે અને એવા એમના જેવા અધ્યાપક મહાશયો પણ આવા અખતરા કરતાં પહેલાં પોતાની જુમ્મેદારીનો ખ્યાલ રાખે એ છે.

અંગ્રેજી તથા ગુજરાતી સાહિત્યના આ, પ્રોફેસરે ગુજરાતી અને અંગ્રેજી એમ બે પ્રકારના મુખપૃષ્ઠો છપાવ્યા છે, એ પરથી એકજ અનુમાન બાંધી શકાય એમ છે કે, એ પુસ્તક અંગ્રેજી દૈનિક અખબારીક છાપાંઓના તંત્રીને મોકલવામાં આવે તો એવું રૂળદાયી અવલોકન પણ પ્રગટ થાય. એ ગમે તેમ હોય, આપણે તો 'અવતરણ' અને 'કવિ અને કવિતા' એ બે અગ્ર નિબંધોને ન્યાય આપીએ. એમના એજંટો છેલ્લે પાને "રસ નિતરતાં ઉર્મિકાવ્યો, દેશભકિતના કાવ્યો, સ્નેહ સરિતા નામે મનોરમ કરૂણ પ્રશસ્તિ, અને ઉદ્દાર ભાવના પ્રેરક પ્રાચીન રાજવીઓનાં બે ખ્યાતિ કાવ્યો છે" એટલાં કથનનું પરિક્રમણ વાચકની બુધ્ધિ પર એમના એજંટો દ્વારા થયેલું આપણે માફ કરી શકીએ, છતાં "અવતરણ"માં પોતે "ઘણાં ખરાં કાવ્યોની સરલ શૈલી ઘણાને આદરણીય લાગશે એમ મને આશા છે." એમ લખી જાતે એમની સરલ શૈલીના વખાણ કરે છે એ, વાચકને આદરણીય લાગશે એમ મનાવવા પ્રયત્ન કરે છે એ, વિવેકી વાચક એમના ઉર્મિકાવ્યોને આત્મલક્ષી માની ન લેવાની ભુલ ન કરે એ, "સ્વદેશ ગીત ઘણાંને ગમશે" એ, એમના શૃંગાર કાવ્યને તો ભલામણ કરવાની જરૂરજ નથી, એ બધી માન્યતા માટે મને પણ લખવું પ્રાપ્ત થાય છે કે સંસ્કારી વાચકના મનમાં તો જરૂર અણગમો જ ઉત્પન્ન કરશે. સારે નસીબે કર્તા પોતાનાં વાચકગણને . મણિકાન્ત કાવ્યમાળાના વાચકગણ જેવા માનતા હોય એમ લગે છે. અને એ સ્થિતિમાં જ એમની માન્યતાને ન્યાય પ્રમાણ ગણી શકાય.

આ પીઢ કર્તાના મગજમાંથી એમના પૌરાણીક તેમજ જુના સંસ્કૃત સાહિત્યના વાચનના તેમજ માન્યતના સંસ્કારો હજી ભુસાઇ ગયા નથી, એ એમની પૃષ્ટ નીચે "કાવ્યો થતી વખતે કેટલાંક પાઠાન્તરો સ્ફુરેલાં તેમાં કોઇ કોઇ આપવાની મેં ધૃષ્ટતા કરી છે." એ જણાવે છે. 'કાવ્યો થતી વખતે' એ વાક્યનો અર્થ તો મુશ્કેલીથી સમજી શકીએ, અને પાઠાન્તરોમાંથી કોઇ કોઇ જ આપવાની ધૃષ્ટતા કરી છે એ પણ ચલવી લઇએ, તો પણ એ બંને વસ્તુસ્થિતિ પરથી એમને કવિતા અને પંડિતાઇ નૈસર્ગિક વરી હશે એ માટે રંક લેખકને શંકાભર્યું લાગે છે.

'કવિ અને કવિતાના—"વૈવિધ્યથી ભરેલા વિસ્તૃત નિબંધ" ઉપર ઉંડાણમાં ઉતરવાનું અહીં ગજુ બતાવાવાની ધૃષ્ટતા હું કરતો નથી, પરંતુ એમાં અવારનવાર આવતાં કેટલાંક અંગ્રેજી કાવ્યોનાં ટાંચણો, ઉતારા, અને તે પરના વિવેચનો ઉપરાંત પણ બીજાં સારાં અંગ્રેજી કાવ્યો તે વિવેચનો નહી જ હોય એવી હું તો મારા મન સાથે હદ બાંધી આ લખાણને નાહક વિસ્તૃત કરવાનો લોભ કરતો નથી. અને સીધો કવિતા પ્રદેશમાં જ કુદી પડું છું.

પુસ્તકને છેડે પાંચ પાનાની ટીકા છે. આ વિષયમાં પણ એમણે આપણી ચાલતી આવેલી પ્રથા સ્વીકારેલી જ જણાય છે. ક્યા મોટા કવિની કૃતિસંગ્રહોને છેડે આપણે નોંધ કે ટીકા જોઇએ છીએ? ગુજરાત સિવાયના હું. અને છતાં, ક્યા મોટા કવિના કૃતિસંગ્રહને છેડે નોંધ, ટીકા, ટીપ્પણ જણાંતા નથી? એ ગુજરાતમાં હ! મારો નમ્ર મત તો એવો છે કે કૃતિસંગ્રહને છેડે જેટલા પ્રમાણમાં નોંધ વગેરેની લંબાઇ એટલા જ પ્રમાણમાં કવિની નૈસર્ગિક વાણીમાં ઉણપ. કવિતાની સરલતામાં ઉણપ, કાવ્યના વક્તવ્યમાં ઉણપ. નોંધ વગેરે તો કવિની નબળાઇનું એક સુંદર પ્રમાણપત્ર જ છે. ઐતિહાસિક વિષયો સ્પર્શ્યાં હોય તો બે ચાર લીટીની નોંધ કદાચ આવશ્યક ગણાય ખરી, પરંતુ કૃતિસંગ્રહમાંની પોતે વાપરેલી કલ્પના, પોતે ઝમાવેલા રસ, ને પોતે કરેલાં વર્ણન ઉપર નોંધ લખે તો તે કેવળ કાવ્ય શક્તિનું દેવાળું જ સૂચવે છે.

હું આ વિદ્વાન કવિની કૃતિઓ ઉપર વધારે પ્રકાશ પાડવાનું ડહાપણ, કે એવી અક્ષમ્ય ધૃષ્ટતા નહી કરૂં. કેટલાક સંશયો જ બનશે તો રજુ કરીશ. મારાથી સંશય જ રજુ થાય. ૧૯૨૪ની સાલમાં-(આ સાલવારીઓ નોંધવાનું પણ કર્તાએ,પાછળ ચોડેલી 'ટીકા' વાંચતાં જ સ્ફુરે છે) બી. એ. માં મારી ગુજરાતીના વીષયની પરીક્ષા આ પુસ્તકના કર્તાએ લીધી હતી. અને બી. એ. સુધી તો મુંબાઇ યુનિવરસીટીના પરીક્ષક મહાશયોના મુખારવિંદ જોવા જેટલું યે સુભાગ્ય હમને ન્હોતું મળતું. અને બી. એ.માં પણ 'ભાષાઓ' લીધી હોય તો જ મૌખિક પરીક્ષા વખતે પરીક્ષકોનો દર્શન લાભ. મળે છે. એમ એ સમયે રા. રા. જયેન્દ્રરાયની મુલાકાત થઇ હતી. ત્યારે ,'ભણકાર"માંથી મને કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા, એમાં એક બે પ્રશ્નો પૃથ્વીવૃતની રચના સંબંધી તેમજ મન્દાક્રાન્તાના માપ સંબંધી હતા. મેં એના યથામતિ ઉત્તર દીધા હતા, અને પાસ થયો એટલે ખરા હશે એમ લાગે છે.

પરંતુ પ્રસ્તુત પુસ્તકમાં ડગલે પગલે જાત જાતના ખાડા ટેકરા નડે છે. જે સરળતાનો

કર્તા દાવો કરે છે, એજ પ્રથમ તપાસીએ. પહેલાં અર્પણમાં જ 'સ્મૃતિ–સૂરને' એટલે શું ? દેવી, ગાતાં હશે એ ગીત સ્વરો ? એમજ.

પછી દેવગાનનો વિભાગ "ગણેશસ્તોત્ર"માં બહુ ભલો નથી કાઢતો કારણ કે એ સંસ્કૃત ઉપરથી છે, એટલે કદાચ આ રીત-સરના સાચા અનુવાદપર ટીકા કરતાં અસલ કાવ્યને અન્યાય થઇ જવાની બ્હીક રહે છે. છતાં બીજા શ્લોકમાં એમ અર્થ નીકળે છે કે: ગણપતિ જ ઇન્દ્રાદિ દેવ, બ્રહ્મા, મહેશ અને સકળ વિશ્વના કર્તા છે, એને નમન. શું ત્યારે ગણપતિ આદિ સ્રષ્ટા એમ?– વળી અગાડી, 'જેથી અગ્નિ રવિ ને જળ-ભૂમિ, જેથી ચેતન અને જડ-સૃષ્ટિ–પ્રગટ્યું'– તેનું સ્મરણ કરીએ. આખા કાવ્યમાં એવો જ અર્થ છે, એ જવા દઇએ 'પ્રકાસે' એ સુરતી પ્રયોગને પણ મુદ્રારાક્ષસ ગણીએ તો પણ આ વસંતતિલકામાં લઘુગુરૂનો દુરૂપયોગ તો અક્ષમ્ય છે જ. છેલ્લી લીટી જ બસ છે.

તે ગૌરીજ ત્રિગુણ નિર્ગુણને નમિએ.

આગળ ચાલતાં "કોયલ" આવી કોયલ પર ગાંડુઘેલું પણ જે ન લખે એ કવિ નહી. તપાસો:

> "હાલ આહીં ઝુલતી'તી"
> હા! ફરીને એ ટહુકે,
> ઉરમાં ઉલ્લાસ મહેકે,
> આંખલડી કાં તું ચકે?"

એમાં ક્યાં કવિત્વ છે એતો કવિ જાણે, પણ આંખલડી કાં તુ ચકે, એનો અર્થ ભવિષ્યના કોઇ વિદ્યાર્થી પાસે મારી મચ-ડીને. અર્થ બેસાડવાની પરીક્ષા માટે રાખ્યો લાગે છે.

વળી આગળ જઇએ. "આકાશની રસકેલિ"માં (અનુષ્ટુપ્)

> સહસ્ત્રશીર્ષા પ્રભુના, દિવ્ય મન્દિરને વિષે;
> નિર્મળી કૈમુદી પ્રેર્યાં, વિશ્વના હઇડાં હિસે.

પહેલું ચરણ મારાથી બરાબર નથી ગવાતું. અને તર્પણના કાવ્યમાં (મન્દાક્રાન્તા)

> "કૈં એ કહેતા જરી હસી હસી"

એ કેમ બોલાય વારૂં?–ને એજ કાવ્યમાં છેલ્લી લીટીમાં

> "ને હો વીરા ઝળકી રમજે
> વિશ્વના દિવ્ય ગાને."

આ કાવ્ય "અંગ્રેજીપરથી સૂચિત" છે. દિવ્યગાને ઝળકી રમજે એનો કંઇ અર્થ! કે અસલ અંગ્રેજી જ બહુ ખરાબ હશે, એ પરથી આટલું કંઇક ઠીક રચ્યું હશે!

હવે "શૃંગારકાવ્યો" આવ્યાં. એ તો બધ સંસ્કૃતની છાપે અંકાયલાં જ છે. છતાં આ મન્દાક્રાન્તા કેવો?

> "શું એ સાચું ધન નિરખતાં
> સુખિયાંએ મુંઝાયે?"

મારે સુખિયાંએ શબ્દને અતિ લંબાવ્યો છે એ વિષેજ તકરાર છે.

પછી "સ્વપ્ન" કાવ્ય. ગદ્યકાવ્ય, ક્લિષ્ટતા, અને અસંગીતમયતાનો નમૂનો:

> "પ્રેમ દઉં હું, માન દઉં હું,
> પાય પડુ હું, શું કરૂં હું?"

આગળ,

> 'પ્રતિમાની રમણીયતાએ,
> સાલસતાએ, ભોળકતાએ
> સરલતાએ, નિર્મળતાએ,
> ઉત્તમતાએ, પ્રભુતાએ

ગંભીરતાએ, મનોહરતાએ,

હજી તો કંઇ કંઇ છે એમાં.

પ્રોફેસર સાહેબ વ્યાકરણની કોઇ કારીકા બનાવતા લાગે છે. હવે આવે છે "પડિયે વિખૂટાં" ડૈયટનનું સુંદર સૉનેટ. એનો ભાવ માત્ર ઉતાર્યો છે, ઢંગધડા વગરના હરિગીતમાં. હશે. મને શક છે કે અંગ્રેજીના અધ્યાપક આ સૉનેટનો મળ ભાવ સમજ્યા હશે ખરા?

પછી આવ્યાં સ્વદેશ ગીત. એમાં 'સ્વારાજ્ય' શબ્દ—ગમે છે એટલે વાપર્યો છે એ દલીલ 'સંદેશ'માં સનાતન ધર્મ ઝાલવાની ઝુંબેશ, "ચિરંતગ દીપને સાહો"ને "વળી મોહે વવાઓના"નો ન સમજાતો અર્થ, "અવિદ્યાએ લોભાશો ના" નું અગેયત્વ. ને પછી તો ગીર્વાણુ ભાષા માટેની દલીલો, અને છેવટે "જીવનના ઉજાસ"માં.

"જીવનિયાં સફળ કરી કરી લ્યો"
જીવનિયાં અખિલ સફળ કરી લ્યો
જીવનિયાં વિમળ સફળ કરી લ્યો
જીવનિયાં સુયશ સફળ કરી લ્યો

હજી તો બીજાં છવાર જીવનિયાં આવે છે. કોણ કહે છે કે લલિતજી મહાકવિ નથી?

સ્થળ સંકોચને લીધે "ખ્યાતિકાવ્યો"માં ઉતરતો નથી. સનાતન ગીર્વાણુ ભાષાના મમત્વને વળગી રહેવું, ને જતાં એને ઉદારભાવના પોષક કાવ્યો હોવાનો જાતે દાવો કરવો તો એથીયે ઉદાર ભાવના છે એટલું જ કહી, આગળ "અવતરણુ માં" "સ્નેહ સરિતા, એ રા. રા. આનંદશંકર ભાઇ જેને કરૂણપ્રશસ્તિ કહે છે તે છે, એવી એ "મનોરમ કરૂણ પ્રશસ્તિ" તપાસીએ. ક્યાં તો એ કથનથી રા. રા. આનંદશંકરભાઇની બુધ્ધિને અપમાન પહોંચાડવાનું કર્તાએ ધાર્યું છે, અથવા તો મ્હારા એ મુરબ્બી પરીક્ષક મહાશયને કરૂણપ્રશસ્તિ શું એનું જ્ઞાન જ નથી, એમ લાગે છે. અથવા તો આજ સુધી હાસ્યજનક કરૂણપ્રશસ્તિ હજી સુધી લખાઇ નથી તો એ અપવાદનો આ તોડ આણ્યો છે. હું એમાં શાનાં વખાણુ કરૂં? સમજું પણ શું?—આ તો કાવ્ય સમુચ્ચય છે. પતિ, ભાઇ, અને પુત્રનાં અવસાન થયાં. દશ વર્ષના ગાળામાં આ ત્રણ અવસાન થયાં. કર્તાએ તિથિ પણ જણાવી છે તે પરથી ગણી શકાય છે.

એમાં બે ચાર કાવ્યો બન્ધુ પર, વળી પતિપર, કંઇપણ કલાવિધાન કે ઘટિત સંકલના વગર, તે એટલે સુધી પૂર્વાલાપ, ને પ્રદાન, ને જ્યોત, એવા ત્રણ પંડિતાઇ ભર્યા ખંડો પાડ્યા છે, એમાં ત્રીજા ખંડમાં

'વર્ષોપરે જે મહાનૌકા સાગરે ડુબી હતી
સ્મૃતિ તેની આજ ફરીને સહજમાં તાજી થતી

હતી એ મહા નૌકા મહાકળા કૌશલ્યની
વહતી હતી એ વ્યકિતઓ આશાસમી યુરોપની'

અને આગળ ગાંડુઘેલું છે. એ મહાનૌકા કઇ? ટાઇટેનિક. એ ડુબી—કળા કૌશલ્યના મતિ વહતી હતી એ વ્યકિતઓ' એને

'ના ગણ્યા ગુણ રૂપને, નાંખી નીચે દરિઆવને'

એ પણ આ કરૂણપ્રશસ્તિમાં! અહીંજ હસવું મટી રડવું પ્રાપ્ત થાય છે. કે આ કરૂણપ્રશસ્તિઓ પર કેવી કરૂણપ્રશસ્તિ! અને શા માટે ટાઇટેનિકજ ફક્ત! દુનીઆમાં કેટલીયે આગગાડી—કેટલીયે મોટરો, કેટલીએ ભવ્ય ઇમારતો, કેટલીએ સુંદર યૌવનાઓ, કેટલાયે સુંદર બાળકો. ટાઇટે-

નિકથી યે કળા કૌશલ્યમાં ચઢે એવી સુંદર વસ્તુઓ અકસ્માતથી નાશ થઇ ગઇ છે. એને પણ શા માટે આ કાવ્યમાં સ્થાન ન મળે ? અને છેવટે ઉત્તરાલાપમાં "પ્રભુને" કાવ્યમાં

"અથવા સુખને દુખોં વારાઓ કરીને વહે"

આ અંત ઉદ્‌ગાર ! કેટલા કવિત્વ ભર્યા !

અથવા તો એ પિંગળશાસ્ત્રનો અભ્યાસ બતાવવાનો ડોળ કરનાર અધ્યાપકને અનુષ્ટુપની આ તો આ જાત છે, ને વસંતતિલકાને, મધુમાધવીને ચેતોહિતા વગેરે જુદાં નામો પણ છે, ને પ્રેમા ઉપજાતિ, ને વાણી ઉપજાતિ ને રામા–ઉપજાતિ ને પથ્થર–ઉપજાતિ એવા ભેદ બતાવનાર પંડિતને "એ ઘડી" કાવ્યમાં–એજ કરણપ્રશસ્તિમાં.

"હતી ના હતી થઇ જશે," ના એ નવ અક્ષરના અનુષ્ટુપના ચરણ લખવા માટે કંઇ સજા કરવી ઘટે, કે.

"સંકટા ! શી શિલા ત્હારી કસતી લીલાને વિશે"મા, કે

"દિવ્યાને શુભે દેવી"માં, કે
"ગૌરી સમીજે વિશદા,"માં. કે
"સૌરભો ભાવનાઓની"માં,ના

સંકટા, શુભે, વિશદા, સૌરભો ભાવનાઓની જેવા અનેક સુંદર શબ્દપ્રયોગ માટે. કે

"ખાટી મીઠી વિનોદની" જેવા સુંદર કવન માટે ટીકા કરૂં ? અતિ સંસ્કૃતમય શબ્દરચના જતી કરીએ, છતાં પણ ક્યાંય એકાદ સુન્દર કલ્પના નથી, કે રસભરી કાવ્ય પંક્તિ નથી. સુખ–દુઃખના વારાઓ ભરી આ કવિતા ખરે દુઃખના ભાર રૂપજ છે. આટલું મારે હાથે લખવાનું પાપ થાય છે, તે એટલાજ માટે કે આવા પુસ્તકનાં પણ સુન્દર અવલોકનો પ્રગટ થશે. વાહવાહ બોલાશે, આ પુસ્તકમાં ઉભરાતી અહંભાવના તરફ આંખ આડા કાન થશે, અને એ બધું પણ ન ગણકારૂં; પણ આવું જ્ઞાન ધરાવનારા બી. એ. જેવી પરીક્ષામાં ગુજરાતીના પરીક્ષક થાય છે, એની આગળ પરીક્ષા દેવા જનાર વિદ્યાર્થીઓનાં કેટલા કમભાગ્ય ! આવા સુન્દર પરીક્ષકોને હાથે જ પરીક્ષા નિર્માણ થઇ હોય તો મારા જેવા નઠોર અને ઉછૃંખલ વિદ્યાર્થીઓને એ મુંબાઇ યુનિવરસીટી ! તારી છાયા તળે દાખલ જ ન કરીશ.

ચન્દ્રવદન મહેતા.

---

## : : સાચી 'વર્ણશંકરતા' : :




આ દેખાવ કેટલો વિચિત્ર છે ? અર્ધ જોગેશ્વર અને અર્ધ ગૃહસ્થ જેવા બનીને દુનિયાના બજારમાં કાંઇ રહી શકે ?–જેનાં રૂઢીરક્ષક હિંદુ સમાજ એવું જીવન ગાળે છે. ને બધી રીતે વીસમી સદીમાં જીવનો ઉભા જેનાં વિચારસૃષ્ટિ બારમીસદીની સેવે છે !

## : : મૃત્યુ સાથે મિત્રતા : :



રૂઢીવાદના પૂજકો મનુષ્યના જીવન કરતાં, કુવામાં રહેતા ભૂતપ્રેતની કાળજી વિશેષ રાખે છે.

[ હિંદીપંચના બંધુકૃત્યથી ]

## : : પ્રાચીનતાના પૂજકો : :



' આવો ભાઇ હરખા, આપણે બંને સરખા ' પ્રમાણે, મુંબાઇના કુવાઓ પુરવાની સામે લડત લડવા, પ્રાચીનતાના પૂજક હિંદુ-પારસી તત્વ દોસ્તી કરવા નીકળ્યું છે.

[ હિંદીપંચના બંધુકૃત્યથી ]

# પડતીનો પંથ

[નવલિકા]

લેખકઃ શ્રી આનન્દ

---

ન્હાનપણથી બાલુ એ મીલમાં જ ઉછરેલો. એ મીલના મજુર લત્તામાં એ અને એના બાપુ એક ઓરડીમાં રહેતા હતા. એની બા તો એને છેક ન્હાનો મુકીને જ ગુજરી ગઇ હતી, તે પછી એના બાપાએ એને પોતાની શક્તિ પ્રમાણે મળાવાય એટલા લાડ લડાવીને ઉછેર્યો હતો.

આજ પંદરેક વર્ષથી એ લોકો એ ગામમાં રહેતા હતા. શરૂઆતમાં તો એમણે મીલ વિસ્તારની બહાર જ ઓરડી રાખી હતી. પણ પછીથી એની બાને સુવાવડ આવી અને બાલુને જન્મ દઇને એ ગુજરી ગઇ, ત્યારથી એના બાપાએ એ મીલના મજુર લત્તામાં ઓરડી લીધી ને ત્યાં રહેવા માંડયું. બીડી પીવાને બ્હાને તે બહાર નીકળીને અવારનવાર બાલુની ખબર કાઢી જતો. કોઇ કોઇ વાર માંડમાંડ બચાવેલા એકાદ પૈસાની મગફળી લઇ જતો ને ખ્માડી આવતો. આ પ્રમાણે ત્હેનું જીવનનાવ ચાલ્યા કરતું.

પણ હવે તો બાલુ બાર વર્ષનો થયો હતો. ન્હાનો છોકરો હતો ત્હોયે સરકારી કાયદા અનુસાર અર્ધો દહાડો કામ કરીને કમાવાની એનામાં શક્તિ આવી હતી. મજુર બાળકોને મફત ભણાવે એવી નિશાળો ન્હોતી. હતી ત્હેનો ખર્ચ એના બાપના 'બજેટમાં' નામંજુર થતો. આવકના પ્રમાણમાં એ ઉડાવવાનું ન્હોતું થતું, પણ જાણી બૂઝીને લૂંટાવાનું થતું હતું. એવી રીતે લૂંટારાઓને પોષતા કોઇ સજ્જન વિષે હજી સાંભળવામાં નથી આવ્યું અને બાલુનો બાપ પણ એવો ન્હોતો એ નક્કી. નવરો બેસીને કાટ ખાઇ જાય. તેના કરતાં અર્ધો દહાડો પણ કામ કરે તો સારૂં–એક તો એના વખતનો સદુપયોગ થાય, કામ શીખે, ને વળી કમાણી થાય એમ વિચારી એના બાપે એ જ મીલમાં એને અર્ધા દિવસના કામે લગાડયો. બપોરના તડકામાં છોકરો ઓછું રખડે એટલા માટે ત્હેને એક વાગે જ બોલાવતો ને ૭ વાગે છૂટતો. આમ બાપાની દેખરેખ નીચે બાર વર્ષની કુમળી વયે બાળક બાલુ કમાવા માંડયો.

પણ ત્યાર પછીને વર્ષે એક એવો બનાવ બન્યો કે જેથી ત્હેમના જીવનની કારકીર્દિ જ બદલાઇ ગઇ. એમના ખાતાનો ઉકાળેબર બદલાયો. ઘણાયે ઉકાળેબરો હોય છે તે પ્રમાણે નવો ઉકાળેબર પણ લાંચીઓ, દારૂડીઓ ને નીચ વાસનાઓથી ભરપૂર હતો. કેટલા યે જણાને હેરાન કર્યાં પછી બાલુ અને એના બાપાનો વારો આવ્યો. ગરીબ મજુરોની મીલોમાં શી સ્થિતિ થાય છે એ જાણવા માટે તો એકાદ મીલમાલેકે એક વખત મીલ મજુર થવાની જરૂર છે. મજુરો ગમે તેટલા પૈસા કમાય પણ એવાને એવા જ રહે એની

પાછળનો ગુપ્તભેદ ઉકેલવા છૂપું ખાતું ખોલવાની જરૂર છે. સમાજ જ્યારે પોતાના એકેએક અંગ માટે એવાં ખાતાં ખોલશે, ત્યારે તે પોતે જ નહીં માની શકે એવાં પોતાનાં ભયંકર ભોપાળાં બહાર આવશે. કયા મીલ માલેકને ખબર હોય છે કે પીસ્તાળીસ રૂપીઆના પગાર ઉપર પચ્ચાસ જણાનાં તો લાગા લાગતા હોય છે?! ન્હાના પગારદારોની સાથે કેટલીક વખત તો કોઇ કોઇ સ્પીનીંગ માસ્તર કે વીવીંગ માસ્તરના પણ લાગા લાગતા હોય છે. પણ એની સમાજને ક્યાં પડી છે? મજુરો તો



દારૂડીઆ જ હોય છે, બીડીઓ જ ફૂંક્યા કરે છે ને તદ્દન હલકટ જીવન જીવે છે: એ એમનો સમાજે રજીસ્ટર્ડ કરી મુકેલો ટ્રેડમાર્ક થઇ પડ્યો છે. ટ્રેડમાર્કને લીધે ખરાબ માલ પણ સારામાં ખપે છે તેમ ઉપરના ટ્રેડમાર્કને લીધે સારા મજુરો પણ ખરાબમાં જ ખપતા. સારો મજુર કોઇવાર કહેવા જાય, "ના, હું દારૂ પીતો નથી. બીડી સુદ્ધાં પીતો નથી." તો તરતજ પ્રશ્ન પૂછાતો કે, "દારૂ પીતો નથી ત્યારે આટલી કમાણી જાય છે ક્યાં? આવાં ફાટલાં તૂટલાં ગંદા કપડાં ત્યારે શામાટે પહેરે છે?" પણ એ પ્રશ્નકને

કયાં ખબર હતી કે એ ગંદાં કપડાં પાછળ ઉજ્જ્વળહૈયું શોષાતું હતું—એ કાંટાની વેલમાં રાતું ગુલાબ કરમાતું હતું, ને એ કપડાંનો મેલ પણ સમાજના રાક્ષસોએજ ચ્હડાવેલો હતો. "અલ્યા મકના! હજી પેલા બુટની વાત થઇ હતી તે આવ્યાં નહીં હોં! ન લાવી દેવા હોય તો ના પાડી દે એટલે બીજેથી લઇ લઇએ. (બાજુમાં બેઠેલાઓને ઉદ્દેશીને) ખીસ્સામાંથી પૈસા આપતાં છતાં યે બૂટ વિના રખડાવે એને શું કહેવું?" એ કારકુન સાહેબની વાતો સાંભળીને તે મકનાનો નમ્ર, અતિનમ્ર, એટલો નમ્ર કે સાધારણ



ન્યાયાધિશે ફેંસલો આપ્યો: "હું તને ફાંસીની સજા ફરમાવું છું."

(પૃષ્ઠ: ૫૩૩)

માણસ એને માટે મકનાને તદન બાયલો ગણે એવો નમ્ર જવાબ, "ના સ્હાબ, કાલ હવારે સોક્કસ લાવી દઇશ," સાંભળીને બાજુમાં બેઠેલાઓને સ્વપ્ને પણ કયાંથી ખ્યાલ આવે કે એ ખીસ્સું તો કારકુન સાહેબનું નહોતું ને મકનાનો આ મહીનાનો પગાર એ ખીસ્સામાં પડયા પછી આ આફતો કાપ એના ઉપર પડતો હતો. આ બધા અનુભવો લેવા માટે એકાદ મીલ મ્હાલેકે જરૂર એક વખત મજુર થવું જોઇએ. વળી મીલોમાં જ આવું બને છે એમ નહીં, ને પૈસા બાબતમાંજ આવું બને છે એમ નહીં. ઘણાને આ તદન ઉપ્જાવેલું લાગશે, ઘણાને આ અસભ્ય લાગશે, કેટલાક ચોકખલીઆઓને એમાં પૂરેપૂરૂં હલકટપણું ને નીચતા દેખાશે એ નક્કી, પણ એવાઓના જ બનેલા સમાજને લીધે બીચારા ગરીબ મજુરો ઉપર કેવાં આફતનાં વાદળો વેરાય છે એની એ લોકોને કયાં ખબર હોય છે? નજીવીમાં નજીવી લાગતી બાબતોથી માંડીને છેક મા, બ્હેન દીકરીના શીયળ સુધીની ત્યાં હોડ રમાતી હોય છે. ઓ મુચકુંદી સમાજ! ત્હારો યુગ કયારે પૂરો થશે?

ને બાજુની મીલમાં આવેલા ઉકળેશ્વર ઉપરના કોઇથી ઉતરે તેમ નહોતો. બાજુના બાપાને એનો હુકમ છૂટી ગયો કે, "તમારા

બંનેના પગારમાંથી ચોથ આપવી હોય તો નોકરી રહેશે.'' બીજે નોકરી કરવા જાય તો ત્યાં નોકરી મળતાં પહેલાં પાઘડી બાંધવી પડે અને ઉપરથી લાગો તો લાગતો જ રહે, એટલે ત્હેના કરતાં આ નોકરી ગમે તેમ ટકાવી રાખવી યોગ્ય ધારી બાલુના બાપાએ ચોથ ભરપાઇ કરવા માંડી. ને માંડ માંડ પૂરૂં કરતા કુટુંબની ચોથા ભાગની આવક બંધ થાય ત્યારે શું થાય?

થોડા દિવસ તો કંઇ જણાયું નહીં, પણ પછીથી હાંલ્લા ખડખડવા માંડયાં; વળી થોડે દહાડે ગબડવા માંડયાં; ને પછી તે કાં તો ફુટીને ઓછાં થવાં માંડયાં. અલબત્ત, ઘરમાં પેઠેલી એ બેકારી બહુ જ ધીરે ધીરે કામ કરતી હતી, પણ કયું ગંભીર કામ એમ એક સપાટે પતી ગયું છે? બેકારીને લીધે પછી ચીંતાઓ પણ થવા માંડી. મન મુંઝાવા માંડયાં. ક્યહાંય શાંતિ ન્હોતી મળતી. શરૂઆતમાં તો આજુબાજુમાંથી ઉછીના લઇને પણ એ દેવું ચૂકાવતો. પણ એ તો ઓલામાંથી ચુલામાં પડવા જેવું થતું. આ બોલતો બંધ થાય ત્યાં પેલો બોલવા માંડતો. બધેથી સ્નેહ ખોયો હતો, મમતા ખોઇ હતી ને હવે આબરૂ પણ જતી હતી. દરેકે દરેક માણસને આવા સંજોગોમાં હૈયું ઠારવાની એક જગ્યા તો જોઇએ જ છે. શીષ્ટ ગણાતો સમાજ એને અવગણતો, અપમાનતો, તિરસ્કારતો. એનાથી એના હૈયાની આગ ઉલટી વધતી. કેટલીયે વાર એણે સાંભળેલું કે દારૂ અશાંત ચિત્તને શાંતિ આપનારૂં સાધન છે. તે વખતે એ સાંભળીને તે તિરસ્કારનું હાસ્ય હસ્યો હતો. આજે એને એ શબ્દો યાદ આવ્યા. જરાક મન ડગમગ્યું. મનની ક્ષણિક શાંતિને માટે એ એની હંમેશની શાંતિને દફનાવતો હતો એનું એને ભાન ન્હોતું રહ્યું. ક્યહાંથી રહે? સ્નેહ, માયા ને મમતા વિના અને કૌટુમ્બિક ને આર્થિક ચિંતાઓથી તે એટલો એટલો મુંઝાઇ ગયો હતો કે એક ક્ષણની પણ શાંતિ મેળવવાને માટે ત્હેણે ગમે તેનો ભોગ આપ્યો હોત. અને ત્હેણે ખરેખર પોતાની પરમ શાંતિનો ભોગ આપવાનું પહેલું પગલું ભર્યું—દારૂની એક પ્યાલીથી શરૂઆત કરી. સમાજના કેટલાયે ઉચ્ચ મનાતાઓ મન મુંઝાય છે ત્યારે નાટક કે સીનેમા જોવા ઉપડી જાય છે. આની પાસે એટલા પૈસા ન્હોતા એટલે ત્હેણે દારૂની પ્યાલીથી શરૂઆત કરી.

ને એકડો ઘુંટયા પછી બાળક આગળ જ વધે છે ને? એક પ્યાલીથી કરેલી શરૂઆત વધવા જ માંડી અને છેવટે મીલના હાજરી પત્રકમાં લાગલાગટ બબ્બે ત્રણ ત્રણ દિવસની ગેરહાજરી નોંધાવા માંડી બાલુ જો કે પીઠામાં જતો થઇ ચૂક્યો હતો પણ હજી એની મીલમાં હાજરી તો બરાબર રહેતી. ઘેર વહેલાં જાય તો ઉઘરાણીવાળા ખડા હોય એટલે બારબાર વાગ્યા સુધી પીઠામાં તેઓ રહેતા ને મોડી રાતે ઘેર આવતા. સારો યે સમાજ એમને હલકટમાં હલકટ ગણતો, પણ એ સ્થિતિએ એમને ફેંકનાર કોણ હતું ને કોના દોષ માટે કોણ સજા ભોગવતું હતું એ સમાજને વિચારવાની શી જરૂર? કોઇપણ માણસ એને પકડવાને પ્રયત્ન ન કરે અથવા કોઇપણ જાતની ચળવળ ન ઉપાડે કે પગલું ન ભરે ત્યાં સુધી શું ચોર આપમેળે પકડાવાનો હતો?—ને કોઇ પોલીસ ન થાય તો ચોર ચોરીઓ કર્યે જાય તો ત્હેમાં દોષ કોને દેવો?

દારૂડીઆ થઇ ચૂક્યા. પણ દારૂના પૈસા ક્યહાં હતા? કોઇએ ઉપાય બતાવ્યો, "જુગાર.

રમો." એને માટે યે પૈસા ન્હોતા. ક્યાંથી લાવવા? કોઇ સહૃદયી દારૂડીઆએ બેન્ક બનાવી, "પઠાણ પાસેથી લ્યો." થઇ ચૂક્યું. જુગારમાં ગુમાવવા માંડ્યું; પઠાણનું દેવું વધવા લાગ્યું. વ્યાજ વ્હડયે જતું તે તો બાલુ જેમ તેમ કરીને ચૂકવતો. બાપાને જુગારથી બચાવવા બાલુએ ઘણાએ પ્રયત્નો કર્યા, પણ એ ફાવ્યોજ નહીં. કેટલીયે વાર બાપ-દીકરો બંને રાતના લ્હડી પડતા. બે ત્રણવાર તો એટલી બોલાચાલી થએલી કે આડોશીપાડોશી પણ ભેગા થઇ ગયા. પછી તો એવું લગભગ રોજ થવા માંડ્યું. એ થવાનું મૂળ કારણ તપાસ્યા વિના જ પાડોશીઓએ એને દબાવી દેવાનો નિશ્ચય કર્યો. બીજી કોઇ રીતે તો એ દાબી શકાય એમ ન્હોતું એટલે એમની પાસે એ ઓરડી ખાલી કરાવી. સમાજ! આમને આમ તું ત્હારાં કેટલાંક અંગ ફેંકી દઇશ?

ઓરડી ખાલી થઇ એટલે સુવાની જગ્યા ગઇ. લગભગ બધા એમને જાણતા હોવાથી—પહેલાં ઓળખતા હતા, હવે જાણતા હતા—હવે બીજી ઓરડી મળે એમ ન્હોતું. બાલુએ બાપાને તે વખતે આપેલો ઠપકો બર્કનાં ભાષણ કરતાં યે વધુ તમતમતો, વધુ અસરકારક હતો. ઘડીભર તો એ અઠંગ જુગારી—પણ સ્તબ્ધ થયો, વિચારને વમળે ચ્હડયો. પાછી દારૂની પ્યાલી દેખતાં મૂળની સ્થિતિ ઉપર આવી ગયો. અફસોસ! બાલુ બર્ક ન્હોતો તેની પાસે એટલા પૈસા ન્હોતા, એ પદવી ન્હોતી. આવાં તો કેટલાંયે ભાષણો બર્કના ભાષણ સાથે સરખાવ્યા વિના જ આથમી ગયાં હશે. ને પછી બીજો બર્ક ન પાકે—સમાજને 'જનારની જગ્યા પૂરનાર કોઇ ન મળે તો એનો દોષ કોને માથે?

ત્હાર પછી એમણે રસ્તામાં કે કોઇના ઓટલા ઉપર સુવા માંડ્યું. દિવસે એમની પથારી કોઇ ઝાડની ડાળીએ ઝુલતી હોય કે કોઇ દુકાનના પાટીઆ પાછળથી ઝળુંકતી હોય કોઇ કોઇવાર તો એમની આખીયે ગત પીઠામાં જ જતી. બાલુની જુગાર ન રમવાની વિનંતિઓ હંમેશાં ચાલુજ રહેતી. બીજા જુગારીઓ એને પોતાનો દુશ્શમન ગણતા. બાપાની પાસેથી કમાવાનું મળતું હોય ને દીકરો વચ્ચે આવે તો દીકરો દુશ્મન જ થાયને! આ બાજુ પઠાણોની ઉઘરાણી હવે કડક થવા માંડી. પહેલાં તો એમને ભાડાની પણ ઓરડી હતી એટલે કંઇક આબરૂવાળા ગણાતા, હવે તો ઓરડી પણ ન્હોતી રહી. ઉપરા ઉપરી ગેરહાજર રહેવાથી બાપાની મીલમાંથી નોકરી પણ ગઇ હતી. હવે તો ચૌદ વરસનાં બાલુના પગાર ઉપર તાગડધીન્ના કરવાના હતા. ખરચને પહોંચી વળવા માટે બાલુએ સન્તાવાળાઓને છેતરવા માંડયા. સવારે એક મીલમાં કામ કરે અને બપોરે બીજી મીલમાં કામ કરે. તે છતાંયે પૂરૂં તો નહોતું જ થતું. હવે તો પઠાણોનું વ્યાજ પણ ચકવી શકાતું ન્હોતું. ને પઠાણ પણ ક્યહાં સુધી રાહ જૂએ? એક દિવસ રસ્તામાં એણે બાલુના બાપાને પકડયો. દારૂ પીને તે બાલુ પાસે પૈસા લેવા જતો હતો ત્યહાં રસ્તામાંજ પઠાણ મળ્યો ને ઉઘરાણી કરી. ને પઠાણની ઉઘરાણીનું છેવટ ખબર છે? તમાચાથી શરૂ થઇને કેટલીક્વાર મૃત્યુમાં તે આથમે છે. તમાચો ખાતાં જ લથડતા પગવાળા બાપાને ભાન આવ્યું એ તમાચો એને એની મૂળની સ્થિતિ પર ખેંચી ગયો. આઠ દસ વર્ષ પહેલાં બાલુને એ મગફળીના દાણા ખવરાવતો એ એની નજર સ્હામે તરવર્યું, ને પછી એની પાછળ એને પઠાણની કાળમૂર્તિ દેખાઇ. એ પાછો પોતાની વર્તમાન

સ્થિતિમાં આવી ગયો-પણ પહેલાનું સ્વમાન સાથે લઈને જ. પઠાણને કંઇ જવાબ ન મળ્યો એટલે તરત બીજો તમાચો પડયો. આવા તો કેટલા યે તમાચા કેટલા યે જણાને પડતા હશે. પણ સમાજને એ તમાચાઓની ક્યાં પડી છે? નફ્ફટ સમાજ એમજ કહેશે કે, "શા માટે એવાની પાસે પૈસા લેવા ગયા?" ને ભાવનાઓમાં વિહરતો સમાજ તો વળી ઉપદેશશે કે, "Show your left cheek unto him who slappeth you on your righrt." [તમારા જમણા ગાલ ઉપર તમાચો મારે તેની આગળ ડાબો ગાલ ધરો] પણ જો એ ગાલ પોતાનોજ ધરવાનો હોત તો?......તો આજનાં બાઇબલ કંઇ જુદાંજ વંચાતાં હોત.

ગમે તેવા બાયલાને યે સ્વપ્નામાં વાગેલા બે તમાચા જાગૃત કરી દે છે. બાલુનો બાપ જીવતો હતો, જાગૃત હતો, સ્વાભિમાનથી ભરપૂર હતો. પહેલા તમાચાથી સ્વાભિમાનનાં ઝરણ ફરીથી ફૂટયાં હતાં; બીજા તમાચાથી એનાં પૂર ઉભરાયા. પૂરમાં બાલુનો બાપ પણ તણાયો ને સિંહ શો તે પઠાણ ઉપર ઉછળ્યો.

ખોએલું સ્વાભિમાન પાછું આવી શકે છે તો ખોએલું શૌર્ય પણ પાછું આવી શકે છે. એ પઠાણ ઉપર કુદયો. પઠાણ ને એ બંને નીચે પડયા, ગબડવા માંડયા, ફુટપાથ આગળ આવ્યા. બાલુના બાપાએ તક સાધી. ફુટપાથ સાથે પઠાણનું માથું અફાળ્યું. એક, બે ને ત્રણ વાર, ને ખલા...સ! તમાચાથી શરૂઆત થઇ ને છેવટે પઠાણનું મૃત્યુ થયું. માણસોની ઠઠ જામી હતી. લડાઇ બંધ થઇ એટલે શાંતિને વ્યવસ્થા જાળવવા હવે પોલીસ વચ્ચે પડી. બાલુના બાપાને ચોકી ઉપર લઇ ગયા ને પછી ખૂન કરવા માટે સેશન્સ કમીટ કર્યો.

બાલુને તોફાનની ખબર પડી. તે દોડતો દોડતો દોડતો પોતાના બાપા પાસે જતો હતો. મીલના દરવાજામાંજ ઇન્સ્પેક્ટર સાહેબ પોતાની ફરજ બજાવતા ઉભા હતા. પેલો છોકરો બીજી મીલમાં વખતસર પહોંચવા માટે જ દોડતો જતો હશે એમ વિચારી બાલુને ત્હેમણે બોલાવ્યો. સરકારની ચોરી કરી તો તે કરતો જ હતો (જો કામ કરીને કમાવું એને ચોરી કહી શકાય તો બે મીલમાં કામ કરીને કમાતો હતો એટલે ચોરી.) ત્હેનો ગભરાટ, ને ત્હેમાં બાપાના સમાચાર મળ્યા હતા એટલે તદ્દન ગભરાએલી સ્થિતિમાં હતો. ત્હાં ઇન્સ્પેક્ટર સાહેબે બોલાવ્યો. નંબર પૂછયો. આ મીલનો નંબર દેવાને બદલે ગભરાટમાં ત્હેનાથી બીજી મીલનો નંબર દેવાઇ ગયો. બસ, થઇ ચૂકયું. ઇન્સ્પેક્ટરે તપાસ કરી, ને કાયદા વિરૂધ્ધ તે બે મીલમાં કામ કરતો જણાયો. એવી રીતે કામ કરવા દેવા માટે ત્હેના માબાપને શિક્ષા કરવા ઇન્સ્પેક્ટરે માબાપનાં નામ પૂછયાં. બાલુ, પિતૃભક્ત બાલુ મૈન જ રહયો. છેવટે ત્હેના ઉપર જ કામ ચલાવવામાં આવ્યું, જે દિવસે ત્હેનું કામ ચાલવાનું હતું તે જ દિવસે વડા અધિકારી પાસે એના બાપાના કેસનો ફેંસલો આવવાને હતો.

અહીંઆં બાલુના કેસની શરૂઆત થઇ ત્હાં ફેંસલો વંચાવા માંડયો. કારખાનાના ઇન્સ્પેક્ટર તરફથી-સરકારી વકીલ તરફથી આરોપીનો ગુન્હો દર્શાવવામાં આવ્યો, પછી સરકારી વકીલે બે ત્રણ જણાની ઉલટ તપાસ લીધી. છેવટે બાલુનો વારો આવ્યો

એ બાલુ પોતાના બાપનું નામ . કહે તો સગીર વયને લીધે તે છૂટી જાય એમ હતો. પીંજરામાં તે ઉભો રહયો એટલે હેને હેનું નામ પૂછવામાં આવ્યું, તે હેણે લખાવ્યું, હેના બાપનું નામ પછાયું. તે થથર્યો, વિચારમાં પડયો. નામ દેવું કે ન દેવું ? બાપા ઉપર કેસ ચાલતો હતો હેની હેને ખબર હતી, જગત્ એમને બે આબરૂ કરતું હતું, એણે કરવા કે નહીં ?

વડો અધિકારી તે વખતે પોતાના ફેંસલાની છેલ્લી લીંટીઓ વાંચતો હતો. "...ને આ બધું જોતાં હું જ્યુરીના મત સાથે એકમત થઇ આરોપીને ગુન્હેગાર ઠરાવું છું, ને હેને એણે કરેલાં ખૂનને બદલે ફાંસીની સજા ફરમાવું છું." થઇ ચૂકયું. ત્હાં તો સમાજે ખૂનનો બદલો ખૂનથી લીધો. પણ એ શબ્દો વાતાવરણ ભેદીને, સુહાગનો ઘણ પછડાતો હોય એમ બાલુના કાનમાં પછડાયા. બાલુ વળી મુંઝાયો. શું કરૂં ? નામ દઉં કે ન દઉં ? ક્ષણેક વિચાર થયો કે હવે નામ દેવામાં શું વાંધો ? હવે તો બાપા આ દુનીઆમાંથી જવાના, પછી નામ દેવામાં શું વાંધો ? પણ એ વિચાર આવતાં જ એના શરીરમાં એક ધ્રુજારી વછૂટી. જગતે ચણેલા, પિતાજીની બેઆબરૂના મંદિર ઉપર તે નામ આપીને કળશ ચ્હડાવવા ન્હોતો ઇચ્છતો. પોતાને હાથે એવું કંઇપણ કાર્ય થાય એ પહેલાં તે શરીરની રગેરગ છૂટી કરવાને તૈયાર હતો. પોતાને હાથે પિતાજીનું નામ કાળે અક્ષરે ચીતરાય એ પહેલાં ત્હાં પોતાના લાલ લોહીની નીકો વહેવડાવવા તૈયાર હતો.

ને હેણે એ સવાલનો જવાબ ન આપ્યો. જુબાની લેવાઇ ગઇ. એક પ્રશ્ન અનુત્તર રહેતો હતો. ને હેનો ઉત્તર મળે તો બાલુ છૂટી જાય એમ હતો. એના હૈયાએ તો એ ઉત્તર કય્હારનો આપી દીધો હતો. ન્યાયાધિશ બ્હેરો હતો કે તે સાંભળતો ન્હોતો. છેવટ એના મૌને એની બુધ્ધિ ઠેકાણે આણી, ને ફેંસલો વંચાયો–કંઇ કેટલાયે વંચાય છે એમ.

ને કોર્ટમાંથી વિખરાતા સમાજના સભ્યોએ છેવટે છેવટે યે સમાજની શિષ્ટ ભાવનાનું પ્રદર્શન કર્યું, "એ વેશ્યાનો જ છોકરો હોવો જોઇએ, નહીં તો પોતાના બાપનું નામ પણ ન જાણે ?"

સમાજ ! શી ત્હારી કલ્પના ? ! !



ચેતનભર્યું યૌવન

# યૌવનનું સત્યદર્શન

(:૦:)

લેખક: શ્રી. સુંદરજી ગો. બેટાઇ, બી. એ.

યૌવન એટલે શું? અને ઘડપણ એટલે શું? શારીરિક દૃષ્ટિએ જ્યારે આપણે યૌવનનો વિચાર કરીએ છીએ ત્યારે સંપૂર્ણ તંદુરસ્ત સ્થિતિનો ચિતાર આપણા મગજમાં ચિતરાય છે. અવયવો સુઘટિત હોય અને ઇન્દ્રિયો પોતાના ધર્મ બરાબર બજાવે તે સ્થિતિને તંદુરસ્ત સ્થિતિ કહેવામાં આવે છે. જેમ અવયવ અને ઇન્દ્રિયોની સુવ્યવસ્થા અને કર્તવ્યપરાયણતા વધારે તેમ તંદુરસ્તી પણ વધારે. તંદુરસ્તી એ દીર્ઘજીવી યૌવનનો પાયો છે. યૌવન એટલે ઊંચામાં ઊંચા પ્રકારની યોગ્યતા. પ્રો. અરવીંગ ફીશર અને ડૉ. ઇ. એલ. ફીસ્ક કહે છે કે: "ખરાં યૌવનમાં આરોગ્ય, બળ, જીવનશક્તિ, સુઘટતા, સૌન્દર્ય, કામ કરવાની શક્તિ, ઉપયોગિતા અને સુખોલ્લાસિતાના ઊંચા આદર્શોનો સમાવેશ થઇ જાય છે."



માનસશાસ્ત્રની દ્રષ્ટિએ યૌવન એ એક મનોદશા છે એ વિશે શંકા નથી. યૌવનનો આધાર હમેશાં વર્ષોની ગણતરી ઉપર નથી હોતો. ચિન્તા, ભીતિ, શંકા, આત્મવિશ્વાસનો અભાવ અને નિરાશા યૌવનની ધાટીલી કમાનને બેડોળ બનાવી ભાગી નાખનાર અને આત્માની ઉલ્લાસિતાને ધૂળ ભેળી કરી દેનારાં ભૂતપિશાચો છે. તેમ એકલાં કાળા ભમ્મર જેવા વાળમાં, ભરાવદાર ગાલમાં, લાલીયુક્ત હોઠમાં અને ચપલ ચાલમાં જ યૌવન નથી આવી રહ્યું. યૌવન ખરી રીતે તો આભ્યંતરમાં રહેલું તત્ત્વ છે. જીવનશક્તિ, વિશાળ દ્રષ્ટિ, લાગણીની પ્રબલતા, ચારિત્ર્યની સબલતા, જીવન સંગ્રામમાં ગમે તે પળે ઝકાવવાની ઉચ્ચ પ્રકારની લડતશક્તિ, સ્પષ્ટ કલ્પના, જીવનપ્રવાહની ગંભીરતા ને ઉલ્લાસમયતા : એ બધાં માનસશાસ્ત્રની દ્રષ્ટિએ યૌવનનાં સાચાં તત્ત્વો છે.

નૈતિક દ્રષ્ટિએ જોઇએ તો યૌવન એટલે ડરપોકપણાને આવરી લેતી હિંમત અને ખડતલપણું, યૌવન એટલે શ્રમવિહોણી પોચી શાંતિ ઇચ્છતી નિર્માલ્યતા સામે જોમભર્યાં સાહસ કરવાને તલસતો તનમનાટ, યૌવન એટલે નબળાઇ અને નિરાશાના અંધકારને હઠાવતો આશાભર્યા ઉત્સાહનો ધોધ. યૌવન એટલે સંયોગો સામે પડકાર કરનાર ચેતનાશક્તિ; યૌવન એટલે જીવનનો ખેલ ખેલવા હણહણી રહેલો આહ્લાદ અને જગતના કલેવરના ગંધાતા ખોળીઆને પલટાવી નાખવાના વેગવના કોડ. યૌવનની ખરેખરી વ્યાખ્યા એજ છે.

વૃદ્ધ માનવીનું માનસ ભય, શંકા અને અપશુકનોના વિચારોથી જકડાઇ રહેલું હોય છે. ભવિષ્યને નિહાળવા જતાં એ હમેશાં ભૂતકાળ તરફજ દ્રષ્ટિ સ્થાપે છે. એનો સમાજ સાથેનો સંપર્ક બહુજ સાંકડો ને સાંકડો થતો જાય છે. પોતાની એકલતાનું એને પ્રતિ પળે ભાન થયા કરે છે. તે મિત્રોથી છૂટો થઇ ગયો છે એવું તેને લાગે છે. તેની જુવાનીના દોસ્તો અને સંગાથીઓ કાં તો જીવનમાંથી પરવારી ચૂક્યા હોય છે



અગર ઘડપણને લીધે દુર્લભ બની ગયા હોય છે. એને એવી લાગણી રહ્યાંજ કરે છે કે મ્હારાં પોતાનાં બાળકો પણ મ્હારી ઉપેક્ષા કરે છે અને બેદરકારી બતાવે છે. તેનું ખરૂં કારણ એટલુંજ હોય છે કે, મડદાં જેવા ઘડપણને ઉછળતા ધોધ સમા યૌવન માટે કશું આકર્ષણ જ હોતું નથી.

અંધ અને જડ ટેવો, જરી પૂરાણી સામજિક રૂઢિઓ, નિઃપ્રાણ પ્રણાલી તથા કોઇ પણ પ્રકારના પરિવર્તન વિનાનું રગસિયું જીવન-એનુંજ બીજું નામ ઘડપણ અથવા વૃધ્ધાવસ્થા. છે.

આદર્શ ભાવનાઓને છોડી લોકસમૂહને માર્ગે કોઇ પણ જાતની નવીનતા વિનાનું જીવન ઘસડયાં કરે તે માણસ ઘરડો થયો છે એમ ગણાવું જોઇએ. સત્ય, રસ, હૃદયની કુમાશ, ફર્જ, સન્માન, જવાબદારી, તુલનાશક્તિ, દરેક બાબતમાં સંપૂર્ણતાની કક્ષાએ જવાની લાગણી, આત્મસંયમ વગેરેનો મર્મ આપણે યૌવન દરમ્યાન પામી શકીએ છીએ.

જે માણસને પોતાની જવાનીનું ભાન છે તે માણસ પોતાની તમામ મહદેચ્છાઓને સિધ્ધ કરવા પ્રયત્ન કરે છે, અને જે વસ્તુ તેના યૌવનનો વિરોધ કરનારી તેમજ જીર્ણતા તરફ ઘસડી જનારી તેને લાગે છે તે પ્રત્યેકને તે પોતાના માર્ગમાંથી ફના કરી દે છે. આત્મકલ્યાણના સંરક્ષણમાં જે જાતનું જીવન મદદગાર થઇ શકે તેવું જીવન જીવવા માટે જ યુવાનની તૈયારી હોય છે. ખરો યુવાન જીવનશક્તિને વધારનાર અને પ્રવૃત્તિના ક્ષેત્રને વિકસાવનાર સામર્થ્યવાળું જ જીવન જીવે છે. અને તેની પ્રવૃત્તિના ક્ષેત્રને સાંકડું બનાવે એવા જીવનને નીવારવાનો એ હમેશાં યત્ન કરે છે. એટલે જેથી શારીરિક અને માનસિક શક્તિનો ઉંચામાં ઉંચો અનુભવ થાય, જેથી લાગણીઓનો સંપૂર્ણ વિકાસ થાય અને પોતાની ભાવના જેથી પૂરેપૂરી વ્યક્ત કરી શકાય એવું જીવન જીવવું એનું નામ જ યુવાની. સ્નાયુઓનો સંપૂર્ણ વિકાસ, માનસિક બળ, નૈતિક દ્રઢતા અને આધ્યાત્મિક સૂક્ષ્મતા એ બધાં નિર્મળ જીવનથીજ મેળવી શકાય છે.

શરીરને ખુલ્લી હવા અને સૂર્યના પ્રકાશનો લાભ આપવા, સદા પ્રવૃત્તિમય રહેવું, શરીર અને બુધ્ધિને કસવાં, પ્રાણપોષક આહાર કરવો, વ્યસનોથી મુક્ત રહેવું: આ બધું બુધ્ધિયુક્ત જીવનના પાયારૂપે છે.

સમાજશાસ્ત્રની દ્રષ્ટિએ યુવાનીની વ્યાખ્યા આપીએ તો, જીવતી જાગતી સર્જનશક્તિને જવાની કહી શકાય. આવી શક્તિ વૈયક્તિક, સામાજિક અને આર્થિક ગંચને ઉકેલે છે અને માણસજાતને વધારે સરળ, વધારે સુંદર અને વધારે ઉચ્ચગામી બનાવે છે.

જુવાની અને ઘડપણની સાદામાં સાદી વ્યાખ્યા કરીએ તો એટલુંજ કહી શકાય કે, જેનાથી શરીર, મન અને આત્મા આરોગી બને તથા માણસ-જાતનું કલ્યાણ થાય તેનું નામ યૌવન; અને જે જે વસ્તુઓ તેનો વિરોધ કરે તેનું નામ ઘડપણ. અને અત્યારે આપણે એ તમામ દ્રષ્ટિએ જોઇશું તો, આપણામાં યૌવન કરતાં જીર્ણતા [ઘડપણ]જ વિશેષ જણાય છે: તેને નિવારીને ઠામ ઠામ યૌવન ખીલવવામાંજ આપણી ઉન્નતિ છે. *

* સુચિત.

# ઉત્થાન.



[ વસંતતિલકા. ]

(૧)

ઊત્થાન–પ્રેરક પ્રફુલ્લ અનિલ વાયઃ
ઉલ્લાસનો મધુર શબ્દધ્વનિ સુણાયઃ
નેત્રો તણે કિરણ સ્ફટિક ચેતનાઓ,
છોડે રવિ બની સિપાઇ નવી પ્રજાનો.

(૨)

શી સૌમ્યતા ઝગઝગે સઘળી દિશાએ!
આત્માભિમાન પ્રગટે હૃદયે જનોનેઃ
જ્યાં ઊછળે સુવર્ણની રસ ઉર્મિઓ, ને,
આત્માર્પણે પ્રબળ ભાવ ભર્યો સુહાએઃ

(૩)

ઘોરે તિમિર ઘનઘોર પ્રચંડ કેવો!
તેમાં હુતાશ સળગે વનદેવ જેવો!
ભૂમી, નદી, સરવરો, નગ, ને સમુદ્રો,
પોકારતાં અડગ નાદ સ્વતંત્રતાનોઃ

(૪)

સર્વત્ર મુક્તિસ્વર રેલવીએ સદાયેઃ
કલ્યાણ–શંખ ફુંકીએ સઘળી જગાએઃ
ચાલો, સખે! નવલ યુગ પ્રભાત દ્વારે,
જાગૃતિની ધવલ પાંખ ધરી ઉડીએ.

મોહિનીચન્દ્ર.



શ્રીમતિ સરોજીની નાયડુ



ડા. એમ. ગોવિંદરાજુલુ નાયડુ

# શ્રીમતી સરોજીની નાઇડુ

—:o:—

લેખક: **શ્રીયુત હિરાલાલ જોશી,** બી. એ.

ફ્રાન્સની અભંગ સેવા કરનાર એક વ્યક્તિ વિષે આનાતોલ ફ્રાન્સ કહે છે કે, "એ જીવન નો આદર્શ જીવન હતું." શ્રીમતી સરોજીનીના સ્વર્ગસ્થ પિતા અઘોરનાથ ચટ્ટોપાધ્યાયનાં જીવન માટે ઉપલા શબ્દોનો ઉપયોગ કરતાં લેશ માત્ર અતિશયોક્તિ થવાનો સંભવ નથી. ઢાકા પરગણાંના બ્રાહ્મણગામમાં ૧૮૫૧ની સાલમાં તેમનો જન્મ થયો હતો. કલકત્તાની પ્રેસીડેન્સી કોલેજનું ઝલકદાર વિદ્યાર્થીજીવન પૂર્ણ કર્યા પછી વધુ અભ્યાસ માટે વાર્ષિક ૩૦૦ પાઉંડની ઉત્કૃષ્ટ શિષ્યવૃત્તિ લઇ તે વિલાયત ગયા હતા. ત્યાં એડીનબરો વિશ્વવિદ્યાલયમાં તેમણે વિજ્ઞાનના અભ્યાસનો પ્રારંભ કર્યો અને ૧૮૭૫માં એ પરીક્ષા પહેલે નંબરે પાસ કરી બેક્સ્ટર ઇનામ મેળવ્યું. ત્યાર પછી રસાયણશાસ્ત્રની પરીક્ષામાં લન્ડન અને કેમ્બ્રીજના કેટલાક પ્રોફેસરોને પણ મહાત કરીને હોપ પ્રાઇઝ જીત્યું. ત્યાંથી તે જર્મની ગયા અને ત્યાંથી બોન્ વિશ્વવિદ્યાલયમાં બે વર્ષ સુધી સંશોધન કાર્ય કરી વિજ્ઞાનનો ઉચ્ચ અભ્યાસ સંપૂર્ણ કરી ૧૮૭૭માં ડી. એસ. સી. ની ડીગ્રી સંપાદન કરી પિતાના અવસાન સમયેજ હિંદમાં પાછા

કર્યા. હૈદ્રાબાદના તે સમયના નિઝામે પોતાના રાજ્યમાં કેળવણીના પ્રસારનો પ્રશ્ન હાથમાં લીધો હતો. અઘોરનાથની ઝળકદાર કારકિર્દીએ તેમને આકર્ષ્યાં અને પોતાના રાજ્યમાં કેળવણીનું કાર્ય સુવ્યવસ્થિત બનાવવા તેમને આમંત્રણ આપ્યું. અઘોરનાથે આ આમંત્રણનો સ્વીકાર કર્યો. એ યુવાન કેળવણીકારનાં ઉત્સાહપૂર્ણ કાર્યથી નિઝામી રાજ્યનું કેળવણીખાતું દિન પ્રતિદિન પ્રગતિ કરવા લાગ્યું- રાજ્યમાં તે 'કેળવણીના પિતા' તરીકે ઓળખાવા લાગ્યા. તેમનું જીવન આદર્શ હતું. અઘોરનાથનાં પત્ની પણ તેટલાં જ સદ્‌ગુણી અને સ્નેહાળ હતાં. તેમને ત્યાં આવનાર કોઇ પણ વ્યક્તિને આ સ્નેહાળ દંપતી નાતજાતના ભેદભાવ વિના હૃદયપૂર્વક આદરમાન આપતાં. કેટલાક વિદ્યાર્થીઓનો તો ત્યાં કાયમનો નિવાસ હતો. પોતાનાં આઠ બાળક–ચાર પુત્રો અને ચાર પુત્રીઓ–ના જેટલું જ તેમનું લાલન પાલન કરતાં–ઘરમાં આમ વસતાં બધાં બાળકો અઘોરનાથને 'કાકા' કહિને બોલાવતાં- સ્નેહનાં સ્વચ્છ વાતાવરણમાં ઉછરતાં બાળકોના મનમાં જાતિ, ધર્મ કે કોમનો ભેદભાવ ઘર ઘાલી બેસે એ કેવળ અસંભવિત હતું. જ્યાં બાળકોનું અને સ્નેહનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય ત્યાં આનંદમાં કલ્લોલ કરતાં ભાઇઓ અને બ્હેનોનાં સુખી કુટુંબનીજ આશા રાખી શકાય. આ બાળકો મ્હારાં છે અને પેલાં પારકાનાં છે તેવો વિચાર અઘોરનાથ કે તેમનાં પત્નીએ કદી સેવ્યો ન હોતો. દરેક વિદ્યાપ્રેમી માટે તેનાં દ્વાર હંમેશાં ખુલ્લાંજ હતાં. પંડીતો, મૌલવીઓ, યુરોપીય વિદ્વાનો, વકીલો, જાહેર પુરૂષો–ટૂંકમાં વિદ્યાપ્રેમી દરેક વ્યકિતની અઘોરનાથને ત્યાં પડી પથારી રહેતી અને તેથીજ તેનું મકાન 'વિદ્યાનાં સ્થાન' તરીકે ઓળખાતું.

આવાં સુખી ગૃહમાં સરોજીનીનો જન્મ થયો હતો. આવા સુભગ સંજોગોને જગતની અલ્પજીવી દોલત સાથે સરખાવી શકાય તેમ નથી. સોના કરતાં તેનું મૂલ્ય ઘણુંજ વધારે છે. અઘોરનાથ ચટ્ટોપાધ્યાય અને તેનાં પત્ની જેવાં માબાપને ત્યાં જન્મ લેવામાં પણ સરોજીનીનું સદ્‌ભાગ્ય હતું. બાલ્યાવસ્થામાં તેના પર જે છાપ પડી હતી તેથી જાહેર તેમજ ખાનગી જીવનમાં મુશ્કેલ પ્રશ્નોનો ઉકેલ લાવવામાં તેને કંઇ મુશ્કેલી પડી નથી.

૧૮૭૯ ના ફેબ્રુઆરીની તા૦ ૧૩ મીએ સરોજીની ચટ્ટોપાધ્યાયનો જન્મ હૈદ્રાબાદમાં થયો હતો. સાચા કેળવણીકાર તરીકે અઘોરનાથે પોતાનાં બાળકોને સ્વતંત્રતાના વાતાવરણમાં મહાલવાની છૂટ આપી હતી. "પેલું કરો નહિં કે આ કરો" એ જાતનો અંકુશ તેમણે કદી બાળકો પર મૂકયો નહોતો. અબાધિત સ્વતંત્રતાની સાથે સંપૂર્ણ મોજશોખમાં સરોજીનીને ઉછેરવામાં આવી હતી. અઘોરનાથે તેને માટે એક ફ્રેન્ચ અને એક અંગ્રેજ એમ બે દાસીઓ રાખી



શ્રીમતિ વરદસુંદરી દેવી.
શ્રી. સરોજીનીનાં માતા.

હતી. તે જ્યારે બાળક અવસ્થામાં હતી ત્યારે પણ તેને માટે અલાહેદા ઓરડો, તેનું પોતાનું રાચરચીલું, પુસ્તકાલય વિગેરેની ગોઠવણ થઇ હતી. ઘરનાં બધાં બાળકોને અઘોરનાથ કુદરત અને વિજ્ઞાનને લગતું શિક્ષણ બહુજ સરળ રીતે આપતા. આમ બચપણમાંજ સરોજીનીમાં સામાન્ય જ્ઞાનના ઉંડા પાયા રોપાયા હતા. અઘોરનાથ અને તેનાં કુટુંબીઓ ઘરમાં વાતચીત કરતી વખતે બંગાળી ભાષાનો ઉપયોગ કરતાં જ્યારે બાળકો ઉર્દુ ભાષામાંજ બોલતાં. સરોજીનીની ઉમર વધતાં તેને માટે એક પર્શીયન શિક્ષક પણ રોકવામાં આવ્યો હતો. શાળામાં પણ બીજી ભાષા તરીકે તેણે પર્શીયન રાખ્યું હતું. તેમણે માત્ર બાર વર્ષની ઉમરે મદ્રાસ વિશ્વવિદ્યાલયની મેટ્રીકની પરીક્ષા આપી અને માન સાથે તેમાં ફતેહ મેળવી ચૌદ વર્ષની ઉમરે તો તેમણે લગભગ બધા અંગ્રેજી કવિઓનાં કાવ્યો વાંચી નાખ્યાં શેલી, બ્રાઉનીંગ અને ટેનીસનનાં કાવ્યોમાં તેમને ખુબજ રસ પડતો. આ વખતે તેમનો માનસિક વિકાસ ખુબજ થયો. 'સૃષ્ટી સાંદર્ય' તરફ તેમને ખુબજ આકર્ષણ થયું. તેમનામાં રહેલું કવિત્વ તરી આવવા લાગ્યું. તેમનું અંતર પોતાની ઉર્મીઓને બહાર ઠાલવવા તલસી રહ્યું હતું. શ્રીમતિ સરોજીની નાયડૂ આર્થર સીમન્સને લખેલા પત્રમાં પોતાની ઉછળતી ઉર્મીઓ વિષે લખે છે કેઃ

“અગીઆર વર્ષની ઉમરે એક દિવસ અક્ષર ગણિતનો એક દાખલો હું ગણતી હતી. દાખલો ખરો આવે તેમ નહોતું; પરંતુ એ દાખલાને બદલે મ્હને એકાએક એક કાવ્યની સ્ફુર્ણા થઇ. મ્હેં તે આખુંયે લખી લીધું. 'કવિ તરીકેની મ્હારી કારકીર્દી' આ દિવસથી શરૂ થઇ. તેર વર્ષની ઉમરે ૭ દિવસમાં ૧૩૦૦ લીટીનું 'સરોવરની સુંદરી' નામનું કાવ્ય મ્હેં લખ્યું હતું. આથી હું માંદી પડી. અતિ નબળાઇને લઇ ડાકટરે પુસ્તકને અડવાની ના પાડી. પરંતુ ફકત ડાકટરને ચીડવવા ખાતર મેં તેજ ક્ષણે સ્ફુરેલું ૨૦૦૦ લીટીનું એક ઉર્મીપૂર્ણ નાટક લખી નાખ્યું હતું.”





ડા. અઘોરનાથ ચટ્ટોપાધ્યાય.
શ્રી. સરોજીનીના પિતા.

દરેક વ્યકિત આમ દાખલો ગણતાં કે ડાક્ટરને ચીડવવા એકાએક સ્ફુરણા થતાં કાવ્ય કે નાટક બનાવવાની શકિત ધરાવતી નથી. મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી થોડા વખતે સરોજીની એ અંગ્રેજી ભાષામાં "મેહર મુનીર" નામનું પર્શીયન સમાજનું નાટક લખ્યું હતું. તે તે વખતે પર્શીયનનો અભ્યાસ કરતી હતી અને તેમાંથી આ નાટક લખવાની પ્રેરણા મળી હતી. પોતાની પુત્રીની સાહિત્યને લગતી પ્રવૃતિઓની ઉદાર દીલથી કદર કરતાં અને તેમાં ઉત્સાહ રેડવાની ખાતર અઘોરનાથે આ નાટક સ્થાનિક

છાપખાનામાં છપાવ્યું હતું. આની એક નકલ ૧૮૯૫ માં તે વખતના નિઝામને ભેટ તરીકે અપાઇ હતી. સરોજીનીની કાવ્ય શક્તિ વિષે નિઝામ સરકારને માહિતી તો હતી. આ નાટકે એ માહિતીમાં ઉમેરો કર્યો. અને સારી શક્તિને ખીલવવાની ભાવનાવાળા એ નિઝામ સરકારે સરોજીની કયા પ્રકારની શાહી બક્ષીસની ઇચ્છા રાખે છે તે અઘોરનાથને પછાવ્યું. આ નાનકડા બનાવે સરોજીનીને ૧૮૯૫ માં વાર્ષિક ૩૦૦ પાઉન્ડની શિષ્યવૃતિ અને ઇંગ્લાંડ જવા માટે પહેલા વર્ગની મુસાફરી માટેનો ખર્ચ અપાવ્યાં.

આ વખતે તેની ઉમર સોળ વર્ષની હતી. ત્યારે પણ ભય શું છે તેની તેને ખબર નહોતી. તે મુંબઇ ગઇ અને કુટુંબના એક જુના મિત્રની સાથે ઇન્ગ્લેન્ડ ભણી ઉપડી ગઇ. ઇન્ગ્લેન્ડમાં હિંદી વિદ્યાર્થીઓ માટે કાર્ય કરનાર પહેલી જ વ્યક્તિ કુમારી મેનીંગની સાથે રહેવાની તેને તક મળી. કુમારી મેનીંગને ત્યાં ઇન્ગ્લેન્ડમાં સાહિત્યના સિતારા સમી ગણાતી અને સમાજમાં ઉચ્ચ સ્થાન ભોગવતી વ્યક્તિઓની હાજરી ખૂબ જ રહેલી હતી. અહિંયાં કુમારી મેનીંગ દ્વારા શ્રીમતિ સરોજીનીને મી૰ (અત્યારે સર) એડમન્ડ ગોસ સાથે ઓળખાણ થઇ. આ અવસરે જ તેને મહુંમ વીલીઅમ આર્ચર જેવા ઇંગ્લેંડના સુવિખ્યાત ટીકાકારોની સાથે મૈત્રિ થઇ હતી. તેનાં કાવ્યોના ભાવી પ્રકાશક મી૰ હેઇનમેનં સાથે પણ આ તકે જ સબંધ બંધાયો હતો. કેમ્બ્રીજની કોઇ પણ કોલેજ, ત્યાંના નિયમ પ્રમાણે, સોળ વર્ષની સરોજીનીને દાખલ કરે તેમ ન હોવાથી બે વર્ષ સુધી લંડનની કીંગ્સ કોલેજનાં ભાષણો સાંભળ્યાં. સરોજીની અઢારમે વર્ષે ગર્ટન કોલેજમાં દાખલ થઇ; પરંતુ કૉલેજનું અંકુશવાળું જીવન તેને રૂચ્યું નહિં. તેની જોડે કેમ્બ્રીજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ કહેતા "આપણે ત્યાં એક નાના હિંદી છોકરી છે જે કાવ્યો લખવા શિવાય બીજું કશું કરતી નથી." અહિં થોડા મહિનામાં તેની તબીઅત લથડી અને તેના કોલેજ જીવનની સમાપ્તી થઇ.

આ પછી તે યુરોપની મુસાફરીએ નીકળી અને ૧૮૯૭ માં સ્વીટઝર્લેન્ડ તેમજ ઇટાલીમાં થોડા મહિના ગાળ્યા. સ્વીટઝર્લેન્ડનાં સૃષ્ટી સાંદર્ય અને ઇટાલીના રમણીય તેમજ ઐતિહાસિક સ્થાનોએ યુવાન સરોજીનીનાં ઉછળતાં હૃદય પર કંઇ અવનવી અસર કરી.

એડમન્ડ ગોસની જોડે ઓળખાણ થયા પછી સરોજીની એ પ્રખર ટીકાકારની ખૂબજ મુલાકાત લેતી. આથી વખત જતાં તેમની વચ્ચે ઘાટો સંબંધ બંધાયો. આ વખતે તે પુષ્કળ કાવ્યો લખતી હતી. એક દિવસ ધુનમાં ને ધુનમાં તેણે મિ. એડમંડને સત્ય હકીકત જણાવી દીધી. મિ. ગોસે તેની કૃતિઓ જોવાની માગણી કરી. અને પર ભાષામાં કવિ તરીકેની કિર્તિ સંપાદન કરવાની તિવ્ર ઇચ્છા વાળી એ નાની છોકરીએ હસ્તલીખીત પ્રતોનું એક મોટું પોટકું તેના હાથમાં મૂક્યું! એ કાવ્યો જોઇ મી૰ ગોસ મુંઝાયા. તેમાં બહુ માલ નહોતો તેમ કહેવાથી સરોજીનીને આઘાત થશે એમ લાગ્યું છતાં તેણે જોખમ ખેડ્યું અને સરોજીનીને સલાહ આપી. મિ૰ એડમંડ ગોસ તે વિષે લખતાં કહે છે:

'ખોટી ધુનમાં લખાએલ આ બધાં કાવ્યો કચરાની ટોપલીમાં ફેંકી દેવાની મેં તેને સલાહ આપી. પશ્ચિમની ભાષા અને પ્રાસના પ્રખર જ્ઞાન ધરાવતી, લાગણી પ્રધાન માનસ-

વાળી યુવાન હીંદવાણી પાસેથી અમે એંગ્લો–સેક્સન ઢબમાં એંગ્લો–સેક્સન ભાવનાની નહિં પરંતુ પશ્ચિમની પહેલાં જાગૃત થયેલા હિંદી હૃદયની ઉર્મીઓની આશા રાખીએ છીએ તે મેં સરોજીનીને સમજાવ્યું."

સરોજીની પર એ સલાહની સરસ અસર થઇ. પરિણામ એ આવ્યું કે દશ વર્ષ પછી તેણે જ્યારે પોતાનાં કાવ્યોનો પહેલો ગ્રંથ અને તે પછી થોડી મુદતે બીજા બે ગ્રંથો પ્રસિધ્ધ કર્યા ત્યારે તેની કાવ્યશક્તિ સરસ ખીલી નીકળી હતી. અને પશ્ચિમમાં તેની પારાવાર પ્રશંસા થઇ હતી.

વિદેશમાં ત્રણ વર્ષ ગાળ્યા પછી ૧૮૯૮ના સપટેમ્બરમાં સરોજીની હૈદ્રાબાદ પાછી ફરી. તે ૧૮૯૫ માં ઇન્ગ્લેન્ડ ગયાં તે પહેલાંજ સોળ વર્ષની ઉમ્મરે જ તેના જીવનની ગડમથલ શરૂ થઇ હતી. અને એક વખત દિલ દીધા પછી તે તેમાંથી લગારે ચસે તેમ ન હોતી. અને તેથીજ તેણે ૧૮૯૯ ના ડિસેમ્બરમાં નાતજાતનાં બંધનોનું ઉચ્છેદન કરીને પોતાનીજ પસંદગી પ્રમાણે ડૉ. એમ. ગોવીન્દ રાજુલુ નાઇડુ સાથે લગ્ન કર્યાં ત્યારે મિત્રો અને જ્ઞાતિના તિરસ્કારની તેને કંઇ પરવાહ નહોતી, તેને તો પોતાના આદર્શો પાળવા હતા. શ્રીમતી સરોજીની અને ડૉ૦ નાયડુનું સાંસારિક જીવન સુખી નીવડ્યું છે.

શ્રીમતિ સરોજીનીને બાળકો અને બગીચાનાં પક્ષીઓનો કીલકીલાટ ઘણાંજ ઘણાં ગમે છે. તેને ચાર બાળકો–બે પુત્રો અને બે પુત્રીઓ–છે.

દુન્યવી દોલત તો તેને પહેલેથીજ સાંપડેલી છે તેની કાવ્યશક્તિએ જગતભરમાં નામના અપાવી છે; માત્ર નાદુરસ્ત તબીઅતેજ તેમને અનેક વખત મુંઝવણમાં નાખ્યાં છે. નબળું શરીર અને નાજુક તબીયત હોવા છતાં તેમનો આત્મા અડગ છે અને ધારેલું કાર્ય પાર પાડવાનો અનુપમ જુસ્સો તેમનામાં છે. તેમજ સરોજીનીની આકર્ષણ શક્તિ અજબ છે. તેમના સંસર્ગમાં આવતાં તેમના સદ્‌ગુણોની અસર કોઇપણ વ્યક્તિપર થયા વિના રહેતી નથી. તે સ્નેહાળ મિત્ર અને વિનયી ગૃહીણી છે. પુર્વ અને પશ્ચિમની કેળવણીનાં સરસ સંમિશ્રણ તેમનામાં દેખાય છે. સાન્દર્યના આત્મા સમાન સરોજીની ને જોતાંજ સામા માણસ ઉપર તેના સદ્‌ગુણોની આબાદ છાપ પડે છે. તેના વસવાટનો ઓરડો શાંતિના સદન જેવો લાગે છે. ત્યાં પૂર્વની કળાના નાદર નમુના, તેમજ કુદરતે પ્રેમી અને શાંતિના ઉપાસક લોકોને સંતોષ પમાડે તેવી વસ્તુઓ નજરે પડે છે. તેમનું વ્યક્તિત્વ મોહક છે. તેમની આંખોમાં અમાપ તેજ છે. સરોજીનીને બીજી બધી વસ્તુઓ કરતાં મિત્રો બહુજ ગમે છે. માંદગીમાં ડૉક્ટરની મના છતાં પણ તે મિત્રોને મળવા સદાય આતુર હોય છે. તેમનાં બાળકો પણ તેમને બહુ માન આપે છે. જાહેર જીવનમાં પડેલાં સરોજીનીનાં જીવનની બીજી બાજુ વિષે કોઇને પૂરેપૂરો ખ્યાલ આવે તેમ નથી. પણ પત્નિ તરીકે, ગૃહીણી તરીકે અને માતા તરીકે તે આદર્શ સ્ત્રી છે. પતિ તરફનો તેનો સ્નેહ અને બાળકો તરફનો પ્રેમ અમાપ છે; ઘરના નોકર ચાકરો તરફનું વર્તન પણ માયાળુ અને મમતાભરેલું છે.

અસહકારની ચળવળમાં જોડાયા પહેલાં તેમણે રાજદ્વારી તેમજ સામાજીક બાબતોમાં બહુ સક્રિય ભાગ લીધો ન હોતો. પ્રસંગોપાત માત્ર તે દેશના જાણીતા રાજદ્વારીઓના સંસર્ગમાં આવતાં એટલુંજ. સદ્‌ગત

ગોખલેએ તેના પર સરસ છાપ પાડી હતી અને તેમને જાહેર જીવનમાં દોરવાની પ્રેરણા કરનાર પણ તેજ હતા. તેમની પ્રેરણાથીજ સરોજીનીમાં સ્વદેશ સેવાની તિવ્ર ભાવના જાગૃત થઇ. એ સમયે દેશમાં ખળભળાટ મચ્યો હતો. હિંદુ-મુસ્લીમ કડવાશ વધતી જતી હતી. ગરમ વિચારવાળા અને નરમ દળના નેતાએ વચ્ચેનું અંતર વધતું જતું હતું. ગોખલે તેથી કંટાળ્યા હતા. ગમે તેવા મહાન પણ એક હાથે કામ કરતા રાજદ્વારી પુરૂષ માટે તે વખતના વાતાવરણને શુદ્ધ બનાવવાનું કાર્ય મુસ્કેલ હતું. ૧૯૧૩ ના માર્ચની તા૦ ૨૨ મીએ લખનૌમાં નવી મુસ્લીમ લીગની ઐતિહાસિક બેઠક ભરાઇ હતી. પ્રજાના કલ્યાણ અને વિકાસની દરેક બાબતમાં હિંદુ કોમ સાથે સહકાર કરવા તેને નવીન બંધારણ ઘડવાનું હતું. તે વખતે સરોજીનીએ મુસ્લીમોની જંગી સભા સમક્ષ હિંદુ-મુસ્લીમ એકસંપીના એલચી તરીકે પહેલુંજ ભાષણ આપ્યું. તે પછી ૧૯૧૫માં લોર્ડ સીંહાનાં પ્રમુખ પદની મુંબઇમાં થએલી મહાસભા વખતે સ્વરાજના ઠરાવ પર મહાસભાની વ્યાસપીઠ પરથી પહેલી જ વખત તેમણે ઝલકદાર ભાષણ આપ્યું. આ તેમનો રાજદ્વારી જીવનની શરૂઆત હતી. પછી તો ૧૯૧૭માં ડો. બેઝન્ટનાં પ્રમુખપદ નીચે કલકત્તામાં મળેલી રાષ્ટ્રીય મહાસભાના વ્યાસપીઠ ઉપરથી તેમણે ઐતિહાસિક ભાષણ આપ્યું હતું. તે વખતે તેમણે જણાવ્યું હતું કે.

"હું માત્ર એક સ્ત્રી છું અને જાણું છું, કે જ્યારે અણીનો અવસર આવે, અંધકારમાં દોરવા માટે માર્ગદર્શકોની જ્યારે તમને જરૂર પડે અને તમારા ધ્વજને ફરકતો રાખવા માટે જ્યારે તમને ધ્વજધારીઓની આવશ્યકતા ઉભી થએલી લાગે, ત્યારે હિંદનું સ્ત્રીત્વ તમારી સાથે રહીને તમારા ધ્વજને ધારણ કરશે, તમારૂં જોમ જાળવી રાખશે. અને જો તમે મરણ પામો તો યાદ રાખશો કે ચિતોડની પદ્મિનીમાં હિંદના પુરૂષત્વનો વાસ થએલો છે."

૧૯૧૮ના મે માસમાં કોન્જીવરમમાં મદ્રાસ પ્રાંતિક પરિષદ થઇ. સરોજીની તેનાં પ્રમુખ હતાં. ઇતિહાસમાં આવી તોફાની વાતાવરણ વાળી પરિષદ કદી પણ થઇ નથી. આ તકે તેમણે પોતાની શક્તિનું સરસ પ્રદર્શન કરાવ્યું અને પરિષદનું કામ સરળતાથી પાર પાડ્યું. પછી તો ૧૯૧૯ મ. રાઉલેટ કાયદાની સામે સત્યાગ્રહ શરૂ થયો સરોજીની તેમાં જોડાયાં; અને જનતાની જાગૃતિ માટે સુંદર કામ કરી બતાવ્યું.

હિંદનાં ભાવિ બંધારણની યોજના ઘડવા માટે તે સમયના હિંદી વઝીર એન. ઇ. એસ. મોન્ટેગ્યુ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે રાજદ્વારી મંડળોમાં હિંદી સ્ત્રીઓના મત આપવાના હકનો સળગતો પ્રશ્ન ઉભો થયો હતો. ત્યારે અખીલ-હિંદ સ્ત્રી પ્રતિનીધી મંડળના મુખ્ય મોરવી તરીકે તેણે મી૦ મોન્ટેગ્યુની મુલાકાત લીધી હતી. આ પહેલાં પીજીમાં તેમણે હિંદી સ્ત્રીઓના હકની હિમાયત કરી હતી. નવા રાજકીય સુધારાના સંબંધમાં વાટાઘાટ કરવા માટે અખીલ-હિંદ હોમરૂલ લીગનાં પ્રતિનિધી મંડળમાં તે ઇન્ગ્લેન્ડ ગયાં હતાં. અને ત્યાં હિંદી સુધારા માટેની પાર્લામેન્ટની જોઇન્ટ સીલેક્ટ કમીટી સમક્ષ જે યાદી રજુ કરી હતી, તેનાં કમિટીના પ્રમુખે અતિશય વખાણ કર્યાં હતાં.

ઇન્ગ્લેન્ડથી પાછાં ફર્યાં પછી તેમણે ખીલાફત, પંજાબના અત્યાચાર અને સ્વરાજ લડતમાં તન, મનથી ઝુકાવ્યું; પણ તંદુરસ્તી બગડવાથી તેમને ફરી પાછા ઇન્ગ્લેન્ડ જવું પડ્યું. ત્યાં પણ હિંદી ખીલાફત પ્રતિનીધી મંડળની સભામાં ભાગ લીધો. તે પછી 'પંજાબનું દુઃખ અને શરમ' એ વિષય



# નવયુવક
### ની
# નોંધપોથી

—:o:—

ટપકાવનાર: નવયુવક

વર્તમાન યુગને સંમેલનોનો યુગ કહેવામાં આવે તો તે યથાર્થ કહેવાય. ભવિષ્યનો ઇતિહાસકાર વીસમી સદીની પહેલી પચ્ચીસીને જરૂર સંમેલનોના જ યુગ તરીકે ઓળખાવશે. કોઇ પણ બાબતમાં આગળ નહિં પડવાની આપણી ટેવ ભલે હોય, પાછળ નહિં પડી જવાની આપણી ચીવટ ભરી હોંશ ગજબની છે. એ હોંશ પણ પૂરનાં પાણીની માફક કે સૂરજના તડકાની માફક વધે ઘટે છે.

તેમ થવામાં કેટલાંક ખાસ કારણ અસર કરતાં હોય છે. જે કામમાં એક પાઇનું પણ ખર્ચ કર્યા વિના, માત્ર ખુરશી શોભાવવા વખત ફાજલ પાડી, વાણીના વિલાસથી નામના મેળવી શકાતી હોય: તે કામમાં વર્તમાન યુગના માનવીનો ઉત્સાહ રમણીય ભયંકરતાની હદની લગોલગ પહોંચી જાય છે. વિના મૂલ્યે મેળવી શકાતી પ્રતિષ્ઠા માટે ઘરડા માણસમાં પણ ચેતન આવે છે, અને નિષ્ક્રિય મનુષ્ય પણ સક્રિય બની જાય છે.

પણ જ્યાં કોથળીનું મ્હોડું છોડવાની વાત આવે ત્યાં એ ઉત્સાહનું પ્રમાણ ઘટતું જાય છે. તે વખતે એકાએક તબિયત બગડી આવે છે, કે અત્યંત જરૂરનું કામ નીકળી આવવાને લીધે ગેરહાઝર રહેવાની દિલગીરીભરી ફર્જ બજાવવી પડે છે.

...

નામના ખાટવા માટે સંમેલનીયા સંપ્રદાયના આચાર્ય બનવું એ આજકાલ તેથી જ સરળ માર્ગ થઇ પડ્યો છે. તેમ કરવામાં બુધ્ધિની ઝીણવટ, તમામ સૂત્રો પોતાના હાથમાં રાખવાની આવડત તેમજ બીજા બધા સાથીઓ પડદા પાછળ રહે અને દુનિયાની દ્રષ્ટિ પોતાની ફરજ રહે તેવી કાર્ય કુશળતાની જરૂર છે: એટલું આવડ્યું એટલે બેડો પાર! એ ઉપક્રમ શરૂ થાય તે પહેલાં જેનું કદી પણ સંમેલન ન ભરાયું હોય તેવું એકાદ વણખેડ્યું ક્ષેત્ર શોધી કાઢવા જેટલી બુધ્ધિની ઝીણવટ રાખી શકે, તે ભવિષ્યમાં તમામ ક્ષેત્રમાં કામ કરનારાઓનાં સંમેલનો ભરાવાનાં જ હોવાથી, જ્યારે વર્તમાનને ભૂતકાળનું સ્વરૂપ મળશે ત્યારે તો, આજે નજીવું જેવું જણાતું કામ ત્યારે કીંમતી મનાશે: અને એવા કામના મુખ્ય પ્રણેતા તરીકે હમેશને માટે જગપ્રસિધ્ધ, નહિં તો દેશ પ્રસિધ્ધ, કે ગમે તો ઇલાકા-પ્રસિધ્ધ, પ્રાંત પ્રસિધ્ધ, જીલ્લા પ્રસિધ્ધ, તાલુકા, ગામ, જ્ઞાતિ કે શેરી પ્રસિધ્ધ—ગમે તે એક ક્ષેત્રમાં તો જરૂર



# નવયુવક

## ની

# નોંધપોથી

—:o:—

ટપકાવનાર: નવયુવક

વર્તમાન યુગને સંમેલનોનો યુગ કહેવામાં આવે તો તે યથાર્થ કહેવાય. ભવિષ્યનો ઇતિહાસકાર વીસમી સદીની પહેલી પચ્ચીસીને જરૂર સંમેલનોના જ યુગ તરીકે ઓળખાવશે. કોઇ પણ બાબતમાં આગળ નહિં પડવાની આપણી ટેવ ભલે હોય, પાછળ નહિં પડી જવાની આપણી ચીવટ ભરી હોંશ ગજબની છે. એ હોંશ પણ પૂરનાં પાણીની માફક કે સૂરજના તડકાની માફક વધે ઘટે છે.

તેમ થવામાં કેટલાંક ખાસ કારણો અસર કરતાં હોય છે. જે કામમાં એક પાઇનું પણ ખર્ચ કર્યા વિના, માત્ર ખુરશી શોભાવવા ત્યખન ફાજલ પાડી, વાણીના વિલાસથી નામના મેળવી શકાતી હોય: તે કામમાં વર્તમાન યુગના માનવીનો ઉત્સાહ રમણીય ભયંકરતાની હદની લગોલગ પહોંચી જાય છે. વિના મૂલ્યે મેળવી શકાતી પ્રતિષ્ઠા માટે ઘરડા માણસમાં પણ ચેતન આવે છે, અને નિષ્ક્રિય મનુષ્ય પણ સક્રિય બની જાય છે.

પણ જ્યાં કોથળીનું મ્હોડું છોડવાની વાત આવે ત્યાં એ ઉત્સાહનું પ્રમાણ ઘટતું જાય છે. તે વખતે એકાએક તબિયત બગડી આવે છે, કે અત્યંત જરૂરનું કામ નીકળી આવવાને લીધે ગેરહાજર રહેવાની દિલગીરીભરી ફરજ બજાવવી પડે છે.

...

નામના ખાટવા માટે સંમેલનીયા સંપ્રદાયના આચાર્ય બનવું એ આજકાલ તેથી જ સરળ માર્ગ થઇ પડ્યો છે. તેમ કરવામાં બુધ્ધિની ઝીણવટ, તમામ સૂત્રો પોતાના હાથમાં રાખવાની આવડત તેમજ બીજા બધા સાથીઓ પડદા પાછળ રહે અને દુનિયાની દ્રષ્ટિ પોતાની ફરજ રહે તેવી કાર્ય કુશળતાની જરૂર છે: એટલું આવડયું એટલે બેડો પાર! એ ઉપક્રમ શરૂ થાય તે પહેલાં જેનું કદી પણ સંમેલન ન ભરાયું હોય તેવું એકાદ વણખેડયું ક્ષેત્ર શોધી કાઢવા જેટલી બુધ્ધિની ઝીણવટ રાખી શકે, તે ભવિષ્યમાં તમામ ક્ષેત્રમાં કામ કરનારાઓનાં સંમેલનો ભરાવાનાં જ હોવાથી, જ્યારે વર્તમાનને ભૂતકાળનું સ્વરૂપ મળશે ત્યારે તો, આજે નજીવું જેવું જણાતું કામ ત્યારે કીંમતી મનાશે: અને એવા કામના મુખ્ય પ્રણેતા તરીકે હમેશને માટે જગપ્રસિધ્ધ, નહિં તો દેશ પ્રસિધ્ધ, કે ગમે તો ઇલાકા પ્રસિધ્ધ, પ્રાંત પ્રસિધ્ધ, જીલ્લા પ્રસિધ્ધ, તાલુકા, ગામ, જ્ઞાતિ કે શેરી પ્રસિધ્ધ—ગમે તે એક ક્ષેત્રમાં તો જરૂર

પ્રસિધ્ધ થવાનો જ. પછી તો તેનાં પૂતળાં, પૂતળાં નહિં તો તૈલચિત્રો, તેમ નહિં તો સાદાં છાયા ચિત્રો ઉપરથી ઓછા દામે બનાવાયલી મોટા કદની ફોટો છબિ પણ ગમે ત્યાં મૂકાવાની જ.

...

ઘણાં સંમેલનો ભરાતાં હોવાને લીધે જનતાની ટૂંકી સ્મૃતિમાંથી વખતે તે વાતનું વિસ્મરણ થઇ જવાનો સંભવ ખરો, પરંતુ જે થોડા પણ પૈસા સંમેલનના સંગ્રહમાંથી બચ્યા હોય તેમાંથી તેનો વિગતવાર વૃત્તાંત, ઉત્પાદકના ચિત્રો સાથે છપાવી દેવો, અને પ્રત્યેક વર્તમાનપત્રો ઉપર તેમજ દરેક જાહેર પુસ્તકાલયો ઉપર તેની અક્કેકી પ્રત ભેટ મોકલવી, એટલે આદી પુરુષ–કે સ્ત્રી (?) નું નામ કાયમને સારૂ સચવાઇ રહેશે જ. સાચ્ચે જ આવી આવી શોધ કરનારાઓનો કેટલો બધો આભાર માનવો જોઇએ?

...

એકાદ સંમેલન ભરવું શરૂ કર્યું, અને બે ચાર રૂપીઆનું ખરચ કરીને થોડાંક નોટ પેપર્સ છપાવ્યાં, અને એકાદ યાદી છપાવી મોકલી, એટલે ગમે તેવાં વર્તમાનપત્રોમાં પણ તે યાદીઓ ક્રમશઃ પ્રકટ થવાની જ. એ રીતે તે, તે પત્રોના વાચકને યાદી નીચે મોકલાવેલા નામને લીધે સંમેલનના આદી પુરુષનો ઝાંખો ઝાંખો–આછો આછો, પરોક્ષ પરિચય તો થવાનો જ. પછી એકાદ કારોબારી મંડળ કે સ્વાગત સમિતિ એવું કશુંક કરવા માટે, ઓળખાણ પિછાનવાળાઓની ઉપર ઉપકાર કરવાનો આડંબર કરી, પોતાની બહુમતિ સાધવાની કલા ખીલવવી. પછી જોઇ લ્યો, છેવટ સૂધી કોઇ વચ્ચે બોલી શકેજ નહિં, અને બહુમતિની સંમતિથી કામ કર્યાનું કહી નવા જમાનાને સંપૂર્ણ રીતે અનુસર્યા એમ બેધડક ગમે ત્યાં બેધડક કહી શકાય.

...

જેમ કે, આજસૂધી મસ્તક શાસ્ત્રીઓનું સંમેલન ભરાયું ન હોય તો તેવા સંમેલનનો ઉપક્રમ શરૂ કરવો. એકાદ બે એ વિષયના જીર્ણતાના રોગે પીડાતા પુરુષો સાથે લખાપટ્ટી કરવી, અને તેમને નામે જાહેર યાદીઓ વર્તમાનપત્રો ઉપર મોકલવી. જો એકાદ બે છાપાંવાળા સાથે સ્નેહ હોય તો તેને જરાક વધારવો ઠીક થઇ પડશે. પછી તો તમારી સાથે કામ કરનારી મંડળીની યોજનામાં કે સંમેલનના કામમાં મસ્તકશાસ્ત્રીઓની કશી જ જરૂર નથી. તમારો વાંશીંગવાળો, સકુનવાળો, શાકવાળો, પડોશનો વૈદ, કથાકાર કે ટહેલીઓ જોષી જે હોય તેમને ભેગા કરી દેજો. તેમને કશું ખર્ચ ન થાય તે જો જો, પછી તમે ફાવ્યા. મસ્તકશાસ્ત્રની ખીલવણીની જરૂર કેટલી બધી છે, આપણા પૂર્વ પુરુષો તે વિદ્યામાં કેટલા ઉંડા ઉતર્યા હતા એવું એવું ગમે તે જણાવી. થોડા ઘણા પૈસા એવા અગત્યના કામ માટે મેળવી શકાશે. બાકી વધુ પૈસા મેળવવા માટે નાટકો લઇને ભઝવાવવાનો કે જો લખવાની શક્તિ હોય તો જાતે લખી કાઢી અડોશ–પડોશનાં માણસો એકઠાં કરી ભઝવવાનો ધંધો હાલ તુરત તો સફળ થઇ પડેલો છે. તેથી પોતાની લેખક તરીકેની અને પોતાનાંઓની અભીનયકલાયુક્ત કામ કરનાર નટ તરીકેની કીર્તિ કમાવાનો સંજોગ પણ ઉભો થશે.

સંમેલન પ્રસંગે આકર્ષણ માટે પણ એ બધું ઠીક થઇ પડે છે. સંમેલનનું કામ એક રીતે લગ્ન-પ્રસંગ જેવું છે. કામ આટોપાય ત્યાં સુધી નમ્રતાનો આડંબર રાખવો પડશે, પણ કામ તો મનનું ધાર્યું કરી શકાશે. સાથે કામ કરનારાઓમાં એકાદ બટક બોલો દેખાય તો એને રિઝવવો એટલે કામ પત્યું. સંમેલન વખતે આદિ પુરૂષ તરીકે પત્રકારો, સંમેલનના પ્રમુખ, શ્રોતા સહુ ચાલ્યા આવતા રિવાજને અનુસરીને મૂળ યોજકના નામની પ્રશંસા કરવાના જ. એ પ્રશંસામાં કુંટુંબ પરિવારને ભાગી બનાવવાં હોય તો મુખ્ય આસન ઉપર આદિપુરૂષે પોતાનાં બાળ-બચ્ચાં અને કુટુંબ સાથે જ રજુ થવું. બીજે ત્રીજે પ્રસંગે જેઓ તેમની લાયકાત માનતા ન હશે, તેઓ પણ તે દિવસે કંઇ કરી શકે તેમ નહિં હોયઃ એટલે એમને સહુને પોતાના કરતાં ઉતરતા આસને બેસાડીને એક રીતે જૂના વૈરનો તાજો બદલો પણ લઇ શકાશે. તેમજ સહુ કરતાં પોતે શ્રેષ્ઠ હોવાની મહત્વકાંક્ષાને જીવનમાં એક વખત પણ સફલ બનાવી શકાશે. આવા પ્રયોગમાં પણ બુધ્ધિ, ખટપટનિપુણતા, આત્મપ્રશંસાની ધીટતા અને કેટલાક જાહેર પુરૂષોની ખાનગીમાં ખુશામત કરવાની કલા જેટલા પ્રમાણમાં સુસાધ્ય હોય તેટલા પ્રમાણમાં આવાં સંમેલનોની સફળતા કે નિષ્ફલતાનો આધાર રહે છે; તો પણ અજબ આત્મશ્રદ્ધા બતાવીને જાતે જ પોતાના સંમેલનની સફળતાના વિચારોનો પ્રસાર કરવા માટે, તેને માટે પણ તક ઓછી નથી.

સંમેલનીયા યુગની માફક વર્તમાન યુગને મોં શરમીયા યુગ કહીએ તો તે સર્વાંશે નહિં તો ઘણે અંશે ચાલી શકે. બીજાને માઠું લાગી ન જાય તેટલા માટે સત્યને પણ પ્રિય બનાવવાની વદતો-વ્યાઘાત જેવી વાતો પુરાણકાળના પુરૂષોએ કરી હતી, પણ અત્યારે તો, જેનાથી પ્રત્યેક બાબતમાં જૂદા પડતા હોય, તેવાઓની પણ મોં શરમ રાખીને પ્રશંસા કરવાની સજીલી મનોદશાવાળા અનેક નીકળી આવે છે. "એને ખોટું કોણ મનાવે, કોઇક વખત કામનો માણસ છે!" એવી મનોદશાને લીધે, આપણા સમાજમાં અનેક નહિં ચાલવા જેવાં તુત પણ ચાલે છે. કાં તો વધુ પડતી શરમાળવૃત્તિ કે દયાવૃત્તિને લીધે તેમ થતું હશે, કે પછી જગતમાં જેને કોઇ ન સંઘરે તે બધાનું સંગ્રહસ્થાન બનવાના ગૌરવની ઉદ્દા-તવૃત્તિ તેમાં રહેલી હશે-પરંતુ એ વૃત્તિએ અત્યારે તો હિંદીઓના સ્વભાવનું સ્વરૂપ લીધું છે.

...

કેટલાકો હજી આગ્રહપૂર્વક માને છે અને બીજાઓને મનાવવા મથે છે કેઃ કવિનો તો જન્મ થાય નહિં. એ માન્યતા સાચી ઠરાવનારો કોઇક કવિ મળે તો શોધવાની ઇચ્છાએ હું હમણાંજ ઉગીને આથમી (હાલ તુરતને માટે તો) ગયેલા કવિ સંમેલનમાં ગયો હતો, ત્યાં જવા પહેલાં મેં ધાર્યું હતું કે, કવિઓ વાત પણ કવિતામાં કરતા હશે, પાણી માગતા હોય કે જમતી વખતે એકાદ વાની જોઇતી હોય તો તેઓ કવિતામાં જ બધું ગાતા હશે. કેટલાંક વરસો પહેલાં કલકત્તાથી એક હિંદી પત્ર પ્રસિધ્ધ થયું હતું. તે તદ્દનજ કવિતામય. એની જાહેર ખબરો કવિતામાં, સમા-



નવું માસિક કે ચોપડી નજરે પડે તો તે વગર પૂછે વાંચવા લઇ જનાર મફતીયાં પાડોશીઓ ઘણાં આવે છે. આવા મફતીયા વાચકોને સાહિત્યની કંઇ કિંમત હોતી નથી. તેમને મફત સાહિત્ય પુરૂં પાડનાર વ્યક્તિની પણ તેમને કિંમત હોતી નથી. તેમ મફતના વાંચનમાંથી તે કોઇ પણ જાતનું જ્ઞાન, વિદ્યા કે નવા વિચારો પ્રાપ્ત કરતો નથી. વાંચનના એક જાતના ચસકાને લીધે તે વાંચે છે. 'મોજમજાહ'થી માંડીને યોગવશિષ્ઠ સુધીનાં પુસ્તકો ચોવીસ કલાકમાં વાંચી નાંખી તેની ખોપરીમાં ગમે તેવો મસાલો તે ભરતો હોવાથી, વર્ષો સુધી વાચનનો વ્યવસાય રાખે, છતાં તે હોય તેવોને તેવો બબુચક અને અક્કલનો ઓથમીર જ રહે છે.

આવા મફતદાસોને તેઓ છાપું વાંચવા માગે તો તે આપવાને બદલે સીધો છાપ કિંમતનો એક આનો તેમના હાથમાં આપી દેવો એ વધારે સારો રસ્તો છે. નાક હશે તો આ નુસ્ખાથી ફરી મફત વાંચવાની અને ખાસ કરીને એક આનો આપનાર પાસે હિંમત કરશે નહિ.

## કંટાળા ભરેલાં.

બીજા પ્રકારનાં ન્યુસન્સ જેવાં કંટાળા ભરેલાં મનુષ્ય પ્રાણીઓ આવે છે. આ જાતનાં માનવપ્રાણીઓ અનાકર્ષક વ્યક્તિત્વવાળાં તેમજ વિનય અને સંસ્કાર વિહોણાં હોય છે. બીજાંઓની લાગણી, સગવડ કે અગવડનો તે વિચાર જ કરતાં નથી.

પડોશીઓમાં આવાં પ્રાણીઓ ઘણાં હોય છે. હજી તો પ્રભાતમાં પથારીમાંથી આપણે ઉઠ્યા પણ ન હોઇએ તે પહેલાં એવું કંટાળા ભરેલું માણસ આપણા ખંડમાં ચાલી આવે, આપણું સ્હવારનું છાપું વાંચવા માંડે, અને આપણી અગવડનો જરાપણ વિચાર કર્યા વગર સાત વાગ્યાનું આવેલું ને છેક નવને ટકોરે વિદાય થાય !

ઓફિસમાં પણ આપણને ઘણીવાર કંટાળા ભરેલાં પ્રાણીઓનો અનુભવ થાય છે. કામના ભારે બોજા નીચે આપણે કચડાયલા હોઇએ, કંઇ ગુંચવણભર્યા હિસાબ કિતાબ કરતા હોઇએ, અથવા કોઇ મહત્વના કાગળો લખવામાં રોકાયલા હોઇએ



ત્યારે ઓફિસનું કામથી પરવારેલું, અથવા પોતાનું કામ ચોરી ગાપચીમારી આવેલું પ્રાણી વાંકું મ્હોઢું કરી જોડ જેવું આપણા ટેબલપર—આપણાં માથાપર ઉભું રહે. આપણને કામમાં ખલલ થાય છે એ આવું પ્રાણિ સમજી જ શકે નહિ.

કેટલાંક ઓફીસમાં મળવા આવનાર માણસ સ્હવારનાં અગીઆર વાગ્યાંનાં આવે તે છેક સ્હાંજનાં પાંચ વાગ્યા સુધી બેસી રહે.

કેટલાકોની રીતભાત કંટાળા ભરેલી હોય છે. આપણે ઘેર આવી આપણાં ફરનીચર પર ગમે તેવા કાદવવાળા પગ સાથે ચડી બેસે. બેસવા ખુરશી આપી હોય છતાં આપણી લખવાની ટેબલ પર વાંદરાની માફક ચડી જઇ વાંકાં ટુંકાં અવયવો કરી બેસે. પાન સોપારી તેની આંગળ ધરીએ તો આપણા જ ટેબલ પર ચુંનાના ડાઘા પાડે. બીડી આપી હોય તો પોલીસવાલી ખુરશીના હાથા પર સળગતી

બીડી ચાંપી દુનિયાનું નખોદ કાઢી નાખે. સાથે જમવા બેસાડીએ તો ચીતરી ચડે એવી રીતે આંગળાં ચાટી ચાટી ખાય. રાતે ઘેર સુવરાવીએ તો ન્હાનાં છોકરાં ભડકીને જાગી ઉઠે એવી ભયંકર રીતે ઘોરે. આવાં અનેક જાતનાં કંટાળા ભરેલાં માણુસ આવે છે, તેમાં સૌથી વધુ કંટાળો આપનાર તો ભાષણ કરતી વખતે લાંબુ લાંબુ પીંજણ કર્યા કરનાર વક્તા હોય છે.

કેટલાક ચબરાક વક્તાઓ સભાની નાડ પારખી ભાષણ કરે છે. કેટલાક ભાષણ-કર્તાને પોતાની વિદ્વતા અને વક્તૃત્વ શક્તિ માટે એટલું બધું ઘમંડ હોય છે કે લોકો સાંભળે છે કે બગાસાં ખાય છે તેની પરવાહ કર્યાં વગર એક વખત મ્હોઢું ઉઘડયું કે લાંબુ લાંબુ બોલ્યાં જ કરે છે. એક એવી પણ સભા મેં જોઇ છે કે જેમાં વક્તાનાં ટાયલાંથી કંટાળી સભાનાં અડધાં માણુસો ચાલી ગયાં હતાં. વક્તા એમ સમજ્યા કે એમનાં વચનામૃતનું પાન કરવા માટે એ ચાલી જનારાંઓ અધિકારી નહોતાં.

## દોઢ ડાહયો!

કેટલાક માણુસો બહુ મોટા અવાજથી બોલે છે. અને જગતભરનું સઘળું ડહાપણુ પોતાના એકલામાં ભર્યું હોય એવો ડોળ કરે છે. ટ્રામમાં, ટ્રેનમાં, ઓફિસમાં કે ઘરમાં આવાં માણુસો મળે ત્યારે બસ પોતાની જ વાત કર્યાં કરે. એમનું પોતાનુંજ દ્રષ્ટિબિંદુ સાચું, એમના પોતાના એકલામાં જ તીવ્ર અને તેજસ્વી બુધ્ધિ છે, પોતે જ જીવનના દરેક પ્રશ્નોને છણી શકે છે એવો ભાસ સાંભળનારાઓને થાય એ જાતનો તેમનો પ્રયાસ હોય છે. આ જાતનાં માણુસો અનેકવાર એમના પરિચયમાં આવેલાઓને પોતાનું આખું જીવન ચરિત સંભળાવી જાય છે. આ જાતનાં માનવ પ્રાણીઓની મગરૂરી અને ખુમારી આપણુને ઘણીવાર ખૂંચે છે.

આવો એક માણુસ મને અને મ્હારા દોસ્તોને ત્રણેક વર્ષ પહેલાં લોકલ ટ્રેનમાં મળતો. તે હંમેશ સાન્તાક્રુઝથી ચ્હડતો, અને ડબ્બામાં આવે ત્યારથી વાત શરૂ કરે તે છેક ચર્ચગેટ સુધી હાંકયે રાખતો. દરેક વિષયમાં પોતે પારંગત હોય એવો ડોળ એ રાખતો, અને ડબ્બામાંનું કોઇ માણુસ તેની કોઇ વાત વિષે શંકા ઉઠાવે તો તે પોતાની હાજરજવાબીથી એ બિચારાને ચાટ પાડતો.

શરૂઆતમાં અમને એની વાતમાં નવીનતાને લીધે મઝા પડતી અને રસ આવતો, પણ સમય જતાં તેની પાસે એકની એક વાત છે, એકજ દ્રષ્ટિબિંદુ છે, બીજાઓની લાગણીની તેને દરકાર નથી, પોતાને એકલો જ એ હુશીઆર સમજે છે એ વાત અમને કળાઇ જતાં અમે સૌ એ જાડા અને મ્હોટા અવાજ વાળા માણુસને છૂપી રીતે ધિક્કારવા લાગ્યા હતા, અને પછી તો જ્યારે એ ડબ્બામાં આવે ત્યારે ચર્ચગેટ સુધી માથું ખાઇ જશે એ ભયથી અમે ચોંકતા.

## માથાંનો મળ્યો.

એક દિવસે અમારા ડબ્બામાં તે આવ્યો, તેણે વાર્તાલાપ શરૂ કર્યો. કોઇએ યાદદાસ્તના પ્રો. અવધાનીના અખતરાની વાત છેડી. બસ, પેલાભાઇ કુદી પડયા અને બોલ્યા કે તેમની પોતાની યાદદાસ્ત ઘણી તીવ્ર છે. અને બચપણમાં પોતે ચાર-વરસની ઉમ્મરના હતા તે પ્રસંગો પણ તેમને જેવાને તેવા યાદ છે.

મારી બાજુમાં ભાઇલાલ કરીને મારો એક મિત્ર બેઠો હતો, હજી તે એકદમ આગળ નમ્યો અને પેલા મોટા અવાજવાળા માણસના સાથળપર થાપટ મારી જાણે કેવી જુની ઓળખાણ હોય તેમ બોલ્યો: "રામુભાઇ, મને ઓળખો છો કે? ધારૂં છું કે તમે મને ભૂલી ગયા હશો?"

પેલાના મ્હોંપર ગભરાટ અને અજાયબી પથરાઇ. તે પોતાના થાપટ વાગેલા પગને પંપાળતા હતા.

"કંઇ નહિ, "ભાઇલાલે આગળ ચલાવ્યું. "હું દશ વર્ષથી કલકતા ગયો હતો, પણ હજુ હું બદલાયો નથી. હું તમને ઓળખું છું. અને મને આશા છે કે તમે મને ઓળખો છો?"

"મને તમે યાદ આવો છો" પેલાએ જરાં ખંચાતાં ખંચાતાં કહ્યું. અમે સમજી ગયા કે તેણે તદ્દન તોપ જ મારી હતી. પણ નથી ઓળખતો એમ કહે તો પોતાની યાદદાસ્ત નબળી પુરવાર થાય માટે જ એ જુઠું બોલ્યો હતો.

"હું તમારી ખાતરી કરી આપું કે હું તમને બરાબર ઓળખું છું." ભાઇલાલે કહ્યું "તમે રામુભાઇ અને તમારા બાપનું નામ ગોરધનદાસ ખરૂં ને?"

"હા" રામુભાઇએ જવાબ આપ્યો.

"તમે સાન્તાક્રુઝમાં ઝવેરીની ચાલમાં રહો છો નહિ?"

"હા. ત્યાં જ રહું છું"

"તમે અગાઉ ભૂલેશ્વર ડોકામરડીમાં ગોરધન છગનના માળામાં ત્રીજે દાદરે રહેતા હતા તે ખરૂંને?"

"હા. હું ત્યાં રહેતો હતો."

"ત્યાં તમારી બાજુમાં એક ખંડુભાઇ કરીને રહેતા હતા."

"હા. રહેતા હતા."

"હું તેમને ત્યાં વારંવાર આવતો. અને આપણે સાથે ખાતા, રમતા." ભાઇલાલે કહ્યું.

રામુભાઇ મુંઝાતા હતા પણ હા પાડી. ભાઇલાલ તેમની આગલી પાછલી આબાદ જાણતો હતો.

"આપણે ઘણીવાર પ્લેહાઉસ ઉપર ગોખલે હોટેલમાં ચાહ પીવા જતા." ભાઇલાલે ચલાવે રાખ્યું. અને રામુભાઇએ હા પાડયા કરી.

"હું કલકત્તે ગયો તે વખતે મેં ખંડુભાઇને ત્યાં આપણા દોસ્તોને પાર્ટી આપી હતી અને તમે ભાષણ કર્યું હતું. યાદ છે?"

રામુભાઇએ પાનશેરીયું હલાવ્યું.

"એ રાત આપણે બહુ મઝા કરી હતી અગીઆર વાગે પાર્ટી ખલાસ થયા પછી ટેક્ષી મંગાવી આપણે ફરવા ગયા હતા."— અહિં ભાઇલાલ રામુભાઇની નજીક જઇ વાતો કરવા લાગ્યો. આખી વાત અમને સંભળાઇ નહી. પણ ત્રુટકત્રુટક બેચાર વાકયો નીચે પ્રમાણે કાનપર પડયાં..............."પાંચ રૂપીઆની નોટ"............"તમારી પાસે નહોતા"............કંઇ નહી તમને યાદ ન હોય તો એ વાત આપણે અહિં પડતી મકીએ. આ તો ઘણે વરસે મળ્યા તે યાદ આપું છું."

રામુભાઇ ગભરાઇ ગએલા લાગતા હતા, પણ ભાઇલાલ તેની સામે એવી રીતે જોઇ રહ્યો હતો કે તેથી તે અકળાતા હતા. રામુભાઇએ પોતાનું પાકીટ બહાર કાઢી

પાંચ રૂપીઆની નોટ ભાઇલાલને આપી, ત્યાં તો ગાર્ડ આવી પહોંચવાથી એ અમને સલામ કરી ડબ્બામાંથી બહાર નીકળ્યા.

અમે બધાએ રામુભાઇને આમ ઘણે દિવસે સકંજામાં આવેલા જોઇ છુટકારાનો દમ ખેંચ્યો. મેં ભાઇલાલને પૂછ્યું કે તેણે રામુભાઇ વિષે આ બધી વિગતો ક્યાંથી મેળવી હતી.

ભાઇલાલે કહ્યું કે તેનું નામ તો તેની બેગ પર જ હતું. શિરનામું પણ તેપર લખવામાં આવ્યું હતું. આજ આઠ દહાડા થયા હું તમારી બાજુના ડબ્બામાં રોજ મુસાફરી કરતો હતો અને એ મીસ્તરના પોતાના જ તડાકા તેમજ બણગાં પરથી મેં મારી હકીકતો મેળવી હતી.

* * *

એ દિવસથી રામુભાઇ ફરી કોઇ દિવસ અમારા ડબ્બામાં બેસતા નહિ.

---

હિન્દના રાજકીય વર્ગોની સાચી હકીકત છાપવાની બંધી છે, એમ કહેવું એ હિન્દનીજ નહિ પરંતુ સામ્રાજ્યની શાસન પધ્ધતિના લાભમાં આડે આવવા જેવું છે.

—કર્નલ વેજવુડ.

**પત્ની:** [ રિસાવા અને રડવાનો દેખાવ કરતી] મને તમારાં બા અને બહેન કેવું કેવું ભાંડે છે; તમને એની શું ખબર પડે!

**પતિ:** હું તારી સાથે લગ્ન કરવા આવ્યો, ત્યારે તારી બાએ તેમજ તારી બહેને પાડોશી બૈરાંઓને ભેગાં કરીને મને કેટલું બધું ભાંડયું હતું, તેની તને ખબર છે?

**પત્ની:** પણ મને શું-શું થતું હશે?

**પતિ:** મને પણ એમજ થયેલું અને વળી આદિ તો આ બે ઘરનાં જ છે, ત્યારે તારે ઘેર તો ઘરના સાથે પારકાં પણ ભળ્યાં હતાં!



BY ROYAL WARRANT.

# Lilac & Lilies

## A New Perfume by ATKINSONS




"LILAC & LILIES" is a new departure in the presentation of flower perfumes, being a harmonious blending of two equally beautiful though distinctive floral odours to make an exquisite bouquet.

ATKINSONS, the Bond Street Perfumers have so skilfully balanced the charming values of the finest Lilac and Lily Essences that the result gives to this new Perfume an even more delightful note than either flower is able to devise of itself. Both are flowers of the Spring, delicate alike in form, colour and odour, and combine to yield a fragrance that is the very Spirit of the Spring Goddess.

**ATKINSONS**
THE BOND STREET PERFUMERS
LONDON W1
and 2 Rue de la Paix PARIS

RESIDENT REPRESENTATIVES FOR BOMBAY PRESIDENCY

# Kalianji & Company

(SOLE PROPRIETOR KALIANJI COOVERJI BHATIA)

29, 31 & 33, BORA BAZAR STREET, FORT, BOMBAY.

# સમાજવાદના પડદા પાછળ–

## મુડીવાદી મજુર સરકાર.

અંગ્રેજીપરથી ઉતારનાર : ચતુર્ભુજ આણંદજી.

આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આજે જ્યારે મુડી મજુરીના સંઘર્ષણ એનાં ઉગ્રતમ સ્વરૂપે ચાલી રહ્યાં છે ત્યારે બ્રિટીશ સામ્રાજ્યના સિંહાસન ઉપર મજુર પક્ષ સ્થાન લે છે. આ મજુરમંડળના આગમનને ઘણાયે લોકો સમાજવાદી શાસનનો ઉદયકાળ માને છે. આ માત્ર એક ભ્રમ છે ઇંગ્લાંડનો સત્તાધારી મજુરપક્ષ વસ્તુતઃ મુડીવાદી બાલ્ડવીન સરકારની માત્ર બીજી જ આવૃત્તિ છે અને એની બધીયે પ્રવૃત્તિઓ સામ્રાજ્યના સંગઠન માટે તેમ જ સમાજવાદના વિરોધ માટે જ મંડાયલી છે એમ દર્શાવતો આ લેખ મજુરપક્ષની નીતિની વેધક સમીક્ષા કરે છે.

પાર્લામેંટમાં બહુમત ધરાવતા મુડીવાદીઓની ઇચ્છા અને નિર્ણયથી ૧૯૨૪ ની સાલ પુનરાવર્તન પામી છે અને લોઇડ જ્યોર્જ તથા બાલ્ડવીનની નિગાહ નીચે સત્તારૂઢ થયેલો વર્ગ મજુરપક્ષના નામથી ઓળખાય છે. એને લઘુમતિનું શાસન કહેવામાં આવે છે. પણ ખરી રીતે એ સંયુક્ત શાસન છે. મજુરપક્ષ એકલો કોઇ પણ કાર્ય કરી શકે નહીં, કોઇ પણ કાયદો પસાર કરી શકે નહીં. શાસન ચલાવવામાં બન્ને મુડીવાદી પક્ષોનો ટેકો મજુરપક્ષને આવશ્યક છે. એટલે મજુરપક્ષના બુરખા હેઠળ આજનું ઇંગ્લાંડનું પ્રધાન મંડળ મુડીવાદીઓનું સંયુક્ત શાસન છે. પછી તે મુડીવાદીઓ ઇંગ્લાંડનું શાસન સીધી રીતે કરે કે આડકતરી રીતે કરે એ મહત્વનો પ્રશ્ન નથી—અથવા એ ગૌણ પ્રશ્ન છે. મજુર પક્ષ પાર્લામેંટમાં બન્ને વિરૂધ પક્ષના સંયુક્ત સભાસદોની સંખ્યા કરતાંય વધારે મત ધરાવતો હોત તો પણ એની કાર્યનીતિ આજ લઘુમતિમાં જે નિર્ણિત થઇ છે એ જ રહી હોત. પાર્લામેંટમાં સભ્યોની સંખ્યા ઉપર નહીં પણ જે કાર્યક્રમ અને રાજનીતિ મજુર પક્ષે જાહેર કરી છે એના ઉપરથી એની મનોદશાનું માપ નીકળી શકે છે. અને એ દ્રષ્ટિએ મજુરપક્ષ તે મુડીવાદીઓનું સંયુક્ત શાસનમંડળ છે. આજનો મજુર પક્ષ બાલ્ડવીનની સરકારે આદરેલું—અધુરૂં મુકેલું—પુરૂં કરવા માટે જ શાસનના સિંહાસન પર આવ્યો છે. મુડીવાદીપક્ષોએ રજુ કરેલી રાજનીતિની સાંકળનો મજુરપક્ષ એ એક સાંધોજ છે.

ત્યારે મજુરપક્ષને સત્તા રૂઢ કરાવવામાં ઉજ્જ્વીયાત વર્ગનો આશય શું ? આજ જ્યાં જુઓ ત્યાં મજુર પ્રશ્નો વિશે લેખો લખતા અનેક સજ્જનો ; મજુર પક્ષે શું કરવું જોઇએ, કેવી રાજનીતિ અખત્યાર કરવી જોઇએ, પોતે મજુર પ્રધાન મંડળમાં હોય તો શું કરી નાખે; વિગેરે વિગતો વિશે ખૂબ ચર્ચા કરી રહ્યા છે. આ માથાકુટમાં ઉતારવાના કરતાં આ

વિરુદ્ધવર્ગ ઉન્ન્તીયાત વર્ગના શું આશયો હોઇ શકે એજ જોઇ લ્યે તો બધી ગુંચ-વણોનો ઉકેલ થઇ જશે. કારણ કે આખરનો નિર્ણય તો મુડીવાદીઓનાજ હાથમાં છે. ત્યારે કઇ રાજનીતિ અનુસરવા માટે,–કયા ઉદેશો પાર પાડવા માટે ઇંગ્લાંડના શ્રીમંતો અને મુડીવાદીઓએ મજુર પક્ષને સત્તામાં આવવા દીધો છે? પરદેશનીતિ અને સ્વદેશનીતિ પરત્વે મજુર પક્ષનું પોતાનું મંતવ્ય શું છે? શ્રમ-જીવીઓના પુનરુત્થાનને એમાં કયાં સ્થાન છે? આ બધા પ્રશ્નોનો વિચાર કરી લેવો ઘટે છે.

જો કે ૧૯૨૪ અને ૧૯૨૯ ની ચુંટ-ણીમાં સામ્ય ઘણું છે પણ અસમાનતા તો એથીએ વધારે છે. ઉપર-ચોટલી દ્રષ્ટિએ એમ ભાસે કે પાર્લામેંટમાં ત્રણે પક્ષની બન્ને સાલમાં સમાન સ્થિતિ છે. રામસે મેકડો-નાલ્ડ ફરી પાછા લઘુમતિના શાસન પર મુખ્ય પ્રધાન બન્યા છે. ફરી લીબરલ પક્ષ હાથમાં ચાવી રાખી રહ્યો છે. અને આજની પેઠે ક્યારે એ પક્ષ પંજો મારશે એનો નિર્ણય કરી શકાય નહીં. બાલ્ડવીન તો ચુંટણીમાં પરાજયની સંપૂર્ણ સંભાવના સમજીને ઝુક્યો હતો. કારણ કે લીબરલને હાથે મજુરપક્ષની હાંસી અને હાર આનંદપૂર્વક જોવાની ઇચ્છાને એ કેમ રોકી શકે? હવે યોગ્ય સમય આવ્યે ફરી કૉન્ઝરવેટીવ પક્ષને સત્તામાં સ્થાપવાની તક એ શાંતિથી શોધ્યા કરશે. પણ ૧૯૨૪ અને ૧૯૨૯ વચ્ચેનું આ સામ્ય ઉપરછલ્લું છે, ત્યારે અસંગતતા તો સિધ્ધાંત પરત્વેની છે. ૧૯૨૪ ની સાલમાં મજુરપક્ષ માત્ર એક આકરો અખતરો હતો. મુડીવાદી મંડળોમાં અખતરા તરીકે મજુરપક્ષને મુકતો એ સંશાયભર્યું છે કે કેમ એ વિષે તીવ્ર મતભેદ હતો. ત્યારે મજુરપક્ષ આજના જેટલો સંગઠિત નહોતો. એનાં પ્રેરકબલો છુટાં છવાયાં વેરાયલાં હતાં. ૧૯૨૪ માં ટ્રેડ યુની-યનો મજુરપક્ષના કાબુમાં ન હતાં. અથવા વર્ગીય લડતથી એ એટલાં વેગળાં નહોતાં બન્યાં. મજુર સરકાર વર્ગોના ભેદ ઉપર પુલ બાંધવાનો મિથ્યા પ્રયાસ કરતી હતી. આખરે મજુરો અને કામદારોના દબાણથી જ્યારે મજુર પક્ષે સોવીએટ સાથે સહકાર કરવા નિર્ણય કર્યો અને સામ્યવાદીઓ સામેના મુકદ્દમાની માંડવાળ કરી ત્યારે મુડીવાદીઓના સ્વાર્થોની સતત ચોકી કરતા બાલ્ડવીન અને એસ્કવીથે સહમત થઇ આખા મજુરપક્ષને હળવે રહીને હેઠે ઉતારી મુક્યો. મજુરપક્ષે પોતાની નિર્દોષતા અને ઉન્નતીયાત વર્ગ પ્રત્યેની વફાદારીનાં અનેક બચાવનામાં કરી જોયાં પણ આખરે એ બધું નિષ્ફળ ગયું: અમ ૧૯૨૪માં લેબર પક્ષનો પરાજય થયો

પાંચ વર્ષ પહેલાંની એ પરિસ્થિતિ સાથે મજુર પક્ષની આજની દશા સરખાવો તો. એ બન્ને વચ્ચેની સમાનતા અને અસમાનતા બરોબર સમજાશે. પ્રથમથી નિર્ણિત કરેલ કાર્યક્રમ પ્રમાણે, બીજા મુડીવાદી પક્ષોને અનુકૂલ આવે એવા અમલી અને બંધાર-ણીય સુધારા દાખલ કરવાના ચોકસ નિર્ણય સાથે. એક મુડીવાદી સરકાર તરીકે મજુર પક્ષ ફરી સત્તામાં આવે છે. કોઇ પણ સ્થળેથી મજુર પક્ષ સત્તામાં આવ્યો એની સામે પોકાર ઉઠ્યો નથી. શેરબજારમાં થોડા ફેરફાર શિવાય કશો ખળભળાટ પણ થયો નહીં. એક પ્રધાનમંડળ બદલાય અને બીજું એની જગ્યાએ આવે એટલા ફેરફાર સમયે જે સાધારણ ચળવળ થાય છે એનાથી કશું વધારે ઇંગ્લાંડના રાજકારણની ગાદી પર મજુર પક્ષ બીરાજમાન થતાં બન્યું નથી. ૧૯૨૪ માં મજુર પક્ષ સત્તા પર આરૂઢ

## એકજ પંથના પ્રવાસી.



બ્રિટનનો કામદાર પક્ષ પણ બીજા બે પક્ષોની માફક જહોનબુલ માટે
સામ્રાજ્ય અને સંપત્તિની તમામ સત્તાઓ સાચવવાના જ મતનો છે.

થયો ત્યારે ઘણો વિરોધ હતો, ૧૯૨૯ માં એ વિરોધ નથી. સમાજવાદ દાખલ કરવાના હેતુથી મજુર પક્ષ પાર્લામેંટની ઉંચી પદવી પર આવ્યો નથી એ લક્ષમાં રાખવું ઘટે છે.

એટલે મજુરપક્ષ તે સમાજવાદીપક્ષ (Socialist Government) એ મિથ્યા ભ્રમ છે. ગ્લાસગોમાંથી નીકળતા "ફોરવર્ડ" પત્રના તંત્રી જેઓ મજુર પ્રધાનમંડળમાં

નાનીશી આધકારની જગ્યા ભોગવે છે એમણે પોતાના પત્રના મુખપૃષ્ટ ઉપર મજુરપક્ષની નીતિનો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે:

"મજુર પક્ષનો આદેશ (Mandate) બેકારીને જેમ બને તેમ મોટા પાયાપર ઓછી કરવાનો છે. એ આદેશમાં શાંતિ છે–પેન્શનોનો પ્રશ્ન છે અને ઘરોના બાંધકામને લગતા સવાલો પણ છે પણ એમાં સમાજવાદને તો સ્થાન જ નથી" (હિરલ્ડ જુન ૧૫, ૧૯૨૯).

ઉપરોક્ત કથનનો આબાદ ધ્વનિ મજુર પક્ષની સ્થિતિ અને સ્થાન વિષે લખતાં લોઇડ જ્યોર્જ કહે છેઃ

મજુરપક્ષ વિનીત (Liberal) નીતિનો ત્યાગ કરે એટલે એના આદેશનો અંત આવે છે. જે ક્ષણે મજુરપક્ષ સમાજવાદ દાખલ કરવા પ્રયત્નશીલ થશે એજ ક્ષણે એના આયુષ્યનો અંત આવ્યો સમજવો."

આ ઉપરથી સમજી શકાશે કે મજુરપક્ષના પ્રધાનમંડળમાં પીરાજના એક તંત્રી મહાશયનું પત્ર અને લોઇડ જ્યોર્જ બન્ને એકજ જાતના સૂર બજાવે છે. મજુર પક્ષને લીબરલ સાથે બદનામું કરવાનો જરૂર નથી. આ સમાધાનનો ધ્વનિ મજુરપક્ષની વાણી અને વર્તનમાં સ્પષ્ટ સમજી શકાય છે. કાગળ ઉપર સહી સિક્કાની અમાં આવશ્યકતા નથી.

એજ રીતે 'ડેઇલી હેરાલ્ડ' પણ મજુર પક્ષને રાષ્ટ્રીય પુનર્વિધાનનું પ્રધાન મંડળ કહે છે. અને અર્થ મુડીવાદી પુનર્વિધાન થઇ શકે. નીચેના ઉદ્દેશોની સમીક્ષા ઉપરથી ઉપરોક્ત કથનની યથાર્થતા સમજાશે.

'ડેઇલી હેરાલ્ડ કહે છે કેઃ

"મજુરોના અને કામદારોના અનેક સમયથી પતાવટની રાહ જોતા કેટલાક પ્રશ્નો પ્રજા સમક્ષ ઉભા છે. મજુરો રહેઠાણ માટે વધારે ઘરોની સગવડતા માગે છે. વધારે સારી આરોગ્યની ઉદાર યોજના માગે છે. અને જ્યારે બેકાર હોય ત્યારે એના તરફ સારા વર્તનની મજુરો અપેક્ષા રાખે છે. મજુરો અને કામદારો એમના બચ્ચાંએ માટે ઉદાર શિક્ષણ, વધારે કામ અને ઓછા કલાકો અને સ્વમાનશીલ–સર્જન સહજ–ગૌરવ ભર્યું, જીવન જીવવાનો અવકાશ માગે છે. મજુર પક્ષ શ્રમજીવીઓના આ પ્રશ્નો પરત્વે એને નિરાશ નહીં કરે."

મજુર પક્ષના આ પત્રના કહેવા મુજબ વધારે નોકરીઓ, ઉદાર વર્તન, એટલે ૧૯૨૯માં સત્તાપર આવેલા ગુલામોના નિયામકનો "નવો સમાજવાદ." સરખાવો મજુર પક્ષના મુખ્ય પ્રધાનનો પ્રેરણાત્મક આદેશઃ— ચુંટણી સમયે આપેલા ભાષણમાં રામસે મેકડોનાલ્ડ કહે છે કેઃ

"મજુર, એની સ્ત્રી અને કુટુંબ પોતાનીજ જન્મભુમિમાં એક એવો શાંત ખુણો શોધે છે કે જ્યાં રહી એ બીજાની સેવા કરી શકે અને પોતાની મહેનતનાં ફળ આરામથી ચાખી શકે. એક વાક્યમાં જ મજુર પક્ષનો એ પ્રેરણાત્મક આદેશ આવી જાય છે."

ખરી રીતે પોતાના ગુલામોને રહેવાની જગ્યા ય ન આપે એ તો તદન અવ્યવહારૂ માલીક ગણાય! જીવતા રહે એટલું તો ગુલામોને એના માલીકો આપ્યા વિના રહેજ નહીં.

**આ** સ્થિતિનું કારણ શું? ઉજળીયાત વર્ગની દ્રષ્ટિએ ૧૯૨૫ થી ૧૯૨૯ સુધીનું બૉલ્ડવીનની સરકારનું કાર્ય સફળ થયું છે. ૧૯૨૪ માં સત્તાપર આવેલો મજુરપક્ષ મુડીવાદી જ હતો પણ એ વખતે મજુરપક્ષનું મુડીવાદી વલણ આજના જેટલું

નિયમનમાં નહોતું અને એથી જ એ પોતાનું સ્થાન ન ટકાવી શક્યો. એથી જ નિર્દય રીતે વર્ગીય વિગ્રહ ચલાવનારો બોલ્ડવીન પક્ષ ફરી ૧૯૨૫માં સત્તાધીશ થયો. એનો હેતુ શ્રમજીવીઓની આગળ ધપતી ચળવળને ઉખેડી નાખવાનો હતો. એ પક્ષને સામાન્ય હડતાળ તોડવી હતી. ટ્રેડ યુનીયનના કાયદામાં આરોપાયેલાં અનેક બંધનો મજુરો ઉપર જબરજસ્તીથી લાદી દેવાં હતાં. મજુર પક્ષની સાન ઠેકાણે લાવવી હતી, એને નિયમનમાં લાવવી હતી. એમાંથી ઉતાવળીયાં સ્થાનિક તત્વોને દૂર કરવાં હતાં. અને આ બધું શાંતિથી સાધી લીધા પછી શ્રમજીવીઓની ચળવળમાંથી જે કંઇ ગૌરવભર્યું, માનભર્યું અને ઉગ્રતાભર્યું હતું એ બધાંની રાખ ઉપર બોલ્ડવીન પક્ષના ઝળકદાર વિજય કીર્તિ સ્થંભ સમો સામાન્ય ચુંટણીમાં મજુર પક્ષ સિંહાસન પર આરૂઢ થયો. માલેતુજાર માલેકોના હાથની હથેળીમાં રમતાં ટ્રેડ યુનીયનો અને મુડીવાદી મજુર પક્ષના મથાળે મુડીવાદી મજુર સરકાર સત્તાના શિખર ઉપર આવી.

ત્યારે આનો અર્થ શું એમ થયો કે વિપ્લવવાદ નાશ પામ્યો, અને મધ્યમપદ્ધતિની વિઘાતક નીતિ સાથે મુડીવાદ વિજયવંત થયો? તમામ મુડીવાદી મનોદશા સેવતાં પત્રો અને પુરૂષો એ અનુમાન ઉપર આવી ગયાં છે અને મુડીવાદનાં યશોગાન ગાવા લાગ્યાં છે. એ વર્ગ કહે છે કે શું ૮૫ લાખ મજુરોએ રામસે મેકડોનાલ્ડના પક્ષને મત આપ્યા નથી? અને મજુરપક્ષની સામે સમાજવાદનું ધ્યેય ઉભું કરનારા સામ્યવાદી પક્ષને શું માત્ર પચાસ હજાર જેટલી ક્ષુલ્લક અને હાસ્યાસ્પદ મતદારોની સંખ્યાએ સહકાર આપ્યો નથી? ટ્રેડ યુનીયનો અને માલેકો શું એકત્રિત થયા નથી? શું ઇંગ્લાંડના ત્રણે પક્ષ–કોન્ઝરવેટીવ, લીબરલ અને લેબર–એક બીજાની નજદીક આવતા નથી? બ્રિટીશ સામ્રાજ્ય સંરક્ષણ, ઉદ્યોગોમાં સપ્રમાણબધ્ધતા (rationalization) અને મજુરો માટે "જન્મભૂમિનો એક શાંત ખુણો" આ ત્રણમાં શું ખાસ તફાવત છે?

ખાણના મજુરો ભૂખે મરે છે–હિંદના મજુરોપર ખુલ્લા ચોગાનમાં ગોળીબાર થાય છે–મજુરીના દર ઓછા થાય છે. આ રહી વિગતો–મજુર પક્ષના વિજયની પ્રસાદી–કેન્સબરી ફરી પોતાની ઉંચી ટોપી ઓઢે છે. વીન્ડસર કિલ્લા આગળ સફેદ ઘોડાની ગાડીઓનો સારથી વધારે ચપળ દેખાય છે–મી૦ કુક કહે છે ખાણના કામદારો એમના ભૂખમરાના નિવારણ માટે મજુર પક્ષને બહુજ ન દબાવે તો સારૂં. કોણ વિપ્લવ વિશે વાતો કરે છે? મુડીવાદ સગર્વ વિજયવંત થયો છે. ત્રણે પક્ષોનું સમીકરણ થતું જાય છે એ તો નિર્વિવાદ છે. ભિન્ન ભિન્ન પક્ષોનું એકીકરણ, પાર્લામેંટરી બંધારણની શાંતિ ભરી પ્રગતિ, લઘુ પક્ષી સરકારોનો સમન્વય, માલેકો અને મજુરોનો સહકાર–આ સર્વ જ્યારે તમામ પક્ષો સમાજનું એક સામાન્ય બંધારણ સ્વીકારે ત્યારે જ શક્ય થઇ શકે. પણ જ્યારે એ સર્વપક્ષસ્વીકૃત સામાન્ય સમાજ વ્યવસ્થા ડગલે ને પગલે સડેલી, વિઘાતક, વિરોધાત્મક અને સિધ્ધાંતની દ્રષ્ટિએ અસ્થિર નિવડે ત્યારે આ બધાં વિશ્વ શાંતિના સૂત્રો, મજુરપક્ષના આ સઘળાં સમાધાનો અને મુડીવાદી સાહચર્યા, દમનનીતિના ગમે તેટલાં આકરાં શસ્ત્રો અને બેયોનેટની અણી પર ટકેલી ગમે તેવી મજબૂત સ્થિતિ સ્થાપકતા, આખા બંધારણને જમીનદોસ્ત કરતું અટકાવી શકશે નહીં.

આ વિઘાતક વાદળાંઓની વચ્ચે—આરપાર—ફેલાઇ જતો વિપ્લવવાદનો ક્રમ નિહાળવો ઘેરાતાં સંકટો અને ઉછળતાં આંદોલનોને ઓળખવાં શ્રમજીવીઓના સંગ્રામ જે માર્ગે વળે એને પ્રીછી એ લડતમાં મોખરે ઝુકાવવું એ આ યુગમાં "માર્ક્સીઝમ"નું માપ છે.

આ યુગની મુડીવાદી બળોના સંગઠન કે વિકાસ માટે નથી પણ વર્ગીય ભેદની તીક્ષ્ણતા માટે છે. રાજકીય અને આર્થિક ક્ષેત્રોમાં જામી પડેલો જીવ સટોસટનો સંગ્રામ, મુડીવાદના ભીતરમાં પેઠેલો તીવ્ર વિસંવાદ અને એ સર્વમાંથી સળગી ઉઠતો વિશ્વ વિગ્રહ એ આ યુગના પરિબળો છે. આ ખડક ઉપર અથડાઇને મજુર પક્ષના ફુરચા ઉડી જશે એમાં જરાય સંશય નથી. મુડીવાદ અને સામાજીક સમુહ શાસન (Social Democracy) વધારે ને વધારે એકત્રિત થાય એ આજનો યુગ ધર્મ છે. પણ એનો અર્થ એમ નથી થતો કે શ્રમજીવીઓ અને મુડીવાદીઓ એક થતા જાય છે. એનો અર્થ તો એમ થાય કે મજુરો અને સામાજીક સમુહ શાસન એક બીજાથી વધારે વેગળાં થતાં જાય છે. અને એથી જ મજુરોની લડત નવા મૂલગત પ્રશ્નોની સામે થવા માટે જુદું જ સ્વરૂપ લેશે.

ટુંક બુધ્ધિના સમયસાધક સજ્જનો અને સિધ્ધાંતભક્તો આમાં મુડીવાદના વિજયદર્શન ભલે કરે, પણ કેટલા પ્રચંડ પરિવર્તનના ભોગે એ વિજય મેળવાય છે એનું એમને ભાન નથી. આંતરવિગ્રહની અણી ઉપર આખા સમાજને ઘસેડી જઇ કોઇ એક બાહુબલીન સત્તાના જોરે સ્મશાનના જેવી ઔદ્યોગિક શાંતિ ઘડીભર સ્થાપવાનો દંભ કરે, એટલાથીજ આ સિધ્ધાંત વાદીઓ નિર્ણય ઉપર આવે છે કે સામાજીક સંઘર્ષણો હળવાં થતાં જાય છે, પણ આ સંઘર્ષણો સામે સત્તા અજમાવવી પડે છે એ જ એના એકત્રિત થતાં બલની સાબિતી છે, એટલું આ સમય સાધકોને સૂઝતું નથી. મજુર પક્ષને પીંખી નાખ્યો છે, એમાંથી અળખામણાં તત્વોને હટાવી દીધાં છે, એ મજુરપક્ષને ખૂબ તાવીને તપાસી જોવામાં આવ્યો છે અને પછી એને એવો તો સમારીને સાફ કરવામાં આવ્યો છે કે, તે મુડીવાદને બરોબર બંધબેસતો આવી જાય. આ બધું લક્ષ્યમાં લઇને સિધ્ધાંતવાદીઓ કહે છે કે સમાજવાદના ઉછળતાં પુર ઓસર્યાં છે. અને શ્રમજીવીઓ વિપ્લવવાદ તરફ પોતાની પુંઠ ફેરવતા જાય છે. પણ આ અનુમાન તદ્દન અસત્ય છે. અભ્યાસીઓએ લક્ષ્યમાં લેવું ઘટે છે કે જે ઉગ્ર યોજનાઓ મજુર ચળવળ સામે યોજવામાં આવી છે, એ જ એના વધતાં જતાં બળની સંપૂર્ણ સાબિતી છે.

મ મજુરપક્ષને મજુરો અને કામદારો લાખોની સંખ્યામાં મત આપે છે એ ઉપરથી મજુરપક્ષની સમાધાન નીતિ અને જુઠ્ઠી શાંતિની જાળ પણ શ્રમજીવીઓએ સ્વીકારી છે એમ આ લોકો માની લેવાનું ઉચિત ધારે છે. પણ આટલી જબરી સંખ્યામાં મજુરોએ મતાધિકાર આપવા જે જાગ્રની બતાવી છે, એ પ્રચંડ માનવ મેદનીના જાગ્રત સમુહબળને સમાધાનમાંથી સંક્રાંતિમાં બદલાતાં બીલકુલ સમય નહીં લગે એ વાત હજુ મુડીવાદી મનોદશા સેવતા સિધ્ધાંત ભક્તોને સમજાતી નથી. મજુરપક્ષની દ્રઢતેહને ઉજ્જ્વીયાત (Bourgeosisie) વર્ગે ખૂબ જ વધારી છે.

કારણ કે એ વર્ગ એમ માનવા લાગ્યો છે કે મજુરો શાંત અને સ્થિર પ્રગતિ તરફ ઢળતા જાય છે. પણ આ મુડીવાદી વર્ગને પોતાના સંરક્ષણ ખાતર મજુરપક્ષનો આશ્રય લેવો પડયો એ જ હકીકત મુડીવાદના ડગમગતા મિનારાની સાફ સાબતી છે.

પ્રધાનમંડળના ફેરફાર માટે તલસતી મહેનતુ માનવતાએ ચુંટણીમાં મજુર પક્ષને પસંદ કર્યો છે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે ત્રણ પક્ષોમાંથી મજુરપક્ષને પસંદ કરવા શિવાય બીજો શું ઉપાય હતો? કોમ્યુનીસ્ટ પાર્ટી બહુજ થોડા ઉમેદવાર બહાર પાડી શકી હતી, એટલે બ્રિટીશ મતદારોનું મજુરપક્ષના ઉમેદવારોને ચુંટવા તરફ વલણ થયું હોય એમાં આશ્ચર્ય જેવું નથી. ચાલુ રાજ્યવહીવટ સામે અણગમો બતાવવાનો એક જ માર્ગ હતો અને તે કોન્ઝરવેટીવ પક્ષને બદલે બીજા પક્ષને મત આપવો. અને એમાં મજુર પક્ષ શિવાય થોડું ઘણું પણ કામદારોનું હિત કરવાનો દાવો બીજું કોણ કરી શકે એમ હતું? આ પરિસ્થિતિમાં મજુર પક્ષને મત આપવામાં કંઇ એની સમાધાનનીતિનો પણ સ્વીકાર આવી જતો નથી. જે જમ્બર માનવ સમુહે-ખાણના કામદારોએ અને મજુરોએ મજુર પક્ષને પડખે ઉભા રહેવાનું પસંદ કર્યું એનો અર્થ એ થયો કે મુડીવાદી અને વર્ગીય મનોદશા-વાળા પક્ષની સામે શ્રમજીવીઓમાં પ્રચંડ અણગમો છે. મજુરોને મન આ વર્ગીય વિગ્રહ હતો. પણ જે ,ડ યુની-યનના મહારથીઓ, ધર્મગુરૂઓ, શાંતિના ફિરસ્તાઓ, અમીર વર્ગના સાગરીતો અને કુલભુષણો પ્રજાના નામે પાર્લામેંટમાં બિરાજવા સમર્થ થયા છે એ બધા જુદાજ સ્વાર્થોનું પ્રતિનિધિત્વ સૂચવે છે. એ મજુર પક્ષને નામે ઓળખાતા સભ્યોની નીતિ અને કાર્યક્રમ, સામાજીક શાંતિ, ઔદ્યોગિક સપ્રમાણબધ્ધતા (rationaliza-tion) અને મુડીવાદનું કાયમી જીવન-એ છે. આ બધાંમાથી એવું વિરોધી



મી૦ બાલ્ડવીન.
કોન્ઝરવેટીવ પક્ષના નેતા.

તત્વ ઉપસ્થિત થશે કે જે આજ કે આવતી કાલે મજુર પક્ષની આખી વિજયં ક્રાંતિને ધુળમાં રગદોળશે અને વર્ગીય વિગ્રહનાં સંઘર્ષણો જામશે.

ત્યારે મજુરપક્ષનું દ્રષ્ટિબિંદુ શું છે? ઉજળીયાત વર્ગે મજુરપક્ષને સત્તા ઉપર મુકયો છે એમાં કેટલાક હેતુઓ છે. પ્રથમ તો એને ઔદ્યોગિક શાંતિ ઉપસ્થિત

કરી કામદાર વર્ગને સપ્રમાણઅધ્યતાના (rationalisation) આખાય આંતર ગાળા દરમ્યાન શાંત રાખવા છે. બીજું–બાલ્ડવીન સરકારનાં કીર્તિકાળમાં પરદેશ નીતિની જે શરૂઆત થઇ હતી એની આંટીઘુંટીઓને અમર રાખી અમુક પલટા લાવવા છે. આ આંટીઘુંટીઓને બાલ્ડવીનની સરકાર ઉકેલવાને સમર્થ નહોતી. ત્રીજું–ઉજળીયાત વર્ગે આદરેલું સામ્રાજ્ય સંગઠનનું કાર્ય પરિપૂર્ણ કરવું અને સંસ્થાનોમાં, વિશેષે કરીને હિંદમાં, આર્થિક સ્વાર્થની અભેદ્ય બાજી બીછાવવી. આ અળખામણા કાર્યક્રમમાં મજુરસરકારને થોડીએક પ્રાથમિક સગવડો છે. પરદેશનીતિમાં આંતરરાષ્ટ્રીય દેવાંની વસુલાતના પ્રશ્ન પરત્વે પૂર્વરચિત વ્યવસ્થાનો તે ઉપયોગ કરી શકે એમ છે. એવીજ રીતે અમેરિકા સાથેની મંત્રણામાં અને રાઇનલેંડ ખાલી કરવાના કોકડાંમાં આગલી સરકારની ગોઠવણ ખપ લાગે તેમ છે. આ બધી સગવડો ઉપર ઉભા રહીને મજુરમંત્રીઓ જગતને કદાચ સંભળાવશે કે અમે આવી જ્વલંત સિધ્ધિઓ ઇંગ્લાંડને માટે ઉતારી છે. સ્વદેશનીતિમાં પણ એની સ્થિતિ અત્યારે અનુકૂળ છે. જ્યારે વેપાર ઉદ્યોગની ઉન્નતિ ધીમે ધીમે મંડાઇ ચૂકી છે. ત્યારે જ આ મજુરસરકાર સત્તાને આસને આવે છે. એનું પોતાનું વિઘાતક સ્વરૂપ છુપાવવા માટે આજે તે બેકારીના નિવારણનો અને સામાજીક ધારાવિધાનનો (legislation) આડંબર કરી શકે એમ છે. ઔદ્યોગિક ક્ષેત્રમાં મુડી મજુરીની સપ્રમાણઅધ્યતાની ધસારાબંધ યોજના માટે ઘણાજ અનુકૂળ સંયોગો છે. બીજી બાજુ બાંધકામ, અને ઇમારતી પ્રવૃત્તિના આરંભ દ્વારા બેકારીના રાહુને પણ હમણાં તો હાથ ભર દૂર રાખી શકાય એમ છે.



**જે. રામસે મેકડોનલ્ડ.**
બ્રિટનનો મુખ્ય પ્રધાન.

પણ આ બધી ગણનાઓ તો માત્ર ક્ષણ જીવી છે. એને સિધ્ધિઓનો શિરપાવ ન આપી શકાય. મજુર સરકારનું મળગત દ્રષ્ટિબિંદુ વિચારીએ ત્યારે કોઇ જુદું જ ચિત્ર આપણી સમક્ષ ખડું થાય છે. સ્વદેશની આર્થિક અવસ્થામાં અનેક જાતની મૌલિક અસંગતિઓ ઉભી છે સપ્રમાણઅધ્યતા યોજનામાં ઇગ્લાંડે અમેરિકા અને જર્મનીના ચીલામાં પગલાં માંડયા છે; પણ એ બે દેશોમાં જે સફળતા સિધ્ધ થઇ છે તેનું દર્શન માત્ર પણ ઇંગ્લાંડને સાંપડયું નથી. બ્રીટનને આખી આલમના બજારમાં જે વ્યાપાર હાનિ પહોંચી છે એનો બદલો આ યોજનાથી વળી શકયો નથી. એની આર્થિક સ્થિતિ ઉલટી નિર્બલ બની છે. ઉપરાંત સપ્રમાણઅધ્યતા એની સાથે અનિવાર્ય રીતે બેકારી લાવે છે એટલુંજ નહી પણ ઉદ્યોગના ક્ષેત્રોમાં એનાથી (Dis-

placement) ઉત્થાપનની અનેક સમસ્યાઓ ઉપસ્થિત થાય છે. વળી સપ્રમાણ-બધ્ધતા સફળતા કામદારોને ભોગે જ સાંપડી શકે. પરિણામે ઔદ્યોગિક અસંતોષ અને મુડી મજુરીના અભિનવ વિગ્રહોની સંભાવના રહે છે. ચલણમાં સોનાના ધોરણને લીધે ગંભીર પરિસ્થિતિ ઉભી થઇ છે. કાંચનને માટે આ વિશાળ વિશ્વમાં આજે અનેક વિસંવાદો પ્રચલિત થયા છે. ઇંગ્લાંડના બેંકના દરને સાડા પાંચ ટકા સુધી વધારવો પડયો છે. આ વધારાની પાછળ ન્યુયોર્કનું સુત્ર સંચાલન ખેલાય છે. આવા સંયોગોની વચ્ચે આર્થિક ઉન્નતિની વાતો કેવળ સ્વપ્ન જેવી ભાસે છે. ઔદ્યોગિક શાંતિ આમાં સંભવે નહીં. આવતા બનાવોના ઓળા તરીકે આજથી જ કાપડ અને કોલસાના ઉદ્યોગોમાં અસંતોષના ઉભરા દેખાઇ રહ્યા છે.

એજ રીતે આંતરરાષ્ટ્રીય આંટીઘુંટીમાં વિશ્વવિગ્રહ તરફ જે અદ્રશ્ય કુચ થઇ રહી છે એની આડે મજુર સરકારના માયકાંકલા શાંતિપ્રયોગો પાળ બાંધી શકશે નહીં. એ પ્રયોગો તો ઉલટા શાંતિના બુરખા નીચે વિશ્વવિગ્રહની ઘોર તૈયારીઓ સૂચવે છે. આ કાર્યક્રમને માટે મજુર સરકાર ઉજળીયાત વર્ગને અત્યંત ઉપયોગી છે બ્રિટીશ સામ્રાજ્યના વિરાટ્ પ્રદેશોમાં આ સરકાર જગતની બીજી કોઇ પણ સત્તા કરતાં વિગ્રહની વધારે વ્યવસ્થિત તૈયારી કરવાને નિર્માયલી છે. બીજી પાસ અમેરિકાના અધિષ્ઠાતા હુવર અને સ્ટીમસનના પ્રવચનો રણદુંદુભિના ઘેરા ઘુઘવાટ સૂચવે છે. તેથી એંગ્લો-અમેરિકન એકતાની યોજના થોડાજ વખતમાં નિષ્ફળતામાં પરિણમશે એમ બધા સંજોગો કહી આપે છે. સોવીએટ સરકાર જોડેના સંબંધ પરત્વે પણ આપણી મજુર સરકાર મુડીવાડી વર્ગના સાંકડા સ્વાર્થોનો જ પ્રતિઘોષ પાડશે. એ નક્કી છે. અને સોવીએટ સરકારનો ગમે એટલો સ્વીકાર આ મજુર મહામંત્રીઓ કરે તો યે ઇંગ્લાંડની લશ્કરી તૈયારીઓની ત્વરા તથા રંચપણ ઓસરવાની નથી.

અને આ ઉપરાંત સામ્રાજ્યની તમામ સમસ્યાઓને ટપી જાય એવો ગંભીર પ્રશ્ન હિંદનો ઉભો છે તે જુદોજ; તે માટે હાલ કંઇ કહેવું ઉચીત નથી.



શ્રી. ચતુર્ભુજ આણંદજી.

કરી કામદાર વર્ગને સપ્રમાણબધ્ધતાના (rationalisation) આખાય આંતર ગાળા દરમ્યાન શાંત રાખવા છે. બીજું–બાલ્ડવીન સરકારનાં પ્રતિક્રિયાકાળમાં પરદેશ નીતિની જે શરૂઆત થઇ હતી એની આંટીઘુંટીઓને અમર રાખી અમુક પલટા લાવવા છે. આ આંટીઘુંટીઓને બાલ્ડવીનની સરકાર ઉકેલવાને સમર્થ નહોતી. ત્રીજું–ઉચ્ચાધિકાર વર્ગે આદરેલું સામ્રાજ્ય સંગઠનનું કાર્ય પરિપૂર્ણ કરવું અને સંસ્થાનોમાં, વિશેષે કરીને હિંદમાં, આર્થિક સ્વાર્થની અભેદ્ય બાજી બીછાવવી. આ અળખામણા કાર્યક્રમમાં મજુરસરકારને થોડીએક પ્રાથમિક સગવડો છે. પરદેશનીતિમાં આંતરરાષ્ટ્રીય દેવાંની વસુલાતના પ્રશ્ન પરત્વે પૂર્વરચિત વ્યવસ્થાનો તે ઉપયોગ કરી શકે એમ છે. એવીજ રીતે અમેરિકા સાથેની મંત્રણામાં અને રાઇનલેંડ ખાલી કરવાના કોકડાંમાં આગલી સરકારની ગોઠવણ ખપ લાગે તેમ છે. આ બધી સગવડો ઉપર ઉભા રહીને મજુરમંત્રીઓ જગતને કદાચ સંભળાવશે કે અમે આવી જવલંત સિધ્ધિઓ ઇંગ્લાંડને માટે ઉતારી છે. સ્વદેશનીતિમાં પણ એની સ્થિતિ અત્યારે અનુકુળ છે. જ્યારે વેપાર ઉદ્યોગની ઉન્નતિ ધીમે ધીમે મંડાઇ ચૂકી છે. ત્યારે જ આ મજુરસરકાર સત્તાને આસને આવે છે. એનું પોતાનું વિધાતક સ્વરૂપ છુપાવવા માટે આજે તે બેકારીના નિવારણનો અને સામાજીક ધારાવિધાનનો (legislation) આડંબર કરી શકે એમ છે. ઔદ્યોગિક ક્ષેત્રમાં સુદ્ધી મજુરીની સપ્રમાણબધ્ધતાની ધસારાબંધ યોજના માટે ઘણાજ અનુકુળ સંયોગો છે. બીજી બાજુ બાંધકામ, અને ઇમારતી પ્રવૃત્તિના આરંભ દ્વારા બેકારીના શત્રુને પણ હમણાં તો હાથ ભર દૂર રાખી શકાય એમ છે.



જે. રામસે મેકડોનલ્ડ.
બ્રિટનનો મુખ્ય પ્રધાન.

પણ આ બધી ગણનાઓ તો માત્ર ક્ષણજીવી છે. એને સિધ્ધિઓનો શિરપાવ ન આપી શકાય. મજુર સરકારનું મૂળગત દ્રષ્ટિબિંદુ વિચારીએ ત્યારે કોઇ જુદું જ ચિત્ર આપણી સમક્ષ ખડું થાય છે. સ્વદેશની આર્થિક અવસ્થામાં અનેક જાતની મૌલિક અસંગતિઓ ઉભી છે સપ્રમાણબધ્ધતા યોજનામાં ઇંગ્લાંડે અમેરિકા અને જર્મનીના ચીલામાં પગલાં માંડયા છે; પણ એ બે દેશોમાં જે સફળતા સિધ્ધ થઇ છે તેનું દર્શન માત્ર પણ ઇંગ્લાંડને સાંપડયું નથી. બ્રીટનને આખી આલમના બજારમાં જે વ્યાપાર હાનિ પહોંચી છે એનો બદલો આ યોજનાથી વળી શકયો નથી. એની આર્થિક સ્થિતિ ઉલટી નિર્બલ બની છે. ઉપરાંત સપ્રમાણબધ્ધતા એની સાથે અનિવાર્ય રીતે બેકારી લાવે છે એટલુંજ નહીં પણ ઉદ્યોગના ક્ષેત્રોમાં એનાથી (Dis-

કાદવના કીડાની પેઠે અંદર અંદર સડયા કરશે. હવે તો જરા સાવચેત થવું જોઇએ. શું તને એમ નથી લાગતું કે આ બધી કંગાલીયતને ફેંકી દેવાનો સમય આવી લાગ્યો છે, ઠીક તું ડરે કે ના ડરે એની મને નિસ્બત નથી: એ લોકો આવશે અને શનીવારે જરૂર મારા ઘરમાં મળશે."

રળીયાત તો આભી બની ગઇ. એણે રાઘવને વિનવી વિનવી કહ્યું:

"મારી ઉપર નહાક ગુસ્સો શા સારૂ કરે છે? હું તો સ્ત્રી જાતિ. વળી આ બધું તદ્દન અજાણું એટલી ડરપોક રહું એમાં આશ્ચર્ય શું? મારૂં અખું જીવતર મેં બીતાં બીતાં વીતાડયું છે."

રળીયાતના આ શબ્દોએ રાઘવના હૃદયમાં પશ્ચાતાપનો સંચાર કર્યો એ રળીયાત પાસે આવીને કહેવા લાગ્યો.

"મને માફ કર—મારી માં—હું પણ ગુસ્સે થયા શિવાય રહી શકતો નથી."

આટલું કહીને ઉતાવળમાં રાઘવ ચાલ્યો ગયો.

ત્રણ દિવસ સુધી રળીયાતના મનમાં એ શહેરના ભયંકર માણસોના આગમન વિશે અનેક આશંકાઓ થવા લાગી. આ લોકોનું યથાર્થ ચિત્ર એની કલ્પનામાં આવતું ન હતું. પણ એ ભયંકર લોકો છે એટલુંજ એણે સાંભળ્યું હતું. એ લોકોના સહવાસ પછી જ પોતાનો એકનો એક પુત્ર આવા માર્ગે વળ્યો હતો.

ધ્રુજતે હૈયે રળીયાત શનીવારની રાહ જોતી હતી. આખરે રાઘવ મીલમાંથી છુટી શનિવારે રાત્રે આવ્યો—મોઢું ધોઇ સ્વચ્છ કપડાં પહેરી બહાર જતી વખતે રળીયાત સામું જોયા શિવાય કહ્યું:

"જો આ એ લોકો આવે તો બેસાડજે હું હમણાંજ આવું છું. એને આરામથી બેસવા દેજે અને તું મહેરબાની કરીને જરાય ગભરાતી નહીં. એ આપણા જેવા જ માણસો છે."

આટલું કહીને રાઘવ જવા લાગ્યો. પણ રળીયાત આંખોમાં અંધારા આવતાં હોય એમ નીચે જ બેસી ગઇ. રાઘવ માતાના મુખ સામે ગંભીરતાથી જોઇ રહ્યો. "ત્યારે તું કોઇ બીજે ઠેકાણે ચાલી જા" રાઘવથી બોલી જવાયું.

આ સૂચનથી રળીયાતના હૃદયને આઘાત લાગ્યો. માથું ધુણાવી એ બોલી ઉઠી.

"અહીં રહું કે બીજે જાઉં એ બન્ને મારે માટે સરખું છે."

રાત અંધારી હતી અને બારી બારણાની બહાર ગાઢ અંધકારના થર ઉપર થર જાણે જામી ગયા હોય એમ જણાતું હતું. માત્ર રાઘવના પગલાંનો અવાજ અંધકારને વીંધી રળીયાતના કાનપર પડતો હતો. બારણા આગળ અઢેલીને રળીઆત મિજબાનોની રાહ જોતી ઉભી જ રહી.

ખૂબ તકલીફથી દ્દષ્ટિ દોડાવતાં રળીયાતને એમ લાગ્યું કે અંધારામાં કેટલાક લોકો ચુપકીદીથી તેના ઘર તરફ આવતા હતા. ભયત્રસ્ત દશામાં આમથી તેમ ચકોરતાથી જોતા જોતા એ આગળ ધપે આવતા હતા. એમનો પહેરવેશ જુદી જ જાતનો હતો. અને બીલકુલ અવાજ કર્યા વિના એ ત્રણે લગભગ ઘરની દિવાલ નજીક આવી લાગ્યું. એમાંના એકનો હાથ ભીંત પર અફળાયો, પછી સીસોટીનો તીણો અવાજ આવ્યો અને આખરે હળવાં હળવાં પગલાંનો અવાજ કાનપર અથડાવા લાગ્યો.



## ગોર્કી'ની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

## [ ૪ ]

## મજુરી

રણીયાત અને રાઘવ આમ વિચારોમાં ભિન્ન છતાં હૃદયના કોમળ ભાવો વડે એક બીજાની હુંફમાં શાંતિથી દિવસો પસાર કરતા હતાં. એક દિવસ તહેવાર હતો અને મીલોમાં રજા હતી. રાઘવ બહાર જવા તૈયાર થઇ ગયો અને જતી વખતે એણે રણીયાતને કહ્યું "બા, શનિવારે થોડા મિજબાનો આવશે."

"કોણ, બેટા ?"

"કેટલાક તો આપણા ગામના જ છે પણ બીજા શહેરમાંથી પણ આવશે."

"શહેરમાંથી" ? રણીયાતથી ઉંચા અવાજે બોલાઇ જવાયું. એકદમ એના અવાજમાં ડુમો આવી ગયો અને એ ડસકાં ભરવા લાગી.

"આટલો બધો ઉચાટ શા સારૂ તમે કરો છો એ હું સમજી શકતો નથી" રાઘવ જરા તીખાશથી બોલ્યો.

આંખોમાં આવેલાં આંસુ લુછી રણીયાત બોલી:

"હું પોતે સમજી શકતી નથી કે આ સમાચાર મને કેમ કંપાવે છે. પણ મારૂં મન મુંઝાય છે એ વાત તો નિર્વિવાદ છે."

રાઘવ ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો અને પછી થોડીવારે અટકીને બોલ્યો:

"તને બીક લાગે છે બા" ?

"મને જરૂર ભય લાગે છે. એ શહેરના લોકો–એને કોણ ઓળખે છે." રણીયાતે એકરાર કર્યો.

રાઘવનો પીત્તો કંઇક ઉકળી આવ્યો અને જરા ઉતાવળા અવાજે બોલવા લાગ્યો. રણીયાતને લાગ્યું કે એના બાપનો વારસો ફરી એના સ્વભાવમાં ઉગી નીકળ્યો.

"જો બા આ ભયભીત મનોદશા એ જ આપણા નાશનું મૂળ છે એને લઇને જ આપણા ઉપર અમુક વર્ગ ચડી બેઠો છે. આવી ભીતિનો લાભ લઇ એ વર્ગ આપણને વધુને વધુ ભડકાવ્યા કરે છે. સાંભળ–જ્યાં સુધી લોકો આમ ડરપોક રહેશે ત્યાં સુધી·

કાદવના કીડાની પેઠે અંદર અંદર સડયા કરશે. હવે તો જરા સાવચેત થવું જોઈએ. શું તને એમ નથી લાગતું કે આ બધી કંગાલીયતને ફેંકી દેવાનો સમય આવી લાગ્યો છે, ઠીક તું ડરે. કે ના ડરે એની મને નિસ્બત નથી: એ. લોકો આવશે અને શનીવારે જરૂર મારા ઘરમાં મળશે."

રળીયાત તો આભી બની ગઇ. એણે રાઘવને વિનવી વિનવી કહ્યું:

"મારી ઉપર નહાક ગુસ્સો શા સારૂ કરે છે? હું તો સ્ત્રી જાતિ. વળી આ બધું તદ્દન અજાણ્યું એટલી ડરપોક રહું એમાં આશ્ચર્ય શું? મારૂં અખું જીવતર મેં બીતાં બીતાં વીતાડ્યું છે."

રળીયાતના આ શબ્દોએ રાઘવના હૃદયમાં પશ્ચાતાપનો સંચાર કર્યો એ રળીયાત પાસે આવીને કહેવા લાગ્યો.

"મને માફ કર–મારી માં–હું પણ ગુસ્સે થયા શિવાય રહી શકતો નથી."

આટલું કહીને ઉતાવળમાં રાઘવ ચાલ્યો ગયો.

ત્રણ દિવસ સુધી રળીયાતના મનમાં એ શહેરના ભયંકર માણસોના આગમન વિશે અનેક આશંકાઓ થવા લાગી. આ લોકોનું યથાર્થ ચિત્ર એની કલ્પનામાં આવતું ન હતું. પણ એ ભયંકર લોકો છે એટલું જ એણે સાંભળ્યું હતું. એ લોકોના સહવાસ પછી જ પોતાનો એકનો એક પુત્ર આવા માર્ગે વળ્યો હતો.

ધ્રુજતે હૈયે રળીયાત શનીવારની રાહ જોતી હતી. આખરે રાઘવ મીલમાંથી છુટી શનિવારે રાત્રે આવ્યો–મોઢું ધોઇ સ્વચ્છ કપડાં પહેરી બહાર જતી વખતે રળીયાત સામું જોયા શિવાય કહ્યું:

"જો આ એ લોકો આવે તો બેસાડજે હું હમણાંજ આવું–છું. એને આરામથી બેસવા દેજે અને તું મહેરબાની કરીને જરાય ગભરાતી નહીં. એ આપણા જેવા જ માણસો છે."

આટલું કહીને રાઘવ જવા લાગ્યો. પણ રળીયાત આંખોમાં અંધારા આવતાં હોય એમ નીચે જ બેસી ગઇ. રાઘવ માતાના મુખ સામે ગંભીરતાથી જોઇ રહ્યો. "ત્યારે તું કોઇ બીજે ઠેકાણે ચાલી જા" રાઘવથી બોલી જવાયું.

આ સૂચનથી રળીયાતના હૃદયને આઘાત લાગ્યો. માથું ધુણાવી એ બોલી ઉઠી.

"અહીં રહું કે બીજે જાઉં એ બન્ને મારે માટે સરખું છે."

રાત અંધારી હતી અને બારી બારણાની બહાર ગાઢ અંધકારના થર ઉપર થર જાણે જામી ગયા હોય એમ જણાતું હતું. માત્ર રાઘવના પગલાંનો અવાજ અંધકારને વીંધી રળીયાતના કાનપર પડતો હતો. બારણા આગળ અઢેલીને રળીઆત મિજબાનોની રાહ જોતી ઉભી જ રહી.

ખૂબ તકલીફથી દૃષ્ટિ દોડાવતાં રળીયાતને એમ લાગ્યું કે અંધારામાં કેટલાક લોકો ચુપકીદીથી તેના ઘર તરફ આવતા હતા. ભયત્રસ્ત દશામાં આમથી તેમ ચકોરતાથી જોતા જોતા એ આગળ ધપ્યે આવતા હતા. એમનો પહેરવેશ જુદી જ જાતનો હતો. અને બીલકુલ અવાજ કર્યા વિના એ ટોળું લગભગ ઘરની દિવાલ નજીક આવી લાગ્યું. એમાંના એકનો હાથ ભીંત પર અફળાયો, પછી સીસોટીનો તીણો અવાજ આવ્યો અને આખરે હળવાં હળવાં પગલાંનો અવાજ કાનપર અથડાવા લાગ્યો.

અચાનક એક આકૃતિ રળીયાતની સંમુખ આવી ઉભી. એના માથા ઉપર મેલો ફેંટો બાંધેલો હતો. એકવડી કાયા અને વળી ગયેલી કમરવાળા એ પુરૂષે રળીયાતને પૂછયું.

"રાઘવ ઘેર છે કે નહી" આનો ઉત્તર મળે એ પહેલાં તો એ ઉભરો વટાવી ઘરમાં આવ્યો. કોટ ઉતારી પગ ઉપરની ધૂળ ખંખેરી નિરાંતે બેઠો અને આંખો બંધ કરી એક મોટું બગાસું ખાધું. બત્તીના અજવાળામાં રળીયાતે એનું મ્હોં બરોબર જોઇ લીધું. માથું તદ્દન ગોળ હતું અને નાની શી મુછો એના ચહેરાને શોભા આપતી હતી. એ માણસ ચારે બાજુ ઓરડાને તીણી નજરે જોતો હતો. લાંબા પગ કરી એક પગ પર બીજો ચડાવી એણે રળીયાતને પ્રશ્ન પુછવાનું શરૂ કર્યું.

'આ ઘર તમારૂં પોતાનું છે કે ભાડે રાખ્યું છે.''

"અમે ભાડે રાખ્યું છે ભાઇ"

"બાહુ સગવડવાળું ન ગણાય"

"રાઘવ હમણાંજ આવી લાગશે" રળીયાતે લાંબી પ્રશ્નપરંપરા અટકાવવાના ઇરાદાથી સીધો જવાબ આપી દીધો.

"હું એની રાહ જોઇ જ રહ્યો છું." એ અજાણ્યા માણસે ઉત્તર આપ્યો.

એની શાંતિ, ધીર ગંભીર અવાજ અને વદન ઉપરની વિશદ રેખાઓ જોઇ રળીયાતને વાતો કરવાનો ઉમંગ વધ્યો. ઘણીજ માયાથી એ માણસ રળીયાત સામે જોઇ રહ્યો હતો.. અને એની તેજસ્વી આંખોનાં આનંદી, સ્વભાવની આછેરી. છાયા સ્પષ્ટ તરી આવતી હતી. નેનરતી સોટી જેવા એના પાતળા પણ નિર્બલ દેહને જોઇ હસવું પ આવે અને આકર્ષણ પણ થાય એણે રંગીન કપડાંનું ખમીસ પહેર્યું હતું અને પહોળો પાયજામો એના પાતળા પગને ઢાંકતો હતો. રળીયાતને એનું નામઠામ જાણવાની તીવ્ર તાલાવેલી થઇ આવી. પણ એટલામાં તો એણે જ સીધો પ્રશ્ન પૂછયો.

"માફ કરજો પણ આ તમારા કપાળમાં આટલો ખાડો કેમ કરતાં પડયો?"

ઘણીજ મમતાથી એણે આ પ્રશ્ન પુછયો ત્યારે એના હૃદયમાં રહેલી કરૂણ ભાવના આંખમાં તરી આવતી હતી. પણ રળીયાતને જરા માઠું લાગ્યું. એણે બન્ને હોઠ ભીડી બેપરવાઇથી તોછડો જવાબ આપ્યો.

"ભાઇ એવી પડપૂછ કરવાનું તમારે શું કામ છે?"

"શા સારૂ ગુસ્સે થાઓ છો. તમે પણ મારી મા જ ગણાવ. મને એ પ્રશ્ન પૂછવાનું મન એટલા માટે થયું કે મારી સાવકી માને બરોબર એ જ ઠેકાણે એવોજ , પડેલો છે. મારા બાપાએ એના ક્રોધમાં છુટો ઘા માર્યો અને એનું કપાળ લોહી લુહાણ થઇ ગયેલું. મારા બાપ એને બાહુ મારતા ખરેખર મારાથી પણ એ સાવકી માને પડતો માર જોઇ શકાતો નહી."

રળીયાતને આ સ્પષ્ટ અને સરળ વાતચીત સાંભળી એના પૂર્વ સંસ્મરણો જાગ્રત થયાં. વળી આ પ્રૌઢ વયન. માણસને આમ તોછડો જવાબ આપવાથી રાઘવ રખેને ચીડાય એ બીતિથી પણ રળીયાતે જરા હસીને ઉત્તર આપ્યો.

"ભાઇ મને ગુસ્સે નથી આવ્યો પણ તમે ... અચાનક

પ્રથમ મુલાકાતેજ સીધો પ્રશ્ન પૂછયો એટલે ગભરાટમાં મેં જરા ઉતાવળો ઉત્તર આપી દીધો. મને પણ મારા પતિએ જ માર માર્યો હતો અને એનું નિશાન કપાળમાં હજી રહી ગયું છે. એતો દેવ થઇ ગયા છે. પ્રભુ એમને શાંતિ આપે-પણ ભાઇ તમે મૂળ ક્યા ગામના–ગુજરાતનાજ લાગો છે.''

અજાણ્યો પુરૂષ મૂછમાં હસ્યો. અને કહ્યું: "હજુ હું પુરો ગુજરાતી નથી થયો–"

"તમારી બોલવાની ઢબ ઉપરથી મેં એવું અનુમાન કર્યું."

"બરોબર છે–હું ઘણો વખત શહેરમાં વસ્યો છું અને ગુજરાતીઓના સમાગમમાં રહ્યો છું એટલે મારા ઉચ્ચારમાં તમને એવો આભાસ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. હું હવે થોડો વખત અહીં રાઘવ સાથે રહેવા માગું છું. તમને ગમશે ને?"

આ માણસની આવી સાફ સાફ વાતો કહી નાખવાની ટેવથી ગળીયાતનું એના પ્રત્યેનું આકર્ષણ વધ્યું.

"બહુ જ સારૂં ભાઇ તમે જરા ચા લેશો કે?"

"હું એકલો ચા કેમ લઉં? તમારી મહેમાનગતિ સૌને આવવા દો એટલે જરૂર સ્વીકારીશ."

ગળીયાતની આંખ આગળ ફરી "ભયંકર માણસો"નું ભૂત ખડું થયું. એને એમ પણ થયું કે 'જે ભયંકર માણસો આવવાનાં છે એ બધાં આવાં સરળ સ્વભાવના હોય તો કેવું સારૂં?' એટલામાં આ વિચારમાં વિઘ્ન નાખતાં પગલાંનો અવાજ એના કાનપર પડયો. પણ આ વખતે આગંતુક એક સુવાન છોકરી હતી. એનો પોષાક તદ્દન મુફલીસ હતો. ખેડુતની છોકરી હોય એવું એના ચહેરા ઉપરથી અનુમાન થઇ શકતું હતું. ધીમે પણ હસતાં હસતાં એકદમ આવી એણે કહ્યું.

"હું મોડી તો નથી થઇને?"

"નારે ના–આવ બેસ" ગુજરાતી ગૃહસ્થે કહ્યું.

તમે રાઘવની મા થાવને? મારૂં નામ મધુરી."

અપૂર્ણ.



"જેમ હથિયારો યુધ્ધને જન્માવનારાં છે, તેમ દમનનીતિના આપખુદ અધિકારો સત્તાવાળાઓને જુલ્મગારમાં પલટાવી નાખનારા છે."

જે. રામ્સે મેકડોનલ્ડ.

"દમનનીતિની રાજનીતિ અને તે માટે જોઇતા અધિકાર શાંતિ સ્થાપવા માટે હોતા નથી. તેતો કેવળ દમનનીતિ ચલાવવા માટેજ હોય છે."

જે. રામ્સે મેકડોનલ્ડ.



: કુમારી માલતી મહેતા :

જેમણે કવિ સંમેલન વખતે ભજવાયલા નાટ્યપ્રયોગમાં
સુંદર અભિનયકલા બતાવી પ્રશંસા મેળવી છે.

## : : કલકત્તામાં મળેલું માનપત્ર : :



કુમારી વિનોદીની નીલકંઠ : વધુ અભ્યાસ માટે અમેરિકા જવાનાં છે, તે માટે તેમને કલકત્તાના ગુજરાતી સ્રીમંડળે માનપત્ર અર્પણ કર્યું છે.



ડા. કુમારી ઇંદુમતી સંઘત—જે લાહોરની લેડી એચીસન હૉસ્પિટાલ-નાં હાઉસ સર્જન નીમાયાં છે.



ગં. હરીગૌરી ત્રિવેદી વડોદરા સુધરાઇના સભ્ય તરીકે તે ચૂંટાયાં છે.






"પુરુષો પશુબળમાં ચઢીઆતા હોવાથી હજારો વરસથી તેમના મનમાં વસી જ ગયું છે કે સ્ત્રીઓ—પછી તે પુત્રી કે માતા, બહેન કે સ્ત્રી હોય—પુરુષોથી ઉતરતી જ છે અને તેમની ગુલામી કરવા જ બંધાએલી છે અને આ વાત ઘણીખરી ભોળી સ્ત્રીઓ માની લે છે એમાં જ તેમની ખરેખરી ગુલામી સમાયેલી છે. સમગ્ર સ્ત્રી જીવન એટલે ગુલામી; બાળપણથી બુઢ્ઢાપણ સુધી—માત્ર માલીક બદલાયા કરે, એ તો મનુમહારાજે ચોખ્ખું કહી દીધું છે. અને ગુલામીનું સર્વાંગે સંપૂર્ણ કેન્દ્રસ્થાન એ લગ્ન-જીવનના બધા સંબંધ તેમાંથી જન્મે છે તથા તેમાં જ પુરુષોએ પરતંત્રતાને પરાકાષ્ટાએ પહોંચાડી છે. તેમાંથી જ જીવનના સર્વક્ષેત્રોમાં—સમાજમાં અને રાજ્યમાં, ઉદ્યોગમાં અને કુટુંબમાં તેમજ સંસારમાં ખરેખરા સ્વતંત્ર થવું તો ગુલામીના મૂળ કિલ્લાને જ તોડો, એટલે દુશ્મન જોતજોતામાં સર થશે."

ઇન્દુલાલ ક. યાજ્ઞિક

# લગ્ન વિચ્છેદ

લેખિકા: શ્રીમતિ સરોજિની મહેતા, બી. એ.

**પડયું પાનું નિભાવી લેવાની શિખામણોના અતિરેકના બોજા નીચે છુંદાતાં સ્ત્રી પુરૂષોને લગ્નના કહેવાતા 'ધર્મ બંધન' માંથી મુક્તિ અપાવવાની જરૂરિયાતો ઉપરના મનનીય વિચાર.**

અચલ મનાતી ઘણી વસ્તુઓને આધુનિક જમાનાએ ડોલાવી છે. પર્વત જેવા અચલ મનાતા ખ્રિસ્તિ ધર્મના પાયા હાલી ગયા છે. ઇશ્વરદત્ત ગણાતી રાજાઓની આપખુદ સત્તા પર પ્રજા સ્વાતંત્ર્યના હથોડા પડે છે. મેરૂ સમા નિશ્ચલ દેખાતા 'સનાતન' હિંદુ ધર્મને જડથી ફેંકી દેવા અર્વાચીન સમાજ તૈયાર થયો છે. માત્ર મૃત્યુથીજ વિચ્છિન્ન થઇ શકતું હિન્દુ લગ્ન તુટું તુટું થઇ રહ્યું છે. કઇ કઇ સનાતન શ્રેણિઓનો તુટવાનો વારો આવશે તે કહી શકાતું નથી.

શારદાબિલ કે ગૌરબિલ જેવા તદ્દન નજીવા સુધારાને પણ બ્રિટીશ સરકાર કે તેની ધારાસભાના ભાઇના પાણી જેવા શરા સભ્યો પસાર કરી શકતા નથી, ત્યાં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે હિન્દુ લગ્ન વિચ્છેદનો કાયદો ઘડયો છે. વડોદરા રાજ્ય ઘણા સુધારા કરવામાં આગેવાન થયું છે, અને આ બાબતમાં પણ થશે એમ આશા રાખીશું. આ પ્રસંગે લગ્ન-વિચ્છેદ વિષે કાંઇક વિચાર કરીશું.

લગ્ન વિચ્છેદની સામે પુરાણા વિચારવાળાઓની મોટામાં મોટી દલીલ એજ છે કે, હિંદુ લગ્ન એક ધાર્મિક બંધન (sacrament) છે અને તેથી તે વિચ્છિન્ન ન જ થઇ શકે. ઘણી સમસ્યાઓ ઉકેલવી મુશ્કેલ છે. તેમાં આ સમસ્યા ઉકેલવી સૌથી મુશ્કેલ લાગે છે. ધાર્મિક બંધન એટલે શું, તે કોઇ સમજાવશે? પોત પોતાનાં ધાર્મિક વિધિ અનુસાર તો મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી બધાં જ લગ્ન થાય છે. હિંદુ લગ્ને કાંઇ એ બાબતમાં ઇજારો લીધો નથી. તે સિવાય બીજી કઇ ધાર્મિકતા હિંદુ લગ્નમાં છે? હિંદુ લગ્ન વિષે હકીકત ભેગી કરવા, ગયે વર્ષે હું ગુજરાતનાં અનેક ગામો અને ગામડાંમાં ફરી. કોઇ પણ જગાએ એ ધાર્મિકતાનાં પવિત્ર દર્શન થયાં નહિ! પહેરામણી, વાંકડા, દાપાં, અવેજ, પલ્લું, સાટાં, તેખડાં કુલાભિમાનઃ એ જ લગ્નમાં મુખ્ય વસ્તુઓ દેખાઇ. કયો છોકરો કઇ કન્યાને પરણે છે એ તો બહુ ગૌણ વસ્તુ ગણાય છે, અને શા માટે પરણે છે તે તો કોઇ જાણતું જ નથી! પરણનાર વ્યકિતઓની ઉમ્મર એટલી નાની-ઢસવા જેવી નાની-હોય છે કે એમના ગુણ દોષ તો ખુદ એમનાં માબાપ પૂરા-ન જાણતાં હોય તો આ "ધાર્મિક બંધન" બાંધનાર વ્યકિતઓ તો કયાંથી જ જાણે? એકાદ લગ્નમાં પ્રત્યક્ષ

## ધાર્મિક લગ્નબંધનનું પરિણામ !



નિત્ય કલહકંકાસ કરતાં લગ્ન વિચ્છેદ કરવો તે અનેકઘણું બહેતર છે.

ભાગ લઇએ તો પણ શું જણાશે? વરઘોડો કેવો હતો, વાજાંમાં કેટલા પૈસા ખરચ્યા, વરની માએ કેવી સાડી પહેરી, જમણ કેવાં હતાં, કયાં સગાં રીસાયાં, કોણ મનાયાં, કન્યાને દાગીના કેવા આપ્યા. વરને પહેરામણી કેવી મળી, ગીતોમાં વહુ-વાઇનિ કેટલાં મહેણાં સંભળાવ્યાં એ જ જાણવા જનતા આતુર હોય છે. જો "ધાર્મિક બંધન"ની આ નિશાનીઓ હોય તો પ્રભુ એવા ધર્મથી બચાવે! ધર્મને નામે દુનિયામાં અનેક અત્યાચારો થાય છે તેમાં હિંદુ લગ્ન પણ એક મોટો અત્યાચાર ગણી શકાય.

અત્યારે હિંદુ સમાજમાં લગ્ન વિચ્છેદના કાયદાની ખાસ આવશ્યકતા એટલા માટે છે, કે લગભગ ૯૯ ટકા લગ્નો પરણનારની તદ્દન અણસમજમાં તેમનાં માબાપે પોતાના કોઇ પણ અંગત સ્વાર્થ ખાતર, અથવા પૃથ્વી ઉપરના સાક્ષાત્ દેવસમા (!) બ્રાહ્મણોના કરથી કર્યાં હોય છે. આ પ્રમાણે કરેલાં લગ્નમાંથી ઘણાં દુઃખી નીવડે એમાં આશ્ચર્ય નથી. હિંદુ પ્રજાનો સ્વભાવ પશુ

પેઠે જે સ્થિતિ હોય તે ચલાવી લેવાનો છે; એટલે દુઃખી લગ્નોની વાત પૂરતા પ્રમાણમાં બ્હાર આવતી નથી એટલું જ. પરંતુ માબાપની ભૂલ માટે સ્ત્રી પુરૂષે આખી જીંદગી બરબાદ કરવી એ કોઇ પણ દેશનો ન્યાય ન જ હોઇ શકે. કદાચ એમ પણ કહેવામાં આવશે કે સહનશીલતા અને આત્મભોગ એ હિંદુ જાતિનાં ખાસ લક્ષણ છે, ભલે બીજાની ભૂલને લીધે લગ્ન દુઃખી નીવડ્યું હોય પણ "પડ્યું પાનું નિભાવી લેવા"ની ફરજ છે. આ શીખામણનો હવે અતિરેક થાય છે. સહનશીલતા રાખવી અને આત્મભોગ આપવો એ સિધ્ધાંત તરીકે બહુ સુંદર દેખાય છે. પણ ક્યાં સુધી? વ્યક્તિત્વ કચરાઇ છુંદાઇ જાય, આખો સમાજ મૃત પ્રાય થઇ જાય, દેશનું સત્વ ચુસાઇ જાય ત્યાં સુધી સહન કર્યા કરવું અને આત્મભોગ આપ્યા કરવો?

હિંદુ ધર્મશાસ્ત્રોમાં લગ્ન વિચ્છેદની મના છે માટે હિંદુ લગ્નો વિચ્છિન્ન ન થઇ શકે એમ પણ કદાચ દલીલ કરવામાં આવે. હઝારો વર્ષ ઉપર અમુક બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થ ખાતર, કે અજ્ઞાન જનતામાં પોતાનો ધાક બેસાડવા ખાતર અમુક આજ્ઞાઓ લખી તે પાળવા હાલનો જમાનો બંધાયલો નથી જ એમ સર્વ સમજુ માણસો હવે કબુલ કરે છે. એટલે આ દલીલનો ઉત્તર આપવામાં નોંદક શક્તિનો કે કાલનો વ્યય કરવાની જરૂર નથી. બાકી અનેક ધર્મ-શાસ્ત્રોમાંથી અને સ્મૃતિઓમાંથી લગ્ન વિચ્છેદને અનુમતિ આપતાં વાક્યો મળી આવે છે જ.

લગ્ન વિચ્છેદનો કાયદો અમલમાં આવતાં હિંદુ સમાજની સ્થિતિ યુરોપ અમેરિકા જેવી થઇ જશે એમ પણ જુના મનવાળા કહેવે છે. આ ભયને હાલ તરત સ્થાન નથી. સેંકડો વર્ષથી બ્રાહ્મણોની, શાસ્ત્રોની, રૂઢિઓની અને રાજસત્તાની ગુલામગિરી વેઠી હિંદુ માનસ એવું ડરપોક બની ગયું છે, કે નવો કાયદો ભલે થાય પણ જુના રીવાજમાં એકદમ ફેરફાર ન જ કરે. વિધવા પુનર્લગ્નનો અને વર્ણાંતર લગ્નનો કાયદો પસાર થયાને અર્ધી સદી ઉપરાંત સમય વહી ગયો છતાં એ કાયદાનો લાભ કેટલા જુજ પ્રમાણમાં લેવાય છે? તો પછી લગ્ન વિચ્છેદનો કાયદો પસાર થતાં જ હઝારો સ્ત્રી પુરૂષો ન્યાયની અદાલતમાં દોડી જઇ લગ્નમાંથી મુક્તિ મેળવશે એ શંકા નકામી છે. હાલ તરત તો છુટા છવાયા દાખલામાં જ રાહત આપવા એ કાયદો મદદરૂપ થશે.

વખતના વહેવા સાથે કદાચ મોટા પ્રમાણમાં લગ્નોનો વિચ્છેદ થાય. પણ તેથી હાલ છે તે કરતાં ખરાબ સ્થિતિ થશે? હાલ અનેક દંપતીને જે દંભ ચાલુ રાખવો પડે છે, અને મૃત્યુની રાહ જોતાં જે કષ્ટમય જીવન ગાળવુ પડે છે તે બંધ થશે. એક વખત થઇ ગએલી દરેક ભૂલ સુધારવાની મનુષ્યને જીંદગીમાં તક મળી શકે છે. તો માટે લગ્નની શરૂઆતમાં જ એ દ્વાર સદંતર બંધ કરી નાંખવું, એ ઇષ્ટ નથી જ. મોટી ઉમરે કરેલાં સ્નેહ લગ્નોમાં વિચ્છેદનો પ્રસંગ ન આવવો જોઇએ એમ કદાચ કહેવામાં આવે પણ મનુષ્યભૂલ બાલ્યાવસ્થામાં જ કરી શકે એવો નિયમ નથી. અને સાચા સ્નેહને પીછાણવાની શક્તિ દરેક વ્યક્તિમાં ન જ હોઇ શકે. ક્ષણિક મોહના આવેશમાં કરેલાં લગ્ન માટે મનુષ્ય આખી જીંદગી દુઃખમાં પીડાયા કરે અને પોતાના સાથીને પીડા થવા દે એ કેવળ અયોગ્ય છે. વળી કદાચ લગ્ન વખતે સાચો સ્નેહ હોય છતાં પાછળથી

એવા સંયોગો બને કે લગ્ન દુઃખી નીવડે છતાં એ લગ્નમાંથી મુક્તિ ન જ મળી શકે એ ખરેખર દુઃસહ છે.

લગ્ન વિચ્છેદનો કાયદો અમલમાં આવ્યો એટલે લોકો વગર વિચારે લગ્ન કરવા મંડી જશે એમ પણ કોઇ દલીલ કરે. પણ હાલ કહેવાતી ઉચ્ચ વર્ણોમાં લગ્ન વિચ્છેદનો રીવાજ નથી. તે ઉપરથી એમ કહી શકાય કે એ વર્ણોમાં એકેએક લગ્ન ખૂબ વિચાર પુર્વક થાય છે? પરિસ્થિતિ આવી તદ્દન ઉલટી જ છે. બીજી કહેવાતી નાચ વર્ણો માફક એ લોકોમાં લગ્ન કરવામાં બીલકુલ વિચાર થતો જ નથી. જો થતો હોય તો તે માત્ર પૈસા અને મોટાઈનો.

પાશ્ચાત્ય લગ્ન એક સામાજીક કરાર છે. એટલે તે તુટી શકે, હિંદુ લગ્ન "ધાર્મિક બંધન" છે એટલે ન તુટી શકે એમ આપણે કહીએ છીએ. પરંતુ જ્યાં પૈસાની લેવડ દેવડ કે સાટાં તેખડાં જેવા અંગત સ્વાર્થ અથવા "લ્હાવો" લેવાની આકાંક્ષા એ જ લગ્નનાં આદિ કારણ હોય, ત્યાં એ લગ્ન સામાજિક કરાર નહિ તો શું? માત્ર રૂઢિ અનુસાર એ કરાર તુટી નથી શકતો એટલું જ. એમ તો કોઇને ૯૯૯ વર્ષને પટે જમીન ભાડે આપી હોય તે પણ "ધાર્મિક બંધન" ગણી શકાય કારણકે આપનાર કે લેનાર વ્યક્તિ પોતાની જીંદગીમાં એ કરાર તોડવાં શક્તિમાન ન જ થાય.

લગ્ન વિચ્છેદ, વ્યક્તિઓના હિત ખાતર સમાજનું હિત બગાડનાર રીવાજ છે એમ કદાચ લાગશે પરંતુ કોઇ વ્યક્તિ દુઃખમાં સબડ્યા કરે એમાં સમાજનું હિત શી રીતે જળવાય? લગ્ન કરનાર વ્યક્તિમાંથી એક રોગી, પુરૂષત્વહીન કે દીવાની હોય તેની સાથે સંસાર ચલાવી છતી જીંદગીએ ભડભડતી ચિતામાં બીજી નિર્દોષ વ્યક્તિ બળ્યા કરે એમાં સમાજને શો લાભ? એ વ્યક્તિ સમાજને ખાતર લગ્નમાંથી મુક્તિ ન મેળવે અને પછી ગુપ્ત અનાચારો કરે તેથી સમાજનું હિત વધારે સચવાય? કોઇ પણ જાતનાં બંધન અતિશય સખત કરવાથી છુપા ગુન્હાને ઉત્તેજન મળે છે એ નિઃશંક છે. કેટલાક કહે છે કે એક જોડું લગ્ન તોડી છુટું પડે તેની અસર બીજાં જોડાં પર બહુ ખરાબ થાય છે. પરંતુ એક જોડું નિત્ય કલહ કંકાસમાં જીવન વ્યતીત કરે કે ગુપ્ત રીતે વિમાર્ગે જાય તેની અસર બીજાં જોડાં પર વધારે સારી શી રીતે થાય તે સમજી શકાતું નથી.

જે લગ્નમાં બાળકો હોય તે લગ્નને વિચ્છિન્ન કરવામાં વધારે મુશ્કેલી છે ખરી. સ્ત્રીને પતિ માટે લાગણી ન રહી હોય, પર પુરૂષને ચ્હાતી હોય છતાં બાળકો પ્રત્યેનો એનો સ્નેહ કાયમ રહ્યો હોય. એ જ પ્રમાણે પુરૂષના દાખલામાં પણ બને. વળી બીજી તરફથી એ પણ ખરૂં કે નીતિનો ભંગ કરનાર માતા પાસે પોતાનાં બાળકો ન ઉછરે એવી પિતાની ઇચ્છા હોય, કે દારૂડીઆ પિતાથી બાળકો દૂર રહે એવી માતાની ઇચ્છા હોય, અને સ્નેહને ખાતર બાળકોને પોતાની પાસે રાખવાની બન્નેની મરજી હોય, કાયદો તો અલબત્ત સમાજની દ્રષ્ટિએ જ્યાં બાળકનું હિત દેખાય ત્યાંજ તેને સોંપે. પણ કાયદાનો અને હૃદયનો પંથ હમેશાં એક નથી હોતો.

લગ્ન વિચ્છિન્ન કરવા માટે સબળ કારણો જુદા જુદા દેશોએ જુદાં જુદાં ગણ્યાં છે.

પરંતુ વ્યભિચાર, જુલમ, દીવાનાપણું એ સર્વસામાન્ય કારણો છે. યુનાઇટેડ સ્ટેટસ પેઠે વડોદરા રાજ્યમાં થનાર કાયદો પણ સ્વભાવની અસમાનતાને પણ કારણ ગણે છે. કેટલાકની દૃષ્ટિએ આ બહુ ભયંકર છે, સ્વભાવની અસમાનતા તો લગભગ દરેક સ્ત્રી પુરૂષમાં હોય અને તેથી દરેક લગ્ન તુટી જ જશે એવો તેમને ભય લાગે છે. પરંતુ સાધારણ અસમાનતા ખાતર લગ્નનો વિચ્છેદ કરવા સ્ત્રી પુરૂષો દોડી જાય કે એવા ક્ષુલ્લક કારણ ખાતર ન્યાયની અદાલત તેમને વિચ્છિન્ન કરવાની રજા પણ આપે એ માન્યતાજ મૂર્ખતાભરેલી છે. પણ જ્યાં પતિ-પત્નીના સ્વભાવજ એવા વિસંવાદી હોય કે જીવન ચલાવવાનું અશક્યજ હોય તો માત્ર સમાજ સમક્ષ ડોળ ચાલુ રાખવા ખાતર બન્ને એ નાહક દુઃખ સહન કરવું? જગતમાં માતા અને પુત્રનો સ્નેહ અપ્રતિમ ગણાય છે. છતાં ઘણા અપવાદરૂપ દાખલામાં માતાને પુત્ર સાથે બહુજ અણબનાવ હોય છે. પિતાએ પુત્રને ઘરમાંથી કાઢી મૂક્યો હોય એવું પણ જોવામાં આવે છે. મા દીકરીને મ્હોડું જોવાનો પણ વ્યવહાર ન રહ્યો હોય એવા એ દાખલા બને છે. કેટલીકવાર ભાઇઓ નજીવા કારણસર એક બીજાનાં ગળાં સુધ્ધાં કાપવા તૈયાર થાય છે એ તો જાણીતું છે. કુદરતે જ જેમનો સંબંધ બાંધ્યો છે એવાં સંબંધીઓમાં વૈરભાવ ઉત્પન્ન થાય તો જુદા કુટુંબમાં જન્મેલાં, ભિન્ન ભિન્ન સંયોગોમાં ઉછરેલાં દંપતીમાં કદાચ વૈમનસ્ય થાય એમાં એટલું બધું અસ્વાભાવિક શું છે? મા બાપ અને સંતાનો કે ભાઇ ભાંડુ અન્યોન્ય પ્રત્યેની અપ્રીતિ ખુલ્લી રીતે બતાવી શકે પણ પતિપત્નીએ તો પ્રેમનો દેખાવ ચાલુ રાખી જગતને છેતરવું એનાથી મોટો દંભ કયો?

લગ્ન ઇશ્વર પ્રણીત હોય તે મનુષ્યથી તોડી શકાય નહિ એવી ખ્રિસ્તી ધર્મમાં રોમન કેથલિક પંથની માન્યતા છે, અને કાંઇક અંશે હિંદુ સમાજમાં પણ પ્રચલિત છે. પરંતુ સર્વ વિચારવંત મનુષ્યો જાણે છે કે કેવળ સ્થળ સંયોગો અને માનવ-યત્નોથી લગ્ન અસ્તિત્વમાં આવે છે. દૈવી શક્તિનો એમાં કાંઇ પણ હાથ હોતો નથી. અને ઘડીભર માની લઇએ કે લગ્ન ઇશ્વરી પ્રેરણાથી થયું છે તો પણ શું? ઇશ્વરે કરેલી અનેક વસ્તુઓનું સ્વરૂપ મનુષ્ય ફેરવી નાખે છે તો લગ્નના બંધનમાંથી પણ પ્રતિકૂલ સંયોગોમાં મુક્ત થાય તો કાંઇ અયોગ્ય નથીજ.

પાશ્ચાત્ય દેશોમાં એકજ સ્ત્રી કે પુરૂષ વારંવાર લગ્ન વિચ્છિન્ન કરી નાખે એવા દાખલા આપણી સમક્ષ રજુ કરવામાં આવે છે, તે મોટે ભાગે સિનેમા કે નાટકમાં કામ કરતાં નટ નટીઓના હોય છે. આ લોકોને સામાન્ય મનુષ્ય ગણી શકાય નહિ. એમના જીવનનું વાતાવરણ તદ્દન જુદું હોય છે. વળી એમનો ધંધો એવો હોય છે કે એમનાં મગજ અશાંત, ઉશ્કેરાયલી સ્થિતિમાં રહે છે, અને એમનાં જ્ઞાનતંતુઓ પણ જેને highly strong કહે છે તેવાં બની જાય છે. એથી એ લોકો જે કરે તે સામાન્ય મનુષ્યનું કામ ન ગણી શકાય.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં લગ્ન વિચ્છેદની જરૂર ન હતી અને હવે શી જરૂર છે એમ પણ કદાચ પ્રશ્ન કરશે. પરંતુ પ્રાચીન સમયમાં જીવન કલહ આજના જેવો ભીષણ ન હતો. સ્વાર્થની ભાવના જન્મ પામેલી ન હતી. એટલે એ જમાનાની સર-

ખામણી આજની સાથે ન જ થઇ શકે. જે એ જમાનામાં યોગ્ય હતું તે આજે અયોગ્ય હોય, અને તે વખતે અયોગ્ય ગણાતું હોય તે હવે યોગ્ય પણ હોય.

સતીઓના આદર્શની વાતો કરી લગ્ન વિચ્છેદની વિરૂધ્ધ થવામાં કે સામાન્ય જનતાને ભોળવવામાં કાંઇ સાર નથી. સતીના આદર્શનું મહત્વ પુરૂષે સ્થાપિત કર્યું છે. સ્ત્રીને એ "હાઉ"થી ડરાવ્યા કરવામાં પુરૂષનો સ્વાર્થ રહેલો છે. સતીઓ તેમજ અસતીઓ દરેક દેશમાં હોય છે. પણ આપણા દેશમાં પુરૂષનો સ્વાર્થ પરાકાષ્ટાએ પહોંચેલો હોવાથી હજારો વર્ષથી સ્ત્રીઓના મન ઉપર ઠસાવવામાં આવ્યું છે કે પતિની સેવા કરવામાં અને શુધ્ધિબુધ્ધિ ખોઇ એની આજ્ઞા ઉઠાવવામાં જ સ્ત્રીની અને દેશની મુકિત છે. આ સિવાય એ આદર્શ માટે જે કહેવામાં આવે તે સર્વ દંભ છે. સીતા, દ્રૌપદી, દમયંતી, તારામતી વિગેરે ઉપર પતિ તરફથી થએલા અત્યાચારોના સંબંધમાં અત્યારે આપણા પુરૂષો અને એમની પઢાવેલી સ્ત્રીઓ એ સન્નારીઓની સહનશીલતા જ ગણનામાં લે છે. એ અત્યાચારો કરનાર પુરૂષોની સ્વાર્થીપણાનો વિચાર કરતાં નથી. એક બાઇએ એક વખત સત્ય જ કહ્યું હતું કે સતીના આદર્શને લીધે આપણા દેશમાં એક એવી વ્યકિત (સ્ત્રી) ઉત્પન્ન થઇ છે કે જે દરેક આજ્ઞા ઉઠાવવા મનથી તૈયાર હોય છે પણ કશું જ કરવા શકિતમાન હોતી નથી.



શ્રીમતિ સરોજની મહેતા


લગ્ન વિચ્છેદનો કાયદો દંભનું ખંડન કરનાર અને દુઃખમાંથી મુકિત અપાવનાર છે એમ હિંદુ સમાજે હવે સમજવું જોઇએ. એનાં અનિષ્ટ પરીણામો પણ હશે. પણ હાલની હિંદની પરિસ્થિતિમાં તો ઇષ્ટ પરિણામો જ વધારે નીપજશે.

# પુરુષોના ઓળા...

લેખિકા: **સતી સીતા**

## સદ્‌ગુણોનો સંઘરો.

પૂર્વ અને પશ્ચિમના સ્ત્રી જીવનમાં આસમાન જમીનનું અંતર છે એ તો નિર્વિવાદ છે પૂર્વમાં સ્ત્રીઓ જે રીતે આયુષ્ય વ્યતીત કરે છે. એને જીવન કહી શકાય કે કેમ એ શંકા છે. કારણકે પૂર્વમાં સ્ત્રીઓને સ્વતંત્ર વ્યક્તિત્વજ નથી હોતું એટલે સ્ત્રીઓને બદલે પૂર્વમાં પુરુષો જીવે છે. જીવન એટલે શ્વાસોશ્વાસ એ અર્થમાં ઘણાય પ્રાણીઓ જીવે છે, પણ જીવન શબ્દના ધ્વનિ માત્રથી જે વ્યક્તિત્વ ફલિત થાય છે એનો આપણી સ્ત્રીઓમાં તદ્દન અભાવ છે એમ સ્વીકારવામાં આપણી સ્થિતિનું આપણે યથાર્થ દર્શન જ કરીએ છીએ. સ્ત્રી એટલે એક માલિકીની વસ્તુ હોય એમ સીધી યા આડકતરી રીતે પુરુષ વર્ગ માને છે. મિલ્કતનો ભોગવટો કરવાની મુડીવાદી મનોદશા પુરુષ જાતિની ગર્વિષ્ટતામાં જરૂર પ્રતિઘોષ પાડે છે. અને એથી જ સ્ત્રીઓએ શું કરવું, કેવું જીવન જીવવું અને કેવા આદર્શો સ્વીકારવા એની પારાયણ પુરુષો માંડી બેઠા છે. એથીજ પોતાના **"શીયળ"**ને સાત સાત વખત વેચતા નરાધમો સ્ત્રીઓ આગળ સીતાના આદર્શો ઉભા કરે છે. લગ્નની **"ભવ્ય ભાવના"**નાં જાહેર લીલામ કરનારા, બાર ચૌદ વરસની બાળાઓને મરણમાં આવે ત્યારે ખરીદનારા અને સ્વચ્છંદ કે ભોગેચ્છાની પરિતૃપ્તિ ખાતર મૃત્યુ આવે ત્યાં સુધી પરણાવવામાં આનાકાની નહીં કરનારા પામર જંતુઓ સ્ત્રીઓ પાસેથી કડક નિયમન અને સંત સહજ સંયમની અપેક્ષા રાખે છે! સ્ત્રીઓને માટે પુરુષ વર્ગે સઘળા સદ્‌ગુણો સંઘરી રાખ્યા છે અને પોતાને માટે એજ સદ્‌ગુણોનો નિયમિત ભંગ કરવાનું એમને વ્યસન રાખ્યું છે. કારણકે સ્ત્રીઓની કિંમત આંકવાનું પુરુષોને સુપ્રત કરવામાં આવ્યું છે, સ્ત્રીઓની મર્યાદાના નિયમો ઘડવાનું કાર્ય પણ પુરુષોએ પકડી રાખ્યું છે, એટલે સ્ત્રીઓ માટે બધા દરવાજા બંધ કરી પુરુષ ધર્મ, પ્રણાલિકા અને શાસ્ત્રોના પીઠબળ ઉપર સ્વચ્છંદ પરિભ્રમણ કરે છે. છતાં પુરુષોના શાસનથી સુવ્યવસ્થિત થયેલું આ અપૂર્વ પૂર્વજીવન સૌથી શ્રેષ્ઠ છે એવું સર્વ માન્ય સૂત્ર અજ્ઞાન સ્ત્રી સમાજમાં પુરુષોએ સ્વાર્થ સંરક્ષણ ખાતર સેરવી દીધું છે. એટલે ગુલામો ને એમનાં બંધનો પણ સોનાના શણગાર લાગે એવી માનસિક ભ્રમણા પુરુષોએ સ્ત્રી વર્ગની આસપાસ ખડી કરી દીધી છે. આમ બન્ને દિશાએથી પ્રગતિને રુંધી મુસ્તાક રહેલો પુરુષ વર્ગ હજુ કહેવાને દમયંતી, તારામતી અને સીતાના સતીત્વ વિશે સ્ત્રી વર્ગને ઉપદેશ આપે છે.

## દુર્ગુણ દર્શન.

થોડા દિવસો પહેલાં એક સમર્થ વિચારકનો ચાંદ પામેલા સાધુ પુરુષે સ્ત્રીઓ સમક્ષ એમના પ્રશ્નોની સમીક્ષા કરી હતી. તટસ્થ રહેવાનો કેટલાય વિચારકો દંભ કરે છે છતાં એ પક્ષપાતી દૃષ્ટિબિંદુ રજુ કરી શકતા નથી, કારણ કે પોતાના વાતાવરણ

વિચારણા, અને પક્ષનીતિથી પર થઇ એક વ્યક્તિ શી રીતે તટસ્થ મત પ્રદર્શન કરી શકે એ સમજાતું નથી. સિધ્ધાંત ચર્ચામાં બે અને બેનો સરવાળો ચારજ હોઇ શકે. એમાં ત્રણનો તોડ કાઢનારા અસત્ય ભાખે છે એમજ ગણાય. સત્ય સમાધાન કે મધ્ય માર્ગમાં રહે છે એ પણ એક ભ્રમ છે. સત્ય હમેશાં એકજ પક્ષ રજુ કરી શકે છે. સ્ત્રી વર્ગના આદર્શ અને પ્રશ્નો વિશે ચર્ચા કરતાં એ સમર્થ વિચારકે જનસામાન્ય ત્રુટીઓનું વર્ગીકરણજ કર્યું હતું અને એ અવગુણો સ્ત્રીઓના ખાસ અંગભૂત હોય એમ એમના ભાષણમાંથી ધ્વનિ ઉઠતો હતો. સ્વજાતિ દ્વેષ ભાવનાભક્તિનો અભાવ, કે એવાં બીજાં દૂષણો સ્ત્રીઓમાં સ્વાભાવિક હોતાં નથી તેમ સ્ત્રી જાતિનો પ્રશ્ન આ દુર્ગુણ દર્શનમાં પરિસમાપ્તિ પામતો નથી. ઇચ્છાએ કે અનિચ્છાએ પુરૂષ જાતિની શ્રેષ્ઠતા એ ભાઇના સદ્બોધમાંથી તરી આવતી હતી. સ્ત્રી જાતિના નિત્ય જીવનમાં જે વસ્તુ આજ દૂષણો રૂપ દેખાય છે એ માત્ર એમના પરાધીન જીવનનો પડઘો છે. એટલું સ્વીકારતાં એ ભાઇ અચકાતા હતા.

## કલિકાલ.

હિંદુસ્થાનમાં એવા પણ પુરૂષો પડ્યા છે કે જેઓ સ્ત્રીઓના અમુક સ્વભાવને પ્રકૃતિજન્ય માને છે એટલુંજ નહીં પણ શારીરિક અવયવોની ભિન્નતા કે વિશિષ્ટતાને ખાતર જ સ્ત્રીઓનું અમુક નિર્ણિત માનસ કલ્પે છે. ખરી રીતે માનસની અમુક સ્થિતિ એ સામાજિક અને આર્થિક પરિસ્થિતિનું જ પરિણામ હોય છે. સ્ત્રીઓનું માનસ અમુક ચોકઠાંમાં ગોઠવાઇ ગયું છે કારણ કે સમાજના આર્થિક ધોરણોમાં એનું સ્થાનજ રહ્યું નથી. અને એથી અમુક જાતની ખાસીયતો સ્ત્રી વર્ગમાં દેખાય છે. એ જાતની ખાસીયતોને સ્વભાવજન્ય અથવા અનિવાર્ય માનસ પરિસ્થિતિ ગણી શકાય નહીં. આર્થિક અને સામાજિક પરિવર્તનની સાથે સ્ત્રીઓમાં સહજ મનાતા કેટલાય દોષો તાત્કાલિક દેશવટો લેશે એમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી. એટલે પુરૂષો જ્યારે સ્ત્રીઓ સમક્ષ એમના પ્રશ્નોની પારાયણ માંડે ત્યારે એટલું લક્ષ્યમાં રાખે કે સ્ત્રીજાતિની આજની અવદશાનું મૂળ આર્થિક પરાધીનતા છે. સમાજમાં સ્ત્રીઓ પ્રત્યેના દૃષ્ટિ બિંદુમાંજ અધમતા છે. એ દૃષ્ટિબિંદુ બદલાય અને એનો સક્રીય અમલ થાય તો જે સ્વજાતિ દ્વેષ કલેશ કંકાસ નિંદા કુથલી વિગેરે સ્ત્રીઓમાં જન સમાન્ય દોષો કેટલાકને નજરે પડ્યા કરે છે એ એકલી સ્ત્રીઓમાં જ દેખાતા બંધ થઇ જશે. પત્નીના સ્ત્રી જીવન વિશે નાટકમાં ચાલતાં જોડકણાંને શાસ્ત્ર સૂત્રો માનનારા સામાન્ય કક્ષાના સજ્જનો તો હજુ પ્રાથમીક દશામાંજ સુવર્ણ યુગનાં સ્વપ્નાં જુએ છે. એમને મન તો આજ કલિકાલ પ્રવર્તે છે. એવા ગૃહસ્થો, આજના સ્ત્રી જીવન વિશે અભિપ્રાયો આપે એમાં બહુ માથાઝીક કરવાની ન હોય. પણ સહાનુભૂતિ દ્વારા સ્ત્રી જીવનનું નિરીક્ષણ કરનારા વિચારકોમાં ય કેટલાક ભ્રમ પ્રવર્તે છે. જેનો નિર્ણય તુરતજ લાવવો ઘટે છે.

## સ્વાર્થનાશ.

આ વર્ગ સ્ત્રીઓને સ્વતંત્રતા આપવા માગે છે પણ પોતાની રીતે—એમને પશ્ચિમ ભડકાવે છે. એમને આર્થિક સ્વાતંત્ર્યમાં કૌટુમ્બિક સુખનો સ્વાર્થનાશ દેખાય છે. ખૂણે ખાંચરે રહેલા માલકનો નશો એની આંખને કરડી બનાવે છે

# :: એક કોયલડી ::

[ શીખ સાસુજી દેછેરે: એ ગર્બ ]

એક ટહૂકે કોયલડી રે, ફાલીફૂલી વાડી વિષે;
જાણે વાગે વાંસલડી રે, મધુરતા ભરેલી દિસે.
મીઠું મીઠું એ ગાતી રે, ઉંચી ઉંચી ડોક કરી;
હૈયામાં હરખાતી રે, ભારે ભવ્યતાથી ભરી.
બેઠી આમ્રની ડાળે રે, મઝા કૈંક માણી રહી;
પેલી સરવર પાળે રે, આનંદે એ ઉછળી રહી.
એતો સ્વર્ગનું ગાણું રે, શીખી અહીં આવી સખી;
હું તો એટલું જાણું રે, અજોડ એ એક સખી.
ઉંચું બેસણું એનું રે, ઉંચું એનું ગાણું સખી;
ઉંચું હૈયું છે એનું રે, શું શું હું વખાણું સખી.
કોમળ કંઠે મઝાના રે, મધુરા એ સૂર સ્વરે;
સમજે હોય જે શાણા રે, હૈયાં એ તો સૌનાં હરે.
એતો ગાયક રાણી રે, અપ્સરા અવની તણી;
સાચી કોકે પીછાણી રે, ગમે મ્હને એનો ઘણી.
અહીં નિત્ય સુણવજે રે, મધુરા એ સૂર સખી;
અલી નિત્ય સુહવજે રે, તું આંગણ મ્હારૂં સખી!
મ્હારે હૈયામાં કૂજે રે, મધુરી એ કોયલડી;
ઉંડી એ રસકુંજે રે, વાગો ફરી વાંસલડી.
એક ટહૂકે કોયલડી રે, ફાલી ફૂલી વાડી વિષે;
જાણે વાગે વાંસલડી રે, મધુરતા ભરેલી દિસે.

મંગળદાસ ચતુરભૂજ કવિ

[ પૃષ્ઠ ૫૮૦ નું ચાલુ.]

મને ઇંદુકુમારનો એક એવોજ પ્રસંગ સાંભર્યો હતો. ઉદયશંગ પર ફુલ વીણતાં પ્રમદા નણંદને પૂછે છેઃ

સ્નેહમાં યે સંજીવન છે બ્હેન!
આયુષ્યના અમૃત સરીખડું.
લગ્ન લેશો કે કૌમાર વ્રત?

ને લગ્ન સુખના મધુર સ્વપ્નો વેરતી ક્રાન્તિકુમારી ઉત્તર આપે છેઃ

ભાભી! કુમારાને તો કરમાવાનું,
પછી હોય શું પુરુષ,
કે શું સુંદરીની વેલ.

પ્રમદા ફરીવાર પૂછે છેઃ

ત્હમે શું માગો છો ત્યારે?

કાંન્તિ કહે છેઃ

માંગું? આપીશ? ભાભી?
અન્તર ઉઘાડવાનાં કામ પણ,
દુનિયામાં દોહલાં છે હવે.
પતિ, પ્રમદા! પતિઃ

અને પછી એ એનાં આદર્શનું વર્ણન કરતાં કહે છેઃ

નહિ અધુરો, નહિ સમોવડો,
પણ પ્રાણેશ્વર, જીવન નિયન્તાઃ
જેના આદેશ શિર ઉંચું જોઇ.
નેત્ર ઢાળી પ્રણિપતો કરું:
સંસાર સાગરમાં મ્હારી નૌકા
જેના કર-કૌશલ્યમાં ધીરું
એવો સ્વવીર નાવિકઃ
મ્હારો આત્મ જેતા યશસ્વી સ્વામીન
મ્હારો આશાકેન્દ્ર હૃદયનાથઃ
મ્હારો પૃથ્વિ ઉપરનો પ્રભુ;
અહોરાત નમન નમવા,
પ્રેમથાળ ભરી ભરી પૂજવા
મ્હારે ગૃહદેવ જોઇએ છીએ.

લાવ, સખારી! બતાવ
એવો સ્નેહ સુંદર રાજન્.

ને કવિની ભાવના પણ અમાપ છે. સંસ્કૃત રસ સાહિત્યથી પોષાયલી એમની રસવૃતિ ઉન્નત શૃંગોમાં ઉડી રહે છે. એમના સ્વપ્નોને વાસ્તવિક જીવનની ખીણમાં ઉતરવા અઘરાં છે છતાં એજ કાંતિકુમારીના લગ્ન કોડમાં પણ અલૂણાં વ્રત ઉજવવા જતી ઇંદુના સંસારકોડનાં બીજ જણાયા વિના નહિં રહે.

જીવન અને સાહિત્યમાંનાં કેટલાક પ્રસંગો, કેટલીક ભાવનાઓ તો પ્રત્યેક યુગમાં વત્તે ઓછે અંશે રસિકતા આપ્યાંજ કરે છે. જેમ પ્રકૃતિનું સ્વરૂપ સર્વકાળ કવિતાનું ઉત્પાદક સ્થાન હોય છે તેમ એવી ભાવનાઓને પ્રસંગો પણ પ્રત્યેક જીવનમાં, સાહિત્યમાં ને યુગમાં સદાકાળ રસના ઉત્પાદકજ હોય છે. એની રસિકતા કદી ઘટતીજ નથી. દાખલા તરીકે ઉપર જણાવેલા બન્ને પ્રસંગોમાં જે ભાવના ગૂંથાઇ છે તે આજની નથી. એમાં નવું પણ કાંઇ નથી. છતાં સૈકાઓ થયાં પોષાતી આવતી એ ભાવના આજે પણ એટલીજ રમ્ય લાગે છે. સાહિત્યની દ્રષ્ટિએ આપણો મધ્ય કાલિન યુગ દયાજનક સ્થિતિ બનાવે છે ને પ્રેમાનંદના પૌરાણિક આખ્યાન વિના એ સાવ ગરીબ જ બની જાત જૂનાં સ્ત્રીને પુરુષ માટે કરવી પડતી તપશ્ચર્યા એ યુગમાં પણ સ્વાભાવિક હતી. એ યુગની એક સામાન્ય સ્ત્રીને મ્હોંએ પ્રેમાનંદ કહાવે છેઃ

કીધાં હશે વ્રત તપ અપાર,
તે સ્ત્રી પામી હશે આ ભરથાર.

પુરાણુમાં આર્ય સ્ત્રીના આદર્શરૂપ મનાતી સીતા અને દ્રૌપદી, દમયંતી, ઉષા,

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૪]

[ પૃષ્ઠ ૫૮૧ નું ચાલુ.]

અને સ્વાભિમાન ભૂલતો ગયો તેમ તેમ પુરૂષ જાતિએ પોતાના આપખુદ અધિકારનાં અનેક બંધનોથી તે વર્ગને જકડી લીધો.

આ જાતની પ્રપંચ જાળમાંથી પતિ એટલે સ્ત્રીનો ગુરૂ અને પ્રભુ બની શક્યો, દુષ્ટ પતિની તમામ દુષ્ટતાઓને મુંગે મોઢે સહન કરનારી સ્ત્રીઓ માટે 'સતી'નો ઇલકાબ ઘડાયો, અને એને આનુસંગિક અનેક ભ્રષ્ટ કલ્પનાઓની ઇંદ્રજાળો ગૂંથવામાં આવી.

સ્ત્રીઓનાં વ્રતો અને તપોની કલ્પના એ આવી માનસિક નબળાઇનું એક અર્થહીન ફળ છે. તે બધાની પાછળ પુરૂષજાતિની મહત્તાનું બનાવટી તેજબીંબ એવી રીતે રજુ કરવામાં આવ્યું છે. અને સ્ત્રીજાતિને પુરૂષોની ઉપર આર્થિક દ્રષ્ટીએ શાસ્ત્રો તેમજ કાયદાને પક્ષમાં લઇને એટલી પરાધીન બનાવી દેવામાં આવી છે કે, જેથી પેલા બનાવટી તેજબીંબથી અંજાઇને, સ્ત્રીઓ જીવનની મોટામાં મોટી સિધ્ધિ પતિને જ માનતી થઇ છે. અને તેની સાધના માટે વ્રતો તેમજ તપોમાં તેમને અડગ શ્રધ્ધા ઉત્પન્ન થઇ છે.

સારામાં સારો પતિ મળે તે માટે સ્ત્રીઓ બાલ્યકાળથી જ મત કરે છે. આ વ્રતોની પરંપરા અભંગ અને એકધારી ચાલી આવે છે: તેમાં સ્ત્રીઓનો હિસ્સો ઘણો મોટો છે. જેમ જનસમુહમાં અનેક અજ્ઞાનવાદો સાચાં આત્મભાનની જાગૃતિને અભાવે આવે છે: તેવુંજ સ્ત્રીઓમાં પણ પતિ નામની પ્રકાશીત કલ્પના માટે બન્યું છે. અને જ્યાં સુધી તેમનામાં આત્મભાનની જ્વલંત પ્રભાનો ઉદય નહિં થાય ત્યાં સુધી આ જાતની કલ્પનાની ભૂતાવળના પંજામાંથી તેમનો છુટકો થઇ શકે તેમ નથી.

તે માટે નવીન પ્રકાશ આપનાર વિચારોના પ્રબલ પ્રચારની જરૂર છે. જે આજ સુધી થયું નથી. સૃષ્ટિના આદીકાળથી જે વિચારો પુરુષોએ પ્રચલિત કર્યા છે, તેજ વિચારોની સળંગ સંકલના આજ સુધી ચાલી આવે છે. મનુથી માંડીને પુરાણકાળ સુધીના લેખકોએ એજ ભાવના સેવી, તે પછી પ્રાકૃત અને ગુજરાતી ભાષાના લેખકો પણ એક અથવા બીજી રીતે તેજ ભાવનાને વિવિધ રીતે ચોપી તેમજ ખીલવી રહ્યા છે. રા. કનૈયાલાલ મુનશી જેવા નવીન વિચારકનાં સ્ત્રી પાત્રો જુવો તો પણ, તે પુરુષ જાતિની ગુલામીનેજ ચહાનાર–પ્રશંસનાર અને તેમાંજ રાચનાર જણાશે. તેની આસપાસ થોડીક બંડખોરીના વાઘા સજાવી, કુશળ કારિગરની માફક મતિવિભ્રમ કરવાનો અચ્છો પ્રયાસ અલબત્ત તેમાં કરેલો હશે, થોડાક રૂઢીવાદની સામે બળવો જગાડવાની તાલાવેલી તેનામાં તરવરતી જણાશે, તો પણ રા. મુનશીની પુરૂષ પ્રકૃતીઓને ય સ્ત્રી પાત્રો ઉપર સર્વહક્ક સ્વાધીન સત્તા ભોગવવાની લાલચ આદી કાળના પુરૂષ જેટલી જ છે એતો દેખીતું જણાઇ આવશે. એટલે પછી રા. ગોવર્ધનરામ, રા. ન્હાનાલાલ, રા. મણિલાલ ત્રિવેદી કે રા. કલાપી જેવાની તો વાત જ શું કરવી ?

એમ હોવાને લીધે જ સ્ત્રીઓએ વ્રતો અને તપોને તપાસવાની જુની પુરાણી દષ્ટિનો ત્યાગ કરી, તેને નવયુગની નિર્મલ દષ્ટિએ જોતાં થવાની જરૂર છે.

સંસાર સ્ત્રી અને પુરૂષના સહકારથી ચાલતો હોય તો, સ્ત્રીને જેમ સારા પુરૂષ સાથીની જરૂર હોઇ શકે, તેટલી જ જરૂર પુરૂષને સારા સ્ત્રી સાથીની પણ હોવીજ

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૫ ]

[ પૃષ્ઠ ૫૮૨ નું ચાલુ].

અને પાર્વતીનાં તપ અજાણ્યુ નથી. ને કદાચ એ તપ વર્ણનોથીજ આપણું મધ્યકાલિન સાહિત્ય રમ્ય ને સમૃધ્ધ થયું છે. જે યુગમાં સ્ત્રીની કિંમત "નારી તાડનની અધિકારી" કે "નર્કની ખાંણ" એ રીતે અંકાતી હતી, તે યુગનું સાહિત્ય આમ પૌરાણિક સ્ત્રી પાત્રોના રસવૃતાંતોથી રસિક બન્યું છે. 'નળાખ્યાન'ની પેલી લીંટીઓઃ

ધડિયે ઘરથી બહાર નિસરે,
બેસે જઇને અટારી;
ચંદ્રકિરણ અગનીથી અદકા,
મારશે મુજને બાળી,
વણ પરણ્યાને વ્યાકુળ કરવા,
વ્યોમ વસ્યો છે પાપી;
શું કહિયે કમળાપતિ ને,
રાહુનું મસ્તક નાખ્યું કાપી.

પણ કૌમાર સેવનારીની મનોવ્યથાનું એવુંજ રસિક વૃતાંત આલેખે છે. પ્રેમાનંદનો શિષ્ય પણ સ્ત્રી પાસે એવુંજ તપ કરાવે છે ને દમયંતીના આ તપ સમું જ રૂક્ષ્મણીનું તપ પણ આકર્ષક છેઃ

વિરહ વેદના વ્યાકુળી રે,
આકળી મળવા થાય;
કંથ દર્શનને પંથ નિહાળે,
જોવા ઝરૂખે જાય.

અને

શિથળ વિથળ વિલપે બાળા,
વદન કમળ થયું લીન;
શું સ્વાતી બુંદ લોચન ગળે રે,
હૃદયા કમળ બીંજાય;
જળધારા શું માંડી બાળા,
ઉર ઇશ્વર પુજાય.

સ્ત્રીની તપશ્ચર્યા આમ પુરાણ કાળથી ઉતરી આવી છે. ને પુરાણને અર્ધકાલ્પનિક ગણીએ તો પણ સ્ત્રીની આ તપશ્ચર્યા તો અનંત અખંડતા જ માણી રહે છે. કુમારીકાનાં કૌમારવ્રત મંડાય ત્યારથી આ તપ શરૂ થાય છે ને જાણે સનાતન હોય એમ જીવનના અંત સુધી એ ભિન્ન સ્વરૂપે પણ કાયમ રહે છે.

પ્રેમાનંદની કલ્પના ભવ્ય છે છતાં એમના ઉપલા આલેખનોમાં કાંઇ અધૂરૂં રહી જતું હોય એમ લાગે છે. નિર્જન જીવન રણમાં सोऽहं सोऽहं રટતી વામાની મનોવ્યથા મ્હને તો એક નહિં મપાય એવી વસ્તુ લાગે છે. કદાચ કોઇ રસિકજને અશોકવનમાં વિરહ ઝરતી સીતાની અંતર લાગણી, હંસના નળવર્ણન પછી દમયંતીની મનોવ્યથા કે એકદંડીઆ મહેલમાં વસતી ઓખાના સ્વપ્નો પર કલ્પનાની ઇમારતો ચણી નાંખી હશે, પણ એ બધું પ્રેમાનંદના ઉપલા વર્ણનોથી જાણે તૂટી પડતું હોય એમ લાગે છે. એ વિગતોજ એવી છે. આકાશના અગણિત તારાઓ પેઠે ન ઝલાય ન મપાય એવી એ પુણ્ય લાગણીઓ શબ્દોમાં મૂર્ત થતાં અધૂરીજ લાગ્યા કરવાની.

કહે છે જુનો યુગ અસ્ત થયો ને નવો યુગ મંડાયો ત્યારથી સાહિત્યમાં અનેક નવીન તત્વો ઉમેરાયાં છે. જીવન અને કવનનો દ્રષ્ટિકોણ ફેરવાયો છે. કોણ જાણે સ્ત્રીનાં તપ વિષે તો એવું કાંઇ હોય એમ લાગતું નથી. ઉપર જોઇ એવી એજ સનાતન તપશ્ચર્યા ગોવર્ધનરામ અર્વાચીન યુગમાં પણ એમની કુમુદસુંદરી પાસે કરાવે છે. આજના લલિત પણ કહે છેઃ

ઘેલીરે ઘેલી એવી એ બ્હાવરી,
એકલી કરતી વરની સાથે વાત જો;

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૬

[ પૃષ્ઠ ૫૮૩ નું ચાલુ.]

જોઇએ. અને જો તેમ હોય તો, તેમજ વ્રતો અને તપોથી સારાં સાથી પ્રાપ્ત થઇ શકતાં હોય તો, પછી પુરૂષો સારા સ્ત્રી સાથીની પ્રાપ્તિ માટે શા માટે વ્રત ને તપ કરે નહિં ?

જો પુરૂષોને વિના વ્રત–તપે મનવાંચ્છિત સ્ત્રી સાથી મળી રહેતી હોય, તો પછી સ્ત્રીઓને માટે પણ તેમજ બને: એટલે પણ સ્ત્રીઓને એ જાતનાં તપોની જરૂર નથી. સ્ત્ર જાતિ આટ આટલાં વર્ષોથી યોગ્ય 'ભરથાર' આપવા માટે ગોરમાને અને બીજી એવી અનેક માઓને તપથી રીઝવવા મથી મરે છે, છેક બાલ્યકાળે અસહ્ય થઇ પડે એવા ઉપવાસ અને ઉજાગરા કરીને, જ્યારે 'પતિ' એ શબ્દની કલ્પના પણ ન થવી જોઇએ, તે વખતે 'પતિ'નાં પારાયણ માંડીને આત્મશ્રધ્ધાથી અવળે માર્ગે લઇ જનારી મનોદશા ખીલવવા મથી મરે છે, તેનું ફળ શું આવ્યું છે?

વર્તમાનપત્રોમાં સ્ત્રી જાતિ ઉપર લગ્નને નામે અને 'પતિ' પદના અધિકારે થતા અનેક જુલ્મોની ક્રૂર અને કરૂણ કથાઓ નિરંતર પ્રસિધ્ધ થાય છેજ એ બતાવે છે કે, બધાંજ વ્રત અને તપ' જૂઠાં તેમજ નિરૂપયોગી છે. એટલે અનેક અવતરણો ઉતારીને લેખને લંબાવવાને બદલે, તાજેતરમાં પ્રસિધ્ધ થયેલ એક લાક્ષણિક લગ્ન પ્રસંગનું ઉદાહરણ આપીને સંતોષ માનીશ.

કાશી નગરી એટલે હિંદુઓનું પરમ પવિત્ર પુણ્ય ધામ. બ્રાહ્મણ જાતિ એટલે હિંદુઓમાં મનાતી સર્વ શ્રેષ્ઠ કોમ, તેમાંય શાસ્ત્રોનો પારંગત બ્રાહ્મણ એટલે તો પૃથ્વી ઉપરનાં તમામ માનવ ગુલામોની પાસેથી સેવા અને સત્કાર મેળવવાનો સ્વાધિકારી, એવાં ત્રણેય લક્ષણથી પરિપૂર્ણ એવું આ ઉદાહરણ પ્રત્યેક બહેનોના સૂતેલા આત્માને ઢંઢોળીને જગાડવા માટે પુરતું છે. એ પ્રસંગ આ છે.

કાશી નગરીથી તા૦ ૧૩:૭:૨૯ના દિવસે વર્તમાન પત્રો ઉપર મોકલવામાં આવેલા તારન સંદેશામાં જણાવવામાં આવ્યુ છે કે: "શ્રીયુત ત્ર્યંબક ભાગીરથ નામનો અહિંનો જાણીતો ઘરડો શાસ્ત્રી અને વૈદ્યરાજ પોતાની ૭૩ વર્ષની ઉમ્મરે. લગભગ તેરેક વર્ષની સગીર વયની એક બાલિકાને પોતાની સાતમી વખતની ઘરવાળી બનાવવા નીકળ્યો, તેથી તેનાં લગ્ન સામે બારે ક્રોધની લાગણીએ સણસણાટી મચાવી છે. લગ્ન તો કાશી નગરીની પાસેના એક ગામડાંમાં ગઈ કાલે થઈ ગયાં. છટ્ઠી કે સાતમી વખતે ઘોડે ચડેલા આ બુઢીયાને ૧૭ વર્ષનો એક છોકરો છે, એમ પણ કહેવાય છે." [એસોસાએટેડ પ્રેસ.]

આવા પ્રસંગો હિંદુ સમાજમાં એક બે નહિં પણ અનેક બને છે. તેમાં કોઇ પંદર વર્ષની કિશોરી ચૌદ વર્ષના વરની વહુરાણી બનીને અગીઆર વર્ષની જીવતી જાતી ઉપર 'નવી' થઇને જાય છે, તો કોઇ કાશીના શાસ્ત્રી જેવા પ્રસંગના ભોગ બને છે. એ

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૭ ]

[ પૃષ્ઠ ૫૮૪ નું ચાલુ.]

નીંદરડીમાં કાઢે ઘેલાં ઘામ એ,
જંપે વરની વાત વિના ન ઘડીક જો,
વાતલડી વરઘેલીની આવી કહો.

વરઘેલી માટે વરની વાત કરવાનો પ્રસંગ જીવનના અનેક રસિક પ્રસંગોમાં અધિષ્ઠાન ભોગવતો હશે ને કવિહૃદય કદાચ એને સવિશેષ રસિકતાથી સત્કારતા પણ હશે; છતાં લલિતની ઉપલી લીંટીઓ પણ પ્રેમાનંદના વર્ણનો પેઠે જાણે બોળી લાગી જાય છે. ગમે તેમ એટલું તો ખરૂં કે આજ સુધીના બધાજ કવિઓએ સ્ત્રી પાસે મન ગમતી તપશ્ચર્યા કરાવી છે. ને એટલું પુરવાર કરવું તો સહેલું છે.

છતાં એટલું તો કબૂલવું પડે છે કે આજના સાહિત્યમાં એ ભાવના કંઈ નવીન રૂપરંગે મૂર્ત થવા માંડી છે.

તુંને બનાવું કૃષ્ણ મ્હારો
હું બનું તુંજ વાંસળી;
ત્હારા ગીતોના તાનથી
બ્રહ્માંડમાં ભરતી ભરૂં,
યા એ રવિનું તેજ પાથરવા
બનું કો ચંદ્ર હું,
છું શ્યામ પણ તુંજ રમ્ય
જ્યોતિ પાથરી તિમીરો હણું.

આ અતિ સામાન્ય પંક્તિઓ આજના સાહિત્યમાં એ કરતાં વિશેષ સુ દ્રષ્ટાંતો મળી આવશે; છતાં એમાં પ મૂળ ભાવના એની એ છે. લોકમાં S Exprssion વધતું ગયું તેમ અ ફેર થયા હશે. એટલે મૂળ આત્મા એને રહ્યો પણ તનરંગ બદલાઇ ગયા. ગમે તે પણ મ્હને તો સ્ત્રીની આ અનંત તપશ્ચ આપણા સાહિત્યની એક પરમ અ ભાવના લાગે છે. [સુદર્શન.]



"હિંદી રાષ્ટ્રીય ચળવળના જે ટીકાકારો હિંદીઓની માગણીઓમાં માત્ર રાજ્યદ્રોહજ નીરખે છે, અને પોતાને સંપૂર્ણતાઓથી ભરેલા મનાવે છે, તેઓ ઘણા લાંબા કાળથી સમયના પ્રવાહને ઉંધે ચશ્મે અવલોકી રહ્યા છે, એટલુંજ નહિં પણ સ્વદેશમાં બ્રિટીશ જનતાને અને હિંદમાં બ્રિટીશ કારભારને અવળે રસ્તે દોરતી રહ્યા છે."

જે. રામ્સે મેકડોનલ્ડ.

"હિંદી સરકારનો ૧૯૧૦ નો વર્તમ પત્રોને લગતો ધારો અને ૧૯૧૯ સુધારેલો ફોજદારી ધારો, જનતાની સ્વતંત્રત માટે તેમજ સરકારની જવાબદારીને મ હોવા જોઇએ તેથી ઉલટા છેઃ એવા ધા કદાપણ સ્વતંત્ર દેશની ધારાપોથીમાં હો ન જ જોઇએ."

—જે. રામ્સે મેકડોનલ્ડ

[ પૃષ્ઠ ૫૮૫ નું ચાલુ.]

પ્રત્યેક પ્રસંગમાં કન્યાઓ વર શોધીને લગ્ન કરતી નથી, પણ તેમના માતા–પિતા કે અન્ય વડીલોનો ભોગ બની 'લગ્નપ્રસંગ'ના સાધન રૂપ રમકડું બને છે! પરંતુ અહિં મૂખ્ય મુદ્દો એ જોવાનો છે કે, શું આ બધી નિર્દોષ બાળાઓ આવા 'ભરથાર' મેળવવા માટે બધાં વ્રતો કરે છે? ગમે તેવા સંકુચિત વૃત્તિના રૂઢી રક્ષકથી પણ એનો જવાબ હકારમાં આપી શકાશે નહિં. ત્યારે શું ગોરમાનાં અને બીજાં બધાં તપનું ફળ આવું આવી શકે? અહિં પણ એજ ગુંચવણ ઉભી થવાની એ. બધી જાતનો વિચાર કરતાં તારતમ્ય એટલુંજ નીકળે છે કે, પતિની પાછળ ઉભા કરવામાં આવેલાં પ્રાચીનકાળનાં ભવ્યતાનાં તમામ પ્રતિબીંબ, પોકળ, તરકટી, અને સ્ત્રીજાતિને કચડાયલી રાખવા માટેજ હોઇ, તેવાં વ્રતોનો ઇનકાર કરવાની જરૂર છે. સ્ત્રીઓમાં આત્મશ્રધ્ધા અને સ્વમાનની જવલંત જ્યોતિ પ્રકટાવવા માટે એ એકજ સરળ માર્ગ છે.



"જે પ્રજા પોતાની પરાધીનતાની સંખલાઓને તોડી ફોડીને ફગાવી દેવા કશું કરતી નથી, જે પ્રજામાં પોતાની ગુલામીની જંજીરોના બોજાને લીધે વેદનાની લાગણી ભભૂકી ઉઠતી નથી, જે પ્રજાનાં હૈયાં પોતાના અપમાનની શરમમાંથી જન્મતી તીવ્ર લાગણીથી સળગી ઉઠતાં નથી, તે પ્રજા કદી પણ થઇ શકતી નથી...હિંદ આ બધી તાવણીઓમાંથી નીકળ્યું છે."

જે. રામ્સે મેકડોનલ્ડ.

"જે સરકાર દમનનીતિથી દેવાઇ જાય જાય છે, તેની માનસિક દશા એવી બની જાય છે કે, પોતાને કંટાળો આપે તેવી તમામ અસરકારક ટીકાઓને તે રાજ્ય દ્રોહ ગણવા માંડે છે, અને સરકાર કે જે રાજ્ય દ્રોહના ગુપ્ત કાર્યમાં જે હમેશાં અમુક અંશે જવાબદાર હોય છે, તે પોતાને શિરેથી કપટની જવાબદારી ઉઠાવી મૂકીને હમેશાં પોતાના પ્રતિપક્ષીની ઉપરજ ઢોળી પાડે છે."

જે. રામ્સે મેકડોનલ્ડ.

# સ્ત્રીની સ્વતંત્રતા

લેખિકા : સૌ. સુધા શર્મા

ખાડીઆ;

**અમદાવાદ:** આષાઢ સુદ ત્રીજ.

બ્હેન સુનીશા

મુંબાઇ.

ઓહો! મુંબાઇ ગઇ એટલામાં તારા વિચારોમાં આટલો બધો ફેરફાર થઇ ગયો? નવાઇ! પ્રિયંવદ ભાઇએ તારા જેવી યુવતિને આટલી ભીષણ વિપ્લવવાદીની બનાવી દેવામાં ખરેખર કોઇ જાદુઇ પ્રયોગ જ કર્યો લાગે છે—પણ અલિ સુનીશા, મારાથી તો તારા આ બધા વિચારો પચાવી શકાય તેમ નથી.

સ્ત્રી એ ગમે તેટલી શીખે-ભણે ને આગળ વધે તો પણ આખરે તો સ્ત્રી જ રહેવાની. પુરુષોના સાથ વિના સ્ત્રી ભાગ્યે જ જીવી શકે. તું મુંબાઇ જઇને નવી જ બની ગઇ લાગે છે. નેપીયન સી રોડ જેવા વિશાળ અને ભવ્ય રસ્તા ઉપર રહેનારીને ક્યાંથી ખબર પડે કે, આ દેશનાં અસંખ્ય ગામડાંમાં એક ડગલું પણ પુરુષની ઢાલ વિના ભરનારી સ્ત્રીને માથે કેટલાં જોખમ ઝઝૂમે છે તે!

સ્ત્રી કોમળ નાજુક જાતિ છે અને સદાય રહેવાની, તમારા નવા વિચાર કે એમણે આશ્ચર્યથી કહ્યું: "આ પેલી આપ ઠીક શી ટચાકડી સુનીશા તે આવી બધી વાતો કરે છે?"

તું તો પુરુષ અને સ્ત્રીને બધી જ બાબતમાં સરખે સ્થાને મુકવા માગે છે પણ એ તે કંઇ બને? આપણે આપણા ક્ષેત્રમાં કેટલાં બધાં સ્વતંત્ર છીએ? આપણી દાદીમાઓ કરતાં અને અત્યારની ગામડાંઓમાં વસનારી આપણી લાખો અને કરોડો બહેનો કરતાં, આપણે કેટલાં બધ સ્વતંત્ર બની ગયાં છીએ?—પણ તારી મહત્વાકાંક્ષાઓ તો સીમા વિનાની જ દેખાય છે.

તે દિવસે ત્રિશલા કહેતી હતી કે અત્યારના પુરુષો બાપડા હજુ કેટલા બધ સુધરી ગયા છે? ગાંધીજી જેવા પણ કહે છે કે, પુરુષો તો સ્ત્રીઓને ઢીંગલીઓની માફક શણગારીને રાખે છે. પણ ત્રિશલા એના અંગત અનુભવ ઉપરથી કહે છે કે, એનો વસંતકુમાર હતો. પણ તેને કલ્લાં ને કાંબી ને કડું ને કંઠી કે વીંટી, અથવા તો મોટાં મોતીઓની તોઇદાર હમેશાં કે ઘુઘરીવાળા મગીઆ અને લાલ-

પણીઓ—જે આપણાં સગાંમાંની ન હોય તેવીઓ—ને પણ આપણે ત્યાં છૂટથી નોતરીએ તેમનું સ્વાગત કરીએ, જાહેર સભાઓમાં જઇએ, કે સાબરમતી ઉપર અથવા જાહેર બગીચાઓમાં ફરવા જઇએ, તો પણ કોણ આપણી આડે આવે છે? આ બધી સ્વતંત્રતા નહિં તો બીજું શું છે? હું તો આ બધા ફેરફારોમાં સ્ત્રીઓની ઉન્નતિ શિવાય બીજું કંઇ જોતી જ નથી.

પણ તું તો જબરી,—તું તો છૂટાછેડા અને પુનર્લગ્નની છૂટ, ધાર્મિક બાબતોમાં જ્યાં સ્ત્રીઓ પુરુષોને અનુસરવા શાસ્ત્રથી બંધાયલી છે, તેમાંય સમાન અધિકાર માગે છે અને પતિ તરફની પૂજ્ય ભાવનાને ઉથલાવી નાખવાની વાતો કરે છેઃ એ બધું તો ભાઇ મારાથી કલ્પી યે શકાતું નથી.

તારા આ બધા અશક્ય આદર્શો જ લાગે છે, મને તો લાગે છે, પ્રિયંવદ ભાઇ વખતે તારી કસોટી કરવા, તને બનાવતા જ હોવા જોઇએ; નહિં તો કોઇ પુરુષ આવા વિચાર કરનારી સ્ત્રીને સહન ન જ કરે.

સુનીશા! સાચ્ચું કહું?—કાનમાં—?—હું પ્રિયંવદ હોઉં તો તારા જેવી બંડખોર સ્ત્રીને એક ઘડી પણ ઘરમાં ઉભી રહેવા ન દઉં! તારા પત્રો વાંચીને મારી આંખ આગળ તારી કોઇક નવી જ મૂર્તિ તરવરતી લાગે છે. કેવી, કહું?—જેને મારું ન લગાડતી. જાણે તું બાબર દેવા જેવી હોય, અને સ્ત્રીઓના માર્ગમાં જ બહારવટું કરવા ઉભી ન હોય!!

સ્ત્રી જાતિની ઉન્નતિ પુરુષોની સાથેનો સંબંધ તોડી નાખીને થવાની નથી એ નક્કી માનજે.

અલિ! તું તો કંઇ ક્વીક બની ગઇ છે? ગોર્યાનાં મત આવવાનાં છે એવી મારી એક લીંટી ઉપર આટલું મોટું પારાયણ? સ્ત્રીઓ પતિની વાંછના કરે એમાં ખોટું શું? એ પતિ સારો મળે તે માટે વ્રત કરે એ તો એક પ્રકારનું તપ છે. મૂર્તિપૂજાના પ્રખર વિરોધીઓ ય જપ—તપને તો સ્વીકારે છે; પણ તું તો એમનાથી યે ચડી ગઇ!

આ બધું છતાં માનીશ? સુનીશા, મને અને આપણા સખીમંડળને તારો પત્ર બહુ જ બહુ ગમે છેઃ એટલે જોજે વળી રિસાઇને કાગળ લખવો બંધ કરતી. તારા જેવીઓ જે પુરુષોની પણ ખબર લઇ નાખે, તે મારા જેવી બહેનપણીઓની વાત સાંભળવામાં પણ સ્વાધીનતાનો ભંગ થયાનું ન માને એ કે ? એટલે આટલું લખું છું.

પ્રિયંવદ ભાઇ મજામાં હશે જ. એમને અમારી વતી બોલાવજે. અહિં હસુ, વસુ, રજની, ઇંદુ સહુ તને ખૂબ ખૂબ સંભારે છે. હવે અમદાવાદ ક્યારે આવીશ?

લી૦
તારી સ્નેહાળ
ઇંદિરા

...

૧૦૫૯, નેપિયનસી રોડ, ફ્લોરાહાઉસ
**મુંબાઇ:** આષાડ સુદ પાંચમ.

**પ્રિય દોસ્ત ઇંદિરા**
અમદાવાદ.

મેં ધાર્યું હતું તેવા જ વિચારો તારા પત્રમાં જોયા. તને છેલ્લો પત્ર લખ્યો ત્યારે મેં મારા પ્રિયંવદને વંચાવ્યો હતો. અલબત્ત કેટલીક બાબતમાં અમે સર્વાંશે એકમત થઇ શકતાં નથી; પરંતુ મારો પત્ર એને તો ઘણો જ ગમ્યો હતો. છતાં જાણે ભવિષ્યવેત્તા હોય, તેમ મને એણે ચેતવણી આપી હતી કે, તને મારા વચારો ભડકાવી મૂકવાના જ છે,

ઇંદિરા! મારામાં ખૂબ જ પરિવર્તન થઇ ગયું છે એ વાત હું સ્વીકારી લઉં છું. હજી થશે એ વાત પણ હું જાણું છું: કેમકે માનવ જાતિ એ સ્વભાવે જ વિચાર કરનારૂં પ્રાણી છે. અને જે વિચાર કરી શકે તેનો માનસિક વિકાસ થાય જ એ પણ નૈસર્ગિક છે. પણ તારી દ્રષ્ટિ એવીને એવી જ રહી છે એમ મને લાગે છે. એમાં તારો દોષ નથી. આસપાસનું વાતાવરણ તેમજ સંજોગોને લીધે તેમ બને છે. તારી હાલના વિચારશ્રેણીની ગાડી જે પાટા ઉપર ચાલે છે, તે પાટે જનારાં બધાં જ સ્ત્રીઓના સ્વતંત્રતાની એટલી બધી સંકુચિત વ્યાખ્યા બાંધે છે, કે સાચા વિચારશીલ માણસોને તેને માટે હસવું જ આવે:

પરંતુ એ જાતની વિચારસરણી કરવા માટે જુદી જ દ્રષ્ટિ જોઇએ. એ દ્રષ્ટિ અશક્ય કે દુર્લભ નથી, સરળ જ છે: પણ હા, તે માટે તારી વિચારશ્રેણીની ગાડીને બીજા–જુદા પાટા ઉપર ચલાવવી પડશે.

આપણે ત્યાં જેમને સમાજ સુધારો કહેવામાં આવે છે અને જેઓ તે સુધારાની હિમાયત કરે છે તે બધા સામાજિક સુધારક ગણાય છે. પરંતુ વાસ્તવિક રીતે તો એ બન્ને વ્યાખ્યાઓ અધૂરી અથવા તો ભૂલભરી જ છે. તું કહે છે તેમ સુલોચના મારી જેવાં સ્ત્રીજાતિની ઉન્નતિનાં કટ્ટર હિમાયતી પણ સ્ત્રી ઉન્નતિની કલ્પનાની આખીયે ઇમારત રેતીના પાયા ઉપર ઉભી કરે છે. પરંતુ એમ થવામાં તેમનો ય દોષ નથી. આપણાં જ્ઞાતિ મંડળોના દુર્ગુણો જોઇને આજે તો હવે લગભગ બધા જ સુધારકો તેનો નાશ કરવાની હિમાયત કરે છે; પરંતુ થોડાંક વર્ષો પહેલાં માત્ર જ્ઞાતિમાં છાત્રાલયો અથવા તો થોડીક શિષ્યવૃત્તિઓ કાઢીને સુધારકો સંતોષ માનતા હતા.

તેમ સ્ત્રીજાતિ અને પુરુષજાતિના સંબંધની આપણા સમાજની કલ્પના એવી છે કે; ગમે તેવા કટ્ટર ગણાતા સુધારકો પણ પુરૂષને સ્ત્રીના સ્વામિ–માલિક–તરીકે કલ્પ્યા વિના બીજી કશી કલ્પના જ કરી શકતાં નથી. અને એ સડકે ઉભા રહીને ઉંચામાં ઉંચા દુરબીનથી જોઇએ તો પણ આપણી કલ્પના વધુ દોડવાની નથી. તે જાતની મનોદશા સેવનારાં સઘળાં તારી માફક જ, સંસારમાં પુરૂષનું સ્થાન અને સ્ત્રીનું સ્થાન જુદાં–જુદાં, ઉંચાં–નીચાં માનીને જ ચાલવાનાં; એટલે સ્ત્રી પણ મનુષ્ય છે, પુરૂષ પણ મનુષ્ય છે. બન્ને પોતપોતાની રીતે સરખાં સ્વતંત્ર હોવાં જ જોઇએ. બન્નેના સહકાર તેમજ સંબંધથી સંસાર ચાલતો હોય તો પછી બન્નેને માટે એ સહકાર અને સંબંધનાં સરખાં ધોરણ તેમજ સરખી શરતો હોવી જ જોઇએ: વગેરે કલ્પના તો તું ચાલે છે તે સડકેથી પાછી વળીને હમણાં હું જે સડકે જાઉં છું; ત્યાં આવીને પછી તારા દ્દષ્ટિ દુરબીનથી જુએ તો આપોઆપ સમજી શકાય.

તારી એ વાત ખરી છે કે, મારા પ્રિયંવદે મને એ દ્દષ્ટિ આપી છે, અને એ દ્દષ્ટિ એટલે નવાં જ ચશ્માં. તું અત્યારે સ્ત્રીની ઉન્નતિને જે દ્દષ્ટિકોણથી જુવે છે તે ફેરવીને બીજા દ્દષ્ટિકોણથી જોવા માટે તો આવતી કાલથી તું પણ મારી માફક જ વિચાર કરતી થઇ શકે: એમાં કંઇ જાદુ યે નથી કે ચમત્કાર પણ નથી.

સ્ત્રી તે સ્ત્રી જ રહેશે અને પુરુષ તે પુરુષ રહેશે એ વાત મને મંજુર છે. ઇંદિરા! પેલાં બુધ્ધિહીણાં કરે છે તેમ નેપીયનસી રોડ ઉપર રહેનારાં અને ગામડાંમાં રહેનારાં મનુષ્યો વચ્ચે તું પણ ભેદ ક્યારથી જોતી થઇ! ભેદ સાધનનો અવશ્ય

હોઇ શકે, ગામડામાં કે શહેરમાં રહેનાર મનુષ્ય એટલે મનુષ્ય: બન્નેને લાગણી, હૃદય, બુધ્ધિ, ચિત્ત, મગજ, હાથ, પગ, આંખો, નાક, કાન સરખું જ હોય છે. વિચાર કરે તે તો નેપીયનસી રોડ ઉપર જે વાત સમજી શકે, તે ભીકાખળી કે નવરંગપુર જેવાં ગામડાંમાં રહીને પણ સમજી જ શકે. અને તું તેમજ હું ક્યાંથી જૂદાં થઇ ગયાં? શું તું એમ માને છે કે, હું પણ તારી માફક અમદાવાદમાં તારા જેવા જ વાતાવરણમાં ઉછરી નથી? પણ હા, મારાથી તારી એ વાત સમજી શકાતી નથી, કે "પુરુષોના સાથ વિના સ્ત્રી ભાગ્યે જ જીવી શકે." સ્ત્રીઓએ પુરુષ બનવાનો વિચાર કર્યો નથી. તેમને સ્ત્રી રહીને પણ પોતે પુરુષોના સરખી જ મનુષ્ય છે એટલું જ સાબિત કરવાનું છે. તે સાબિત કરવામાં જેમ પુરુષનું પુરુષત્વ આડે આવવું ન જોઇએ, તેમ સ્ત્રીનું સ્ત્રીત્વ પણ આડે આવવું ન જ જોઇએ: એટલી જ માગણી મારા જેવા વિચારની બહેનો કરે છે. ગામડાની સ્ત્રીઓ પુરુષો શિવાય બાજુના શહેરોમાં હટાણાં કરવા જાય છે. એકલી ખેતરોમાં રખડે છે, એટલું જ નહિં, પણ અનેક બાલ વિધવાઓ એકાકી જીવન ગાળે છે, તે પણ તારી દલીલને ખોટી ઠરાવે છે. આમ છતાં તારી દલીલનો મારો બીજો પણ એક જવાબ છે અને તે એ કે, તારા જેવી અનેક બહેનો આજે આવા વિચારો કરે છે, તે પણ પુરુષ જાતિની સ્ત્રી વિરૂધ્ધની વ્યવસ્થિત ચળવળનું જ પરિણામ છે. આપણે અમદાવાદમાં કેટલી બધી મડમો જોઇ છે, તેમાંથી તું કહે છે તેવા વિચાર કેટલી ધરાવે છે? ઓણું, મુંબાઇ કે સીમલા સુધીની મુસાફરી એ મડમો એકલી કરે છે. અરે! છેક વિલાયત સુધી એકલા જાય અને આવે છે; ત્યારે આપણે ત્યાં તો સાંઝે જેઠાભાઇની પોળમાંથી નીકળીને કવિશ્વરની પોળમાં સાસરે જતી છોકરીઓને એકલાં જવામાં ભય છે એવું મનાવીને, વડીલો તેમની સાથે વળાવો મોકલે છે. આમાં વાંક છોકરીઓનો નહિં પણ સમાજે ઉભા કરેલા સંશયજન્ય વાતાવરણનો છે.

સ્ત્રી એ કોમળ જાતિ છે, એટલે તે કાયર છે, અબળા છે, ભીરૂ છે, નિર્માલ્ય છે: એ બધી કલ્પનાઓ પણ ભ્રમજનિત છે. એ ભ્રમને જન્માવનાર પુરુષવર્ગ જ છે. પરંતુ છેલ્લી યૂરોપી યાદ્ની વખતે, પુરુષો યુધ્ધમાં ગયા ત્યારે યૂરોપની સ્ત્રીઓએ તેમનાં તમામ કાર્યો—પોલિસનાં પણ—ઉપાડી લીધાં હતાં; એટલું જ નહિં પણ સમરાંગણોમાં સેવા બજાવવા પણ કેટલીય બહેનો ગઇ હતી. અને થોડીક એ તો પ્રત્યક્ષ સમરક્ષેત્રમાં લડવૈયા તરીકે કામ કરીને પુરુષોના જેટલાં જ વિરલ પરાક્રમ કરી બતાવ્યાં હતાં. આપણા ઇતિહાસમાં પણ લક્ષ્મીબાઇ, મીનળદેવી, રૂપસુંદરી, કૈકેયી, ચાંદબાઇ વગેરે વીરાંગનાઓની જ્વલંત કથાઓ સંગ્રહિત થએલી છે જ. એ બતાવે છે કે તારી દલીલ વજુદ વિનાની છે.

ઇંદિરા! હું તને આ દલીલ વધુ વિગતથી સમજાવીશ. જગતમાં આપણે જે જાણતાં ન હોઇએ, કે જે આપણે જોયું ન હોય, તે નથી જ બનતું એવું આપણાથી કહી શકાય જ નહિં. એમ માન કે મારી દષ્ટિ દશ ગજ જેટલે દૂર જોઇ શકતી હોય તો તેથી આગળ જે વસ્તુ હોય તે હું ન જોઇ શકું. પણ તારી દષ્ટિ વીશ ગજના અંતર સુધીની બારિક વસ્તુ જોઇ શકતી હોય, તેથી શું મારાથી એમ કહી શકાશે કે, દશ ગજથી વધુ દૂર સધી [illegible] શકાય— [illegible]

વિચારશ્રેણી તું કે સુલોચના મારશી અને બીજાં કંઇક ધારે જાઓ, એનો અર્થ એટલોજ છે કે, તમે તમારી રીતે અને તમારી દૃષ્ટિના જ માપે, બીજાં માનવીઓની વિચારશ્રેણીને માપો છો.

સ્ત્રી અને પુરુષને હું બધી જ બાબતમાં સમાન ધોરણે લેવા માગું છું એથી તને આશ્ચર્ય થાય છે, તે જાણીને મને આશ્ચર્ય થયું! એમાં મેં નવું કશું જ કર્યું નથી. તેને લે તું ભલ ગણે તો તે ભલ મારી નહિં, કુદરતની છે. કેમકે કુદરતે સ્ત્રી અને પુરુષને મનુષ્ય બનાવ્યાં છે—મનુષ્ય પશુ પંખી કરતાં બુધ્ધિની દૃષ્ટિએ વિકાસ માર્ગે જનાર પ્રાણી ગણાય છે. પરંતુ પશુ પંખીમાં નર અને માદાની વચ્ચે જે નીચા-ઉંચા ભેદ નથી, તે પુરુષોએ પોતાની બુધ્ધિથી ઉભા કરીને બુધ્ધિનું પ્રદર્શન કરી બતાવ્યું છે. સ્ત્રી અને પુરુષના કાર્યોનાં ક્ષેત્રો બનાવી તેમાં સ્વતંત્રતાના ખંડ પાડી—સ્વતંત્રતાની મર્યાદા કલ્પવી એ બીજું કંઇ જ નહિં પણ બુધ્ધિનો વ્યભિચાર છે. અવ્યભિચારી બુધ્ધિવાળાં સ્ત્રી પુરુષનો તેની સામે જ વિરોધ છે. જેમ હીરાના પાણીનું માપ પત્થર કે સોનાના માપની કસોટીથી કાઢી ન શકાય, તેમ મનુષ્યની સ્વતંત્રતાનું માપ (અને શું સ્ત્રીઓ મનુષ્ય નથી?) આપણી દાદીમાઓ કે ગ્રામ્ય નારીઓની કસોટીથી આંકી ન શકાય. જો દાદીમાઓના યુગને કસોટીના પત્થર તરીકે માનવા જઇશું તો પછી જીવનક્રમમાં ઘણાજ ગોટાળા થઇ જશે. ઇંદિરા, એ ન ભલતી કે મનુષ્ય બુધ્ધિમાન પ્રાણી છે અને તેની બુધ્ધિનો વિકાસ નિરંતર થયાં જ કરે છે. પણ તારા ધોરણે લેવા જઇશું તો ચકમકના પત્થરથી વીજળી સુધીનાં અગ્નિ મારેના સાધનોનો જે વિકાસ થયો છે—અને હજી ખબર નથી, બુધ્ધિમાન માનવી કુદરતનાં કયા તત્ત્વો ઉપર વિશેષ કાબુ જમાવી, અગ્નિનાં હજુ વધુ સરળ અને સુંદર વ્યવસ્થાવાળાં સાધનો શોધી નહિં શકે?—તેમાં ક્યાં સાધન આપણે વાપરવાં તેનીય વ્યાખ્યા બાંધવી પડશે. દાદીમાઓ માટીના કોડીયામાં એરંડીયાનો દીવો બાળીને સંતોષ માનતાં હતાં, આજે તો આપણા અમદાવાદમાં વીજળીના દીવા બળે છે, અને તેનાં સાધનોમાં દર વર્ષે નવી ને નવી શોધો થયાં જ કરે છે. આપણી દાદીમાઓ બળદગાડાંમાં બેસીને કે પગે ચાલીને મુસાફરી કરતી, આપણે તેને બદલે રેલ્વે ટ્રેનનો અને મોટરબસનો ઉપયોગ કરીએ છીએ, મુંબાઇમાં તો વીજળીની ગાડીઓ દોડે છે, પણ કદાચ થોડાંક વર્ષો પછી માણસ હવાઇ માર્ગેજ મુસાફરી કરશે, ત્યાં દાદીમાને સંભારવા કોણ બેસે છે? અરે, એક આપણી સાબરમતીની જ વાત લેને? સામે આરે જવું હોય તો દાદીમાંઓને ચોમાસામાં નદીનાં પૂર ઉતરે ત્યાં સુધી વાટ જોઇને બેસી રહેવું પડતું; પણ આજ? નીચે પચીસ ફીટ જેટલાં પૂરનાં પાણી ચડ્યાં હોય, ત્યારે પણ આપણે એલિસબ્રીજ ઉપરથી કેટલાં નિર્ભયપણે ચાલી જઇએ છીએ? ત્યાં દાદીમાના યુગની કોઇ વાત કરે છે ખરૂં? નિત્ય દુનિયાં નવી નવી બનતી જાય છે. મનુષ્યનું જીવન સુંદર અને સગવડભર્યું બને તેવી શોધો થયે જ જાય છે; અને આપણે તેનો જ ઉપયોગ કરીએ છીએ. પચીસ કે પચાસ વર્ષ પહેલાં જે કાયદા જીવનમાં જણાતા તે આજે ફેરવાયલા સંજોગમાં ન જણાય, તે ઉપરથી એ જૂની વાતોને નજર સામે રાખીને સ્વતંત્રતાની વ્યાખ્યા બાંધી ન જ શકાય.

ત્રિશૂલાની વાત ખરી છે. પરંતુ તેમાં

પુરુષોની ઉદારતા નહિં, ફેરવાયલા સમય અને સંજોગના પડઘા છે. પચીસ–પચાસ વર્ષ પહેલાંના પુરુષની નજર, સ્ત્રીઓને કડલાં, કાંબી ને સાંકળાં પહેરાવીને રાચતી હતી, આજના સંજોગમાં સાદાઇ અને સુઘડતામાં સૌન્દર્યનાં દર્શન કરવાની પુરુષને ટેવ પડી છે. છતાં નિશલાને એટલું પૂછી જોજે, કે કદી એના વરે તેને પોતાની સાથે ફરવા લઇ જતાં અમુક છાયલ કે સાડી પહેરવાનો આગ્રહ શું કર્યો નથી. હાલના વાતાવરણને અનુરૂપ બનવા, સંગીત, ગૃંથણકલા વગેરે શીખેલી સ્ત્રીના પતિ કહેવરાવવાથી પોતે સમાજના ઉપલા થરમાં માન પામી શકે છે, માટે તેણે ત્રિશલાને એવો આગ્રહ નથી કર્યો? અને એવાં શિક્ષણ વિનાની સ્ત્રીથી આજનો પુરુષ પોતાની શોભા માનતો નથી, તેટલા માટે જ છોકરીઓનાં માબાપ શું તેમને એ બધું નથી શીખવતાં?—હું એમાં કંઇ દોષ ન જોઉં, પણ સારા પતિની લાયકાત માટે છોકરાને તેના માબાપ કયું શિક્ષણ આપે છે? પોતાની બહેનપણીઓમાં, પોતાનો વર સારો ગણાય તે માટે કઇ–સ્ત્રી તેના વરને પોતાને (સ્ત્રીને) ગમે તેવાં વસ્ત્રો પહેરવાની સલાહ કે શિખામણ આપી શકે છે? અથવા આગ્રહ કે આજ્ઞા કરી શકે છે? જો તેમ થઇ શકતું ન હોય તો પછી 'પતિ' માત્ર તે પુરુષ છે એટલા જ માટે પોતાની સ્ત્રી ઉપર એ સત્તા ગજવે, તે સ્ત્રીની સ્વતંત્રતાને બાધક જ છે.

ઘરમાં, રસોડામાં, લગ્ન કે મરણ પ્રસંગોમાં સ્ત્રી જાતિને પૂરેપૂરી સ્વતંત્રતા છે એમ કહેવું એ પણ સોએ સો ટકા અસત્ય છે. પતિ જે દિવસે કઢી ભાત જમવાનો હુકમ છોડે તે દિવસે સ્ત્રીથી દાળ ભાત બનાવી નહિં શકાય! અરે, જેમને ઘેર રસોઇઆ છે તેમના રસોઇઆને તો પૂછ કે, તેઓ કોની તરફ દ્રષ્ટિ રાખીને પાકશાસ્ત્રની યોજના કરે છે?

સ્ત્રી જેની સ્વતંત્રતાને માટે તું આટલો બધો સંતોષ બતાવે છે, તે પોતાના ઘેર —કેમકે ઘર ઉપર જેટલો અધિકાર પતિનો છે, તેટલોજ પત્નીનોયે હોવોજ જોઇએ— બહેનપણીને ચહા પીવા કે જમવા નોંતરે એમાં જો તું સ્વતંત્રતા જોતી હોય, તો મારે કહેવું પડશે કે, સ્ત્રીઓની સ્વતંત્રતા કોને કહે તે જ તું જાણતી નથી. અને આજ સુધી ગૃહિણીને જ્યારે એટલી પણ છૂટ ન હોતી, ત્યારે બીજી તરફ પુરુષો ફાવે તે માણસને પોતાને ઘેર નોંતરી અને પત્ની પાસે તેની સરભરા કરાવી શકવાનો સર્વ હકક સ્વાધીન માનતા આવ્યા છે, તે જ પુરુષોની પક્ષપાત ભરી દ્રષ્ટિનો નાનકડો છતાં પ્રબલ પુરાવો છે.

આજના પુરુષો સ્ત્રીઓની પોતાની ખાતર નહિં પણ એમની જ ખાતર પત્નીને બગીચામાં અથવા તો જાહેર સ્થાનોમાં સાથે ફેરવે છે. તેમાં સ્ત્રી જાતિની સ્વતંત્રતાની ભાવનાને તેઓ માન આપે છે તેમ નથી, પરંતુ એથી પોતે સારા લાગે અને શોભે છેઃ તે સ્વાર્થની ભાવના જ પ્રધાનપણે તરવરતી દેખાય છે.

છૂટાછેડા અને પુનર્લગ્નની છૂટ પુરુષને એકલાને હોય તો સ્ત્રીને શા માટે નહિં? આપણા સમાજમાં એ જાતના વિચાર અનેક વર્ષોથી નથી થયા, તેથી આ નવા વિચારો— માત્ર તે નવા છે તેથી, નહિં કે તે ખોટા છે માટે—આપણને ભડકાવે છે. એ તો બીજી અનેક નવી વસ્તુઓ અને વિચારોની માફક નિત્યનો પરિચય થતાં, આપણે પચાવી શકીશું; અને જ્યારે નવીનતાને લીધે તેનાથી ભડકવાનું આપણે ભલીશું ત્યારે આપણને તેમાં કશું જ ખરાબ નહિં દેખાય.

ધર્મ અને શાસ્ત્રે તો આપણા સમાજમાં

ભયંકર ભાગ ભજવ્યો છે. એ બન્નેને નામે સહુથી વધુ ભોપણુ કાર્યો અને ભયાનક પાપો કરવામાં આવ્યાં છે. સ્વાર્થી પુરુષોએ પોતાનો સ્વાર્થ સરળતાથી સાધી શકાય તે માટે, પોતાની કલ્પનામાંથી ઉભી કરેલી એ બે કલ્પનાઓ ભયંકર છે, પરંતુ તેને સુંદર સ્વાંગ સજાવીને રમણિયતાના વાઘા ઓરાડવામાં બુધ્ધિનો દુરૂપયોગ કરીને તેમણે, માનવજાતિને દ્રોહ કર્યો છે. પણ મારી એ બધી વાતો તું અત્યારે નહિં પચાવી શકે. એટલે સાદા શબ્દોમાં કહીશ કે, એક મનુષ્યને બીજા મનુષ્યની ગુલામી કરવાનું કે તાબેદારી ઉઠાવવાનું કહે, તે ધર્મ કે શાસ્ત્ર જ ન કહેવાય. અને મનુષ્ય તરીકે સ્ત્રીઓ જો ધર્મ અને શાસ્ત્રની પાસેથી સમાન અધિકારની માગણી ન કરે—અથવા તે માટેની આશા ન રાખે તો શું અધર્મ અને શયતાનની પાસે તેની માગણી કરવા જાય?

ઈંદિરા! પ્રારંભમાં કોઇ પણ નવી કલ્પના અશક્ય આદર્શ જેવી જ લાગે છે. વગર દોરડાએ લંડનની ઘડીઆળના ટકોરા દ્વારકાંનો માણસ સાંભળી શકશે, એવું દશ વર્ષ પહેલાં કોઇએ કહ્યું હોત તો આપણે તેને અશક્ય માનીને હસી કાઢત, પણ વાયરલેસ અને રેડીઓની મદદથી જ્યારે તે બનતું આપણે જોઇ શક્યાં ત્યારે હવે શું કહીએ છીએ? તેવુંજ નવીન વિચારો માટે પણ છે. પણ અલિ, ઢાંબલી! તારા પ્રિયંવદભાઇને હું વધુ ઓળખું કે તું? મારી કસોટી એણે કેટલી કરી છે ને કરે છે, તે જાણવાનો દાવો કરનારી અને મારા જેવા વિચારની સ્ત્રીને તે સાંખી ન લે એવું કહીને મારા પ્રિયંવદની નિંદા કરનારી પણ તું કોણ?—જો હું એની આવી નિંદા કદાપે સાંખી નહિં લઉં, હવે પછી સંભાળજે. નહિં તો તું તારી વાત સમજી!

તું તો પ્રિયંવદ નથી એટલે મને કશો વાંધો નથી, પણ યાદ રાખજે, કોઇક યુધિષ્ઠિર તને મળશે અને તને જુગટામાં મુકશે, કે આપણી સતિ માતાઓના પતિઓની માફક નિયોગનાં સંતાનો માગશે, કે ગર્ભવતી અવસ્થામાં તને પૂછ્યા ગાછ્યા વિના જંગલમાં મોકલાવી દેશે તો, કોઇ ઋષિઓનાં તપોવન આજ તને સંગ્રહવા તૈયાર નથી. પણ તું તો પતિની આજ્ઞાધારક આર્યપત્ની બનીશ, એટલે તારે તો એનું કહ્યું માથે ચડાવીને તે જેમ કહે તેમ કર્યા વિના કંઇ છુટકો થશે?!

સ્ત્રીની ઉન્નતિ માટે પુરુષોનો સંબંધ તોડવાની વાત જ કોણ કરે છે? તું પણ પેલા વિતંડાવાદી પુરુષો જેવી લાગે છે તો. પણ હા, પુરુષો પોતાના હક્ક માટે અસહકાર અજમાવે, તો તે અધિકાર છોડવા માટે સ્ત્રીઓને શા માટે કહેવું?

ગૌરીનાં તેમજ બીજાં વ્રતો અને સારા પતિની તેથી પ્રાપ્તિ થવાની તારી આશા અમ્મર રહે તો મને કંઇ વાંધો નથી. પણ એ બધાથી આજ સુધી શું લાભ થયો, તે જોતી અને વિચારતી થાય તો બસ.

તારા પત્રથી મને જરાય માઠું નથી લાગ્યું લાગે તેમ પણ નથી. એટલે મારો પત્ર તેથી તો નહિંજ અટકે. ત્યાં બધાંને મારી વતી બોલાવજે અને બંડખોર બનવાનો મારો સંદેશો સહુને સુણાવજે.

તારા પ્રિયંવદભાઇ મજામાં છે. એમને હું તારી વતી બોલાવત, પણ આર્યપત્નીથી એવું—પોતાના વરને બીજી યુવતિ યાદ કરે તે—સહ્યું કેમ જાય? માટે હું તારી વતીથી એને બોલાવવાની તો નથી જ બોલાવીશ તો મારી જ વતીથી.

અહિંયાં કંઇ જોઇએ તો લખજે. પત્ર લખજે.

લી૦

તારી બંડખોર મિત્ર

સુનીલા

મુદ્રક અને પ્રકાશક : રા. રા. ગોવિંદલાલ ઘેલાભાઇ ભટ્ટ કે૦–એડવોકેટ ઓફ ઇન્ડીઆ પ્રેસ, ૨૧, દલાલ સ્ટ્રીટ કોટ, મુંબઇ.